which carries with it the inherent elements of success No power on earth can curb this spirit The spirit which guided Latimer and Ridley makes the nation of a subject race Intellect may guide the spirit but without spirit no nation can ever rise Yes my heart surges with conflicting thoughts and emotions and I have to receive that Faith which makes you Man and not merely an intellectual animal

પ્રમુખનું ભાષણ સાંભળ્યું ન હતું કૉંગ્રેસમાં ગયા ત્યાં સુધી તેની નકલ પણ મળી ન હતી આવી આવી ન્હાની અને ગંભીર ભૂલોની યાદી કરીને કૉંગ્રેસની કિંમત ઓછી ... વાની મને લેશ પણ વૃત્તિ નથી તેમ કરવાની મને જરા પણ લાગણી નથી આખરે અને મેં જે અને આજે વાંચ્યું હિંદના આત્માને જે અસહ્ય આઘાત થયો છે તે સ્મરણીય શબ્દોમાં પ્રમુખે બતાવ્યો છે ... તે મુખથી જ્યારે નીચેના ... ઉચ્ચારાતા શબ્દો સાંભળીએ ત્યારે પ્રમુખને પોતાને માનું ... એમ લાગ્યા વિના નથી રહેતું

'We cannot easily forgive much less forget the resolution of the Lords on Lord Finlay's motion to defend and even censurate the wilful murders of the splendid beast General Dyer

that Parliament is the sole judge as to the time and manner of each advance It is nothing short of pretensions to a divine right to absolute rule over us This claim is an insult to the nation of India and a fraud and a huge fraud upon their God given rights and upon their rights admittedly as British citizens

It is true but too painfully true that his acts in no way breathe the liberality and wisdom of such occasional eloquent statements

Armistice was reached and peace was within sight But alas! the misfortune and the misery of British India began almost simultaneously and tragedy after tragedy overtook her And here we are in a position without a parallel in the history of civilized mankind

The one astounding fact that stands out in bold relief as underlying all these transactions here and in England is an unnatural feeling of contempt of the people of this country amounting to little short of a feeling on the part of the authorities that we, the people of India hardly belong to humanity the existence of which feeling was powerfully exhibited as in regard to the claim of sacredness of the person of the Englishman

No the age of pious annual budgets of resolutions by us is gone for ever

# રાજહંસ મ્હારો સૂતો.

લેખક –રા જનાર્દન પ્રભાસ્કર.

[ મહેમાન થયા વન્હે મ્હારા-રસીકાસ્ગો મહેમાની—એ લય ]

[ પાતનિધનપછી થોડા વખતમા જ ભિખારીગર એકના એક છોકરાના નિધનનો પ્રસગ આવ્ના આવો ભ્રમ કા નહિ થાય ? ]

આ કોણ બોલીયુ બોલો—
'રાજહસ મ્હારો સૂતો !'
દુર્દૈવગિરિને શિખરે, તત્વવિધવા દુ ખી માતા
તેહૃદય કે'વુ માતાનું, ¹વ્યર્થ નથી કહેનો આ,
જે આનન્દે પણ રડતુ, દુ:ખમા થાય કે'વુ હા ?—
એ કોણે કો'ને કહ્યુ !
જે માત શિશુએ જાણ્યું !
પ્રેમતણે ગામે જનુ—
પછી સાભળાના આ શબ્દ
'રાજહસ મ્હારો સૂતો !'
ખોળાપર બાળક મરતાં, લાગીઓ હ્રદયને ઝોકો
શિર તૂટ્યો દુ ખનો ડુગર, ભ્રમ ત્હેને ચિત્ત પ્રવેશ્યો
પછી હૃદય થઈ ગયુ ન્હ્દર, અતિ ચિત્ત થયુ વ્યાકુળ જો !
તે ત્હેના જીવનું ફૂલ !
ખોળાપર ઘના મતૂને !
ગોકે પપુ થઇ અમ્મને—
લાગતું હતું ત્હેને તો
'રાજહસ મ્હારો સૂતો !'
જન ચાર થયા, એકત્ર, મૃત બાળક લઇ જવાને
તે કાળ નાથ મૃ યુનો, હતભાગિ સ્મરે નિજ હદે
તે ²અનગ પટેનો જ હતો આ ગો આ હવે બીજો કે
તે ચિત્ર મિતુ ચિત્તો,
આ ચિત્ર રિ આપ્યોને
નિજ ચિત્ર ચિત્ત નયનોને ! "
પછી રડી હઇ સાભળજો ?
'રાજહસ મ્હારો સૂતો !'

---

૧ કશમાથુ, સ્થાન ૨ થયનન-શ્રમિત

પુષ્પ છાયા નીચે આવે લેશ એજ નિદ્રાની,
સાર તે શોભા લાગે રમણિક બધા પદાર્થોની —સ્વ યાજ્ઞિક

૨—क्व वय क्व परोक्षमन्मथो मृगशावैः सममेधितो जन ।
परिहासविजल्पित सखे परमार्थेन न गृह्यताम् वच ॥ —कालिदास

અમે ક્યા અને ક્યા આ હૃદયે જેને સ્ફુર્યો નથી કામ
હરણના બાળકમા ઉછરી મોટી થઈ છ આ ડામ
મારે તેની સાથે લેવા દેવા ન કાઇ ખુબ સમજે
પરિહાસમા કરી મે વાત એ તણી રખે ખરી લેખો —સ્વ યાજ્ઞિક

૩—अस्मान्साधु विचिन्त्य सयमधनानुच्चै कुल चात्मन—
स्त्वय्यस्या कथमप्यबान्धवकृता स्नेहप्रवृत्तिं च ताम् ।
सामान्यप्रतिपत्तिपूर्वकमिय दारेषु दृश्या त्वया
भाग्यायत्तमत पर न खलु तद्वाच्य वधूबन्धुभि ॥ —कालिदास

જાણો જે તપ એ જ છે ધન ખરૂ એવા અમોને ઋષિ
તે સાથે કુલ ઉચ્ચ છે તન તણુ તે લો વિચારી ખુશી,
આપોઆપ વળી પરસ્પર છુપી'તી સ્નેહની વૃત્તિ, તે
વચ્ચે કોઈ પ્રકારથી નવ હતા બધુજનો કોઇએ.
જે રીતે બહુમાનમા અવર છે રાણી ઘણી આપથી
તે રીતે તમ પાળજો યુવતિને સામાન્ય સત્કારથી,
તેથી પ્રાપ્ત થવો વધૂ ઉદય તો છે ભાગ્ય આધીન રે!
ના બોલાય વિશેષ એ વહુતણા બધુજનોથી, ખરે —સ્વ યાજ્ઞિક

એટલુ તો સત્ય છે કે સસ્કૃત ભાષાના સમાસમાથી છૂટી ગુજરાતી ભાષામાં અવતરતા સ્વ યાજ્ઞિકને બીજા નકામા શબ્દો ઘણા ઉમેરવા પડ્યા છે, એટલે ઉપરના જેવી પ્રાતવી જણાઈ આવે છે અર્થને અતિ સ્પષ્ટ કરતા ભાષાનુ ગૌરવ ઝાખુ પડી જાય છે સ્કૃત ભાષાના રસને ગુજરાતીમા સાચવેલો હોવાથી જ સ્વ યાજ્ઞિકનુ ભાષાતર કિલષ્ટ થતુ રહી ગયુ છે

સ્વ યાજ્ઞિક શ્લોકનું ભાષાતર કરવામા જ્યારે બહુ થોડા સફળ થયા છે, ત્યારે નાટકના ગદ્ય ભાગનુ ભાષાતર કરવામા તેઓ વધારે સફળ થયા છે —

પ્રિયવદા તથા અનસૂયા—બહેન, કદી રાજા તને ઝટ ઓળખી ન શકે તો તેને આ વીંટી એઓને દેખાડજે એમા રાજાના નામના અક્ષર કોતરેલા છે

શકુન્તલા—તમે બન્ને જણિયો વહેમ ખાઓ છો, તેથી મને કપાળી ચડે છે કે રખે એવુ તો નહિ થાય

પ્રિયવદા તથા અનસૂયા—ગીહીશમા બીહીશ મા થવાનુ નો શુ હતુ પણ કહે છે કે જ્યાહા ગણો નેહ ત્યાહા અનિષ્ટ શકા આવ્યા વગરની રહે નહિ

અભિજ્ઞાન શાકુન્તલનાન. ૩ ૭–૮–એન એમ ત્રિપાઠી એન્ડ કંપની 'મુમ્બા'

રા. બળવન્તરાય કલ્યાણરાય ઠાકોરનું ભાષાન્તર જેમ તેમણે પ્રસ્તાવનામાં લખ્યું છે, તેમ તેમને ન્યૂન જણાય છે, એટલું જ નહિં, પણ વાચનારને પણ ન્યૂન જણાયા વિના નથી રહેતું એમનું કહેવું તદ્દન સત્ય છે કે, ' કાલિદાસના સર્વોત્તમ નાટકની સર્વગુણસંપન્ન પ્રતિ ગુજરાતીમાં કોઇ કાળે થવા પામશે, તો તે ત્રણ કે ચાર નહીં, પણ ઘણા પ્રયત્નો અને નાના પ્રકારની શક્તિવાળા લેખકોથી ઉત્તરોત્તર વધતી જતી સફલતાદ્વારા જ થશે. '

શ્લોકોના ભાષાન્તરો કરવામાં રા. ઠાકોર કેટલેક સ્થળે રસ નથી સાચવી શક્યા, તેનું કારણ એ જ કે વૃત્તની અસમાનતા, ભાષાના મેળની વિસરણી, અને સમશ્લોકીતાનો અભાવ ગુજરાતી ભાષામાં આવા રસવર્ધક ગૌણ કારણોને પણ વિસારવાથી ભાષાન્તર મોળું પડી જાય છે, તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત રા. ઠાકોરનું ભાષાન્તર છે છતાં અમારે કહેવું જોઇએ કે ગુજરાતીનું શુદ્ધ સ્વરૂપ રા. ઠાકોરના ભાષાન્તરના ગદ્ય ભાગમાં વારંવાર જણાઇ આવે છે અને ગદ્ય જેટલું મીઠું લાગે છે, તેટલું પદ્ય ન લાગવાથી જ રસક્ષતિ થઇ છે રા. ઠાકોરનું ભાષાન્તર દોષવાળું હોવા છતાંયે તેમનો પ્રયાસ અને આશય ઉંચા પ્રકારના છે આ ભાષાન્તર જો સહેજ સુધારા વધારા સાથે બીજી વાર બહાર પડે, તો તેને સાહિત્યમાં વિશેષ સારૂ સ્થાન મળે, એમ માની શકાય છે

હવે આપણે રા. મગનભાઇ ચતુરભાઈ પટેલના ભાષાન્તરને તપાસીએ બીજાં બધાં ભાષાન્તરોના કરતાં જોવાનો પ્રસંગ પ્રાપ્ત થવાથી રા. પટેલનું ભાષાન્તર ઘણા દોષથી નિરાળું છે બીજાં ભાષાન્તરો હોય, તો પણ આ ભાષાન્તર દોષથી નિરાળું હોય, એમ કાંઇ બનવું જ જોઇએ એમ નથી, પણ એવા દોષથી નિરાળું રાખવા રા. પટેલની શક્તિ સફળ નીવડી છે રા. પટેલના ભાષાન્તર સંબંધે લખતાં એટલું તો નિર્વિવાદ છે કે અભિજ્ઞાન શકુન્તલા નાટકના બહાર પડેલા ભાષાન્તરો કરતાં તે ઉંચા પ્રકારનું છે, અને રા. નરસુખરામ પોતાનો અભિપ્રાય આપતાં લખે છે તેમ, આ ભાષાન્તરમાં ' રસભાવ આદિના મર્મોનું અપૂર્વ આવિષ્કરણ જોવામાં આવે છે ' ભાષાન્તરની ભાવનાનું લગભગ પ્રત્યેક અંગ રા. પટેલે સાચવ્યું છે, અને તેથી જ ભાષાન્તરને ' પ્રાસાદિક ' બનાવવા રા. પટેલ શક્તિમાન થયા છે

રા. પટેલના ભાષાન્તરનો વિશિષ્ટ રસ તો એમની પ્રસ્તાવનામાં અને એમણે આપેલાં ટિપ્પનોમાં જ સમાયો છે રા. પટેલે, કાલિદાસની ' કવિતા સર્વાંગે સરળતાથી ભરેલી છે, ' એમ સારી રીતે જોઇ, ભાષાન્તરને પણ સર્વાંગે સરળ બનાવવા યત્ન કર્યો છે વળી આખા નાટકમાં પ્રાચીન આર્યજીવન તરફ દૃષ્ટિ કરાવવા તેમણે વારંવાર ટિપ્પનોમાં તેમ જ પ્રસ્તાવનામાં સ્તુત્ય પ્રયાસ કર્યો છે પ્રાચીન આર્યજીવનના ઘેલા રા. પટેલની રુચિ શાકુન્તલ જેવા નાટકનું ભાષાન્તર કરવા તરફ પ્રેરાય, તેમાં નવાઈ નથી

શ્લોકના ભાષાન્તરમાંથી રા. પટેલે રસને ઢોળાવા દીધો નથી, એ ભાષાન્તરનું રસવર્ધક એક કારણ છે રા. પટેલનું ભાષાન્તર વાચતાં એટલું તો સ્પષ્ટ સમજાય છે કે ગુજરાતી ભાષારૂપી પાત્રમાં ભરતાં સંસ્કૃત ભાષાનો રસ નથી ઢોળાયો કે નથી છલકાયો પહેલા

૩—

તાપસી—( બન્નેને જોઈ ) આશ્ચર્ય ! આશ્ચર્ય !

રાજા—આર્ય, કેમ વારુ ?

તાપસી—આ બાળકની અને તમારી આકૃતિ એક સરખી છે, તેથી હું વિસ્મય પામી ? તમે ઓળખ્યા છો, ત્હોય એ કાંઇ માનતો જ નથી !

રાજા—( બાળકને રમાડતો ) આ મુનિકુમાર નથી તો એનું કુળ કયું ?

તાપસી—પુરુવંશ

રાજા—( મનમાં ) શું આ મારા જ વંશનો ! (મોટેથી) પણ આ પ્રદેશના મનુષ્યો પોતાની મેળે આવી શકતા નથી

તાપસી—તમે કહો છો તેમ જ છે અપ્સરાના સબંધે આની માએ અહીં દેવગુરુના તપોવનમાં એને જન્મ આપ્યો

રાજા—( બાજુએ ) હાશ ! આવા બાંધવાનુ આ બીજુ સ્થળ ( મોટેથી ) ત્યારે એ ભવતી વારુ ક્યા રાજર્ષિના પત્ની ?

તાપસી—એના ધર્મપત્નીનો પરિત્યાગ કરનારનુ તે કોણ નામ લેનુ હશે ?

રાજા—( મનમા ) ખરેખર આ કથા તો મને જ ઉદ્દેશીને છે ! ત્યારે આ બાળકની માનુ નામ હવે જ પૂછુ તો ? અથવા પારકી સ્ત્રીની પૂછપરછ જ ઠીક નથી

*

ત્રણે ભાષાન્તરોનુ આમ દિગ્દર્શન કર્યા પછી તારતમ્ય કાઢતા અમારે કહેવું પડે છે, કે ન પટેલનુ ભાષાન્તર સરકારી, રસાળ, અને મૂળના અર્થને શિથિલ નહિ કરતા ગુજરાતી ભાષાના ગૌરવને સાચવનારું જણાય છે સ્વ યાજ્ઞિકનુ ભાષાન્તર મોળુ તો નથી જ, પણ સાથે એટલુ યે જણાવવુ પડે છે કે તે ઉંચા પ્રકારનુ પણ નથી પ્રથમ ભાષાન્તરકાર તરીકે સ્વ યાજ્ઞિકના જેટલા વખાણ થાય તેટલા ઓછા છે અને સ્વ યાજ્ઞિકનું ભાષાન્તર જો અસ્તિત્વમાં ન હોત તો રા પટેલનુ ભાષાન્તર, અત્યારે છે તેવું કદાચ ન યે હોત, એટલુ જ નહિ પણ રા પટેલે જો ભાષાન્તર ન કર્યું હોત, તો સ્વ યાજ્ઞિકનુ ભાષાન્તર જ શ્રેષ્ઠ ગણાઈ શકત સ્વ યાજ્ઞિકના ભાષાન્તરનો રા ગ પટેલે મધુકરની માફક ચુસી લઇ પોતાના ભાષાન્તરને રસમય બનાવ્યુ છે, છતાંય રા પટેલને સ્વ યાજ્ઞિકના ભાષાન્તરનો રસ બરાબર ચુસતા ન આવડવાથી યાજ્ઞિકનુ ભાષાન્તર મોળુ નથી પડી ગયુ બન્ને યે ભાષાન્તર વાચવા જેવા છે, કારણ થોડો ઘણો રસ બન્નેમા જણાઇ આવે છે

પ્રશ્ન એ ઉદ્ભવે છે કે મૂળ સંસ્કૃત નાટક સાથે એકલા રસથી જ નહિ, પણ અર્થ, અલંકાર, અને શબ્દપ્રયોગથી સરખામણી કરતા કોનુ ભાષાન્તર ઉત્તમ છે ? આ પ્રશ્નનો ઉત્તર આપતાં, દુષ્યન્ત રાજાએ કાઢેલો ઉદ્ગાર આપણને પણ કાઢવો પડે છે કે —

द्विधीभवति मे मन

એ યાજ્ઞિકના ભાષાન્તરનો દોષ માત્ર એટલો જ છે કે મૂળ સંસ્કૃત અર્થ નવારે સ્પષ્ટ કરવામાં ભાષાન્તરમા જરા વધારે પડતી સ્વતન્ત્રતા લીધી છે આને લીધે એ કે ભાષાન્તર ક્લિષ્ટ નથી થયુ, તો ઉપરના પ્રશ્નની સારી કસોટીએ ચઢાવતા એ યાજ્ઞિકનુ ભાષાન્તર ઉતરતુ જણાય છે ઠા. પટેને, કેટલેક સ્થળે ઠોકર ખાધી છે, પણ આખા ભાષાન્તરને તપાસતા તેમણે સંસ્કૃત ભાવાર્થ જોઈએ સાચવ્યો છે, વળી સ્થળે સ્થળે આપેલાં ટિપ્પણો એટલાં રસવર્ધક છે, કે તેથી પણ ભાષાન્તર પ્રિય થઈ પડે છે ઠા. ઠાકોરના ભાષાન્તરને આ મહારથીઓના યુદ્ધમા મૂકવાથી શો લાભ? તેમના ભાષાન્તરમા આવેલાં કેટલાક કઠણ વાક્યોને, અને એ લોકોના જોઈએ તેટલાયે નિયમોને ગોઠવી યોગ્ય સુધારવામા આવે, તો ભાષાન્તર પણ સાહિત્યમા વિશેષ સારૂં સ્થાન લેશે ઠા ઠાકોરનો પ્રયાસ જ સ્તુત્ય છે, એ નિર્વિવાદ છે અને અમે એમ દષ્ટિએ લીએ કે ઠા ઠાકોરનુ ભાષાન્તર નિયમે વિસ્ર અનન્ય થતું જાય છે તે ધ્યાનમા લઈ, તેને સુધારાવધારા સાથે સહેજ વધુ સરનારૂં બનાવી, સમાજમા સુલભ કરવાની આવશ્યકતા છે ઠા ઠાકોરનુ ભાષાન્તર ગુજરાતી સાહિત્યમાથી અદૃશ્ય થાય, તેનુ જોતા અમારૂં હૃદય કંપી ઉઠે છે ભાષાન્તર ગમે તેવુ તો યે એક વિદ્વાન સાક્ષરના પ્રયાસનુ ફળ છે, એટલુ વિસરવાનુ નથી; માટે જ અમે ઈચ્છીએ છીએ, કે એ ભાષાન્તરને જગ તેજની મનાથી બહાર પાડવાની જરૂર છે આ બધા ભાષાન્તરકારોનો ગુજરાત જેટલો ઉપકાર માને, તેટલો ઓછો છે, કારણ કવિકુલગુરૂ કાલિદાસની મીઠી વાણીનું પાન સઘળાએ યથાશક્તિ કરાવ્યુ છે આવા ભાષાન્તરો એક નહિ પણ અનેક, મોંઘા નહિ પણ સોંઘા, અને દુર્લભ નહિ પણ સુલભ થાય, એ જ અમારી તો અભિલાષા છે !!

---

## સમાલોચક વધારે ઉપયોગી કાર્ય કરી શકે તે માટે શું આવશ્યક છે.

૧. ગ્રાહકોની સંખ્યા વધવી જ જોઈએ. બાર મહિનામા અનેક સારાં કામમાં એક છ રૂપીઆની રકમો જતી હશે સમાલોચક માટે છ રૂપીઆ ફક્ત પાડવાથી ગુજરાતી સાહિત્યની સેવા થઈ જ શકે છે દરેક ગ્રાહકોએ નવા નવા ગ્રાહકો મેળવી આપી સમાલોચકનુ કામ વધારે સુંદર બને એવુ કરવું જોઈએ

૨ જેમને પ્રભુએ ઉત્તમ સંસ્કાર અને સરસ્વતીનો પ્રસાદ એ બે આપ્યાં છે, કે જે સ્વતન્ત્ર લેખો લખી શકે છે તેમણે ‘ગુજરાતને શું ઉપયોગી થશે?’ એ પ્રશ્ન વિચારી યથાશક્તિ સારા અને શિષ્ટ લેખો લખવા અને સમાલોચકમા મોકલવા સ્વતન્ત્ર વિચારના પોષક લેખોનું મૂલ્ય વધારે જ હોય છે આવા શિષ્ટ લેખોથી માસિકનાં મૂલ્ય વધારે ઉંચા આંકાય છે ‘સારા લેખો નથી આવતા’ એવી ફરિયાદ કરનારે પોતે શું ફાળો આપ્યો છે એ વિચારી જોવુ

૩. સૌથી વધારે આવશ્યક દ્રવ્યના સાધનો છે સૌંદર્યને કળાના આભૂષણો દ્રવ્ય વિના ધરાવી શકાતાં નથી, એટલો વિચાર કરવો સૌએ ઘટે છે અને જેમ માસિકને ઉત્તેજન વિશેષ તેમ ફલ પણ ઉત્તમ

---

# હંગેરીનું પુનરુજ્જીવન.

લેખક—રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર

( ડીસેમ્બર ૧૯૨૦ ના અંકથી ચાલુ )

હંગેરીયનોએ લખ્યું —" અમે નવી માગણીઓ કરી નથી, અમારા ... ના ... ના કાયદાની પેઠે ભંગાણ કરી નથી અમે તો ફક્ત એટલું જ માગી રહ્યા છીએ કે કાયદાનું પાલન થાય એકના રાજગાદી ... ની જગા ન્યાય અને રાજ્યસત્તાની વ્યવસ્થા, ... નહીં પણ એક જ ધણીએ લે, એમ અમે કહીએ છીએ તમારા મહારાજાના નામે અમને જે વાણી મોકલાયું છે તેમાં અમારી સાચી લાગણીઓની ખુલ્લી રીતે ના પડાઇ છે એવા લખાણ ઉપરથી જણાઇ આવતી એમની વૃત્તિ જોતાં અમને હવે ખાત્રી થઇ છે કે તમને બંધારણ અનુસાર હંગેરીની હકુમત ચલાવવા ... જ નથી "

" તમે અમારા કારોબારી બંધારણના એક જ ભાગને ફરીથી સ્થાપન કરો છો અને આથી બીજા જરૂરી હક્કો તમે લઇ લેવા માગો છો એટલી સત્તાથી અમારા મૂળ હક્કો છીનવી લઇ નવા પેટન્ટને અમારા મૂળ હક્કો તરીકે ઠસાવી દેવા ચાહો છો અમારા પ્રતિનિધિ, અમારી સમ્મતિ વગરના કરેલા હુકમ પ્રમાણે બીજાઓની ... સભામાં મોકલાવી દેવા તમે કરો છો, તેથી અમારો કાયદા ઘડવાનો હક્ક ... લેવા જેવું કરો છો અને અમારા કરવેરા સબંધી તેમ જ લશ્કર ઉભું કરવાના સબંધી જે હક્ક અમારી પોતાની સભા ધરાવે છે, તે તમારે હસ્તક થાય એમ કરવા મથી રહ્યા છો

" વળી મંજૂર થયેલા કાયદાને રદ કરવા ધારા ઘડનારી સભાઓ જ શક્તિ ધરાવે છે તેથી તમે અમારા જન્મસિદ્ધ હક્કોને જે ધક્કો પહોંચાડી રહ્યા છો, અને અમારી સભા શહેનશાહતના શબ્દને કાયદો માની સ્વીકારી લે એવું ઇચ્છી રહ્યા છો તે બનવા પામે તો પછી હંગેરીને હાથ શું સ્વાતંત્ર્ય રહ્યું ? વળી આપ નામદારનો કોઇ વારસ આ ... દાખલો લઇ અમારી ... તેમ જ હક્કોને ક્યાને ક્યા ફેંકી દઇ, પોતાનો દોર અને સત્તા અમારી પ્રજાની સમ્મતિ વગર કઇ કઇ ફેરફાર કરવા ઠીક લાગે તેમ ફરમાવે અને મનમાન્યા વાગ ચલાવી દે—તો પછી શું કરવું "

" વળી પ્રતિનિધિ મોકલવાથી પ્રજાની મિલકત તેમ જ માણસને ( *Property and blood* ) ખર્ચ કરવાની સત્તા પરદેશીઓની બહુમતીવાળી સભાને આપી દેવી પડવાની વળી હંગેરીને પૂછ્યા વગર, રાજ્યે કાઢેલા કરનો ભાર હંગેરી ઉપર જ લાદવામાં આવવાનો તેથી અમે તો અલગ-જુદા દેશની પેઠે જ વ્યવહાર રાખીશું અને જો અમારું સ્વાતંત્ર્ય જોખમાયું છે એમ અમને લાગશે તો, કોઇ મૂકી ન શકે એવા ધારાના દબાણોથી છૂટા રહેવાનું અમે માગીશું, અને પરમેશ્વર તેમ જ સમગ્ર જગત્ આગળ પણ અમે અમારો વિરોધ બતાવી શકીશું.

"પ્રતિનિધિ બોનાવગાનીને તમે હગેરીને, ઑસ્ટ્રિયાના એક પ્રાન્ત જેવું બનાવી દે ધારવ્યું રાખો છો, અને રાજકારોભારની પોતીમીનુ બ્હાનુ આગળ ધરી, આપખુદી સત્તાગ એને લાગી દેવા ફરી ફરી પ્રયત્ન કરી રહ્યા છો. આવું જોરજુલ્મથી સાધેલું ઐક્ય શહેનશાહતને જરાયે બળ નથી આપી શકતું જૂદા જૂદા સસ્થાનોની ઉંડેગેની લાગણીઓ અ અણઘટતી સત્તાને લીધે વર્વેનો વિખવાદ રાજ્યથી ત્હેમને જૂગા પડવા ઉશ્કેરે છે, અને આ લીધે આફતની વખતે સામ્રાજ્યમા જોઇતો લોકોનો ઉત્સાહ અને સયુક્ત બલ ન મળવાથી સામ્રાજ્ય ઉલટુ નબળુ પડે છે એકલા શસ્ત્રના બળથી જ જે સામ્રાજ્યની મ્હોટી સર ટકી રહે છે, ત્હેનો ટકાવ ભીડના વખતે કફોડી સ્થિતિમા મૂકી દે છે, અને એવા વિશ્વા ઉપર ઝઝમતુ એ વધારે જોખમભર્યું છે કોઇ પ્રજાના હક્ક આમ એકદમ ઝુટવી લેવા મ પાછળથી ભારે પડશે

"હજુ કોઇ રાજ્ય પોતાના કેટલાક સંબંધોને લઇને લોકોને થોડા આર્થિક લાભ લાલચ આગળ ધરે, અને આવુ પગલુ ભરે તો લેખે યે ખરૂ, પરતુ કેવલ રાજકીય દે સાધવા પ્રજાના હક્કને પડાવી લેવા એ તો કદી ન બની શકે

"જે સત્તા આમ નવા નવા બ્હાના લાવે, અને પ્રજાના ખરા લાભોને મદદ કરવા દે તૈયારી ન બતાવે, ઉલટુ બીજા હક્કોને ધમકી દે ત્હેને માટે શ્રદ્ધા બનાવવી કેમ તે શુભાન તૈયારી રાખવી, અને પોતાના રાજકીય હક્કો ઉદાર દિલથી સોંપી દેવા—એ ભક્તિ તો ક્યાંથ દેખાડાય ?"

વળી શહેનશાહ તરફ સપૂર્ણ લાગણી સાથે અમે એમનુ ધ્યાન દોરવા માગીએ છીએ ૧૮૪૮'ના પ્રેગ્મેટીક સેન્કશનની એકેએક સરતો અમારે કબૂલ છે, અને અમારે કબૂલ રખા વી છે અને તેથી ઉલટુ તે બધુ અમારે મન બિનકાયદેસર જ છે ઇમ્પીરિયલ પાર્લમેન્ટે હગેરી સંબંધી કાયદા ઘડવાની જે સત્તા વાપરી છે તે સ્હામે અમારો વિરોધ જાહેર કરીયે છીએ અમ અમારા પ્રતિનિધિ મોકલવાના નથી, અને કોઇ બીજી સત્તા મારફત જે ચુટણી થશે, તે અમારા બધારણ ઉપર તરાપ માર્યા જેવુ થવાનુ અને આવી કોઇ રીતે ચૂટાયેલી સભ હગેરીનો કોઇપણ પ્રકારે પ્રતિનિધિ ગણશે નહી હગેરીની બાબતોનો નિકાલ હગેરીનો રાજા રાજ્યકારોભારી રીતે જણાવાયલી પ્રજાની ઇચ્છાને અનુસરીને જ કરી શકે છે તેથી હગેરી સબંધી થયેલા ઇમ્પીરીયલ પાર્લમેન્ટના ધારા ધોરણો અમને માન્ય નથી, અને કોઇ રી અમને બાંધી લેતા નથી '

"અમે સાદર જણાવીયે છીયે કે અમારી પોતાની પાર્લમેન્ટમા કર ઉઘરાવવા, ત્હેને બોજો ઘટતી રીતે વાળી આપવા, તેમ જ સૈન્યની ભરતી કરવાના હક્કો જેમના તેમ અમે રહેવા દેવુ, દરેક બધારણ અને મુખ્ય સરકારનો સિદ્ધાત, કે 'મજૂર થયેલા ધારાએ સયુક્ત કાયદા' ઘડનારી સત્તાઓ જ પાછા રદ કરી શકે છે' તે ત્હમે ભૂલી જાવ છો દરેમાંઇ વધતુ એટલું અણવિશ્વાસ ઉત્પન્ન કરે એવુ છે કે પ્રેગ્મેટીક સેન્કશનનુ અસ્તિત્વ

સુદ્ધાં જોખમમાં આવી પડે એમ બ્હીક રહે છે. ત્હમારો રાજકારભાર પણ અમને કેરણ-સર નથી લાગતો. ત્હમે નામદારે, ત્હમારૂં જાહેરનામું કાઢી વધારે સમજુત થવાનો સભવ અશક્ય કર્યો છે અને તેથી મસલત માટે જોઇતો સબંધનો તાર તોડી નાખ્યો છે. ત્હમારૂં જાહેરનામું હંગેરીના બંધારણને હવામાં ઉડાડી મૂકે છે, અને નવી આપખુદ સત્તાના દોરથી ત્હમે ઇમ્પીરીયલ ડીપ્લોમા અને પેટન્ટ આપી અમને અન્યાય કરી રહ્યા છો."

"અમારી મહાન પવિત્ર ફરજે અમને દિશા સુઝાડી છે, તેથી ઘણી દિલગીરી સાથે કહેવું પડે છે કે આપના જાહેરનામાથી આપણી વચ્ચે વધારે વ્યવહાર રાખવાનો તાર તૂટી ગયો છે એમ અમારે માનવું પડે છે."

લખાણના છેલ્લા ભાગમાં લખ્યું હતું કે–"અમારા દેશને અઘરા, દોહ્યલા દિવસો જોવા પડશે એ સંભવિત છે, પરન્તુ અમારી પ્રજાકીય ફરજોના ભોગે એ દુઃખો ખસેડવા અમે માગતા નથી. દેશનું સ્વાતંત્ર્ય એટલે વહીવટી સ્વાતંત્ર્ય એવી રીતે અમારે હાથ સોંપ્યો કે જેની અમે હવે આપણે કહી શકીએ પ્રજાએ જે અમને ભરોંસાથી સોંપ્યું છે ત્હેને માટે અમે અમારા દેશને તેમ જ અમારા અંતઃકરણને પણ જવાબદાર છીએ. તેથી આમ કરતા જો સહી લેવાનો વારો આવી પડે તો, ભવિષ્યની પ્રજાની ખાતર એ સ્વાતંત્ર્ય સાચવી રાખી, વારસામાં મૂકી જવું, તો તે પણ ઇષ્ટ છે. એ ભાવિ પ્રજા પણ પૂર્વજોને પગલે પગલે ચાલી, અમારાથી ઉતરી આવેલું વહીવટી સ્વાતંત્ર્ય સાચવી રાખવા નાહિંમત ન થતાં સહી રહેશે અને ખમશે. કારણ, સત્તાએ લૂંટી લીધેલું સમય આવતાં અને દિવસ ફરતાં પાછું હાથ આવે છે, પણ પ્રજા, જેને પોતાના ભોળપણમાં અને સહન કરવું પડશે એવી વાતથી બ્હીક લાગે છે અને જતું કરે છે, ત્હેને પાછું હાથ ધરવાની ધારણા તો અઘરી અને સંશયભરેલી છે. ઉજળા ભવિષ્યની અભિલાષામાં અને પોતાની વાત સાચી અને ન્યાય્ય છે એમ માનતું હંગેરી સહ્યા કરશે."

બારમી ઑગસ્ટે ડીકે હંગેરીયન પાર્લામેન્ટે આ બીજું લખાણ ફ્રાન્સીસ જોસેફને મોકલવા પેશ કર્યું. ૨૧ મી ઑગસ્ટે, એ પાર્લામેન્ટને વિખેરી નાખવા રૂપી જવાબ ત્રાજીએ વાળ્યો, સભાના પ્રતિનિધિ અને સભ્યોએ એનું આ કૃત્ય ન્યાયપુરઃસર છે એમ સ્વીકારવા ના પાડી, અને ગંભીર સરઘસના રૂપમાં સભાના હૉલ તરફ ચાલ્યા. તે હૉલમાં ઑસ્ટ્રીયન સીપાઇઓ ભરાઇ બેઠા હતા અને સંગીનથી બધાને બહાર રાખતા હતા.

ડીક ત્યાંથી પાછો ફરતાં, શાન્તપણે પોતાની રહેવાની જગાપર ગયો અને ત્યાં રમતમાં સામેલ થઇ ગયો. ત્યાં એને કોઇકે પૂછ્યું–"શી નવાજુની છે?"–ડીકે કહ્યું–"ઑસ્ટ્રીયાએ નાદારી જાહેર કરી છે."

૧૮૬૧ ના ઑગસ્ટમાં લન્ડનના ટાઇમ્સે લખ્યું કે–"ગયા માસના અન્તમાં ઑસ્ટ્રીયન પાર્લામેન્ટે જે કર્યું હતું સામ્ય, રોજ નમાવીને બતાવીયે તો–પેસ્ટમાં ઑસ્ટ્રીયન પાર્લામેન્ટે જેવું જ કાર્ય કરવાનું કહેવામાં આવ્યું છે. આયરીશ પાર્લામેન્ટ નામનામ

યૂરોપની આંખ આ લગ્ન સામે ચોંટી અને જ્યારે વીએનામાં ઇમ્પીરીયલ પાર્લમેન્ટ હંગેરીયન પ્રતિનિધિ સિવાય મળી, અને કામકાજ શરૂ કર્યું ત્યારે પ્રશીઆ અને ફ્રાન્સના વર્તમાનપત્રોએ એવી મશ્કરી ઉડાવવા માંડી કે આખા યૂરોપમાં એ વાત હસવા જેવી થઇ પડી આમ ૧૮૬૬ માં હંગેરીયન પાર્લામેન્ટને નિયમ વિરુદ્ધ વિખેર્યા પછી, ફક્ત નવ માસનામાં હંગેરીએ ઑસ્ટ્રિયાના તેજ વીરને ભારે આઘાત દીધો, અને આખા યૂરોપમાં એનો ટીકા થવા વારો આવ્યો

ઑસ્ટ્રિયન મંત્રી સ્મરલીંગે જણાવ્યું—"જાણી લેજો કે ઑસ્ટ્રીયા થોભી શકશે અને જીતશે !"

ડીકે જવાબ વાળ્યો—" જેના અમે થોભીશું, ત્હેનાથી અડધું યે ત્હમારાથી નહી થોભ્યું જાય "

હંગેરીના સત્યાગ્રહને તોડવા, ઇગ્લંડે વીસ વર્ષ પહેલા આયર્લન્ડમાં જેમ કર્યું હતું તેમ ઑસ્ટ્રીયાએ વેપારને જાહેર વિરુદ્ધ ગણવા હુકમ કાઢો હંગેરીયનોએ એ હુકમને ગણકાર્યો નહી. અને એમની પદ્ધતિ છોડી નહી આથી ઘણી જેલો ભરાઈ ગઇ જે દેશને બીજો જબરો દેશ લુંટવા માગે છે, ત્હેના તરફથી બધએનનું આવે એમ લોકોને કહેવામાં આવ્યું છે, ગજરની શાંતિનો ભંગ 'ગામડાના હરામખોરો' 'ખોટી ચળવળો કરનારા' જ કરે છે છતા થોડા મહિના આમ જેલો ભરી દેવાનું કર્યા પછી સરકાર બીજી મુઝવણમાં આવી પડી.

ફ્રાન્સીસ જોસેફે ધાર્યું—" હંગેરીયનો લાગણીવાળા અને ઉદાર દિલના છે, તેથી, ચાલો, દેખીતી હક્કવાળી હકુમત એમના ઉપર અજમાવું "

ત્હેણે, જ્હેમને થોડા મહિના પહેલા જેલમાં હડસેલી દીધા હતા ત્હેમને મુક્ત કર્યા હંગેરીયન નેશનલ મ્યુઝીઅમ અને પેસ્ટમાંના નેશનલ થીએટરને હંગેરીઅન ખજાનામાંથી મદદ કરવાની ઉદારતા એણે બતાવી પણ આવી બાદશાહી ઉદારતાની કંઇ પણ અસર ન બતાવતાં ઉલટ હંગેરીયનોએ "ઑસ્ટ્રિયન ચોરટાઓ"ના ગીતમાં બીજી એક કટાક્ષ ભરેલી કડી ઉમેરી.

આ વખતમાં હંગેરીયન પ્રતિનિધિઓ એકઠા મળતા હતા ખરા, પણ પાર્લામેન્ટ તરીકે નહી ફક્ત હંગેરીયન ખેતીવાડીમંડળ, ઉદ્યોગ અને હુન્નરના મંડળ, જીર્ણોદ્ધારના અને સાહિત્યના મંડળો તરીકે જ એમની ચર્ચાઓ અને વિવેચનો વડે દેશના લોકોને સાચો રાષ્ટ્રીય-માર્ગ એ બતાવી રહ્યા હતા હંગેરીયન હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવા, તેમ જ ઑસ્ટ્રીયાનો બહિષ્કાર કરવા બાબત કંઇ ઠરાવ નહોતો કર્યો પણ આમ કર્યાથી આર્થિક લાભ ઉઠાવવો એ હાથની વાતની છે એમ ભાર દઈને મંડળોમાં કહેવાતું હતું અને વાત લોકો ઉપાડી લેતા

હંગેરીના પરદેશના વેપાર માટે નવા ક્ષેત્ર હાથ કરવા, સંખ્યાબંધ હંગેરીયનો યૂરોપમાં ફરી વળ્યા આ હેતુ ધ્યાનમાં રાખી આખા પ્રદેશને હંગેરીની તાજી ખબરો પહોંચાડવા લાગ્યા. લોકોને ખપ લાગે એવા કેળવણીના, તેમ જ રાષ્ટ્રીય ભાવનાથી ઝળહળતા પુસ્તકો બહાર પાડવા દેશમાંના છાપખાનાઓનો ઉપયોગ થવા મંડ્યો હંગેરીની સઘળી ઐતિહાસિક સંસ્થાઓએ આ અરસામાં ખાસ ધ્યાન એચ્યું

૧૮૬૩ માં દેશમા દુષ્કાળ ફેલાયો, પરંતુ લોકાનો જુસ્સો એ કમોતે ઘટતો ગયો આવી જ સ્થિતિમાં જ્યારે ૧૮૪૭ મા ગ્રાયનન્ડ ગુજરી ગયું ત્યારે આ દુ ખનો આરો નહોતો ખુમારીવાળા લોકોની હિમ્મત જોઇ ફ્રા સીસ જરા ઢીલો પડ્યો તેથી તેઓને મોગલી લેવ ફરીથી પ્રયત્ન આદર્યો, અને જાહેર કર્યું 'ક ' હવે તો હંગેરી એની મુખ્ય મુખ્ય જ નહી પણ બીજી ઘણી બાબતોમા સતોષ આપવા મ્હારી ઇન્તેજારી છે!' પણ હંગેરીયનોએ, એ ઉપર ઉપરનું છે એમ માનતા ત્યે ગણકાર્યું નહી, અને ફરીથી એનું રાજતંત્ર, કાયદો અથવ અધિકારીને માન્ય રાખવાના પાડી અને બલજોરી શિવાય કર ભરવો પણ બધ કર્યો

ઑસ્ટ્રીયાની કમનસીબ ઇમ્પીરીયલ પાર્લામેન્ટને સ્થગાએ બે વર્ષ થયા પછી, ઓછી મીયાના પ્રતિનિધિના પાછા જતા રહેવાથી બીજો આઘાત થયો એટલે આ વખતે પ્રથીય તરફથી સળગી ઉઠનારી લડાઇની બ્હીકનું માર્યું ઑસ્ટ્રીયા હંગેરી જોડે રીતસર વાત કરવા આવ્યુ

હંગેરીનુ સખ્ય મેળવવાનું મૂલ્ય ડીકને પૂછવામા આવ્યુ ૧૮૬૪ ની ઇસ્ટરમા એક વર્તમાનપત્રમા ત્હેણે ઉત્તર વાળ્યો—" હંગેરીનુ રાષ્ટ્રીય અને સ્વતંત્ર બધારણ હંગેરીયન પ્રજા કદીયે ગુમાવી નહી બેસે તે સાથે એટલું પણ ખરૂ કે સ્વતંત્રતા પાછી હાથ થતા શહેનશાહતના સબધને કાયમના પાયા ઉપર મૂકવા ઘટતા ધારાઓ ઘડવા પાતે ચૂકશે નહી"

રાજ્યપદ્ધતિ બદલાવાની અફવા દેશમાં ઉડી અને મેની આખરમા પેસ્ટમા સરકારી રીતે જાહેર થયુ કે, નામદાર શહેનશાહ પોતાની વ્હાલી પ્રજાને મળવા અને નવું બધારણ દાખલ કરવા પેસ્ટમા આવશે

૧૮૬૧ ની આ પધરામણી ૧૮૫૭ ના જેવી જ હતી જો હંગેરીયનો, પ્રશીઆ સ્હામે લડતા, એની સાથે ઉભા રહે, તો ભવિષ્યની ડીયેટને બોલાવવા ઑસ્ટ્રીયા વિચાર કરે છે એમ એણે સૂચવ્યું

જે સ્હવારે, શહેનશાહ ગામમા પેઠો ત્યારે બહુ જ થોડા ઘર ઉપર વાવટા ચડેલા હતા આ જોઇ પોલીસ, લોકોને વાવટા અને ધજાઓ મૂકવા સ્હમજાવવા નિકળી પડ્યો, અને ફાવ્યો પણ ખરો જ્યારે ખેતીવાડી પ્રદર્શનમાથી શહેનશાહ બહાર નિકળ્યો ત્યારે સ્હવારના સાદા અને સુના ઘર ઉપર વાવટાઓ જોઇ એના મ્હો ઉપર હર્ષ ફેલાઇ ગયો. પરન્તુ થોડી વાર પછી એને જણાયુ કે નવા ઉભા કરેલા વાવટાઓ લીલા રગના હતા, અને એ સ્વતન્ત્ર હંગેરીના જ રાજચિહ્નના વાવટા હતા પેરી રાતો પીળો થઇ ગયો, અને આમાથી જેમણે એને છેતર્યો ત્હેમાથી એકાદને નાખનો બેસાડવા તૈયાર થઇ ગયો પણ ફ્રાન્સીસે પેરીને સમય વરતી જઇને, ખામોશી ધરવા સ્હમજાવ્યો વીએના પહોચ્યા પછી પેરીને નાખનો કાઢી મુક્યો

પેસ્ટમા રમાયેલી સરતો જોઇ આવ્યા પછી ફ્રાન્સીસ પાછો ફર્યો, ત્યારે તે વખતની સ્થિતિ જોતા પ્રશિયા સ્હામે લડાઇમા ઉતરવુ બહુ જ જોખમભર્યું લાગ્યુ, અને તેથી સુલેહની કિમ્મત તરીકે ડેનીશ લડાઇમા પડાવેલી લૂટમાથી અડધો ભાગ એને આપી દીધો

ક્ષુબેનબર્ગનુ પરગ઼ુ એમાના શહેર અને જમીનની કિમ્મત જોતા, રહેવાસી દીઠ જ પાઉન્ડથી પણ ઓછી થાય એવી પાચ લાખ જેવી નજીવી રકમમા પ્રશીયાને હવાલે કર્યું આથી જાણે હૃદયનો ભાર હલકો થયો લાગ્યો, અને પ્રજાના પણ સતોષ પામ્યુ હોય એમ દેખાવા લાગ્યું લડાઇનુ વાદળ વિખેરાઇ ગયુ લાગ્યુ એટલે ઑસ્ટ્રીયાએ હંગેરીને મનાવવુ અને મનાવવુ શરૂ કર્યું

—ચાલુ

---

# ગ્રન્થાવલોકન.

### ૧. હુ, સરલા અને મિત્રમડળ.

[ કર્તા—રા ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા પ્રકાશક રા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી ક્રાઉન સોળ પેજી, પાના ૩૩૪ મૂલ્ય ૩ ૨ ) મળવાનુ ઠેકાણુ-પ્રકાશક પાસે, અથવા એન એમ ત્રિપાઠીની કુ , કાલબાદેવી મુબાઇ ]

ગુજરાતી વાચકો રા ધનસુખલાલને બે રીતે ઓળખે છે એક તો હાસ્યરસપૂર્ણ ટુંકી વાર્તાના લેખક તરીકે, તેમ જ નાની, ગભીર, આધ્યાત્મિક વાર્તાના લેખક તરીકે ગદ્યનં રસપનુ તેમનુ ગુજરાતી લખાણ-"મેટરલિંકના નિબધ" નુ પુસ્તક છે ડુમચર નવલ "શેરલૉક હોમ્સ" નુ ભાષાતર પણ તેમણે કરેલુ છે એટલે ગુજરાતી વાચકો તેમનાથી-તેમના લખાણોથી-પરિચિત છે

પ્રસ્તુત પુસ્તક "હુ, સરલા, અને મિત્રમડળ" મા તેમની હાસ્યરસપૂર્ણ બાવીસ ની વાર્તાઓનો સંગ્રહ છે આમા નાયક અને નાયિકા, તથા બીજો મિત્ર મડળના નામ એકના એક રાખ્યા છે તેથી આખા સગ્રહને ઉપર મુજબ નામ આપી શકાયુ છે હું એટલે શ્રી નાનાભાઈ, સરલા તેમના પત્ની અને મિત્ર મડળમા રા કનૈયાલાલ તથા સ્નેહવદન, તથા તેમના પત્ની, એ મૂખ્ય પાત્રો છે બાવીસે વાર્તાઓ એક બીજીથી સ્વતત્ર જ છે એટલે તે વાર્તા એકલી વાચી શકાય તેમ છે ઘણુખરૂ તે જુદા જુદા-પત્રોમા જુદે જુદે સમયે આવી પણ ગયેલી છે પરતુ આ પાત્રોમાં એકતા રાખવાથી તેમા કાંઇક વિશેષ રસ રહે છે ધીમે ધીમે આપણને આ પાત્રો પરિચિત થઇ જાય છે અને મી કનૈયાલાલ તો અમુક સજોગમા આમ જ કરશે, એમ વાચક પણ કલ્પવા શક્તિમાન થઇ જાય છે રા ધનસુખલાલે આ પાત્રોના ચારિત્ર્યમાં દરેક વાર્તામા કાંઇક સરખાપણુ રાખ્યુ છે એટલે તેમની એક વ્યક્તિ ગમે તે વાર્તામાં આવે તો પણ તેના નિરુપણમા વિરોધ દેખાતો નથી અંગ્રેજીમાં કેટલાએક સમર્થ લેખકોએ આલેખેલા પાત્રો અત્યારે અગ્રેજી વાચતી આલમમા ઘરગતુ થઇ ગયા છે ડીકન્સના મી પીકવીક, સેમવેલર, અને મી માઇકોબાર, અત્યારે જાણે સાક્ષાત જીવી ન ગયા હોય, તેમ તેમના દાખલા અપાય છે, તેમના વાક્યો ટકાય છે આના કારણો બે છે એક તો લેખ-

---

કનું સામર્થ્ય અને બીજી પ્રજાની ભાવના અને વાચનનો શોખ, લેખકનું ચારિત્ર્યનિરૂપણ અને પાત્રનુ આલેખન કલાપૂર્ણ અને તાદૃશ હોય તો જ વાચક ઉપર તેની છાપ પડે છે અને જો તે પુસ્તકો ઘણા જ પ્રચાર પામ્યા હોય, એકેએક વ્યક્તિએ વગરમગ વાચ્યા હોય, તો જ તેના ઉદાહરણ અને અવતરણ સામાન્ય રીતે આપી શકાય છે આપણા સાહિત્યમા હજી આ સદીના પુસ્તકોનો તેટલો પ્રચાર થવાની બહુ વાર છે આપણા ધર્મપુસ્તકોમા આવતી વ્યક્તિઓ ઘરગતુ થઇ ગઇ છે રામ, સીતા, કૃષ્ણ, અર્જુન, ઉપરાંત જ્યાં જ્યાં માણભટ્ટની કથાઓ હજી પણ થાય છે ત્યાં, હનુમાન, ભીમ, અને વળી કથનાં પાત્રો અભણ લોકોમા પણ જાણીતા છે તેમ અખેવત સાવળીંગા અને ગજરામારૂનાં પાત્રો પણ ગામડાઓમા ઘણે ભાગે જાણીતા છે પરતુ નવીન સાહિત્યના પાત્રો હજી પરિચિત થવાને બહુ વાર છે

આપણા નવીન ગુજરાતી સાહિત્યમા હાસ્યરસના પુસ્તકો બહુ જ થોડા છે, એમ તો કબુલ કરવુ જ પડશે રા રમણભાઇની કટાક્ષમય વાર્તા "ભદ્રંભદ્ર" તેમા અગ્રસ્થાન ભોગવે છે તેમના જ 'હાસ્યમદિર'મા પણ ટુકા હાસ્યરસ પ્રધાન લેખો છે નવલરામનુ "ભટનુ ભોપાળુ" તે મોલીયેરના "મૉક ડૉકટરનુ" ભાષાન્તર છે આ શીવાય બીજા કેવળ આગ ળીને વેઢે ગણાવી શકાય તેટલાં જ પુસ્તકો હાસ્યરસ સબધી આપણી ભાષામાં છે અને તેથી રા ધનસુખલાલની આ રમતી વાતનો સગ્રહ બહાર મુકાયો છે તેથી બહુ જ આનદ પામવાનુ છે

આપણે થાક્યા પાક્યા આખા દિવસને અંતે બેઠા હોઇયે, કાંઈ ગભીર વાચન સમજવા જેટલી મગજશક્તિ રહી હોય નહિ, તે વખતે કાંઈ હસાવનારૂં પુસ્તક હોય જરા વાચીને, નિર્દોષ આનદ લઇયે, અને મગજનો થાક ઉતારીયે આપણા પુસ્તક સગ્રહમાં થોડા આવા હાસ્યપૂર્ણ પણ નિર્દોષ પુસ્તકોની પણ ખાસ જરૂર છે

રા ધનસુખલાલની આ વાર્તાઓ ઘણે ભાગે અગ્રેજીમાથી ભાષાતર રૂપે અથવા ઉતારા રૂપે હોય તેમ લાગે છે તેમા હાસ્યરસ ઠીક જમાવ્યો છે ઘણી વાર્તાઓ એકલા હોઇયે તો પણ હસાવે તેવી છે અને સર્વ વાતો નિર્દોષ છે હાસ્યરસને અશ્લીલ બનાવ્યો નથી તે આનદ પામવા જેવુ છે આ વાર્તાઓમા કાંઇ મર્મ કે કટાક્ષ રહેલા નથી કટાક્ષમય વાર્તાઓમા એક વિશેષ ગુણ છે તેમા હાસ્યરસ સાથે અમુક રૂઢી કે માન્યતા ઉપર સખ્ત આક્ષેપ કરી તેના સુધારાનો પ્રયત્ન હોય છે જો કટાક્ષ અગત વ્યક્તિ પર ન હોય તો તે બહુ જ પસદ કરવા યોગ્ય ગણી શકાય. પણ રા ધનસુખલાલની વાર્તામા તો ખાસ કટાક્ષ જ નથી એમા વાચનાર તો હસવા ખાતર જ હસવાનુ છે કોઇને કહેવાય તે માટે પણ તેનુ યે સ્થાન છે

એકદરે આ પુસ્તક પ્રસિદ્ધ કરીને, ગુજરાતી હાસ્યરસના સાહિત્યમા એક ઉમેરો કરવા માટે, રા રમણીય રામને અભિનદન આપવુ ઘટે છે ખાસ રમણીયરામે, આ સમયમા-

કાગળની મોઘવારીના સમયમા પણ, સુશોભિત અને ઉચ્ચ કોટીનાં આઠ પુસ્તકો પ્રસિદ્ધ કરી ગુર્જર સાહિત્યની સેવા કરી છે તેમની અન્ય પ્રવૃત્તિઓમા આ પ્રવૃત્તિ તેઓ વિસરશે નહિ એમ આશા છે આ સ્થળે ગરીબ ગુજરાતીઓના લાભની એક સૂચના કરૂં છુ જો કે ગ. રમણીયરામે જે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે તેમની બાંધણી, છપાઇ, અને સોભા જોતાં, તે મોંઘા ના કહેવાય પણ અગણિત ગુજરાતીઓ તેમની હાલની કીંમત ખર્ચી પુસ્તકો ખરીદી શકે તેમ નથી તેમને માટે સોંઘી આવૃત્તિઓ કાઢવામાં ના આવે ? વાર્તાઓ માટે એક રૂપિયાથી વધારે ખર્ચવાની વૃત્તિ અને શક્તિ પણ ઘણાઓની નથી

છેવટે ભાઈ ધનસુખલાલને તથા રમણીયરામને ફરીથી અભિનંદન આપુ છુ, અને ભાઈ ધનસુખલાલને વિનવુ છુ કે તેમની આ શક્તિને ખીલવીને સાહિત્યમા અમર બની જાય તેવી વ્યક્તિઓ આલેખવાનો તેઓ પ્રયત્ન કરે

—કે. છો. દેસાઇ, (બી એ, એલએલ બી ),

---

## મનુષ્ય પરત્વ મનુષ્ય.

જ્યાં પરસ્પરની કડવાશ હોય છે તે સસ્થાઓ સારાં ફળ આણી શકતી નથી

આજનો કામદારવર્ગ પોતાની માનપ્રદ સ્થિતિનો વિચાર તેણે પહેલાં કોઇ વખત નહિ કર્યો હોય તેટલો કરે છે અને એ જ રીતે એ પોતાના 'સ્વ'ને પ્રાપ્ત કરી શકશે

એ વ્યાજબી જ છે મનુષ્યને મનુષ્ય તરિકે ઓળખો તો પછી બીજુ બધું સ્વયમેવ તદનને આવી મળશે. પરસ્પરના કલહ અને વહેમથી ઉભરાઇ જતી દુનિયાને આ જ સદેશો છે

---

# ગ્રાહકોને બે બોલ.

સમાલોચક આ અંકથી એના છવ્વીસમા વર્ષમાં પ્રવેશ કરે છે. માસિક તરીકે એ આજે એના આઠમા વર્ષમાં પ્રવેશ કરે છે. એ સર્વ દરમિયાન એનો ઘણો ખરાબ સમય ગયો છે અને એની આર્થિક સ્થિતિ દિનપ્રતિદિન ખરાબ થતી જાય છે. એવા સમયમાં પ્રકાશક તરીકે મહ ધર્મકર્તા નથી એને બની શકે તેટલો આર્થિક ભાગ આપીને ટકાવ્યું છે. ન ટકે ત્યારે એનું લવાજમ વધારવું પડ્યું અને સામગ્રી ઓછી કરવી પડી. એથી અમને ઘણો આઘાત થયો હતો પરન્તુ, 'પ્રભુની ઇચ્છા'ને માન આપી અમને પણ એ કરવું પડ્યું. પરિણામે માસિકના અમુક ગ્રાહકબન્ધુઓમાં નિરાશા ઉત્પન્ન થઈ અને કેટલાકો તો નવું લવાજમ ભાર પણ પડ્યું એની નવા વર્ષથી એમણે સ્વાભાવિક રીતે પત્ર બંધ કરવાનો હુકમ કર્યો. કે અમ્હે તે સર્વ ભાઇઓને આ અંક ફરી મોકલીએ છીએ. આગ મહિને એ રૂપીઆ વધારાના અપના જેટલો ભાગ એ આપી શકશે એવી અમ્હને આશા છે. છતાં પણ જેમને એવી અનુકૂળતા ના હોય તે પ્રથમ ૬ માસના [illegible] અને પછીના ૬ માસના અઢી રૂપીઆ મોકલી ગ્રાહક તરીકે ચાલુ રહેશે એવી અમ્હને આશા છે. હવે લવાજમ વધારવાની જરૂર નહિ પડે એવું અમ્હે માનીએ છીએ. જુને સંજોગો બદલાતા તેમ ગ્રાહકોની સંખ્યા વધેથી અમ્હે વધારે ઉત્સાહથી કામ કરવા [illegible] થઇશું. સમાલોચકમાં હવે ચિત્રો આવતા નથી એ એક ફરિયાદ અમ્હારી પાસે આવી.

એવી સર્વ ફરિયાદોના મૂળ નબળી આર્થિક સ્થિતિ છે. ગ્રાહકો તરફથી જોઇતું ઉત્તેજન મળેથી સમાલોચક ફરી સચિત્ર થઇ શકશે અને એ કરવાનો અમ્હારો સતત વિચાર છે, ચાલુ વર્ષથી આપણા જાણીતા વિદ્વાન વર્ગ તરફથી સારા અને શિષ્ટ લેખો નિયમિત રીતે સંખ્યાની આવશે અને લેખોના વૈવિધ્ય અને ઉચ્ચ ભૂમિકા ફરી સાચવી દૃષ્ટિ સામે રજુ કરવાના પ્રયાસો થશે.

આથી અમ્હે આશા રાખીએ છીએ કે જે ગ્રાહકોએ સમાલોચક મગાવવું બંધ કર્યું છે તે સૌ ફરી તેને ઉત્તેજન આપી અમ્હારા કાર્યમાં ઉત્સાહથી જોડાઇ સમાલોચકની મોટી [illegible] દૂર કરશે. નવીન ગ્રાહકો જેમ જેમ વધતા જશે તેમ તેમ અમ્હે વધારે ને વધારે ઉપયોગી કાર્ય કરવા પ્રેરાઇશું.

સમાલોચકની અનિયમિતતા એ છાપખાનાઓમાં કામ કરનાર વર્ગના તુફાનને આભારી છે. કેનની બધી સંભાળ રાખતાં આ અનિયમિતતા પણ વધી છે. છતાં એ ખામી દૂર કરવાના પ્રયાસો ચાલુ જ છે. એટલી ખામી ગ્રાહકબન્ધુઓ સહન કરી નહિ લે એવું અમ્હે ધારતા જ નથી. ગ્રાહકોની સુજનતા ઉપર અમ્હને વિશ્વાસ છે.

તા. ૭, માર્ચ ૧૯૨૩,
સમાલોચક ઑફિસ, મુંબાઇ

રમણીયરામ ત્રિપાઠી,
પ્રકાશક



પુસ્તક ૨૬ મું,] ફેબ્રુઆરી, ઈ. સ. ૧૯૧૧ [ અંક ૨.

# પ્રેમપૂજાનાં આમંત્રણ.

લેખક—રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

અમ કુંજ આજ પ્રેમનાં પર્વ
  ઉત્સવે પધારજો, રસદેવ ! ધ્રુવ

રસ-ઉત્સવિધા ઉત્સવ કરીશું,
પ્રેમદેવના પૂજન કરીશું,
અમારે ઉર ઉર ખીલી વસન્ત,
  સન્તજન ! વધારજો રસદેવ !

ઘરેઘર આજ પ્રેમનાં પર્વ,
  ઉત્સવે પધારજો, રસદેવ !

# અસહકાર કે આત્મોદ્ધાર ?

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ , એલએલ્

૧.

"અસહકાર કે આત્મોદ્ધાર ?"—આ સ્વરૂપમા પ્રશ્ન ચર્ચવાનું પ્રયોજન પ્રારંભમા જ સ્પષ્ટ કરવા જેવુ છે ગાંધીજીથી પ્રેરિત અને ગાંધીજીથી નિયન્ત્રિત "અસહકાર"—"*Non-Co-operation*"—એ નામવાળી જે મહાપ્રવૃત્તિ અત્યારે હિન્દની પ્રજાને હલમલાવી રહી છે અને જગતનુ ધ્યાન ખેંચી રહી છે તે મહાપ્રવૃત્તિ સ્હામે જે અનેક વાંધાઓ ઉઠાવવામા આવે છે ત્હેમાથી બે વાંધાઓ વિષે વિચાર કરવાનો આ લઘુ લેખનો આશય છે પ્રથમ વાંધો "અસહકાર" એ શબ્દ પરત્વે છે, બીજો વાંધો એ શબ્દથી સૂચિત અર્થ સ્હામે છે પ્રથમ વાંધો એ છે કે "અસહકાર" એ શબ્દ જ "અ" થી શરૂ થતો હોવાથી "અભાવ-સૂચક" છે, "નિષેધ-દર્શક" છે, "*negative*" છે, એવો નિષેધાત્મક શબ્દ પ્રજાનુ મહાસૂત્ર, રાષ્ટ્રનો મહામંત્ર ન હોવો જોઇએ પ્રજાના મહાસૂત્ર તરીકે, રાષ્ટ્રના મહામંત્ર તરીકે કોઇ વિધાનાત્મક, ભાવસૂચક, "*positive*" શબ્દ યોજાવો જોઇએ બીજો વાંધો એ છે કે શબ્દ જ નિષેધાત્મક ન હોવો જોઇએ એટલુ જ નહિ, પરન્તુ તે શબ્દથી સૂચિત અર્થ—પ્રજાની સમક્ષ રજુ કરવામા આવતું સાધ્ય અને તે સાધ્યને અંગે રજુ થતો સાધનક્રમ—એ બન્ને પણ વિધાનાત્મક હોવા જોઇએ, પણ "અસહકાર" શબ્દથી ઓળખાતી પ્રવૃત્તિ તેવી નથી આ બન્ને વાંધાઓ વિષે વિચાર કરવાની એક પદ્ધતિ શીર્ષક તરીકે પૂછાયેલા પ્રશ્નનો ઉત્તર શોધવો એ છે "અસહકાર" એ નામથી ઓળખાતી પ્રવૃત્તિ તે માત્ર "અસહકાર" જ છે કે "આત્મોદ્ધાર" પણ છે ? એ પ્રવૃત્તિને "આત્મોદ્ધાર" એવું ભાવ-સૂચક, મંડનાત્મક, વિધાન-દર્શક નામ ન આપ્યુ, અને "અસહકાર" એવુ અભાવ-સૂચક, ખંડનાત્મક, નિષેધ-દર્શક નામ આપ્યુ એથી એ પ્રવૃત્તિની આત્મોદ્ધારકતા શુ સર્વાંશે નષ્ટ થઇ જાય છે ? આ ચર્ચા આ લેખનો વિષય છે

ચર્ચા કરતા પૂર્વે એક બાબત જણાવવા જેવી છે તટસ્થ, નિષ્પક્ષપાત તપાસ એ જ આ ચર્ચાનો ઉદ્દેશ છે, કોઇપણ પક્ષનું મમતાયુક્ત આગ્રહી પ્રતિપાદન એ આ લેખનો હેતુ નથી. જે રાષ્ટ્રીય મહાપ્રવૃત્તિ અનેક હૃદયોને અશાન્ત કરી રહી છે તે મહાપ્રવૃત્તિને "બુદ્ધિના શુષ્ક પ્રકાશ"થી—"*dry light of reason*"થી—જોવાનો આ એક શાન્ત પ્રયાસ છે—અલબત્ત, માનવતાના ભોગે નહિ.

૨.

શબ્દ સ્હામેનો વાંધો પ્રથમ લઇએ બેશક, એ તો ખરૂં જ છે કે કોઈ પણ સિદ્ધાન્તનું ઉત્તમ સ્વરૂપ તે વિધાનાત્મક ( *positive* ), મંડનાત્મક ( *constructive* ) હોવુ જોઇએ; અને એ પણ ખરૂં જ છે કે એ સિદ્ધાન્તનો બોધ કરનાર શબ્દ પણ વિધાનાત્મક, મંડનાત્મક

ફાવે જો એ શુ સિદ્ધાન્તના સમ્બન્ધમાં કે શુ શબ્દપ્રયોગના સમ્બન્ધમાં નિષેધાત્મક (*negative*), ખંડનાત્મક (*destructive*) સ્વરૂપ તે ગૌણ જ હોવું જોઇએ સામાન્ય નિયમ તરીકે આ સત્ય છે, પરન્તુ એમાં અપવાદ ન જ થઈ શકે એમ કાંઇ નથી અમુક સિદ્ધાન્ત કયા સ્વરૂપમાં રજુ થાય છે અને કયા શબ્દદ્વારા ત્હેનો બોધ થાય છે એ સંયોગો ઉપર આધાર રાખે છે, અને તે સંયોગો એવા પણ હોઇ શકે કે જ્યારે સિદ્ધાન્તનું ખંડનાત્મક સ્વરૂપ એટલું બધું ભાર મૂકવા જેવું હોય કે ત્હેના મંડનાત્મક સ્વરૂપને ગૌણપદ મળી જાય ખાસ કરીને પ્રારંભમાં "અસહકાર" ની પ્રવૃત્તિ યથાર્થ રીતે સમજવાનો જેઓએ શાન્તિથી પ્રયાસ કર્યો હશે ત્હેમને જણાયું હશે કે એવા વિશિષ્ટ સંયોગોમાં એ પ્રવૃત્તિ આરંભાઇ હતી કે જેથી ત્હેના નિષેધાત્મક સ્વરૂપ ઉપર ખાસ ભાર મૂકવો પડે જેમ વેદાન્તના મુખ્ય સિદ્ધાન્તનો "ઐક્ય" શબ્દથી બોધ ન કરતાં 'અદ્વૈત" અને "અભેદ" શબ્દોથી બોધ કરવામાં આવ્યો છે ત્હેમાં અનુચિતતા નથી એટલું જ નહિ, પરન્તુ વિશિષ્ટ સમુચિતતા સમાયલી છે તેમ આપણી અત્યારની રાષ્ટ્રીય પ્રવૃત્તિનો "અસહકાર" શબ્દથી બોધ કરવામાં આવ્યો છે ત્હેમાં અનુચિતતા નથી એટલું જ નહિ, પરન્તુ વિશિષ્ટ સમુચિતતા સમાયલી છે જેમ પ્રપંચને દ્વૈતદૃષ્ટિથી, ભેદદૃષ્ટિથી જ જોતાં શીખેલા જીવાત્માને જગાડવાને "અ-દ્વૈત," "અ-ભેદ" એવા અભાવ-દર્શક શબ્દો યોજવા પડે છે તેમ રાજ્યપ્રદેશને "સરકાર સાથે સહકાર" ની જ દૃષ્ટિથી જોતાં શીખેલી પ્રજાને જગાડવાને અને "અન્યાયી અને અત્યાચારી સરકાર સાથે સહકાર અકર્તવ્ય છે" એ બોધ કરવાને "અ-સહકાર" એવો નિષેધાત્મક શબ્દ યોજવો પડે ખાસ કરીને સમ્રાટે "સહકાર" નો સન્દેશ મોકલ્યા છતાં પ્રજાની સાથે મુદ્દાની બાબતોમાં વસ્તુત "અસહકાર" કરનાર સરકારની સાથેના કામકાજમાં સંક્ષેપમાં, અન્યથા અનુચિત ગણી શકાય એવા શબ્દપ્રયોગને સંયોગો સમુચિત બનાવે છે, અને એ ન્યાયે "અસહકાર" શબ્દ સમુચિત છે.

૩.

પરન્તુ આખરે શબ્દપ્રયોગ એ ગૌણ બાબત છે, એટલી બધી ગૌણ કે અસહકારના વિરોધીઓએ તેમ જ કેટલાક સમભાવશાલી સમર્થકોએ પણ એને મ્હોટું સ્વરૂપ ન આપ્યું હોત તો અપમાનિત હિન્દને આવી શાબ્દિક ચર્ચા મર્મભેદક હૃદયહીનતા લાગત ખરી. અગત્યનો પ્રશ્ન તો એ છે કે "અસહકાર" એ શબ્દથી સૂચિત પ્રવૃત્તિ સ્વરૂપમાં માત્ર નિષેધાત્મક અને ખંડનાત્મક જ છે કે વિધાનાત્મક અને મંડનાત્મક પણ છે? અસહકારવાદના આચાર્ય મહાત્મા ગાંધીજીના લેખો જેઓએ વાંચ્યા હશે અને ત્હેમનાં ભાષણો જેઓએ સાંભળ્યાં હશે તેઓ જોઈ શક્યા હશે કે "અસહકાર" માં બન્ને સ્વરૂપોનો સમાવેશ થઇ જાય છે અને છતાં યે સંક્ષેપમાં સિંહાવલોકન કરી જઇએ

મુખ્ય બાબત હિન્દના રાજકીય સાધ્યની છે "હિન્દના લોકોની ઇચ્છાને અનુસરતું સ્વરાજ્ય સાધવું" એ સાધ્યનિર્દેશ સ્પષ્ટ રીતે મંડનાત્મક છે બ્રિટિશ પ્રજા સાથે સમ્બન્ધ

---

* સરસ્વતીચંદ્ર ભાગ ૩ જો રૂ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

રાખવો એવો અમર્યાદિત નિષેધ અસહકારવાદે કર્યો નથી, તે સાથે જેટલે અંશે સ્વરાજ્યસંપાદનમાં સાધનભૂત હશે તેટલે અંશે રહેશે. મુદ્દાની બાબત એ છે કે હિન્દના લોકોએ પોતાની મેળે સ્વરાજ્યસંપાદન કરવાનું છે એ વિધાનાત્મક સ્વરૂપ ઉપર મુખ્ય ભાર મૂકવામાં આવ્યો છે.

બીજી બાબત ધારાસભાઓમાં હિન્દીઓએ ન જવું એટલા નિષેધથી જ માત્ર સંતોષ માનવામાં આવ્યો નથી, પરંતુ સાથે સાથે એ વધારે અગત્યની બાબત-વિધાનાત્મક બાબત-ઉપર ભાર મૂકવામાં આવ્યો છે કે લોકોને રાજકીય બાબતોથી વાકેફગાર કરવા અને હેમને સ્વરાજ્યની જવાબદારીઓ માટે તૈયાર કરવા. જેઓ લોકતન્ત્રનું સાચું સ્વરૂપ બરાબર સમજે છે અને જેઓ હિન્દના જનસમુદાયમાં ગુપ્ત રહેલા સત્ત્વના અનુભવી છે તેઓ આ પ્રચારકાર્યની આવશ્યકતા પૂરેપૂરી સમજી શકશે. ધારાસભાઓનો બહિષ્કાર હિતકારક છે કે હાનિકારક એ જુદો પ્રશ્ન છે અને અત્ર અપ્રસ્તુત છે, અત્ર તો પ્રસ્તુત મુદ્દો એ છે કે ધારાસભાઓનો બહિષ્કાર બોધીને સંતોષ ન માનતાં પ્રચારકાર્યનો ઉપદેશ કરવામાં અસહકારવાદ માત્ર નિષેધાત્મક નથી, વિધાનાત્મક પણ છે.

ત્રીજી બાબત ન્યાયમન્દિરોનો બહિષ્કાર કરીને સંતોષ માનવાનું અસહકારવાદ કહેતો નથી, પરંતુ લવાદીના આશ્રયથી મુકદ્દમાઓ ચૂકવવાનો વિધાનાત્મક બોધ કરે છે. ન્યાયની દિશામાં પ્રજાનું કર્તવ્ય નિર્દેશીને પોતાનું ઘટનાત્મક સ્વરૂપ અસહકારવાદે સૂચવ્યું છે.

ચોથી બાબત સરકારી અથવા અર્ધ-સરકારી શિક્ષણસંસ્થાઓનો ત્યાગ કરવો એટલાથી સંતોષ ન પામતાં રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ સ્થાપવી એ અસહકારવાદનો કાર્યક્રમ છે, એટલે શિક્ષણની દિશામાં પણ અસહકારવાદ એ કેવલ નિષેધાત્મક નથી, પરન્તુ વિધાનાત્મક પણ છે.

પાંચમી બાબત આર્થિક દિશામાં અસહકારવાદ માત્ર વિદેશી વસ્તુઓનો બહિષ્કાર બોધીને બેસી રહેતો નથી, પરંતુ સ્વદેશી વસ્તુઓ ઉત્પન્ન કરવાનો અને હેમનો ઉપયોગ કરવાનો વિધાનાત્મક ઉપદેશ આપે છે. રેંટીયાનો અને હાથ-શાળોનો ઉપયોગ કરવાનું કહેવામાં આવે છે તે અસહકારવાદનું વિધાનાત્મક સ્વરૂપ જ છે.

૪

સંક્ષેપમાં, આપણે જોયું કે "અસહકાર" એ શબ્દ જો કે બ્હારથી અને ઉપર ઉપરથી જોતાં માત્ર નિષેધાત્મક જણાય છે, છતાં જેમ "અદ્વૈત" અને "અભેદ" શબ્દો "ઐક્ય"નો બોધ વસ્તુતઃ કરે છે તેમ "અસહકાર" શબ્દ "આત્મોદ્ધારનો" વિધાનાત્મક બોધ કરી શકે. આ બાબતમાં જે ન્હાની બાબતને મ્હોટું સ્વરૂપ અપાયું છે તે શબ્દશુદ્ધિની દૃષ્ટિથી સમજી શકાય એવું હોવા છતાં ખરેખર વધારે પડતું છે.

"અસહકાર" શબ્દથી જે સાધ્ય અને જે સાધનક્રમ વિવક્ષિત છે તે માત્ર નિષેધાત્મક નથી, પરન્તુ વિધાનાત્મક પણ છે. જ્યાં સુધી પંજાબના અત્યાચારો અને ખીલાફતને અન્યાય એ બે બાબતોના સમ્બન્ધમાં સરકાર પ્રજાને સંતોષ નહિ આપે ત્યાં સુધી નિષેધાત્મક સ્વરૂપ ઉપર ભાર દેવાશે અને દેવાવો જોઈએ એ સ્પષ્ટ છે. પરંતુ પ્રજાને ગાંધીજી "અસહકાર" દ્વારા જે તાલીમ આપી રહ્યા છે તે તો વસ્તુતઃ આત્મોદ્ધારની વિધાનાત્મક તાલીમ જ છે. ભારતનો આત્મોદ્ધાર એ સર્વોપરિ સાધ્ય છે.

---

# સ્વર્ગસ્થ "હાજી."

## ગુજરાતના રસસૂના, રસ-મન્દિરનો રસઘેલો પૂજારી

લેખક-ગો. નૃસિંહ વિભાકર.

હાજીને કોણ નથી ઓળખતું ? આખું એકંદર ગુજરાત ઓળખે છે ! અને શા માટે ન ઓળખે ? ગુજરાતમાં જાણીતા થએલા સૌ જશનામીઓ અને સૌ જશ-કામીઓની હાજીમહમદ ફરતી જાહેરખબર હતો ગુજરાતના રત્નો તેમ જ કોયલાઓને ઉંડા અંધકારમાંથી ખેંચીને પ્રકાશમાં મૂકવાનું અપૂર્વ માન "વીસમી સદી" ના માલેકને જ છે "વીસમી સદી" ન હોત તો ઘણાયે સાહિત્યસૂર્યો આથમી ગયા હોત અને ઘણાયે કવિ-ગ્રંથકારો ઉગ્યા ન હોત અને ગુજરાતની ચિત્રકલાનું શું ? સાહિત્યપરિષદે જેટલા વર્ષોમાં ચિત્રકલા માટે નથી કર્યું તેટલા મહિનાઓમાં "વીસમી સદી" એ કરી બતાવ્યું

રવિશંકર રાવળ અને પુરૂષોત્તમને કલાની દુનિઆમાંથી હાજીમહમદે શોધી કહાડ્યા અને "વીસમી સદી" એ ચિરંજીવ બનાવ્યા કનૈયાલાલ મુનશીને ગુજરાત સમક્ષ યથાવિધિ વ્યક્ત અને મંડિત કરનાર પણ હાજીમહમદ જ ચન્દ્રશંકર પંડ્યાનાં સ્નેહ-ગીતોને પાંખ આપનાર પણ "વીસમી સદી"–"સમાલોચક" નહિ નરસિંહરાવને સજીવન કરનાર પણ એ જ "ઉમ્મરખય્યામ"નો રસરૂપ પ્રોફેસર કાન્તિલાલને આત્માની પ્રયોગશાળામાં પણ સાહિત્યનું નિરંતર સ્મરણ આપનાર અને હેના વિજ્ઞાનને રસાત્મક બનાવનાર પણ આ જ રસાત્મા કવિ ન્હાનાલાલને ભૂત અને ભવિષ્યની ઉંડી ખોહોમાંથી સમર્જીની પકડીને બહાર ખેંચી લાવનાર અને વર્તમાન પ્રવાહમાં ધકેલનાર "કવિ" નો અંતરાત્મા છે ખરો જ પણ એ અંતરાત્માનો પ્રેરક ઘણે અંશે આ ચિત્ર-જાદુગર ગેઇટીની રંગભૂમિને મુંબાઇ બહારની દુનિઆ પાસે જાણીતી કરનાર અને મ્હારી નગ્ન નાટ્યકૃતિઓને ફોટોગ્રાફમાં આમેજ ઉતારી નાટ્યકલામાં નવીન રસ સિંચનાર પણ એ સાહસિક તંત્રી જ 'તારાપોર'ને મુંબઈ-મશહૂર કરનાર પણ એ જ ખોજા મહોરાનો મહાનુભાવ

"ગુજરાતના રસ-મન્દિરનો આવો ફિદાજાન પૂજારી ગુજરાતે બીજો કોઇ જોયો નથી એ રસઘેલો બિચારો રસની શોધમાં ને શોધમાં જ ચાલ્યો ગયો "વીસમી સદી" તેની સુંદર સ્વપ્નસૃષ્ટિના એક ન્હાના ખંડનું જ પ્રતિબિંબ હતું એની ભાવનાઓ તો જબ્બર હતી મને ૧૯૧૬ માં મ્હારી સાથે કલાકોના કલાકો બેસીને "વીસમી સદી" ના સ્વપ્નાઓ તેણે રચ્યા હતાં તે ઉપરથી કહી શકું છું કે તેની મુરાદો ચોથે ભાગે પણ બર નથી આવી એક સારૂં માસિક ફતેહમંદીથી ચલાવવામાં આ રસસૂના પ્રાંતમાં કેટલી જહેમત ઉઠાવવી પડે છે તેનો ખરો ખ્યાલ હાજીમહમદનું જીવન જાણ્યા વિના કદિ આવવાનો નથી -એ રસભીનો મજૂ "વીસમી સદી" પાછળ કેટલી તનતોડ મહેનત કરી રહ્યો હતો તે તેના નિકટના સ્નેહીઓ જ જાણે છે યૂરોપ અમેરિકાનાં સારામાં સારાં ચિત્ર-માસિકોની બરોબરીમાં મૂકી શકાય એવું

"વીસમી-સદી" ને બનાવવાનુ તેનું મત અજબ હતુ સારામાં સારા ગુજરાતના લેખકો પાસેથી લેખો મેળવવામા તેની હૃદયહારક મીઠાશ અને સમજાવટ જોર હતાં એક વાર તમારા ઉપર હાજીએ નિશાન તાક્યું, પછી તમારૂં મગદૂર નહિ કે તમે છટકી જાઓ એ તમારે ત્યા હમેશના બે ધક્કા ખાઇને પણ તમારી પાસે લખાવશે, તમે માથેરાન જશો તો તારથી તમને યાદી આપશે વિષય માટે વસ્તુ મેળવવાનું બહાનું કહાડશો તો એ વિષય ઉપર ઢગનાબધ સાહિત્ય તમારા હાથમા આનીને પડે એવી એ તજવીજ કરશે મ્હારા પોતાના જ બે જાણવા જેવા અનુભવો કહી દઉં લૉર્ડ જ્યૉર્જ ઉપર મ્હારે લેખ લખવો એવો હાજીમહમદે સકલ્પ કર્યો મ્હેં ઘણીએ આનાકાની કરી અગવડો બતાવી તે બધી અગવડો તેની પાસે ટકી શકે તેમ ન હોતી તેના છપાતા અકમા કોઈ રીતે મ્હારે લેખ આપવો જ જોઇએ એ તેની પ્રતિજ્ઞા હતી છેવટે મ્હેં લૉર્ડ જ્યૉર્જના જીવનચરિતની કેટલીક હકીકતો મ્હારી પાસે નહિ હોવાનુ બહાનું કહાડ્યુ બીજે દિવસે લૉર્ડ જ્યૉર્જ વિષે થોકબધ પુસ્તકો મ્હારે ત્યા આવીને પડ્યા! હુ મ્હાત થયો! એવી જ રીતે બીજી વાર બ્રાયડ સબંધી લેખ લખવાની મ્હને ફરજ પાડી! કોણ જાણે ક્યાથી બ્રાયડ સબધી ( વાંચી ન શકુ તેટલુ સાહિત્ય મ્હારે ઘેર એ ફેંકી ગયેલ!

જેમ "વીસમી સદી" નો ગુજરાત ઉપર ઉપકાર અથાગ છે તેમ "વીસમી સદી" અજાણતા ગુજરાતનું ગુન્હેગાર પણ બન્યુ છે "વીસમી સદી" એ ગુર્જર સાહિત્યની સુંદર કૃતિઓને જેમ ચિત્રોથી જોર સુંદર કરી બતાવી તેમ એ જ ચિત્રોના દીરાથી કેટલાક કંચ-ગની પણ ખોટી હિમ્મત બનાવી ગુર્જર સાહિત્યના ખોટા આક ઘણા સમય થયાં અકાય છે-પણ એ ખોટી આકણીમા "વીસમી સદી" એ તો અવધિ કરી નિર્માલ્ય જોડકણાંઓ મોહક ચિત્રોના ચોખઠામા કાચકુજે તરીકે શોભવા માંડ્યાં! ટાઢાથી વાર્તાઓ રગની પિછી વડે ચમત્કૃતિઓ તરીકે પૂજાવા લાગી! દયાને પાત્ર એવા સાદાં માનવીઓ દેવ-દેવીઓ જેવાં ચિત્રામણમાં પ્રકટી નિકળ્યાં! બાવ ખોળિયાની ખુબસુરતીમા આતર તેજ ભૂલાઇ ગયા! ચિત્ર-સાહિત્યના ડાકડીમાકડમા રસ-સાહિત્ય ચિત્રવત્ થઇ ગયુ! લેખકોના ફોટોગ્રાફ જોવામાં વાચકો લેખને વિસરી ગયા! શોભાની ખાતર સગી ભાવના બળિદાન અપાયા!

પણ આ બધા "વીસમી સદી" ની પ્રવૃત્તિના પરોક્ષ પરિણામો હતાં એ પરિણામો સામે સાવચાની રાખવા જેટલો અવકાશ એ ચિતાગ્રસ્ત તત્રીને ન હતો, "વીસમી સદી" ને આકર્ષક બનાવવાની ઉપાધિ એટલી મ્હોટી હતી કે એને સૌનો ઉપયોગ કરી લેવો પડતો એ ઉદાર, ઉત્સાહપ્રેરક, ભલા ભાઇએ ગુજરાતના સારા નરસા સૌ લેખકોનુ યથાશક્તિ આતિથ્ય કરીને જ પોતાની કૃતકૃત્યતા માની એણે સૌને નિવાજ્યા સૌની કદર કરી સૌનો ઉપયોગ કર્યો માત્ર એનો જ ઉપયોગ કોઇએ ન કર્યો સાહિત્ય-મદિરનો પૂજારી પોતે જ પ્રભુતાને ન પામ્યો ગરીબીમાં "વીસમી સદી" શરૂ કર્યું અને તેને ગરીબીમા જ મૂકીને એ દિલાવર મુફલીસ સ્વર્ગસ્થ થયો "વીસમી સદી" ની ખાતર તેનુ થાકેલુ શરીર વિક્ટોરિયામા પિંખુ

* લીલાવતી જીવનકલા રૂ ૦-૧૨-૦ એન. એમ ત્રિપાઠી ઍન્ડ કપની, મુબાઈ.

જેમ એ તપ પામે ખાદીધારી તપસ્વીઓએ પણ શિર ઝુકાવવુ જોઇએ. અગ ઉપર ચાર વસ્ત્ર ન હોય તો ચાલે, પણ યુરોપ-અમેરિકાના નવીનમા નવીન અને મોંઘામાં મોંઘાં માસિકો-ત્રમાસિકો વિના ન ચાલે એ હાજીમહમદની સાહિત્યભક્તિ! પોતાના મહોલ્લાના મનોરિવામાંથી ગરવાને હવાદેર માટે ખર્ચી ન મળે, પણ રોયલ એશિયાટિક સોસાઇટીને શરમાવે એવો સલમીન જાહોજલાલીનો પુનરુદ્ધાર પોતાનો કહેવરાવવો એ મોજશોખ ઉમ્મરખાયાનો પાસક સુરી જ માણી શકે.

એકદર ગુજરાતે હાજી જીવતા તો તેની કદર ન કરી ન સાહિત્ય પરિષદે એ ગનને રખ્યુ, ન સ્વરાજ્ય-સભા આ મહાન્ પ્રચારક ( *Propagandist* ) નો ઉપયોગ કરી ળ, ન સાબરમતી આશ્રમને આ તપસ્વીને હૈયે ઝાંખી રહેના તનખાના દર્શન થયા. એ નખ્ખો ઉકટે આપણુ હોલવાઇ જવા દીધો દીવેલની ખામીએ એ દીપક ઠરી ગયો દેહના ક ના એ દિલના દર્દથી આજારી હતો, અને એને લીધે આખુ ગુજરાત આજારી છે ગુજરાત પ્રાયશ્ચિત ન કરે ત્યાસુધી આજારી જ રહેશે "વીસમી સદી" જીવત ન રહે યાંસુધી એ પ્રાયશ્ચિત પુરૂં ન જ થાય એ ગસમાનીના પ્યારામાં પ્યારા છોકને ગુજરાત મ વા દે તો જ એના ગસનીના રૂહને સાચી શાન્તિ મળે.

---

-જુઓ-

## માર્ચ અને એપ્રીલના બન્ને અંકો.

મે માસના પહેલા અઠવાડીયામા
બહાર પડશે. માટે
માર્ચ-એપ્રીલ અને મે માસથી ગરૂ થતા
ગ્રાહકોએ પોતાના લવાજમ વળતી ટપાલે
મોકલી આપવા.
વી પી થી ચાર આનાનુ વધારેનુ ખર્ચ બચાવવુ હોય, અને, અંક વ્હેલા મેળ-
વવા હોય તો આ જ સીધો સરળ માર્ગ છે

---

# પ્રાણસમા પંખી !

૧૫૮—ગ. મંજુલાલ જમનારામ દવે, એમ

પ્રાણસમા પંખી !
ક્યાંથી કરો આવ્યાં ઉદ્ધાર !
પ્રેમળ ઓ પંથી !
દિનદિનનાં શમણાંનાં સનમ સુહામણાં
પગલાં પનોતાં અપાર !
પ્રાણસમા પંખી !
દુનિયાથી દૂર ઉભી દામણી આ ઝુંપડી
ક્યાં આ તમ હર્ષના વિહાર !
પ્રાણસમા પંખી !
સુનીસુની અંતરીક્ષે જોતી હતી આંખડી
ત્યાં ક્યાં આ અમૃતસાર !
પ્રાણસમા પંખી !
જીવનના જાગતા આદર્શરૂપ અંતર્યાં
ગીતુ શાં તેજના અંબાર !
પ્રાણસમા પંખી !
ક્યાંથી કરો આવ્યાં ઉદ્ધાર
પ્રેમળ ઓ પંથી !

# મહાત્મા ટૉલસ્ટૉયનું આત્મનિવેદન.

લેખક—ના જયન્ત.

ગુર્જર ભાષામાં ટૉલસ્ટૉયની જીવનની વસ્તુસ્થિતિ સમજાવે તેવું કોઈ પુસ્તક અદ્યાપિ પ્રસિદ્ધ થયું નથી એ કામ સુપ્રસિદ્ધ 'સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયે' હાથમાં લીધું છે પણ તે બહાર આવવાને હજી સુધી અવકાશ મળ્યો નથી એ સિવાય જે કંઈ પ્રયત્ન થયો છે તે ન્યૂન છે તેથી તેમના મનના વિકાસનું સ્વરૂપ કેવું હતું તે આ લેખનારા તેમણે પોતે આલેખેલા ચિત્રપરથી અને તેટલા તેમના પોતાના શબ્દમાં આપવું યોગ્ય લાગે છે

બાલ્યાવસ્થા પૂર્ણ થઈ જાય છે અને તારુણ્યનો બાલરવિ ઉદયાચળપર ડોકીયાં કરે છે, તેવા સંધ્યાસમયે પુષ્કળ મનુષ્યોની સ્થિતિ અતિ નાજૂક બની જાય છે જીવનના મર્યાદિત પ્રદેશપર તેમની દૃષ્ટિ પરિભ્રમણ કરે છે ત્યારે અનેક માર્ગ તેમની દૃષ્ટિએ પડે છે પણ તેમાંના કયા પથનો સ્વીકાર કરવો તેનો વિચાર તેમની બુદ્ધિએ કરેલો હોતો નથી તેમાં પણ જેમની બુદ્ધિ શક્તિ તીવ્ર હોય છે તેમને તો એ સંધ્યાસમય અધિક જ વિકટ થઈ પડેલો હોય છે આ વખતે તેમની નજર સમક્ષ ઐહિક અને પારમાર્થિક એ બન્ને માર્ગની પ્રતિમાઓ ઉભી હોય છે અને સાંખ્ય કંઈ અને માણસ કંઈ એ બાબતનો માણસ વિચાર કરવા લાગે છે, પરિણામે તીવ્ર બુદ્ધિવાળાની ઐહિક વસ્તુની આ શક્તિ ઘડી જતાં, પરમાર્થ તરફ તેનું ચિત્ત ખેંચાતું જાય છે ટૉલસ્ટૉયને માટે પણ તેમ જ બન્યું હતું

ટૉલસ્ટૉયની ધર્મવૃત્તિ ઘણી મોડી જાગૃત થઈ હતી યુવાવસ્થાનો સમય પૂર્ણ થઈ વૃદ્ધાવસ્થા આવતાં સુધી એ પ્રવૃત્તિનો ઉદય તેમનામાં બળવત્તર ન હતો તે જ પ્રમાણે એ જાગૃતિ ધીમે ધીમે અને ક્રમાનુસાર થતી ગઈ હતી બીજું એ કે આ જાગૃતિમાં ભાવનામય અંત:કરણ કરતાં તીવ્ર બુદ્ધિના વિચારનું વર્ચસ્વ એ પ્રવૃત્તિમાં વિશેષ જણાય છે.

કેટલાકમાં ધર્મજાગૃતિ અંત:કરણની ભાવનાથી થયેલી હોય છે કેટલાક જગતના દુ:ખ દેખી અથવા જાતને દુ:ખનો અનુભવ થતાં અંત:કરણ મૃદુ થવાથી ઈશ્વર પ્રતિ વળેલા હોય છે એવા માણસોના ચિત્તમાં અમુક એમ કેમ? એવા પ્રશ્નો વિશેષ થતા નથી તેમની પ્રવૃત્તિ બુદ્ધિપ્રધાન ન હોઈ ભાવનાપ્રધાન હોય છે ટૉલસ્ટૉયની વાત તેથી જુદી હતી તેમની પ્રવૃત્તિ બુદ્ધિપ્રધાન હતી તેથી અંધશ્રદ્ધાનું ચિહ્ન પણ તેમનામાં જણાતું નથી તેમનું અંત:કરણ ભાવનામય ન હતું અથવા પરદુ:ખથી તે દ્રવતું ન હતું એમ પણ નથી પરંતુ તેમની બુદ્ધિ ભાવનામય અંત:કરણ કરતાં વિશેષ તીવ્ર હોવાથી તે આગળ આવી અને ભાવના પાછળ રહી ઈ. સ. ૧૮૭૯ માં તેમણે પોતાનું મનોમય ચરિત્ર લખી રાખ્યું છે તેપરથી તેમની ધર્મબુદ્ધિનો વિકાસ કેવી રીતે થતો ગયો હતો તેનો સારો નિર્ણય થઈ શકે છે એ પ્રથમ તે કહે છે —

"એ વાતને આજે પાંચ વર્ષ થઈ ગયાં છે તે વખતે મારી વૃત્તિ ચમત્કારિક જ થઈ ગઈ હતી. કદી કદી મારૂં મન વિલક્ષણ વમળમાં પડી જતું હતું મને લાગતું કે જાણે મારા જીવનની ગતિ બંધ પડી ગઈ છે કદી કદી મારૂં જીવન કેવા પ્રકારનું હોવું જોઈએ અને મારે કેવી રીતે વર્તવું તે હું પોતે જ સમજી શકતો નહતો એવા સમયે ઉદાસીનતાની પૂર્ણ છાયા મારાપર પડતી અને મને લાગતું કે મારૂં જીવન વ્યર્થ ગયું. તથાપિ એવી દશા પણ વહી જતી અને મારો જીવનક્રમ પાછલા અંકથી આગળ ચાલવા લાગતો પાછીથી એવી સ્થિતિ વારવાર આવવા લાગી અને તેનું સ્વરૂપ પણ હમેશ એક જ પ્રકારનું હોતું કોઈ પણ કાર્ય હાથમાં લેતો કે, તે કેમ કરવું અને તેનો અંત કેવો આવશે, એવો પ્રશ્ન મનમાં ઉદ્ભવતો ગોટા ગોટાળામાં પડતો અને લીધેલું કાર્ય જેવું ને તેવું જ રહી જતું આરંભમાં એવા પ્રકારના પ્રશ્નો મુદ્દા રહિત હોઈ તેના ઉત્તર મળી શકે તેમ નથી એમ મારા મનને સમજાવી લેતો હતો એ પ્રશ્નોના નિર્ણય પૂર્વકાલીન લોકોએ પ્રથમથી કરી રાખ્યા છે, પણ જોવાને અવકાશ નહિ હોવાથી હું તે જોતો નથી, એમ મારા મનને સમજાવતો હતો પણ તેટલાથીએ સંતોષ થતો નહિ એ પ્રશ્નો વારવાર ઉત્પન્ન થવા લાગ્યા અને મને જણાવા લાગ્યું કે તેનો નિર્ણય શોધી કાઢ્યા સિવાય ચાલે તેમ નથી એક જ સ્થળે શાહીનાં ટીપાં પડતાં હોય છે તો તે જગ્યાએ જેમ કાળો ડાઘ પડે છે તેમ મારા મનપર પણ એ પ્રશ્ન અસ્ખલિત અથડાયા કરતા હોવાથી તેપર તેની કાળી અંધકારમય છાયા પ્રસરી ગઈ કોઈને કંઈ ભયંકર વિકાર લાગુ પડે છે તો ઘણી વખત તેની એવી સ્થિતિ થાય છે આરંભમાં દુ:ખનાં સૂક્ષ્મ ચિહ્ન પ્રકટ થવા લાગે છે તેના તરફ તે વિશેષ લક્ષ આપતો નથી પરંતુ પછી એ ચિહ્ન વારવાર થવા લાગે છે અને અંતે તે સર્વ એકરૂપ થઈ તેનો એક મોટો રોગ બને છે અને પછી તે દીર્ઘકાળ સુધી તેના શરીરમાં પોતાની છાવણી નાંખે છે તેનું દુ:ખ વૃદ્ધિ પામતું જાય છે અને છેવટે એ રોગનો પ્રભાવ એટલો તીવ્ર બને છે પોતાને શું થયું છે, તેનો પૂર્ણ વિચાર કરવાની સવડ મળતા પૂર્વે જ માણસ કાળનો ભક્ષ થઈ પડે છે"

"મારી વાત તેવી જ થઈ છે હું જાણી ચૂક્યો છું કે, મારા મનનો રોગ કેવળ ક્ષુદ્ર નથી મને જણાયું કે એ પ્રશ્ન જ્યારે વારંવાર ઉત્પન્ન થાય છે ત્યારે તેનો નિર્ણય કરવો જ જોઈએ અને મેં તે દિશામાં પ્રયત્ન પણ કર્યો એ કાર્ય તરફ હાથ લગાવતાં જ એ પ્રશ્ને પૂર્વેનું સૌમ્ય સ્વરૂપ નષ્ટ થયું અને તેણે ભયંકર અને ઉગ્ર રૂપ ધારણ કર્યું જે પ્રશ્ન આરંભમાં છોકરાની રમત જેવા લાગતા હતા, તે જ હવે વિકટ જણાવા લાગ્યા તે પ્રશ્ન બચ્ચાંની રમતના નથી તેમ મૂર્ખપણાનાએ નથી, પણ માનવજીવનમાં રહેલો અત્યંત મહત્વનો પ્રશ્ન છે અને તે અતિ ઉંડા તથા ગહન છે એવી મારી ખાત્રી થઈ બુદ્ધિના તરફડીઆ ખાતાં ખાતાં હું થાકી ગયો અને મને લાગવા માંડ્યું કે એ પ્રશ્ન મારી શક્તિ બહારના છે સમાગમના પ્રસંગે જવા નીકળ્યો કે બાળકોને શિક્ષણ આપવું એમ લાગતું અથવા એકાદ ગ્રન્થ લખવાને

અટકી પડ્યા. એ પ્રશ્નનો નિર્ણય થતાં સુધી કોઈ પણ કાર્ય થવું મારા માટે અશક્ય બનવા લાગ્યું અને, મારે જીવવું પણ ન જોઈએ એમ લાગવા માંડ્યું. એકાદ વખતે વતનનો હિસાબ મારા મનમાં આવતો, પણ તે સાથે જ એવો પ્રશ્ન ઉત્પન્ન થતો કે, "ભલા, સમારા પ્રાંતમાં તને સોળ હજાર એકર જમીન મળશે, તારી પાગામાં ત્રણસો ઘોડા થશે, તને પુષ્કળ દ્રવ્ય મળશે, પણ પછી શું? તારી દોલતનો અંત શામાં આવશે?" એવી પ્રશ્નમાળા શરૂ થતી કે મારૂં ચિત્ત વિચારના ચક્રવ્યૂહમાં સપડાઇ ફરતા ફરતા પુનઃ પ્રથમના સ્થાને આવતું અને ગમે તેટલું ભટકતું, પણ એ વ્યૂહમાંથી બહાર નીકળવાનો માર્ગ જ તેનાથી અદૃશ્ય થતો. આમ થતું એટલે તે બિચારૂં ધૈર્યગલિત થઇ પોતાનું ચિંતન કાર્ય પણ સ્થગિત કરતું. બાળકોને કઇ પદ્ધતિથી શીખવવું એ વિષેનો વિચાર એકાદ વખત મનમાં આવતો કે 'તરત જ પછી શું?' એ પ્રશ્ન ચટ લઇને આગળ ઉભો રહેતો. ખેડૂતોની સ્થિતિ કેવી રીતે સુધારવી એવો પ્રશ્ન ઉદ્ભવતો કે તેની પાછળ પાછળ તરત જ 'તેની પંચાત તને શા માટે?' એ પ્રશ્ન આવતો જ. મારાં પુસ્તક લોકપ્રિય થઇ મને યશ મળશે, એ વિચારથી મારૂં મન થોડું થોડું ફુલવા લાગે છે તો તરત જ 'હા, ગોગોલ કરતાં, પુષ્કીન કરતાં, શેક્સપીયર કરતાં અથવા મોલીયર કરતાં તું વિશેષ કીર્તિશાળી થઇશ, એટલું જ નહિ પણ જગતના સર્વ લેખકોનો તું મુગટમણી બનીશ, પણ પછી શું? તારી કીર્તિનો અંત શામાં છે?' એ પ્રશ્ન વજ્રાઘાતની માફક મારા મનપર પડે છે અને તેને ઠંડું બનાવે છે. આ પ્રશ્નોને સબૂરી-ધીરજની ખબર જ નથી. "ઉત્તર આપ," એવો ટકટકારો એક સરખો આગળ પાછળ પડે છે. તેનો ઉત્તર ન આપવો ત્યારે જીવવું કેવી રીતે? પણ ગમે તેમ કરવા છતાં કદી ઉત્તર નિર્ણીત થઇ શકતો નથી."

મને જણાઇ આવ્યું કે મારા પગનીચેનું પાટીયું ખસી ગયેલું હોઈ ત્યાં અન્ય કાંઇ પણ આધાર નહિ હોવાથી હું અંતરમાં લટકી રહ્યો છું. જેના આધારથી હું જીવનકાળ આજ સુધી વ્યતિત કરી રહ્યો છું તે આધાર નષ્ટ થયો અને તેના સ્થાને નવો આધાર આવ્યો નહિ. એવી રીતે મારૂં જીવન કેવળ શૂન્ય બની રહ્યું. હું ખાતો હતો, પીતો હતો, ઉંઘતો હતો અને શ્વાસોચ્છ્વાસ પણ કરતો હતો! એ ક્રિયા કર્યા સિવાય ચાલે તેમ નહતું તેથી તે થતી હતી, પણ તે સર્વે એક નિર્જીવ યંત્રની માફક બનતી હતી તેની ખાત્રી મારી પોતાની ક્રિયાશક્તિ અથવા ચૈતન્યનું બળ ન હતું. મારી બુદ્ધિને માન્ય થાય તેવું કોઈ પણ ધ્યેય રહેલું નહિ હોવાથી તે માટે કંઇ હેતુપૂર્વક ક્રિયા કરવાની ઇચ્છા કેવી રીતે થઇ શકે? એકાદ દેવે પ્રસન્ન થઇ મને કંઇ ઇચ્છિત વર માગવાનું કહ્યું હોત તો-પણ હું કંઇએ માગી શક્યો ન હોત. કારણ મને શેની જરૂર છે તે જ હું સમજી શકતો ન હતો. અમુક કરવું તમુક બોલવું, એવા પ્રકારની ટેવ લાંબા સમયથી ચિત્તને પડેલી હોવાથી તેની કેટલીક કેફ અદ્યાપિ બાકી હતી. એ કેફની લહેર એકાદ વખત આવતી તો કંઇ કાર્ય કરવાની ઇચ્છા

થતી, તથાપિ મને ત ત જ જણાઇ આવતું કે તે ખરી ઇચ્છા નથી અને, મરણ જાણુવાની ઇચ્છા પણ મારામાં રહી નહિ કારણુ માનવજીવનનો અન્તિમ હેતુ અને તેનું સત્ય સ્વરૂપ એ જાણવા છે એમ મને લાગતું હતું મને લાગતું હતુ કે, માનવજીવન મૃગજળ જેવુ અર્થ શૂન્ય છે અને તેજ તેનુ સત્ય સ્વરૂપ છે પછી વળી અધિક સત્ય તે શું સમજવાનુ હતુ માર્ગક્રમણ કરી છેવટે, બાજુએ ભયંકર ઊંડાણુ ધરાવતી કરાડની ટોચે આવી માર્ગ તોડવાની લાલસા જેવી મારી સ્થિતિ થઇ હતી એની આગળ પગ ... જ પડવાનુ છે ' તથાપિ જ્યાં ને ત્યાં ઉભા રહેવાનુ પણ પાછો પણ ફરી શકતો નહતો અથવા આંખો મીચીને આગળ કંઈ જ નથી એમ હું મને સમજાવવાનુ પણ બને તેમ નહતું આ વખતે આવા પ્રકારનો નિર્વાણકાળ આરંભ થયો હતો ?

" મારું શરીર બહુ સારુ હતું, સંપત્તિ હતી અને સંતતિ અને કીર્તિ પણ પ્રાપ્ત થઇ હતી પરંતુ એવી સ્થિતિમાં પણ મારા જીવનનો કંઇ જ હેતુ રહ્યો ન હતો કોઇ પણ ઉપાયે આ જીવનનો તું ત્યાગ કર એમ જાણે કે અંદરથી એકસરખુ મને કહ્યા કરતું હતું પણ મારે કહેવુ જોઇએ કે મારી આત્મહત્યા કરવાની ઇચ્છા હતી એમ તો હું કહી શકતો નથી '

" પૂર્વ આપણે આપણું જીવન ઉજ્જ્વલ ભરપુર કરવુ જોઇએ એવી મને જે પ્રમાણે અગાઉ ઇચ્છા થતી હતી, તે જ પ્રમાણે હવે જીવન જ ન જોઇએ એ ઇચ્છા તેટલી જ પ્રબળતાથી થવા લાગી કોઇ ભયના જ પ્રસંગે હુ જીવ પણ આપી દઇશ, એ ભયથી મારે મારી જાત જ સંભાળવી પડતી. એવુ પણ મારા મનમાં થતું કે, આજે મારો જીવનક્રમ તદ્દન સમાપ્ત થયો જણાતો હશે પણ હજુ ઘણો સમય છે મારી ઓરડીમાં દોરીના ટુકડાઓ દેખાય ન થાય તેની કાળજી રાખતો, બંદુક ભરી શિકારે જતો પણ અટકી ગયો એમ કેવળ કારણુ એટલુ જ કે કોણ જાણે કદાચ વેગની લહેરમાં કંઇનુ કંઇ કરી બેસુ તેનો મને ભય લાગતો મને શેની જરૂર હતી તે જ હું સમજી શકતો નહતો. મને એટલું જ લાગતુ કે વર્તમાન જીવનની જરૂર નથી, તો પણ તેમાથી કંઇએ સારો ભાગ હજુ નીકળશે એવી આશા પણ રહેતી ન હતી "

" આ સર્વ સ્થિતિ ક્યારે થઇ ? જે વખતે ' આ અતિ ભાગ્યશાળી છે ' એમ મને લોક કહેતા હતા તે જ વખતે ! પુરી પચાસ વર્ષની પણ ઉમર થઇ ન હતી, સુશીલ પ્રેમ અને સંસાર દક્ષ પત્નીનો લાભ મળેલો હતો, મારા બાળકો આજ્ઞાધારક હતાં, અને મોટું પાસે વતન વગેરે પણ સારૂ હતુ મારી મહેનત વિશેષ ન હતી છતાં પોતાની ફળદ્રૂપતાથી જ મારી જમીન મારી સંપત્તિમાં વધારો કરતી હતી, મારા આપ્તવર્ગમાં મારા માટે પૂર્ણ આદરબુદ્ધિ હતી, અને સામાન્ય જનસમાજ મારી સ્તુતિ કરતો હતો હું આબરૂદાર-કીર્તિમાન થયો હતો એમ કહેવામાં ખરેખર અતિશયોક્તિ થઇ ન હોત હું ગાંડો બન્યો હતો અથવા મારું ચિત્ત કાર્યભ્રષ્ટ થયુ હતુ એમ પણ ન હતુ ઉલટ દેહ અને મનના સંયમમાં અન્ય કરતાં હું અધિક બળવાન હતો શરીરબળની વાત કરીએ તો કોઇ પણ બળવાન ખેડુ

ના જેટલું ઘાસ હું કાપતો હતો. માનસિક દૃષ્ટિએ જોતા આઠ દસ કલાક સુધી હું અસંખ્ય લિખિત કામ સહેલાઇથી કરતો હતો છતાં એટલી મહેનતની કોઇ પણ દુષ્ટ અસર મારાપર થઈ નથી '

"મારી આ માનસિક સ્થિતિનું ચિત્ર આલેખવાનું કહો તો કહી શકાશે કે, જીવન એ શુદ્ધ ઉપહાસ છે કોઇએ મત્સરથી અથવા ચેષ્ટાથી મારી ફજેતી કરવા માટે મને જન્મ આપ્યો, પણ એ કોઇ કોણ? તેનો નિર્ણય પણ હું કરી શકતો નહિ "

'મને સહજ એવું જ લાગવા માંડ્યું કે, હું ગમે ત્યાં દૂર અદૃશ્ય જ રહી મારા ત્રીસ ચાલીસ વર્ષના જીવનનો તમાસો જોનારો અને મનમાં જ હસનારો કોઇ પણ હોવો જોઇએ. હું ભણ્યો ગણ્યો, નાનાનો મોટો થયો, શરીરે પ્રૌઢ થયો, મનથી પરિપક્વ દશામાં આવ્યો અને એ સ્થિતિમાં માનવજીવનના શીખરની છેવટની ટોચે પહોંચ્યો, અને તેટલી ઉંચાઇએ ઉભા રહી મેં સિંહાવલોકન કર્યું, ત્યારે મને જણાયું કે, પાછળ સર્વત્ર શૂન્યાકાર છે અને આગળ પણ શૂન્યનો જ અમર્યાદિત વિસ્તાર છે આવી સ્થિતિમાં મને ઉભેલો જોઇ તે ઉત્પન્નકર્તા ચેષ્ટાખોર તાળીઓ પાડતો હશે "

"પણ એ કોઇ ખરેખર જ અસ્તિત્વમાં છે કે નહિ, તેનો નિર્ણય પણ મારી બુદ્ધિથી થતો નહિ મારી કોઈ પણ ક્રિયાનો અર્થ શો છે તે હું કરી શકતો નહિ અને આખા જીવનનો ઉદ્દેશ પણ સમજાતો નહિ મને હવે નવાઈ લાગે છે કે, આરંભમાં જ મને એવા પ્રકારની શંકાઓ કેમ ન થઈ માનવજીવન અર્થશૂન્ય છે એ વાત આ પહેલાં ઘણાઓના લક્ષમાં આવી ગઇ છે છતાં તે સમજવા માટે મને આટલો કાળ લાગ્યો, તે બાબતનું મને આશ્ચર્ય થાય છે આજે માણસ હૃષ્ટપુષ્ટ હોય છે, કાલે તેનાપર એકાદ ભયંકર રોગનો હુમલો થાય છે અને પરમ દિવસે તે શબરૂપ બને છે! તેની પાછળ શું રહે છે? સડી ગયેલું અને કીટકથી ભરાઇ ગયેલું શરીર! આજે મેં મોટાં મોટાં સત્કૃત્ય કર્યાં હશે પણ કાલે તે લોકોના સ્મરણમાંથી ખસી જશે, પછી મારી પાછળ શું રહેવાનું? ત્યારે મારે કોઇ પણ કાર્ય શા માટે કરવું? એ સત્ય આટલું સ્પષ્ટ હોવા છતાં માણસના લક્ષમાં આવતું નથી તે શું આશ્ચર્ય જેવું નથી? આવી સ્થિતિમાં તેણે શા માટે જીવવું? જગતમાં સર્વથી મહાન આશ્ચર્ય કહીએ તો એ જ છે જીવનનો મદ નેત્રપર હશે ત્યાં સુધી તેની કેફમાં માણસ જીવી શકશે પણ એ કેફ ઉતરી ગયા પછી માનવજીવન પણ ઉપહાસ રૂપ છે, કેવળ મૂર્ખાઇથી ભરેલી મશ્કરી છે એ તેની નજરથી છુપાઇ રહે તે સંભવિત નથી એ મશ્કરી એટલી ગધ્ધાપણાની છે કે તેને હાસ્ય પણ આવતું નથી . તેનામાં લેશ માત્ર મોજ નથી એ કેવળ ક્રુરતા અને મૂર્ખાઇથી ભરેલી છે '

'એક વખતે એક મુસાફરી અરણ્યમાંથી પસાર થતો હતો તેટલામાં તેને જણાયું કે સામેથી એક ભયંકર હિંસક પ્રાણી પોતાના તરફ ધસી આવે છે તરત જ તે તેની દૃષ્ટિ ચુકાવી નાસવા લાગ્યો નાસતા નાસતા રસ્તામાં એક કુવો દેખાયો તેણે તે કુવામાં ડોકી

થતી, તથાપિ મને તરત જ જણાઇ આવતું કે તે ખરી ઇચ્છા નથી અને, સત્ય જાણવાની ઇચ્છા પણ મારામાં રહી નહિ કારણ માનવજીવનનો અન્તિમ હેતુ અને તેનું સત્ય સ્વરૂપ એ મેં જાણ્યા છે એમ મને લાગતું હતું મને લાગતું હતું કે, માનવજીવન સમગ્ર રીતે અર્થશૂન્ય છે અને તેજ તેનું સત્ય સ્વરૂપ છે પછી વળી અધિક સત્ય તે શું સમજવાનું હતું? માર્ગક્રમણ કરી ઠેઠ, બાજુએ ભયંકર ઉંડાણ [illegible] લાવવા જેવી મારી સ્થિતિ થઇ હતી એની આગળ જ પડવાનું છે! તથાપિ જ્યાં ને ત્યાં ઉભા રહેવાનું પણ મારા માટે શક્ય ન હતું અને પાછો પણ ફરી શકતો નહતો અથવા આંખો મીંચીને આગળ કંઇ જ નથી એમ મને સમજાવવાનું પણ બને તેમ નહતું આ વખતે આવા પ્રકારનો નિર્વાણકાળ પ્રાપ્ત થયો હતો."

"મારૂં શરીરબળ સારૂં હતું, સંપત્તિ હતી અને સંતતિ અને કીર્તિ પણ પ્રાપ્ત થઇ હતી પરન્તુ એવી સ્થિતિમાં પણ મારા જીવનનો કંઇ જ હેતુ રહ્યો ન હતો કોઇ પણ ઉપાયે આ જીવનનો તું ત્યાગ કર એમ જાણે કે અંદરથી એકસરખું મને કહ્યા કરતું હતું પણ મારે કહેવું જોઇએ કે મારી આત્મહત્યા કરવાની ઇચ્છા હતી એમ તો હું કહી શકતો નથી."

"પૂર્વ આપણે આપણું જીવન ઉજ્જ્વલ સ્વરૂપનું કરવું જોઇએ. એવી મને જે પ્રમાણે પ્રબળ ઇચ્છા થતી હતી, તે જ પ્રમાણે હવે જીવન જ ન જોઇએ એ ઇચ્છા તેટલી જ પ્રબળતાથી થવા લાગી કોઇ ભળતા જ પ્રસંગે હું જીવ પણ આપી દઇશ, એ ભયથી મારે મારી જાતને જ સંભાળવી પડતી. એવું પણ મારા મનમાં થતું કે, આજે મારો જીવનક્રમ તદ્દન સમર્થ રહિત જણાતો હશે પણ હજુ ઘણો સમય છે મારી ઓરડીમાં દોરીના ટુકડાનું એ દર્શન ન થાય તેની કાળજી રાખતો, બંદુક ભરી શિકારે જતો પણ અટકી ગયો એમ કરવાનું કારણ એટલું જ કે કોણ જાણે કદાચ વેગની લહેરમાં કંઇનું કંઇ કરી બેસું તેનો મને ભય લાગતો મને શેની જરૂર હતી તે જ હું સમજી શકતો નહતો. મને એટલું જ લાગતું કે વર્તમાન જીવનની જરૂર નથી તો પણ તેમાંથી કંઇએ સારો ભાગ હજુ નીકળશે એવી આશા પણ રહેની ન હતી"

"એ સર્વ સ્થિતિ ક્યારે થઇ? જે વખતે 'આ અતિ ભાગ્યશાળી છે' એમ અનેક કહેતા હતા તે જ વખતે! પુરી પચાસ વર્ષની પણ ઉંમર થઇ ન હતી, સુશીલ, પ્રેમી અને સંસાર દક્ષ પત્નીનો લાભ મળેલો હતો, મારા બાળકો આજ્ઞાધારક હતાં અને મારી પાસે વતન વગેરે પણ સારૂં હતું મારી મહેનત વિશેષ ન હતી છતાં પોતાની ફળદ્રૂપતાથી જ મારી જમીન મારી સંપત્તિમાં વધારો કરતી હતી, મારા આપ્તવર્ગમાં મારા માટે પૂજ્ય આદરબુદ્ધિ હતી, અને સામાન્ય જનસમાજ મારી સ્તુતિ કરતો હતો હું આબરૂદાર-કીર્તિમાન થયો હતો એમ કહેવામાં ખરેખર અતિશયોક્તિ થઇ ન હોત હું ગાંડો બન્યો હતો અથવા મારૂં ચિત્ત-કાર્યભ્રષ્ટ થયું હતું એમ પણ ન હતું ઉલટ દેહ અને મનના સંબંધમાં અન્ય કરતાં હું અધિક બળવાન હતો શરીરબળની વાત કરીએ તો કોઇ પણ બળવાન ખેડુ-

ના જેટલું ખાસ હું કાપતો હતો. માનસિક દૃષ્ટિએ જોતાં આજસે ત્યાંસુધી હું અસ્ખલિત કામ મહેનતાથી કરતો હતો છતાં એટલી મહેનતની કોઈ પણ દુષ્ટ અસર મારાપર હજી થઈ નથી."

"મારી આ માનસિક સ્થિતિનું ચિત્ર આલેખવાનું કહો તો કહી શકાશે કે, જીવન એ શુદ્ધ ઉપહાસ છે. કોઈએ મત્સરથી અથવા ચેષ્ટાથી મારી ફજેતી કરવા માટે મને જન્મ આપ્યો, પણ એ કોઈ કોણ? તેનો નિર્ણય પણ હું કરી શકતો નહિ."

"મને સહજ એવું જ લાગવા માંડ્યું કે, હું ગમે ત્યાં દૂર અદૃશ્ય જ રહી મારા ત્રીસ ચાળીસ વર્ષના જીવનનો તમાશો જોનારો અને મનમાં જ હસનારો કોઈ પણ હોવો જોઈએ. હું ભણ્યો ગણ્યો, નાનાનો મોટો થયો, શરીરે પ્રૌઢ થયો, મનથી પરિપક્વ દશામાં આવ્યો અને એ સ્થિતિમાં માનવજીવનના શિખરની છેવટની ટોંચે પહોંચ્યો, અને તેટલી ઉંચાઈએ ઉભા રહી મેં સિંહાવલોકન કર્યું, ત્યારે મને જણાયું કે, પાછળ કેવળ શૂન્યાકાર છે અને આગળ પણ શૂન્યનો જ અમર્યાદિત વિસ્તાર છે. આવી સ્થિતિમાં મને ઉભેલો જોઈ ને ઉત્પન્નકર્તા ચેષ્ટાર્થ જાણીમો પાનો હશે."

"પણ એ કોઈ ખરેખર જ અસ્તિત્વમાં છે કે નહિ, તેનો નિર્ણય પણ મારી બુદ્ધિથી થતો નહિ. મારી કોઈ પણ ક્રિયાનો અર્થ શો છે તે હું કહી શકતો નહિ. અરે! જીવનનો ઉદ્દેશ પણ સમજતો નહિ. મને હવે નવાઈ લાગે છે કે, આરંભમાં જ મને એવા પ્રશ્નની શંકાઓ કેમ ન થઈ. માનવજીવન અર્થશૂન્ય છે એ વાત આ પહેલાં ઘણાઓના લક્ષમાં આવી ગઈ છે છતાં તે સમજવા માટે મને આટલો કાળ લાગ્યો એ જાણવાનું મને આશ્ચર્ય થાય છે. આજે માણસ હૃષ્ટપુષ્ટ હોય છે, કાલે તેનાપર એકાએક ભયંકર રોગનો હુમલો થાય છે અને પરમ દિવસે તે શબરૂપ બને છે! તેની પાછળ શું રહે છે? સડી ગયેલું અને કીટકથી ભરાઈ ગયેલું શરીર! આજે મેં મોટાં મોટાં સત્કૃત્ય કર્યાં હશે પણ કાલે તે લોકોના સ્મરણમાંથી ખસી જશે, પછી મારી પાછળ શું રહેવાનું! ત્યારે મારે કોઈ પણ કાર્ય શા માટે કરવું? એ સત્ય આટલું સ્પષ્ટ હોવા છતાં માણસના લક્ષમાં આવતું નથી તે શું આશ્ચર્ય જેવું નથી? આવી સ્થિતિમાં તેણે શા માટે જીવવું? જગતમાં સર્વથી મહાન આશ્ચર્ય કહીએ તો એ જ છે. જીવનનો મદ જેનાપર હશે ત્યાં સુધી તેની કેફમાં માણસ જીવી શકશે પણ એ કેફ ઉતરી ગયા પછી માનવજીવન કેવળ ઉપહાસ રૂપ છે, કેવળ મૂર્ખાઈથી ભરેલી મશ્કરી છે, એ તેની નજરથી છુપાઈ રહે એ સંભવિત નથી. એ મશ્કરી એટલી ગંભીરપણાની છે કે તેને હાસ્ય પણ થતું નથી. તેનામાં લેશ માત્ર મોજ નથી. એ કેવળ દુષ્ટતા અને મુર્ખાઈથી ભરેલી છે."

"એક વખતે એક પ્રવાસી અરણ્યમાંથી પસાર થતો હતો. તેટલામાં તેને જણાયું કે આગેથી એક ભયંકર હિંસક પ્રાણી પોતાના તરફ ધસી આવે છે. તરત જ તે તેની દૃષ્ટિ ચુકાવી નાસવા લાગ્યો. નાસતાં નાસતાં રસ્તામાં એક કુવો દેખાયો. તેણે તે કુવામાં ઝંપ

કર્યું તો તેમાં એક ભયંકર જલચર જણાયું તે જલચરે પ્રવાસીને ગળવા માટે મોત જડબુ પહોળુ કર્યું પ્રવાસી મહાન્ સકટમા સપડાયો કુવામાં ભૂસકો મારે તો જલચરનો કે થઇ પડે અને પાછો ફરે તો પેલુ ભયકર પ્રાણી ફાડી ખાય છેવટે કુવાની દીવાલના સાંધામાં ઊ વેલાનુ જાળુ પથરાઈ ગયું હતુ તેનાપર તે ઉતર્યો અને તેની ડાળી પકડી લટકી પડ્યો ધ ધીમે તેના હાથ દુખવા લાગ્યા તેને લાગ્યું કે, જળચર કે પેલા ભયકર પ્રાણીમાંના એકના પ ભક્ષ બન્યાસિવાય છૂટકો નથી, તથાપિ જીવનઆશા બળવાન હોય છે આથી, તે જેવે તેવો લટકી રહ્યો તેટલામા એક કાળો અને એક ધોળો એવા બે ઉંદર આવીને તે વેલો મૂળની ચોતરફ ફરવા લાગ્યા અને ફરતાં ફરતાં મૂળ કાતરવા લાગ્યા હવે પોતે વેલો છે નહિ દે તો પણ તે મૂળમાંથી તૂટી પડી નીચેના જળચરના જડબામાં પડશે એવી તે આની થઇ, તથાપિ વેલાની મજબૂત પકડ તેણે છોડી નહિ આજુબાજુ દૃષ્ટિ ફેરવ તે વેલાની એક ડાળીએ એક મધપૂડો જણાયો તેમાથી મધના ટીપા પડતાં હતાં પ્રવાસી પોતાનુ મસ્તક તે દિશા તરફ નમાવી મધના ટીપા જીભ ઉપર ઝીલી લઇ ચાટ લાગ્યો " પૂર્વના દેશની આ વાત પ્રમાણે જ મારી પણ સ્થિતિ થઇ હતી હું પણ જી નની ડાળીને મજબૂત પકડી બેઠો હતો મૃત્યુરૂપી ભયકર પ્રાણી મને ગળવા મુખ પહો કરી બેઠુ છે તે હું સમજતો હતો, પણ હું એવી સ્થિતિમા કેમ આવી પડ્યો તે મ સમજાતુ ન હતુ જીવનમા પ્રાપ્ત થતુ મધ મે ઘણી વખત ચાટયુ હતુ અને તેના આસ્વાદ એક સમયે મને સંતોષ પણ થયો હતો, પરંતુ હવે સંતોષ આપવાની શક્તિ તે મધ રહેલી નથી રાત અને દિવસ કાળા ધોળા ઉંદરની માફક મારા જીવનની દોરીનુ મૂ કાતરતા હતા મૃત્યુરૂપી જળચરનુ પહોળુ જડબુ હમેશ નજર આગળ રહેતુ હોય તો પ મધની મધુરતા ક્યાંથી ટકી શકે ? આ કેવળ દંતકથા છે એમ સમજશો નહિ. આ વા પ્રત્યેક વ્યક્તિના અનુભવમા હમેશ આવે છે છતા એ કોયડો ઉકેલનાનો શ્રમ કોઈ લેતુ નથી "

" માનવજીવનક્રમમા કદી કદી વહેતા આનંદવાયુની લહરી મહાન્ હૃગ્ગાઝ' ફુલાવનારી હોય છે એ લહરીથી પ્રત્યક્ષ દૃગ્ગોચર થતી મૃત્યુની ભીતિ ઓછી થાય છે પણ તેથી જંતુ કંઇ નષ્ટ થતુ નથી એ આનદનુ ફુલાવનારુ સ્વરૂપ મારા લક્ષમા આવેલુ હોવાથી હવે હું તેનાથી ફસાવો નથી મારા મનને હું ઘણીએ સમજાવુ છુ કે, 'તુ માનવ જીવનનો ઉદ્દેશ સમજી શકતો નથી તો પછી વધારે માથાફોડ શા માટે કરે છે ? આયુષ હોય ત્યા સુધી જીવતો રહે અને બને તે જોયા કર ' પણ તે સમજી શકતુ નથી એ સમજ તેને માન્ય થતી નથી એ સમજથી પહેલા પહેલાં તો મન સ્વસ્થ બેસતું હતુ પણ પછી તો તે બીલકુલ શાંત રહી શકયુ નહિ મારી આંખોને એટલુ જ જણાવા લાગ્યુ કે, દીનરાતની રેંટમાળ એકસરખી ફર્યા કરે છે અને મને પગલે પગલે અનિવાર્ય પણે મૃત્યુતરફ લઇ જાય છે મને લાગવા માડ્યુ કે, જગતમા સત્ય વસ્તુ માત્ર એટલી જ છે અને અન્ય સર્વ દેખાવ અસત્ય છે "

—ચાલુ

---

# દિલ હો ! ક્ષણુ દે ચાલુ વીતાવી.

લેખક—ડા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

( આશાવરી )

ક્ષણુ દે ચાલુ વીતાવી,
દિલ હો ! ક્ષણુ દે ચાલુ વીતાવી
નર જાણે કો ભાવ,
દિલ હો !—
"કાલ થશે શું" !—ચિન્તા નકામી
થાશે હવે જે થાવી
દિલ હો !—
"કર જે કરાવે ચાલુ ક્ષણુમાં"
એ જ જીવનની ચાવી
દિલ હો !—

પારેખનો બંગલો,
નડિઆદ,
તા. ૩૧ ૭ ૧૯૨૦

કર્યું તો તેમા એક ભય કર જલચર જણાયુ તે જલચરે પ્રવાસીને ગળવા માટે પોતા નુ જડબુ પહોળુ કર્યું પ્રવાસી મહાન્ સકટમા સપડાયો કુવામાં ભૂસકો મારે તો જલચરનો ભો થઇ પડે અને પાછો ફરે તો પેલુ ભય કર પ્રાણી ફાડી ખાય છેવટે કુવાની દીવાલનો માથામાં એ વેલાનુ જાળુ પથરાઈ ગયુ હતુ તેનાપર તે ઉતર્યો અને તેની ડાળી પકડી લટકી પડ્યો ધીમે ધીમે તેના હાથ દુ ખવા લાગ્યા તેને લાગ્યુ કે, જળચર કે પેલા ભય કર પ્રાણીમાંના એકનો ભક્ષ બન્યાસિવાય છૂટકો નથી, તથાપિ જીવનઆશા બળવાન હોય છે આથી, તે જેવો તેવો લટકી રહ્યો તેટલામા એક કાળો અને એક ધોળો એમ બે ઉંદર આવીને તે વેલાના મૂળની ચોતરફ ફરવા લાગ્યા અને ફરતા ફરતા મૂળ કાતરવા લાગ્યા હવે પોતે વેલો છોડે નહિ દે તો પણ તે મૂળમાથી તૂટી પડી નીચેના જળચરના જડબામા પડશે એવી, તે ખાત્રી થઇ, તથાપિ વેલાની મજબૂત પકડ તેણે છોડી નહિ આજુબાજુ દૃષ્ટિ ફેરવતા તે વેલાની એક ડાળીએ એક મધપૂડો જણાયો તેમાથી મધના ટીપાં પડતાં હતાં પ્રવાસી પોતાનુ મસ્તક તે દિશા તરફ નમાવી મધના ટીપા જીભ ઉપર ઝીલી લઇ ચાટવા લાગ્યો " પૂર્વના દેશની આ વાત પ્રમાણે જ મારી પણ સ્થિતિ થઇ હતી હું પણ જીવનની ડાળીને મજબૂત પકડી બેઠો હતો મૃત્યુરૂપી ભયકર પ્રાણી મને ગળવા મુખ પહોળુ કરી બેઠુ છે તે હું સમજતો હતો, પણ હું એવી સ્થિતિમા કેમ આવી પડ્યો છુ તે મને સમજાયુ ન હતુ જીવનમા પ્રાપ્ત થતુ મધ મે ઘણી વખત ચાટયુ હતુ અને તેના આસ્વાદથી એક સમયે મને સતોષ પણ થયો હતો, પરતુ હવે સતોષ આપવાની શક્તિ તે મધમા રહેલી નથી રાત અને દિવસ કાળા ધોળા ઉંદરની માફક મારા જીવનની દોરીનુ મૂળ કાતરતા હતા મૃત્યુરૂપી જળચરનુ પહોળુ જડબુ હમેશ નજર આગળ રહેતુ હોય તો પછી મધની મધુરતા ક્યાથી ટકી શકે ? આ કેવળ દંતકથા છે એમ સમજશો નહિ આ વાત પ્રત્યેક વ્યક્તિના અનુભવમા હમેશ આવે છે છતા એ કોયડો ઉકેલવાનો શ્રમ કોઈ જ લેતુ નથી "

" માનવજીવનક્રમમા કદી કદી વહેતા આનદવાયુની લહરી મહાન્ દુઃખમાંથી ફસાવનારી હોય છે એ લહરીથી પ્રત્યક્ષ દગ્ગોચર થતી મૃત્યુની ભીતિ ઓછી થાય છે, પણ તેથી મૃત્યુ કઇ નષ્ટ થતુ નથી એ આનન્દનુ ફસાવનારૂં સ્વરૂપ મારા લક્ષમા આવેલું હોવાથી હવે હું તેનાથી ફસાતો નથી મારા મનને હું ઘણુએ સમજાવુ છુ કે, 'તુ માનવ જીવનનો ઉદ્દેશ સમજી શકતો નથી તો પછી વધારે માથાફોડ શા માટે કરે છે ? આયુષ્ય હોય ત્યા સુધી જીવતો રહે અને બને તે જોયા કર ' પણ તે સમજી શકતુ નથી એ સમજ તેને માન્ય થતી નથી એ સમજથી પહેલાં પહેલા તો મન સ્વસ્થ બેસતુ હતુ, પણ પછી તો તે બીલકુલ શાંત રહી શકયુ નહિ મારી આખોને એટલું જ જણાવા લાગ્યુ કે, દીનરાતની રેંટમાળ એકસરખી ફર્યા કરે છે અને મને પગલે પગલે અનિવાર્ય પણે મૃત્યુતરફ લઇ જાય છે મને લાગવા માડયુ કે, જગતમા સત્ય વસ્તુ માત્ર એટલી જ છે અને અન્ય સર્વ દેખાવ અસત્ય છે "

—ચાલુ

---

# દિલ હો! ક્ષણ દે ચાલુ વીતાવી.

લેખક—ગ. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

(આશાવરી)

ક્ષણ દે ચાલુ વીતાવી,
દિલ હો! ક્ષણ દે ચાલુ વીતાવી
નવ જાણે કો ભાવી,
દિલ હો!—
"કાલ થશે શું"?—ચિન્તા નકામી
થાશે હશે જે થાવી.
દિલ હો!—
"કર જે કરાયે ચાલુ ક્ષણમાં"
એ જ જીવનની ચાવી
દિલ હો!—

પારેખનો બંગલો,
નડિયાદ,
તા ૩૧ ૭ ૧૯૨૦

# ‘પેની બેંક’ યાને બાળકો માટે સહકાર.

લેખક—રા. પ્રાણવલ્લભદાસ હરિવલ્લભદાસ બનાતવાળા.

જનસમૂહની વ્યાવહારિક ઉન્નતિને માટે યોજનાઓ તો ઘણી ઘણી છે, પણ સહકારની યોજના જેટલી કોઈ પણ યોજના ‘સ્વેહમદદ નિવડી’ નથી. જાતમહેનત અને આત્મવિશ્વાસના મુખ્ય સિદ્ધાંતોનું સહકાર સચોટ પ્રતિપાદન કરે છે અને પ્રત્યેક માણસના ચારિત્ર્યની ખિલવણીને લીધે તેની અસર જનસમાજને લાભકર્તા થાય છે.

સહકારે ભૂતકાળમાં એટલું બધું કર્યું છે કે વર્તમાનકાળમાં એનો ઉપયોગ કેવી રીતે વધે અને તેનો ફેલાવો કેમ થાય, એ પ્રશ્ન ઘણો મહત્ત્વનો થઈ પડ્યો છે. અમે ધારીએ છીએ, કે જો બાળકોનું લક્ષ આ દિશાતરફ ખેંચાય, અને તેની સાથે એક દીલથી કામ લેવામાં આવે તો આ બાબતમાં વધુ સારૂં પરિણામ આવી શકે.

મનુષ્યજીવનની બીજી બધી અવસ્થાઓ કરતાં બાલ્યાવસ્થાનો કાળ એવો છે કે તે વખતે બાળકના કુમળા મનપર તે જે જે પદાર્થ જુએ છે, અને જે જે બાબતના સહવાસમાં તે આવે છે, તેની સારી યા માઠી છાપ ઝટ ઉંડી પડી જાય છે, અને તે કાળાંતરે પણ ભુંસાતી નથી, તેથી જ આપણાં બાળકોને નાનપણથી જ સારી રીતભાત શિખવવી, અને ખરા સિદ્ધાંત તેમના મનમાં ઠસાવવા એ અત્યંત મહત્ત્વનું છે. આ સ્થિતિએ પહોંચવાને જે સાધનો કામે લગાડવામાં આવે છે તે સાધનોમાં “પેની બેંક” ને આ હિલચાલને લગતી દરેક મંડળીએ મુખ્યસ્થાન આપવું જોઈએ. અમારા બાળકમિત્રો બાળપણથી જ બચાવતાં શિખે એવી અમે આશા રાખીશું, જેથી તે પુરૂષ કે સ્ત્રી તરીકે જેમ જેમ મોટાં થતાં જાય તેમતેમ પોતાની જાતને સહાય કરવા શક્તિમાન થાય. પોતાનાં જ સાધન અને વચન ઉપર વિશ્વાસ રાખતાં થાય. અંગ્રેજીમાં કહેવત છે કે—“*A penny in the purse is better than a friend at court*” બચાવેલી તમારી પહેલી પાઈ તમારા સંસારનું પગરણ છે. એમ બચાવેલી અને જુદી રાખેલી પાઈ જ તમારામાં રહેલો સ્વાર્થત્યાગ, અગમચેતી, સાવચેતી, અને ડહાપણ સ્પષ્ટપણે બતાવી આપે છે. અહિંથી જ સ્વતંત્રતાની શરૂઆત થાય છે. અહિંથી જ ભાવિ સુખનાં બીજ રોપાતાં જાય છે. એક પાઈ બચાવી એટલે બીજી બચાવવાનું મન થશે. બીજી બચાવી એટલે ત્રીજી, એમ કરતાં કરતાં બચાવવાની ટેવ દૃઢ થતી જશે, અને પછી તો અંગત સુખને માટે બચાવવું જ એ જરૂરનું જણાશે.

કરકસરના સિદ્ધાંત સામે એવી દલીલ લાવવામાં આવે છે કે આવી ટેવનો દુરૂપયોગ થાય છે, તેથી કેટલાક માણસો કંજુસ થઈ જાય છે. પરંતુ તે દલીલ વ્યાજબી નથી. દરેક સારી વસ્તુનો દુરૂપયોગ તો થાય, પણ ઘડીભર એમ માનો કે “કરકસર કરવાથી માણસ કેટલીક વાર કંજુસ થઈ જાય છે” તોપણ જો કરકસર કરવાની ટેવથી જનસમાજને અવિચારી થતાં, હલકી સ્થિતિએ જતાં, અને ગરીબાઈમાં ગબડતાં અટકાવીએ, તો તેને અર્થે

નું પણ જોખમ બેઠી લેવાનું શું વ્યાજબી નથી લાગતું? પૈસાની ખાતર જ બાળક પૈસાની મ્મત આડે એનું આપણે ઇચ્છીશું નહિ, અને કંજુસની માફક બાળકો પૈસા એકઠા કર્યા કરવા એનું ઉત્તેજન તો આપણે બીલકુલ આપવા માગતા જ નથી. પણ હાનું અમાજ-પારખું જોતા આપણે એટલું તો સ્વીકાર્યા વગર છુટકો જ નથી, કે આપણા જીવનના સાધનો, આપણાં સુખનાં સાધનો અને પ્રામાણિક સ્વતંત્ર જીંદગી ગુજારવાના સાધનો પૈસામાં રહેલાં છે.

પેની બેંકની સ્થાપનાના કેટલાક વિરોધીઓ એવી દલીલ કરે છે કે, એ બેંકોમાં જે રકમો ભરાય છે તે એટલી બધી જુજ છે, કે જેથી તે રકમની બચતથી બાળકના મનપર કંઇ અસર થઈ શકતી નથી. પરંતુ તેઓ ભૂલી જાય છે કે, નાની ચીજોની અવગણના કરી એ ડહાપણ ભરેલું નથી. એ વાતને સાબીત કરવાને હજારો દાખલા મળી આવે છે, કારણ કે મોટી ચીજો નાની ચીજોથી બનેલી છે. તત્ત્વવેત્તાઓ પણ આપણને કહે છે કે "નાના બિન્દુઓથી જ આખું આદિત્ય બને છે." નાની બાબતો ઉપર કોઇએ લક્ષ આપવું નથી, છતાં એ નાની બાબતો જ મુખ્યત્વે કરીને મનુષ્યના ભાગ્યો જેમ વાળવું હોય તેમ વાળે છે. અત્યારે જે દુનિયા આપણે જોઇએ છીએ, તે પણ નાની બાબતોએ જ ઘડેલી છે, અને નાની બાબતોએ જ સમસ્ત પ્રજાના તેમ જ વ્યક્તિઓના જીવનમાં ભારે અસર કરી મૂકી છે. કુદરત પોતાની સર્વ લીલામાં એ જ પાઠ શિખવી રહી છે. અત્યારે જે વૃક્ષ આનંદપૂર્વક રીતે પવનમાં લહેરો લઇ રહ્યું છે, ભયાનક વાવાઝોડાના તોફાનમાં પણ પોતાનું રક્ષણ કરી રહ્યું છે, તે જ વૃક્ષ એક વખત નાનું બીજ હતું. અત્યારનો જમીનમાંથી બહાર નીકળતો કુમળો છોડ જેને એક નાનું બાળક પણ મરડી શકે છે, તે વખત જતાં વરસોની મજબુતીવાળું થશે, અને તોફાનને તો એ કંઇ વિસાતમાં જ ગણશે નહિ. માટે જ નાની બાબતોની અવગણના કરવી નહિ. કારણ કે તેનો કોઇ જાણે છે કે, તરણાનો મેરૂ બને છે, ટીપે ટીપે સરોવર ભરાય છે, અને પાઇ પાઇ કરતાં લાખો રૂપીઆ થઇ જાય છે. દરેક ચીજની માફક પૈસાનો પણ સંચય થઇ શકે છે. બરફના ગોળાની માફક તે પણ તેના પરમાણુઓમાં ગબડાવાથી વધતો જ જાય છે. આપણી જુદીજુદી સોસાયટીઓમાં જે પેની બેંક સ્થાપેલી છે, તે તે ખાસ કરીને બાળકોની જ સંસ્થાઓ છે, અને એ સંસ્થાઓને ઉત્તેજન આપવું જ જોઇએ, કારણ એ સંસ્થાઓ નાના બાળકોને કરકસરના પાઠ શિખવે છે. આશરે સો વર્ષ ઉપર બેટક્ષિટના મીડન ગેકસમાં સૌથી પહેલવહેલી "પેનીઝ બેંક" સ્થપાઇ. તે બેંક સ્થાપનાર એક મીસ પીસીલા વેકફીલ્ડ હતાં. પેનીબેંક પહેલવહેલી સ્કોટલાંડમાં ૪૦ વર્ષ ઉપર સ્થપાઇ, ત્યાર પછી તો બ્રેટબ્રિટનના દરેક નાના અને મોટા અગત્યના શહેર તેમ જ ગામડામાં આ બેંક થઈ ગઇ, પણ સરકારી મદદથી ચાલતી જે બેંકો છે, તેના જેટલી તો કોઇ પણ ઠેકાણે એ બેંકો સારી જામી નથી. હજુએ જો કે અનેક સરકારી શાળાઓએ એવી પેની બેંક કાઢી નથી તો પણ ખુશી થવા જેવું છે કે, સરકારી બેંકોમાં

સહકારબંધુઓ, સારાં કામ કરી બતાવવાના મહાન્ પ્રસંગો પ્રાપ્ત કરી આપનાર યુગમાં આપણે રહીએ છીએ આપણે એ પ્રસંગોને લાયક થાવ સહકારે ભૂતકાળમાં ઘણું કર્યું છે હજુએ જો આપણે સાચા સહકારથી જોડાઈએ, તો તેને માટે ઘણું સારૂં ભવિષ્ય છે આપણને વ્યાજ મળે છે, તેટલાથી જ બેસી રહેવાનું નથી જિંદગીમાં નડતા અંતરમોત અને માંદગીના પ્રસંગો તેમ જ કંગાલીઅત અને સર્વ દુઃખનું મૂળ ગરીબાઈ એ સર્વથી બચવા માટે સાવચેતી અને કરકસરથી વર્તવાનો પ્રયત્ન કરો યોગ્ય ઉદ્દેશથી પૈસા બચાવવાના પ્રયત્નમાં જો કે આપણે આખરે ન પણ ફાવીએ, છતાં એ પ્રયત્નમાં સારન રહેલું છે, કારણ કે એ પ્રયત્નથી જ આપણે આપણા છોકરાંને ઘણા ઉત્કૃષ્ટ પાઠો શિખવીએ છીએ, શીખવવા ધારેલા પાઠો શબ્દો કરતાં આપણા પ્રયત્નથી બેસાડેલો દાખલો હંમેશાં વધારે અસરકારક રીતે ઘણું શિખવે છે, માટે તમારા છોકરાંને જાત મહેનત અને સ્વાશ્રય શિખવો તેમની કરકસર કરવાની અને અગમચેતી વાપરવાની ટેવને ઉત્તેજન આપ્યા કરો કારણ કે આપણાં છોકરાંને જેવી કેળવણી અપાય છે, તેઓ જેવી રીતભાતવાળા થાય છે અને જે જે સિદ્ધાંતોને અનુસરી તેમનું જીવન ગાળે છે, તેના ઉપર જ મુખ્યત્વે કરી આપણી સમાજ અને દેશના ભવિષ્યનો આધાર રહેલો છે, એમ ચોક્કસ માનજો

આપણે જે કાર્ય કરવાનું છે, તે ઉમદા અને જરૂરનું કાર્ય છે, દુનિયાને તેની જરૂર છે, છોકરાંઓ તે માગે છે, હરિફાઈ પ્રમાણમાં ખરેખર વધતી અને વધતી જ જાય છે જીવનસંગ્રામ દિવસે દિવસે વધારે ને વધારે તીવ્ર બનતો જાય છે, અને મુશ્કેલીઓ પણ દહાડે દહાડે વધુ મોટી થતી જણાય છે, જેથી હજારોને જિંદગી ભાગ્યે જ સારવાળી લાગતી હશે

ત્યારે મનુષ્યનાં દુઃખોને ઓછાં કરવાને, આપણા બાળકના જીવનના પથને વધારે સરળ, વધારે ઉજળો, અને વધારે સારો કરવાને આપણે આપણાથી બનતું સર્વ કરો સહકાર આપણા એકલાના આનંદ અને સ્વાર્થ માટે નથી, પણ તે તો આખા સમાજની સ્થિતિ સુધારી દેશે, એવા ઉચ્ચ આશયો હમેશાં આપણી નજર આગળ રાખીને જાણે આ ચળવળની ફતેહનો સર્વ આધાર આપણા એકલા ઉપર જ આવી રહેલો છે, એમ સમજીને આપણે દરેક જણ કામ કરો

કરકસરતા અને C[illegible] જેવા સ્વાર્થના પ્રદેશમાંથી ઉંચકીને પરસ્પર સહાય અને ભ્રાતૃભાવના સુગમ્ય, ઉજળા, અને સૂર્યના પ્રકાશવાળા પ્રદેશમાં આપણી આ ચળવળ આપણે લાવવા માગીએ છીએ દુનિયામાં આવ્યા ત્યારે તેની જે સ્થિતિ હતી તેના કરતાં ઘણી સારી સ્થિતિમાં તેને જોઈને જઈશું, એવી અભિલાષા જો આપણા મનમાં રમી રહેલી હશે, તો આપણા પ્રયત્નો વધારવાને આપણામાં ઉત્સાહ આવશે અને એ ઉત્સાહના પ્રભાવથી આપણા પ્રયત્નો ફલિભૂત થશે, માનવ જાત સુખી થશે અને આપણે આપણી પાછળ આપણા છોકરાંને માટે ઉજ્જવળ કાર્ય, શુભ દૃષ્ટાંત, અને કિંમતી વારસો વારસામાં મુકતા જઈશું *

---

*નોંધ — 'મેની બેંક' નામના મેન્ચેસ્ટરની યુનાઈટેડ બોર્ડ એજ્યુકેશનલ કમીટીની ફર્સ્ટ કલાસ મી. સેં સ્કોટન (લખી) ના અંગ્રેજી લેખનો આ અનુવાદ મી. ગનેશ્વર બી. ભટ્ટ, વકિલ જંબુસરનાની મદદથી તૈયાર કરવામાં આવ્યો છે

# અંત્યજોની અપીલ.

લેખક – રા. પરશુભાઈ વ્હાલાભાઈ શર્મા.

(તરછોડતાં શાં કરું સમાન ?– એ લય)

અમ્હે પણ એ જ પ્રભુનાં બાલ,
તમ-અમ એક જ સરજનહાર — અમ્હે
એક જ ધર્મ છે વૈદિક આપણો, ઉદ્ધારક એ હિન્દુ માનનો,
તમ-અમ એ આધાર — અમ્હે
એક જ ભારતમાતના પુત્રો, "મના-" "ધર્મે" અમ મોવા સૂનો
દેશાર્થે મરનાર — અમ્હે
એક જ ભાષા, એક જ નીતિ, એક જ ધ્યેયે સરખી પ્રીતિ
કાં તરછોડો ભ્રાત ?— તમ્હે
અન્યધર્મીઓ બહુ લલચાવે પ્રલોભન કૈં કૈં અપૂર્વ બતાવે
નવ લેતા છતાં ડગનાર — અમ્હે
ગૌ બ્રાહ્મણના નમ્ર ઉપાસક, આર્ય પ્રજાના અધીન સેવક,
શાને છતાં ધિક્કાર ?— અમ્હે
રામમોહન ને સ્વામી દયાનંદ, ગાંધીમહાત્મા અમ ઉદ્ધારક,
વન્દન વારવાર — અમ્હે
"અંત્યજ" નામનો અન્ત જ આણો, બન્ધુ! અમોને "હિન્દુ" પ્રમાણો,
સ્નેહે કરો સ્વીકાર — અમ્હે

" અમારા બંધારણને ન ગણકારતા આપખુદી સત્તાએ સ્હામે પડી જે ટીકી છે અને ત્હેને અને એવા બીજા કાયદાઓને મંજૂરી આપી છે તે બધું અને અમારૂં બંધારણ સાંગોપાંગ સ્થાપી દ્યો, અને તે પણ જેટલું ઝડપથી બને તેટલું ઇ ૮૨ મા આયરીશ વૉલન્ટીયરોએ બ્રિટીશ પ્રતિનિધિઓને જે સખ્ત શબ્દોમાં મોકલ્યા હતા ત્હેની છાયા જ, જાણે આ હંગેરીના છેલ્લા પયગામમાં હતી.

આ છેલ્લી તાકીદ ( *ultimatum* ) લઈ ડેપ્યુટેશન વીયેના ગયું, અને બાદશાહને પેશ કર્યું. બધાના આશ્ચર્ય અને આનન્દ વચ્ચે શહેનશાહે કહ્યું—" હું બધું કરવા તૈયાર છું, અને જુમ્મેદાર હંગેરીયન મંત્રી મંડળ નીમવામાં નડતી અડચણો, મ્હારી વ્હાલી હંગેરીયન પ્રજાના અભિલાષ પૂરવા તત્પર છું "

આ આગેવાનોની ચોકડી કરતા હંગેરીયન પાર્લામેન્ટે ૬૭ જણાની કમિટી નીમી, એને લગતી બધી હકીકત શહેનશાહને એકઠી કરી આપી. આખી ઉનાળો વાટાઘાટ પછી ૧૮૬૭ ના ફેબ્રુઆરી ની ૭ મીએ શહેનશાહે કાઉન્ટ બેલ્કેડીને મુખ્ય પદ થી ખસેડ્યો, અને કાઉન્ટ બ્યુસ્ટને એ જગા આપી તેજ દિવસે એણે ડીકને બોલાવ્યો અને રાજમહેલમાં, પોતાના જૂના વિરોધીની જે જે માગણી હતી તે કબૂલ કરી આપી.

ચાર દિવસ પછી જુલીઅસ એન્ડ્રેસી—જે ૧૮૪૮ મા હંગેરીયન સ્વાતંત્ર્ય માટે લડ્યો હતો અને જ્હેને પકડવા માટે શહેનશાહે કેટલાક હજાર ક્રાઉનનું ઈનામ જાહેર કર્યું હતું, ત્હેને પણ વીએનામાં બોલાવવામાં આવ્યો. ૧૮૪૯ ની હાર પછી એને દેશવટો મળ્યો હતો, અને જ્યારે માફી આપનારૂં જાહેરનામું બહાર પડ્યું ત્યારે હંગેરીમાં પાછો ફર્યો હતો. શહેનશાહના તારના જવાબમાં જ્યારે એન્ડ્રેસી વીયેના ગયો ત્યારે એને એમ કહેવામાં આવ્યું કે એ, હંગેરીમાટે હજૂરી—પાર્લામેન્ટને જવાબદાર—એવું રાષ્ટ્રીય મંત્રીમંડળ નીમવાનું માથે લે, અને પોતે એનો મુખ્ય પ્રધાન થવાનું કબૂલ કરે.

૧૮૬૭ ના ફેબ્રુઆરીની ૧૮ મી એ 'છેલ્લા પયગામ'નો જવાબ સાંભળવા હંગેરીયન પાર્લામેન્ટ પેસ્ટમાં એકઠી થઈ. શહેનશાહી ઢંઢેરાના રૂપમાં એ લખાણ હતું. તે મુજબ કોન્સ્ક્રીપ્શનનો કાયદો તેમ જ બીજા કાયદા ઘડાને એવા કાયદાઓ બંધારણને ફરી દાખલ કરવો જરૂર ન જણાય ત્યાં સુધી પાછા ખેંચી લેવામાં આવ્યા હતા.

આ ઢંઢેરાનું વાચન થતાં સભ્યોનો આનન્દ માયો નહિ, અને આ ઉત્તેજના આનન્દ સાગરના મોજાં બ્હાર જમા થયાં. લોકોના ધાડાંને ધાડાં તાણતાં તાણતાં શેરીઓમાં પણ ફરી વળ્યાં. અઢાર વર્ષ પહેલાં જે દેશભક્તને ખોળીખોળીને શોધતા હતા ત્હેનું આજ જાહેર દર્શન થતાં, અને તેઓ સ્વતંત્ર દેશના મુખ્ય મંત્રી તરીકે થતાં, 'મ્હારો દેશ સદાને માટે" ના શબ્દો, જે પહેલાં ઑસ્ટ્રીયાને હાથે મરતા એક પ્રધાને અને કાઉન્ટ બેથેનીએ ઉચ્ચાર્યાં હતા—તે ઉત્સાહથી લોકોએ એને વધાવી લીધો.

"- રાતે બ્યુડાપેસ્ટ દીવાઓથી ઝળહળી રહ્યું, અને હવાઇઓ ફુટી બીજે દીવસે ચહેરીઓએ અને બધેના લોકોએ બધી ઑસ્ટ્રીયન ધ્વજ, વાવટા અને તોરણના ચૂરા કર્યા, અને રાષ્ટ્રીય ગીતની ગર્જના સાથે હેમની ભસ્મ કરી આ કૃત્યથી ભારે ગડબડ અને તોફાન મચી રહેશે એમ લાગતા રાષ્ટ્રીય સરકારે જાહેરનામુ કાઢ્યું—આ પહેલું જ હતું—કે 'લોકો' એ હવે પછી બીજા ઑસ્ટ્રીયન વાવટાઓના ચૂરેચૂરા કરવા નહી, અને રાષ્ટ્રીય સરકારના અધિકારીઓ પોતાની મેળે એને નવરાવી લેશે "

ઓસ્ગ્લીયનો કરાર, એટલે હંગેરીયન પાર્લામેન્ટ તરફથી ડીક અને ઑસ્ટ્રીયનો તરફથી બ્યુસ્ટે કરેલા હંગેરી-ઑસ્ટ્રીયાના પરસ્પર સમ્બન્ધના નિર્ણયનામો, અને ચહેનશાહની હંગેરીના રાજા તરીકેની કબુલાત લીધા પછી થયેલો કરાર છે

આ કરાર પ્રમાણે રાજાએ કોલ દીધો કે—" બંધારણ " સર્વોપરી મનાશે, જો પાર્લામેન્ટમ ભંગાવું પડે તો એક વર્ષમાં બીજી પાર્લામેન્ટ બોલાવશે, આખા રાજ્યના સંયુક્ત લશ્કરમાં પોતા તરફનું કેટલું લશ્કર રહેશે હેનો નિર્ણય બાંધવાની સત્તા એકલા હંગેરીની માનવામાં આવશે વીયેનાની મહાસભામા હંગેરીની જરાયે સત્તા નહી રહે, અને ફક્ત કેટલાક અસાધારણ પ્રસંગો સિવાય, ઑસ્ટ્રીયાને પૂછ્યા વગર પણ એ જ સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે બીજી પ્રજાઓ જોડે સન્ધિઓ કરવા કે બીજા સમ્બન્ધો રાખવા સત્તા ધરાવે હંગેરીનું પોતાનુ આગવું લશ્કર-હોનવેડ લોકોનુ-જહેની એ જ ભરતી કરે છે, અને જહેના હુકમો બોલે એ જ ઉઠાવે છે, તે પણ રાખી શકશે હેના રાષ્ટ્રીય ચિહ્ન, વાવટા, પોતાના પ્રદેશમાં અનહદ સત્તા, અને કોર્ટમા તેમ જ સરકારી ખાતાઓ અને દસ્તાવેજોમાં પોતાની જ ભાષા રાખી શકશે "

હંગેરીમા બધાને ઓસ્ગ્લીયથી સન્તોષ ન થયો પ્રજા સત્તાકવાદીઓ તો પોતાની માન્યતાને વળગી રહ્યા કે ઑસ્ટ્રીયા સાથે સમ્બન્ધ રહે એમાં હંગેરીની નબળાઈ છે મહત્તા નથી. અને તેથી જ્યારે ફ્રાન્સીસ ગાદીનશીન થવા માટે પેસ્ટમા આવ્યો ત્યારે રીપબ્લીકન મતીઓ-જે તેર હતા-હેમણે એ વિધિમા ભાગ ન લીધો પરંતુ હેમણે ખુલ્લા હૃદયથી અને મુક્ત કંઠે કબુલ કર્યું કે ડીકે હંગેરી માટે ખુબ કર્યું છે, અને તેથી એ પ્રસંગે ફ્રાન્સીસને જરાયે એ બાબતની ખબર પડવા દીધી ન્હોતી

ફ્રાન્સિસ જોસેફ ઘણો ચતુર હતો તેણે આ કટ્ટા વિરોધીઓની જાતિને પણ માન આપ્યું અને જે જે હંગેરીયનો દેશપાર થયા હતા હેમને હેમના દેશની સ્વતન્ત્રતાના ભોગ ફળ ચાખવા જાહેર નિમન્ત્રણ મોકલ્યુ આ નિમન્ત્રણમાં ફ્રાન્સીસે જે શબ્દો વાપર્યા હતા તે એવા તો નિર્દોષ હતા કે એના સાચા વિરોધીઓને પણ ખુંચે નહી કે દુખે નહી એ નિમન્ત્રણનું નામ માફીનું જાહેરનામું કે એવું કશું રાખ્યુ જ ન્હોતું

હેણે લખ્યું—" હું, ફ્રાન્સીસ જોસેફ આજ સુધીના રાજકીય કારણોને લઇને જે જે લોકો બહાર પડ્યા હતા, અને મ્હારી હંગેરીયન પ્રજાને જે જે શિક્ષાઓ કરવામા આવી

# વર્તમાન-ચર્ચા.

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એમ એલ બી

**કૉંગ્રેસના ઠરાવો અને પ્રજાની ફરજ.**

જેઓએ હિન્દના રાજકીય જીવનને આગળથી ઘણું ધ્યાનથી જોયું હશે તેઓ જોઈ શક્યા હશે કે ઈ સ ૧૯૧૪ માં શ્રીમતી બેસન્ટે રાજકીય જીવનમાં ઝંપલાવ્યું અને હોમરૂલ આન્દોલનના વેગથી મહોભકાર્ય આરમ્ભ્યુ ત્યારથી હિન્દના રાજકીય વાતાવરણમાં નવું જ ચેતન આવ્યું. ઈ સ ૧૯૧૪ થી માંડી ઈ સ ૧૯૧૮ માં દીલ્હીમાં કૉંગ્રેસ મળી ત્યાં સુધી હિન્દના વાતાવરણમાં જો કોઈ વ્યક્તિ વધારેમાં વધારે પ્રભાવશાળી બની હોય તો તે શ્રીમતી બેસન્ટ હતા તે અરસામાં હિન્દની માગણીઓ વધારે જોરદાર અને હિમ્મતભરી બની એટલું જ નહિ, પરંતુ કૉંગ્રેસ અને હેની અગભૂત પરિષદોના ઠરાવોનું સ્વરૂપ બદલાયું—"અરજીઓ અને પ્રાર્થનાઓ"નું સ્થાન "હકભેર માગણીઓ"એ લીધું આ જેવો તેવો ફેરફાર ન્હોતો અને એ ફેરફાર માટે—એ પ્રગતિ માટે—જો કોઈ પણ વ્યક્તિને વધારેમાં વધારે માન ઘટતું હોય તો તે શ્રીમતી બેસન્ટને ઘટે છે લોકમાન્ય તિલક વગેરે ઉદ્દામો કૉંગ્રેસમાં પાછા દાખલ થયા તે આ અરસામાં જ, કૉંગ્રેસ અને મૉસ્લેમ લીગ—હિન્દુઓ અને મુસલમાનો—વચ્ચે સ્પષ્ટ સહકારનો સમ્બન્ધ રચાયો તે પણ આ અરસામાં જ

ઈ સ ૧૯૧૮ માં કૉંગ્રેસની જે ખાસ બેઠક મુંબાઈમાં મળી તે પ્રસંગે જણાવા માંડ્યું હતું કે શ્રીમતી બેસન્ટની સત્તા ઓછી થતી જાય છે અને લોકમાન્ય તિલક—શ્રીયુત ચિત્તરંજન દાસ—સત્યમૂર્તિ આદિનો પ્રભાવ વધતો જાય છે તે જ વર્ષમાં દીલ્હીમાં ભરાયલી કૉંગ્રેસે સ્પષ્ટ કરી આપ્યું કે પ્રજાની માગણીઓ વધારે ને વધારે ઉદ્દામ બનતી જતી હતી અને હેમને મર્યાદિત રાખવા જતાં શ્રીમતી બેસન્ટ સ્થાનભ્રષ્ટ થયાં હતાં "આત્મનિર્ણયનો અધિકાર" એ કૉંગ્રેસનો પુકાર બન્યો હતો "આત્મનિર્ણયનો અધિકાર" એ કૉંગ્રેસના ઠરાવોના સ્વરૂપનું નિર્ણાયક સૂત્ર થયું હતું મિતવાદીઓ તો કાંઈક ઈ સ ૧૯૧૭ માં કલકત્તામાં ભરાયલી કૉંગ્રેસમાં શ્રીમતી બેસન્ટ પ્રમુખપદ માટે પસંદ થયાં ત્યારથી જ કૉંગ્રેસમાંથી નિવૃત્ત થતા આવ્યા હતા, અને ઈ સ. ૧૯૧૮ માં મુંબાઈમાં થયેલી કૉંગ્રેસની ખાસ બેઠક પ્રસંગે ઉઘાડી અને સ્પષ્ટ રીતે જુદા થયા હતા દીલ્હીની બેઠકથી સ્પષ્ટ થયું કે મિતવાદીઓની માફક શ્રીમતી બેસન્ટ પણ રાજકીય પ્રગતિની સાથે આગળ વધવા તૈયાર ન્હોતા અને તેથી હેમને પણ દિવસે દિવસે વધારે ને વધારે ઉદ્દામ થતી કૉંગ્રેસમાંથી વસ્તુતઃ નિવૃત્ત થયા વિના છૂટકો ન્હોતો. સંક્ષેપમાં, કૉંગ્રેસની વધતી જતી ઉદ્દામતાએ પ્રથમ મિતવાદીઓને નિવૃત્ત થવાની ફરજ પાડી અને પછી વસ્તુતઃ શ્રીમતી બેસન્ટને

દીલ્હીની બેઠક પ્રસંગે અને અમૃતસરની બેઠક પ્રસંગે તિલક—દાસ—સત્યમૂર્તિ એ ત્રિમૂર્તિ વધારેમાં વધારે સત્તા ભોગવતી હતી અને તે બન્ને બેઠકો ઉપર મુખ્ય મુદ્રા હેની

હતી પંડિતજી, ગાંધીજી, ઝીણાનો પ્રભાવ ગૌણ હતો, જો કે અસરકારક હતો ઈ. સ ૧૯૨૦ મા કલકત્તામાં કૉંગ્રેસની ખાસ બેઠક મળી હતી, અને તે પ્રસંગે જે વ્યક્તિ સર્વથી વધારે બ્હાર તરી આવી હતી અને જેનો પ્રભાવ વિશેષમાં વિશેષ પ્રબળ હતો તે ગાંધીજી હતા હેમના સાથીઓમા મૌલાના મહમદઅલી, મૌલાના શૌકતઅલી અને પંડિત મોતીલાલ નેહરૂ હતા કલકત્તાની ખાસ કૉંગ્રેસ પાસે ગાંધીજીએ પોતાનો "અસહકાર"નો ઉદ્દામમા ઉદ્દામ સિદ્ધાન્ત અને તે સિદ્ધાન્તનો પ્રયોગ કરનાર સાધનક્રમ સ્વીકારાવ્યા એ બેઠકમાં મિતવાદીઓને સ્થાન ન્હોતું એટલું જ નહિ, પરન્તુ વસ્તુત શ્રીમતી બેસન્ટને પણ ન્હોતું પંડિતજી અને ઝીણા પણ વસ્તુત અસ્થાને હતા. દાસ-સત્યમૂર્તિ-કેલકર જેમ તેમ કરીને કૉંગ્રેસમા રહેવાનાં તરફડીયા મારી રહ્યા હતા, અને પરિણામે "કૉંગ્રેસની આજ્ઞા"ને હેમણે હેમની બુદ્ધિ અને હેમના હૃદયની આજ્ઞા કરતા વિશેષ માન્ય ગણી હતી ગાંધીજીનો આ પ્રથમ વિજય હતો, અને લોકહૃદય ઉપર હેમણે મેળવેલા વિજયના ફલરૂપ તે હતો જેમ જેમ લોકોના ઉપરનો ગાંધીજીનો વિસ્મયજનક પ્રભાવ વધારે ને વધારે બ્હાર નીકળી આવતો હતો તેમ તેમ એ પણ વિશેષ ને વિશેષ સ્પષ્ટ થતું હતું કે જેઓએ પોતાના જીવનો દેશસેવામા વ્યતીત કર્યાં હતા તેવા દેશભક્તોનો મ્હોટો ભાગ ગાંધીજીની સાથે ન્હોતો એટલું જ નહિ, પરન્તુ જો ગાંધીજીનું જ ચલણ કૉંગ્રેસમા થાય તો કૉંગ્રેસનો ત્યાગ કરવા પણ તૈયાર હતો એ એક ક્રૂર હકીકત હતી કે "અસહકાર"નો સ્વીકાર કે ગાંધીજીના કૉંગ્રેસના નેતૃત્વનો સ્વીકાર એક વજનદાર ગણાતા વિભાગ માટે અશક્ય હતો.

કલકત્તાની ખાસ કૉંગ્રેસ પ્હેલા અને તે પછી "અસહકાર" નો પ્રચાર કરવા ગાંધીજીએ અજબ શ્રમ ઉઠાવ્યો હતો, અને છતા યે નાગપુરની કૉંગ્રેસ પ્રસંગે શુ થશે એ તર્કવિતર્કનો સંકલ્પવિકલ્પનો, ચિન્તાનો વિષય હતો **નાગપુરની કૉંગ્રેસ એટલે મહાત્મા ગાંધીજીનો મ્હોટામા મ્હોટો વિજય.** તે વિજય ત્રણ રીતે વ્યક્ત થતો હતો એક તો લોકોની ગંજાવર હાજરી અને આશ્ચર્યકારક ઉત્સાહમયતા ગાંધીજીના વિજયને પ્રતિપાદિત કરી રહી હતી બીજુ, જેઓ અનિશ્ચયાત્મક હતા એવા અનેક પ્રતિષ્ઠિત નેતાઓને તેઓ પોતાના કરી ચૂક્યા હતા, અને ઉદ્દામ પક્ષમા પણ વિચ્છેદ થશે અને વિભાગ પડશે એ ભયને નિવારી તેઓ એકમતે ઠરાવો મંજુર કરાવી શક્યા હતા આ બન્ને કરતાં યે વિશેષ મ્હોટો જે ગાંધીજીનો વિજય હતો તે તો એ કે કૉંગ્રેસના મૌલિક મન્તવ્યમા-"ક્રીડ"માં-અમર્યાદિત સ્વરાજ્યનો સ્વીકાર કરાવવાનો ફેરફાર તેઓ કરાવી શક્યા હતા, અને "અસહકાર" નો સવિસ્તર ક્રમ કૉંગ્રેસ પાસે એકમતે મંજુર કરાવી શક્યા હતા. સંક્ષેપમા, કૉંગ્રેસ પાસે ઉદ્દામ ઠરાવો પસાર કરાવવામા તો ગાંધીજી સફલ નીવડ્યા હતા

સમસ્ત દેશના મુખરૂપ લેખાતી મહાસંસ્થા પાસે સર્વાનુમતે ઠરાવો મંજુર કરાવવા એ જેવી તેવી મહાસિદ્ધિ નથી એ તો સત્યશોધક સત્યપ્રેમીએ સ્વીકારવુ જ જોઇશે "કૉંગ્રેસ

[illegible]

હતી પ્રતિનિધિરૂપ ( *representative* ) ન્હોતી" અથવા તો "કૉંગ્રેસ એ ગાંધીજીને અન્ધતાથી અનુસરનારો ગાન્ધીયોનો પ્રવાહ હતો" એમ કહીને કૉંગ્રેસને ઉતારી પાડવાનો પ્રયત્ન કરવો એ તો અયોગ્ય છે એવી ટીકાઓ કરનારાઓ હિન્દની પ્રજાને કૉંગ્રેસને અને ગાંધીજીને અન્યાય જ કરે છે

પરન્તુ એક વાત અને તે પણ મ્હોટામા મ્હોટી મુદ્દાની વાત ઉમેરવાની રહે છે કૉંગ્રેસ પાસે ઠરાવો મંજૂર કરાવ્યા એ ગાંધીજીની મ્હોટી ફતેહ ખરી, પરન્તુ એથી યે વધારે મ્હોટી ફતેહ તો ઠરાવોનો પ્રજા પાસે અમલ કરાવી શકવો એ છે સર્વ સવાલોનો સવાલ એ છે કે ગાંધીજી એ ઠરાવોનો સંગીન અમલ પ્રજા પાસે કરાવી શકશે ખરા? સંપૂર્ણ સ્વરાજ્યનુ સાધ્ય તો નિર્ણીત કર્યું પરન્તુ એ સાધ્યની સિદ્ધિને અંગે જે ગંજાવર તૈયારી જરૂરની છે, જે અનહદ આત્મભોગો આવશ્યક છે, જે અવિરત પ્રવૃત્તિમયતા અપેક્ષિત છે એ સર્વ માટે પ્રજા કટિબદ્ધ છે? કૉંગ્રેસે અસહકારનો ઠરાવ તો મંજુર કર્યો, પરન્તુ જ્યા મ્હોટા પાયા ઉપર ખેતાબઓેકાઓ પૂરી દેવાય નહિ "કાઉન્સિલો" વસ્તુત દેશના પ્રાગતિક પ્રતિનિધિઓની દૃષ્ટિથી ખાલી અને નિષ્ક્રિય રહે નહિ, વિદ્યાર્થીઓ એકીવખતે સામટા સરકારી સંસ્થાઓનો ત્યાગ કરે નહિ, વકીલો લગભગ બધા વકીલાત છોડી દે નહિ તો પછી એ અસહકારના ઠરાવની સાચી સર્જનતા શી? કસોટી ઉગ્ર છે ને એ ઉગ્ર કસોટીમાથી પ્રજાએ પસાર થવાનુ છે પ્રજાના પ્રાણ કેટલુ છે એ બતાવવાનો આ પ્રસંગ છે

આ સમ્બન્ધમા વસ્તુસ્થિતિ શી છે તે તટસ્થતાથી તપાસવાની જરૂર છે ગાંધીજી પોતે તો એક વ્યક્તિ જેટલુ કરી શકે એમ સામાન્ય રીતે કલ્પી શકાય તેથી ઘણું વધારે કરી રહ્યા છે,—એટલું બધું કરી રહ્યા છે કે ઉગ્રમાં ઉગ્ર બુદ્ધિવાદીને પણ "અલૌકિક દૈવી પ્રેરણા" જેવું કાંઇક લાગી જાય. ગાંધીજીના સહકારી નેતાઓ પણ ઘણુ કરી રહ્યા છે પંડિત મોતીલાલ નેહરુનો તથા શ્રીયુત ચિત્ત રંજન દાસનો ત્યાગ અસહકારવાદનો અભિમાનપ્રદ અલંકાર છે એકંદરે, પ્રજાએ પણ પ્રમાણમા આશાજનક ઉત્તર આપ્યો છે જેઓના જવાથી કાઉન્સિલો શોભી રહી હોત અને પ્રજાનુ હિત સાધી સાર્થક થઇ રહી હોત તેવા પ્રાગતિક પ્રજાનાયકો કાઉન્સિલો માટે ઉમેદવાર ન થયા અને પ્રજાએ ચૂંટણીના કામમા વસ્તુત ભાગ ન લીધો વિદ્યાર્થીઓએ ધ્યાન ખેંચે એવી સંખ્યામાં શિક્ષણ-સંસ્થાઓ તજી, ખાસ કરીને બંગાળામા કેટલેક સ્થાને વકીલોએ વકીલાત છોડીને પ્રજાને સ્વરાજ્યનો સન્દેશ પ્હોંચાડવાનુ પ્રચારકાર્ય સ્વીકાર્યું સમેમા, અસહકારવાદના વિરોધીઓ રહેતી "નિષ્ફળતા" માટે ગમે તેવી કલ્પનાઓ ભલે દેવાવે, એ તો હકીકત છે કે અસહકારે ઘણું કરી બતાવ્યું છે અને સત્વહીન પ્રજાને શૂર બનાવી છે, પરન્તુ એ યે ખરુ છે કે જેટલુ કર્યું છે એથી ઘણુ વધારે હજી બતાવવુ જોઇએ. હિન્દ! ત્હારા પોતાના પુત્ર ત્હારા આત્મબળ ઉપર ઝૂઝી રહ્યા છે ત્હારી ને તહુતી ઇજ્જત સચવાય એમ તે સ્વીકારજે

---

પ્રકાશક તરફથી — લવાજમની નવી યોજના.

# ગ્રાહકોને બે બોલ.

સમાલોચક આ અંકથી એના છવ્વીસમા વર્ષમાં પ્રવેશ કરે છે. માસિક તરીકે એ આજ એના આઠમા વર્ષમાં પ્રવેશ કરે છે. એ વર્ષો દરમિયાન એણે ઘણો ખરાબ સમય જોયો છે, અને એની આર્થિક સ્થિતિ દિનપ્રતિદિન ખરાબ થતી જાય છે. એવા સમયમાં પ્રકાશક તરીકે મ્હેં ધર્મવૃત્તિથી એને બની શકે તેટલો આર્થિક ભોગ આપીને નીભાવ્યું છે. ન છૂટકે ગયે વર્ષે એનું લવાજમ વધારવું પડ્યું અને સામગ્રી ઓછી કરવી પડી. એથી મ્હને ઘણો આઘાત થયો હતો પરન્તુ, 'પ્રભુની ઇચ્છા'ને માન આપી મને પણ એમ કરવું પડ્યું. પરિણામે માસિકના અમ્હારા ગ્રાહકબન્ધુઓમાં નિરાશા ઉત્પન્ન થઈ અને કેટલાકને તો નવું લવાજમ ભારે પણ પડ્યું. એથી નવા વર્ષથી એમણે સ્વાભાવિક રીતે પત્ર બંધ કરવાનો હુકમ કર્યો છે. અમ્હે તે સર્વ ભાઈઓને આ અંક ફરી મોકલીએ છીએ. ચાર મહિને બે રૂપીઆ વધારાના આપવા જેટલો ભોગ એ આપી શકશે એવી અમ્હને આશા છે. છતાં પણ જેમને એવી અનુકૂળતા ના હોય તે પ્રથમ છ માસના લ્હાણાનાં અને પછીના છ માસના અઢી રૂપીઆ મોકલી ગ્રાહક તરીકે ચાલુ રહેશે એવી અમ્હને આશા છે. હવે લવાજમ વધારવાની જરૂર ના પડે એવું અમ્હે ઇચ્છીએ છીએ. એટલે સંજોગો બદલાતા તેમ ગ્રાહકોની સંખ્યા વધ્યેથી અમ્હે વધારે ઉત્સાહથી કામ કરવા તૈયાર થઈશું. સમાલોચકમાં હવે ચિત્રો આવતા નથી એ એક ફરિયાદ અમ્હારી પાસે આવી છે. એની સર્વ ફરિયાદોના મૂળ નબળી આર્થિક સ્થિતિ છે. ગ્રાહકો તરફથી જોઈતું ઉત્તેજન મળેથી સમાલોચક ફરી સચિત્ર થઈ શકશે અને તે કરવાનો અમ્હારો સતત વિચાર છે. ચાલુ વર્ષથી આપણા જાણીતા વિદ્વાન વર્ગ તરફથી સારા અને શિષ્ટ લેખો નિયમિત રીતે લખાતા આવશે. અને લેખોનાં વૈવિધ્ય અને ઉચ્ચ ભૂમિકા ફરી આપણી દૃષ્ટિ પાસે રજુ કરવાના પ્રયાસો થશે.

આથી અમ્હે આશા રાખીએ છીએ કે જે ગ્રાહકોએ સમાલોચક મંગાવવું બંધ કર્યું છે તે સૌ ફરી તેને ઉત્તેજન આપી અમ્હારા કાર્યમાં ઉત્સાહથી જોડાઈ સમાલોચકની સેવાની યોગ્ય કદર કરશે. નવીન ગ્રાહકો જેમ જેમ વધતા જશે તેમ તેમ અમ્હે વધારે ને વધારે ઉપયોગી કાર્ય કરવા પ્રેરાઈશું.

સમાલોચકની અનિયમિતતા એ છાપખાનાઓમાં કામદાર વર્ગના તુફાનને આભારી છે. જીવનની બધી મોંઘવારતમાં આ મોંઘવારત પણ વધી છે. છતાં એ ખામી દૂર કરવાના પ્રયાસો ચાલુ જ છે. એટલી ખામી ગ્રાહકબંધુઓ સહન કરી નહિ લે એમ અમ્હે ધારતા જ નથી. ગ્રાહકોની સુજનતા ઉપર અમ્હારો વિશ્વાસ છે.

૭, માર્ચ ૧૯૨૧,
સમાલોચક ઑફિસ, મુંબાઈ

રમણીયરામ ત્રિપાઠી,
પ્રકાશક




પુસ્તક ૨૬ મું,] માર્ચ, ઈ. સ. ૧૯૨૧ [ અંક ૩.

# મોહનની વાંસલડી.

લેખક—રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

આજે ગાજે છે મ્હારા હૈયાની કુંજમાં
    મધુરી શી મોહનની વાંસલડી રે!
સરોવર હંસ શી રેલે ન્હાવા, અને
    ગેબી સુણી મ્હેં એક વાતલડી રે!—આજે
એનો ઘેરો ટંકાર ઉડે વ્યોમમાં
    એનો પડઘો પડે દેવભોમમાં
યુગ યુગની વસન્ત
    ઉર ઉરમાં મોહન્ત
    વહે ગીતડાં અનન્ત
        રોમ રોમમાં
વાંસલડી રે! ઉંડી હૈયાની કુંજમાં
    અમૃતના ઝરણ ત્હારા ઝરે છે રે
એહ કુંજે કોઈ સ્નેહની સોહાગણ
    પ્રીતમના પ્રેમમંત્ર ઝરે છે રે
આજ ગાજે છે મ્હારા હૈયાની કુંજમાં—

---

# અસહકાર: કેટલાક મુદ્દા.

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

૧.

## અસહકારનો ક્રમશ વિકાસ

"અસહકાર"ની મહાપ્રવૃત્તિના તટસ્થ પરીક્ષકે એક બાજુથી મહાત્મા ગાધીજીના લેખો ધ્યાનપૂર્વક વાચવા જોઈએ અને હેમના ભાષણોના વૃત્તાન્તો લક્ષપૂર્વક જોવા જોઈએ તેમ જ બીજી બાજુથી એ પ્રવૃત્તિને અગે જે જે પ્રયાનો સમસ્ત હિન્દમા જુદે જુદે સ્થાનોએ થયે જાય છે તે સર્વેની ચોકસાઇથી નોંધ લેવી જોઈએ વધારામા, બને તો અસહકાર વિષે હેના લાભમા તથા હેની વિરુદ્ધમા જુદે જુદે સ્થાનોએથી જે ઉદ્દગાર કાઢવામા આવ્યા હોય તે પણ જોઈ જવા જોઈએ આ સર્વ જેટલો સતત અને એકાગ્ર શ્રમ માગે છે તેટલો મ્હારી મળવા મ્હને લેવા દે તેમ ન હતુ અને હજી નથી, તથાપિ જ્યારે જ્યારે બની શક્યુ છે ત્યારે ત્યારે આ વર્તમાન હિન્દની ગજાવર રાષ્ટ્રીય મહાપ્રવૃત્તિના સસર્ગમા રહેવાનો પ્રયત્ન મ્હેં કર્યો છે તે સસર્ગના પરિણામરૂપે કેટલાક વિચારો ગુજરાતની પ્રજા પાસે લેખરૂપે રજુ કરૂં છુ

"યગ ઇન્ડિઆ" અને "નવજીવન" એ બે ગાધીજીના પત્રો જેઓ નિયમિત રીતે વાચતા હશે તેઓ એટલુ તો જોઇ શક્યા હશે કે "અસહકાર"નો ખ્યાલ એ કાઇ પ્હેલેથી જ કાયમને માટે ચોકકસ સ્વરૂપમા જામી ગયેલા સપૂર્ણ ખ્યાલ તરીકે રજુ થયો ન હતો, પરન્તુ એ ખ્યાલનુ સ્વરૂપ ક્રમે ક્રમે બધાતુ જતુ હતુ અને જેમ જેમ બધાતુ જતુ હતુ તેમ તેમ ક્રમે ક્રમે રજુ થતુ જતું હતુ. ગાધીજીના પોતાના મગજમા અસહકારનો ખ્યાલ જ્યારે ઉપજ્યો હોય ત્યારે ખરો અને તે ઉપજ્યો ત્યારે હેમની પાસે હેનુ જે સ્વરૂપ હોય તે ખરૂ એ વિષે તો તેઓ પોતે સૂક્ષ્મ આત્મપરીક્ષા કરી આત્મકથન કરે ત્યારે હકીકતની ખબર પડે અત્યારે તો તે સબન્ધી અભિપ્રાય બાધવાનું જે સાધન મોજુદ છે તે હેમના પોતાના લેખો એક દૃષ્ટિથી જોતા આવુ ક્રમશ વિકસતુ સ્વરૂપ સ્વાભાવિક લાગે છે, કારણ કે અસહકાર એ કોઇ માત્ર માનસ પ્રદેશનો વાદ નથી, પરન્તુ તત્ત્વત વ્યવહારપ્રદેશની પ્રવૃત્તિ છે જેમ જેમ ક્રમે ક્રમે સયોગો ઉભા થતા ગયા તેમ તેમ એ પ્રવૃત્તિનુ સ્વરૂપ બધાતું ગયુ પોતાના મન્તવ્યના પ્રતિપાદન માટે ગાધીજી જે સૂક્ષ્મતાથી, જે સબદ્ધતાથી, જે સચોટતાથી દલીલો રજુ કર્યે જાય છે તે હેમની ઉચ્ચ પ્રકારની બુદ્ધિમત્તાનો પૂરાવો પૂરો પાડે છે પરન્તુ ગાધીજીની બુદ્ધિમત્તા જ ઉચ્ચ પ્રકારની છે એમ નથી, તેઓ દલીલો કરવામા અને પોતાના પક્ષનુ પ્રસન્નતાથી પ્રતિપાદન કરવામા જ સમર્થ છે એમ નથી, તેઓની વ્યવહાર કુશળતા પણ ઉચ્ચ પ્રકારની છે અને કયા સયોગોમા કેટલુ સિદ્ધ થઈ શકશે એ સમજવામા પણ તેઓ પ્રવીણ છે બેશક, ગાધીજીને હેમની અવિચલ શ્રદ્ધા, હેમનો ઉત્સાહમય સ્વભાવ હેમનુ પવિત્ર ચારિત્ર્ય, હેમનુ તપોમય જીવન વગેરે

અદ્વિતીય પ્રભાવ અર્પે છે અને તે સર્વથી ત્હેમની વ્યક્તિને કે ત્હેમની કૃતિને જુદા પાડવા એ સ્તુત્ય નીય કે શક્ય નથી, પરન્તુ જો કોઇ પણ રીતે તેમ ઘડીભર થઇ શકે અને હિન્દમા ઉભા થયેલા સંયોગોને પ્હેલ્થી વળના અસહકારની મહાપ્રવૃત્તિ યોજનાર વ્યવહારદક્ષ લોકનેતા તરીકે જ માત્ર ત્હેમને તપાસવામાં આવે તો પણ ત્હેમને માટે અતિશય માન થયા વિના ભાગ્યે રહે જેઓ એમ સમજે છે કે અસહકાર એ કેવળ બુદ્ધિગમ્ય વાદ નથી, પરન્તુ એક પ્રત્યક્ષ આચારમા મુકવાની પ્રવૃત્તિ છે જેઓ એમ જાણે છે કે અસહકાર એ કોઇ માત્ર વ્યક્તિગત પ્રવૃત્તિ નથી, પરન્તુ સમસ્ત રાષ્ટ્રની સામુદાયિક પ્રવૃત્તિ છે, જેઓ એમ બરાબર ધ્યાનમાં રાખે છે કે અસહકાર એ કોઇ પોતાના હકો પૂરેપૂરા સમજનારી અને તે હકોનો અધિકારીઓ પાસે બરાબર અમલ કરાવવાને ટેવાયલી પ્રજાની પ્રવૃત્તિ નથી પરન્તુ પોતાના હકોથી અજાણ અને ત્હેમનો અધિકારીઓ પાસે અમલ કરાવવામા શિથિલ રહી ત્હેના હકોનુ બરાબર ભાન કરાવવા અને અધિકારીઓ પાસે ત્હેમનો યથેચ્છ અમલ કરાવતા શીખવનાર પ્રવૃત્તિ છે તેઓ અસહકારના ક્રમે ક્રમે થયેલા અને થવા વિકાસની સ્વાભાવિકતા સમજી શકશે ત્હેમને જણાશે કે ગુજરાતના એક મશહૂર વિચારકે હમે કહ્યુ હતુ તેમ "વાણીયો પોતાનુ કામ બરાબર સમજે છે "

૨.

અસહકાર અને અધિકારીમંડલ ઉપર પ્રજાકીય અંકુશ.

અસહકારની પ્રવૃત્તિ જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી તપાસવા જેવી છે જેઓને પ્રજાહિત અને પ્રજામત એ માનના વિષય છે ત્હેમને મન તો એ એક અગત્યના અગત્યનો સવાલ છે કે રાજ્યવહીવટમા અધિકારીઓ પ્રજાહિતને શુ સ્થાન આપે છે અને પ્રજામતને કેટલુ માન આપે છે ? જે ભાગ્યશાળી દેશોમા લોકસત્તાત્મક સ્વરાજ્ય એ સાધ્ય નહિ પરન્તુ સિદ્ધ વસ્તુ છે તેવા દેશોમા પણ સત્તાનો મદ અધિકારીઓને આપખુદ બનાવી દે એવો ભય રહે છે તો જે દુર્ભાગી દેશોમા રાજ્યવહીવટ વસ્તુત વિદેશી અધિકારીઓના જ હાથમા હોય તે દેશોમા અધિકારીઓ આપખુદ બને એ આશ્ચર્ય નથી, ન બને એ આશ્ચર્ય હોવુ જોઇએ જેઓ હિન્દની સ્થિતિ બરાબર સમજે છે તેઓ અંગ્રેજ અધિકારીમંડલ-બ્યૂરોક્રસી-સ્વચ્છંદથી, નિરંકુશતાથી, આપખુદીથી, બીનજવાબદારીથી વર્તે છે તેથી નવાઇ પામતા નથી તેઓ સમજે છે કે જે સ્થિતિમાં અધિકારીમંડલ મૂકાયુ છે, જે બીનજવાબદાર અને આપખુદ સત્તા ત્હેના હાથમાં મૂકવામા આવી છે, જે પદ્ધતિએ સમગ્ર રાજ્યતંત્ર ચલાયુ છે અને ચલાવવામા આવે છે તે સર્વનુ પરિણામ અધિકારીમંડલની આપખુદી અને પ્રજામતના અનાદર વિના બીજુ ભાગ્યે જ આવી શકે જેઓ લોકતંત્રની હિમાયત કરે છે, જેઓ પ્રજાકીય આત્મ-નિર્ણયના અધિકારનો પક્ષપાત કરે છે, જેઓ લોકતંત્રાત્મક સ્વરાજ્ય માટે પ્રયાસ કરે છે તેઓનો મુખ્ય મુદ્દો જ એ છે કે જ્યા સુધી રાજ્યતંત્રમા લોકમતને પ્રથમ સ્થાન આપવામા નહિ આવે, જ્યાસુધી અધિકારીઓને માત્ર લોકમતનો અમલ કરનાર સાધન બનાવવામા નહિ

આવે ત્યાં સુધી સાચું લોકહિત સધાવાનું નથી સવાલ વસ્તુત વ્યક્તિઓનો નથી, તંત્રનો છે –કાર્યપદ્ધતિનો છે લોકતંત્રવાદીઓ આ બાબત પુકારી પુકારીને કહી રહ્યા છે. સર્વ સ્વરાજ્યવાદીઓ–શું મિતવાદીઓ કે શું અસહકારવાદીઓ–એ તો એકમતે અને એક અવાજે કહી રહ્યા છે કે જ્યાં સુધી અધિકારીતંત્રને સ્થાને લોકતંત્ર સ્થપાયું નથી ત્યાં સુધી લોકહિતને અને લોકમતને જે માન મળવું જોઈએ તે મળવાનું નથી. અધિકારીતંત્રને અંગે ગમે તેવી વ્યક્તિઓનો નિયોગ કરવામાં આવે તો પણ લોકતંત્ર જેવો લોકહિતપરાયણ રાજ્ય-વહીવટ થઈ શકે નહિ

આ ઉપરથી એ ફલિત થાય છે કે જેમ અધિકારીઓ ઉપર પ્રજાકીય અંકુશ વધારે ને વધારે મૂકાય તેમ રાજ્યવહીવટ સુધરે હવે, સવાલ એ છે કે અધિકારીતંત્રમાંથી લોકતંત્રમાં સંક્રાન્તિ કેમ કરવી ? સરકાર કહે છે "ક્રમે ક્રમે", મિતવાદીઓ કહે છે "ક્રમે ક્રમે ખરૂ, પરન્તુ સરકાર કહે છે એથી ઓછા હપ્તામાં ને ઓછા સમયમાં" અસહકાર-વાદીઓ કહે છે "એકદમ" અસહકારવાદીઓના મતને જે ત્રણ બાબતો જોર આપી રહી છે ત્હેમાં ઉપર કહેલી સામાન્ય બાબત તો છે જ અસહકારવાદીઓ કહી રહ્યા છે કે જ્યાં સુધી હિન્દને સંપૂર્ણ સ્વતન્ત્રતા મળે નહિં ત્યાં સુધી હિન્દ સાચો અને સંપૂર્ણ આત્મોદ્ધાર કરી શકે નહિ એટલું જ નહિ પણ વધારામાં હિન્દે જગતના ઉદ્ધારમાં જે ભાગ ભજવવાનો છે તે પણ તે ભજવી શકે નહિ આથી, હિન્દને સંપૂર્ણ સ્વરાજ્ય મળે એ હિન્દનું ખરેખરૂ સાધ્ય છે જેટલે અંશે બ્રિટિશ રાજ્યસત્તા હિન્દની સ્વરાજ્ય-સિદ્ધિમાં સાધનરૂપ છે તેટલે અંશે તે મિત્રરૂપ છે, જેટલે અંશે તે બાધકરૂપ છે તેટલે અંશે તે શત્રુરૂપ છે "બ્રિટિશ રાજ્યસત્તા પ્રભુપ્રેરિત છે અને તે વિના હિન્દનો ઉદ્ધાર નથી" એ માન્યતા તત્કાલ ખરી હોય માટે કાંઈ સર્વ કાલને માટે ખરી નથી અને હોઈ શકે નહિ. અત્યારે કદાચિત્ હિન્દ પોતાનું સંરક્ષણ અને પોતાનો ઉદ્ધાર કરી શકે તેમ ન હોય તેટ બ્રિટિશ છાયા તેટલા પૂરતી આવશ્યક ગણાય, પરન્તુ જો બ્રિટિશ છાયા હિન્દને પોતાનો વહીવટ પોતાની મેળે કરી શકવાને ન્હેલી સમર્થ ન બનાવી શકે તો ત્હેમાં બ્રિટનની સંરક્ષક પદની સફલતા નથી, નિષ્ફલતા છે કોઈપણ પ્રજા કાયમને માટે બીજી પ્રજાની છાયામાં ન્હેવા સરજાયલી હોઈ શકે નહિ સંક્ષેપમાં, **સ્વરાજ્ય એ નિયમ અને પરરાજ્ય એ અપવાદ; સ્વરાજ્ય એ પ્રકૃતિ અને પરરાજ્ય એ વિકૃતિ, સ્વરાજ્ય એ કુદરત અને પરરાજ્ય એ કૃત્રિમતા.**

અસહકારવાદને આ સામાન્ય બાબત ઉપરાંત જે બીજી બે બાબતો જોર આપી રહી છે તે પંજાબમાં અધિકારીઓએ કરેલા અમાનુષ અત્યાચાર અને ખિલાફતને અંગે કરવામાં આવેલ મુસલમાનોને અન્યાય છે આ બન્ને બાબતોમાં હિન્દી લોકલાગણી સર્વાંશે યોગ્ય છે કે નહિ. સંવાશે સ્વયભૂ અને સાચી છે કે નહિ એ પ્રશ્નો અગત્યના નથી, પરન્તુ જેઓને સત્ય જ જોવું છે તેઓને તો એટલું સ્પષ્ટ થશે કે લોકલાગણી જણાવવાનાં જે સાધનો છે તે અત્યારે નાની–

એના નેતૃત્વ નીચે યોજાઈ ગયા છે અસહકાર એ અત્યાચારના આઘાતનો સ્વાભાવિક પ્રત્યાઘાત છે સરકારે અત્યાચાર કર્યો એટલે પ્રજાએ અસહકાર કર્યો સરકારે પ્રજાના હિતની પરવા નથી કરી પ્રજાના મતની પરવા નથી કરી, પ્રજાની પ્રાર્થનાઓની પરવા નથી કરી સરકારને માટે મહાત્મા ગાંધીજી જેવાને જે આકરા શબ્દો વાપરવા પડે છે તે વાપરવા કે ન વાપરવા તે પ્રકૃતિ અને સમજણની બાબત છે, પરન્તુ જ્યારે સરકાર પોતાના સત્તા-મદમા અત્યાચારો કરી પ્રજા પ્રતિ બેપરવાહ બનાવે ત્યારે ઉશ્કેરાયલી પ્રજા માત્ર આકરા શબ્દોથી કે અહિંસાત્મક અસહકાર થી અટકે એ જ નવાઈ છે મિતવાદીઓની ભિક્ષાઓ અને પ્રાર્થનાઓ ત્હેમની સૂચનાઓ અને સાવચેતીઓ, ત્હેમની વિનીત અને કાયદેસર સક્ષોભની કાર્યપદ્ધતિ સરકારને અત્યાચારો કરતા અટકાવી શકી નથી ઉદ્દામોનો વેગભર્યો મક્ષોભ કે ત્હેમની હકભેર માગણીઓ પણ સરકારને ફેરવી શકી નથી આવી સ્થિતિમા પ્રજામા નિરાશા ફેલાય, અંગ્રેજોની શુભાશયિતા વિષે પ્રજાને શંકા થાય, બ્રિટિશ ન્યાયબુદ્ધિમાથી પ્રજાને શ્રદ્ધા ઉઠી જાય એ શુ આશ્ચર્ય છે ? અસહકારવાદીઓ જે ધારે છે અને કહે છે તે પૂરેપૂરૂ પ્રાપ્ત કરી શકશે કે કેમ એ તો જોવાનુ છે, પરન્તુ પ્રજાકીય અસહકારના ઉગ્ર ઉપાયનો આશ્રય અધિકારીઓની આપખુદી ઉપર અંકુશરૂપ તો અવશ્ય બનશે જ અસહકાર અત્યાચારી-ઓને યોગ્ય શિક્ષા કરાવવામા, ત્હેમની નિર્દયતાના ભોગ બનેલા નિર્દોષ સ્ત્રીપુરૂષોના સગાઓને યોગ્ય આર્થિક આશ્રય અપાવવામા, સરકાર પાસે પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત કરાવવામા સફળ થાય કે ન થાય અસહકાર ખિલાફતના સમ્બન્ધમા હિન્દના મુસલમાનોની ઇચ્છાનુસાર સુલેહ કરાવવામા ફાવે કે ન ફાવે અસહકાર થોડા વખતમા સપૂર્ણ સ્વરાજ્ય હિન્દને અપાવે કે ન અપાવે પરન્તુ જો અસહકાર અધિકારીમડળના ઉપર એટલુ બરાબર ઠસાવી શકે કે હવે હિન્દની પ્રજા જાગૃત થઈ છે, કે હવે હિન્દની પ્રજાની આંખમા ધૂળ નાખી શકાય એમ નથી, કે હવે હિન્દની પ્રજાને ઘેટાની એટને સિંહને છેડવા જેવુ છે તો અસહકારે હિન્દની જેવી તેવી સેવા બજાવી ન કહેવાય " જેમ આપણે કરીશુ તેમ નીરાંતે કરી શકાશે' એ અધિકારીમડળની માન્યતા અસહકાર શિથિલ કરાવી શકે ને અધિકારીઓ ઉપર અંકુશ મૂકી શકે તો એ ઓછુ નથી

૩.

**અસહકાર અને લોકજાગૃતિ.**

અમલદારમડળની આપખુદી ઉપર અસહકાર પ્રજાકીય અંકુશ કેવો અને કેટલો મૂકાવી શકશે એ અસહકારની સફળતા આંકવાની એક અગત્યની કસોટી છે, અને એ આશા વધારે પડતી લાગે ગણાય કે મિતવાદીઓની અને ઉદ્દામોની કાર્યપદ્ધતિઓ કરતા અસહકારની ઉગ્ર કાર્યપદ્ધતિ વધારે અસરકારક નીવડશે પરન્તુ જેઓની નજર લોક ઉપર છે તેઓને મન તો આ અગત્યની દૃષ્ટિ કરતા યે બીજી એક દૃષ્ટિ વધારે અગત્યની છે તે દૃષ્ટિ તે લોકજાગૃતિની છે સર્વ પ્રશ્નોનો પ્રશ્ન લોકતન્ત્રવાદીઓ-સ્વરાજ્યવાદીઓ-ને મન એ છે કે હિન્દની

પ્રજાને જાગૃત કરવામા, હિન્દની પ્રજાને પોતાના રાજકીય હકોનુ ભાન કરાવવામાં અને હિન્દની પ્રજાને તે હકોનો અમલ કરાવવા જેટલી સમર્થ બનાવવામા અસહકાર કેવો અને કેટલો ભાગ ભજવ્યો ? જેઓએ કોઇ પણ કારણથી અન્ધ વિરોધના ચશ્મા ચઢાવ્યા નથી અને જેઓ પ્રધાન-ગૌણનો વિવેક કરી શકે છે તેઓ તટસ્થતાથી તપાસ કરશે તો એક જ નિર્ણય ઉપર આવી શકશે કે બીજુ બધુ ગમે તેમ હોય, પરન્તુ બે બાબતોની તો ના પડાય એમ નથી જ કે હિન્દના અર્વાચીન ઇતિહાસમા લોકો ઉપર પ્રભાવ પાડવામા ગાંધીજી જેવી કોઈ વ્યક્તિ થઈ નથી અને અસહકાર જેવી કોઇ પ્રવૃત્તિ થઈ નથી. ગાંધીજીની વ્યક્તિ માટે ગમે તે કહેવામાં આવે, અસહકારની પ્રવૃત્તિ માટે ગમે તે કહેવામાં આવે, પરન્તુ એટલુ તો સૌ કોઇને કબૂલ કરવુ પડશે કે ગાંધીજીનો અને અસહકારનો લોકો ઉપર પ્રભાવ અજબ છે હિન્દની મિતવાદી પક્ષે જે સેવાઓ કરી છે ત્હેની કિંમત સ્હેજે ઓછી આંકવાની ઇચ્છા નથી, હિન્દને ઉદ્દામપણે હકભેર માગણીઓ કરતા અને વેગભેર સક્ષોભ કરતાં જે શીખ પુ તે મુક્તકંઠે કબૂલ કરવા જેવુ છે, પરન્તુ હિન્દની પ્રજાના હૃદયને ગાંધીજીએ અને અસહકારે જે સરળતાથી હલમલાવી નાંખ્યું છે અને જે મજબૂત પાયા ઉપર ગાંધીજી સમસ્ત હિન્દમા અસહકારની પ્રવૃત્તિથી અદ્ભુત ચેતન પ્રેરી ગયા છે તે તો અપૂર્વ જ છે એ તો કહેવુ જ પડશે બીજી કોઈ વ્યક્તિને કે બીજી કોઇ પ્રવૃત્તિને ઉતારી પાડવાનો રહેજે હેતુ નથી, માત્ર સત્ય શોધવાનો અને હકીકત જણાવવાનો જ ઉદ્દેશ છે કેટલીક મુખ્ય બાબતો દૃષ્ટાન્તરૂપે લઇ જોઇએ બ્રિટિશ સમન્વ રહેશે કે નહિ રહે એ ઘડીભર દૂર મૂકીએ, પરન્તુ એક પરાધીન અને દીન પ્રજા એ આદર્શ ઉપર પોતાની દૃષ્ટિ ગોઠવે કે "મ્હારે મ્હારો ઉદ્ધાર મ્હારી મેળે મ્હારા પોતાના જ ઉપર આધાર રાખીને કરવાનો છે" એની નૈતિક અસરનું કાંઇ માપ થઇ શકે એમ છે ? હિન્દના લોકોને એમ જે કહેવામા આવતું હતું અને હજી યે કેટલેક સ્થાનેથી કહેવામા આવે છે કે "બ્રિટિશ સામ્રાજ્યના સંરક્ષણ વિના હિન્દનુ કાંઇ ભવિષ્ય નથી," ત્હેના કરતા "હિન્દનુ ભવિષ્ય હિન્દના જ હસ્તમા છે" એમ કહેવામા આવે એમા હિન્દની નૈતિક ઉન્નતિ નથી શુ ? સંક્ષેપમા, "હિન્દે હિન્દનો ઉદ્ધાર સ્વરાજ્ય સંપાદન કરીને કરવાનો છે અને પોતાનો ઉદ્ધાર સાધીને જગતના ઉદ્ધારમા પોતાનો હિસ્સો આપવાનો છે" એ ઉદાત્ત આદર્શ હિન્દની પ્રજા સમક્ષ હિમ્મતથી રજુ કરવામાં ગાંધીજીએ ત્હેને અપૂર્વ નૈતિક પ્રેરણા આપી છે આ આદર્શનો ઉદ્ગાર એ અસહકારની મ્હોટામા મ્હોટી લોકસેવા છે, કારણ કે હિન્દની પ્રજાને એ વધારેમાં વધારે ચેતન આપશે પારકાના ઉપર આધાર રાખવાથી ખરેખરો આત્મોદ્ધાર કદાપિ થવાનો નથી, વ્યક્તિગત અને રાષ્ટ્રગત આત્મબળથી અને સ્વાશ્રયથી જ સાચો આત્મોદ્ધાર શક્ય છે એમ લોકોને ઠોકી ઠોકીને કહેવામા અસહકાર અદ્ભુત લોકજાગૃતિ કરી રહ્યો છે.

બીજી મુખ્ય બાબત લઇએ "અહિંસાત્મક અસહકાર" એ સામાન્ય મનુષ્યો માટે-મહાત્માઓ નથી તેવાઓ માટે-શક્ય છે કે કેમ એ તો ભવિષ્ય બતાવશે, પરન્તુ સરકારના અત્યાચારોથી ઉશ્કેરાયલી પ્રજા માટે એ એકીવખતે સંયમનુ અને સ્વાશ્રયનુ શિક્ષણ છે

એની ભેટ ના પાડી શકશે ? સરકાર સાથે અસહકાર કરવો એટલે પ્રજાએ પોતાના પગ ઉપર ઉભા રહેતા શીખવુ અને પોતાના હિતની પ્રવૃત્તિઓ પોતાની મેળે પોતાના જ ઉપર આધાર રાખીને ચલાવવી સરકાર સાથે અહિંસાત્મક અસહકાર કરવો એટલે સરકાર કાં ણ આપે ત્યારે ય અહિંસાનો જ આશ્રય લેવો એ શુ જેવો તેવો સયમ શીખવે છે ? "અહિંસાત્મક અસહકાર"ની કાર્યપદ્ધતિ લોકોને સંયમના અને સ્વાશ્રયના અદ્ભુત પાઠ પઢાવશે

બીજી વિગતોમા નહિ ઉતરીએ દૃષ્ટાન્ત તરીકે મુખ્ય સાધ્ય અને મુખ્ય સાધનપદ્ધતિ બસ છે ગાંધીજી અને તેમના અનુયાયીઓ સપૂર્ણ સ્વરાજ્યસિદ્ધિનો આદર્શ અને અહિંસાત્મક અસહકારની કાર્યપદ્ધતિ કેટલે અંશે અમલમા મૂકી શકશે એ તો સમય સાબીત કરશે, આ લેખનો મુદ્દો તો એટલો છે કે એ આદર્શ અને એ કાર્યપદ્ધતિનો સતત બોધ લોકોને જાગૃત અને તૈયાર કરવામા અપૂર્વ ભાગ ભજવી રહ્યો છે અને સભવ છે કે હજી ભજવશે

---

રાષ્ટ્રીય દૃષ્ટિથી એકેએક હિન્દુને જોતા આવડશે નહિં ત્યા સુધી આપણો વિજય નથી વર્ગાભિમાન વગર એ દૃષ્ટિ આવવાની નથી ( પૃ ૬૪ )

ટેક ગુમાવેલો પાછો મળતો નથી, ધર્મ તજેલો પુન આવતો નથી ?શ થોડો ઘણો ખોયો હશે અને જીવતા હોઇશુ તો હમારા બાહુબળથી મેળવી લઇશુ ( પૃ ૧૦૭)

ભૂંડા ઘેર વીરે મુનાઇ જાય છે, તેનુ નામ નિશાન પણ રહેતું નથી. સારો પોતાનુ નામ અમર કરી જાય છે, કાળચક્ર તેનાપર અસર કરતું નથી ઇતિહાસકાર તેને નડતા નથી, મનુષ્યના હૃદયમાથી તે ખસતો નથી, ( પૃ ૧૪૫ )

—રા. રાજેન્દ્ર સો. ઝાનકૃત 'ભોગન સભા '

---

# અમ્હેં મુક્તિમાર્ગગામી.

લેખક.—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

( ઉઠ પ્રભાત સમર નામ શ્રીગણેશ દેના–એ લય. )

મુક્તિમાર્ગગામી, અમ્હેં મુક્તિમાર્ગગામી,
આત્મ–તત્ર–કામી, અમ્હેં આત્મ–તત્ર–કામી
મુક્તિ૦

સુનેરી ટંક પિંજરો સુહાય મુક્તિનામી,
ના મોહીએ પ્રલોભને–ગુલામી તે ગુનામી
મુક્તિ૦

ટક ગતિ રોધી રહ્યા ગિરિ ગગનગામી,
તિ। સૌ વટાવશુ બની વિમાન–સ્વામી
મુક્તિ૦

પ્રીતિ વૃથા–ભીતિ વૃથા જાળ સૌ નકામી,
સ્પષ્ટ સાધ્ય–સ્પષ્ટ માર્ગ ના જશુ વિરામી
મુક્તિ૦

મુક્તિ પ્રેમ–મુક્તિ ધર્મ મુક્તિ–ધૂન જામી,
માણશુ મજા અનેરી મુક્તિ–સુધા પામી
મુક્તિ૦

આર્યનિવાસ, ગિરગામ,
મુંબાઈ,
તા ૧૫ ૩ ૧૯૨૧

---

# કાઠિયાવાડ રાજકીય પરિષદ્.

લેખક—રા કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી

આજ કાલ આખા જગતમા એક વિશિષ્ટ પ્રકારનુ રાજદ્વારી વાતાવરણ ઉભુ થયુ છે. તે યુરપમા જ અટક્યુ નથી હિન્દમા પણ પેઠ્યુ છે તેની અસરથી કોઈ ભાગ સાવ બચી જાય તેવુ દેખાતુ નથી રાજ્યશાસન કાઈ બધે એક પ્રકારના નથી કયાઇ પ્રજાસત્તાક, કયાઈ યુરપમા જેને મર્યાદિત રાજાના રાજ્ય કહે છે તે, કયાઇ યુરપની સમજ પ્રમાણેના પૂર્ણ સત્તાવાળા રાજા, કયાઇ આપણી રીતના રાજા એમ છે છતા ખળભળાટ વગરનુ કોઈ રાજ્ય ભાગ્યે જ હશે સુધરેલા સમાજની વ્યવસ્થા માટે ગમે તે પ્રકારની સસ્થા હોય પણ બે ભાગ તો અવશ્ય પડે (૧) રાજ્યસત્તા ચલાવનાર અને (૨) પ્રજાસમૂહ વળી એ બધી સસ્થાઓમા ગમે તેટલે ગરણે ગળીને પણ આખર રાજ્યવહીવટનો ભાર એક વ્યક્તિ ઉપર અથવા અમુક ન્હાની સખ્યા ઉપર મૂકવો જ પડે છે

હિન્દમા પણ પૂર્વ પ્રજાસત્તાક રાજ્યો હતા ખરા, અને અનુભવને અતે નક્કી થયુ સમન્વય છે કે જો (૧) રાજ્યસત્તા ચલાવનાર અને (૨) પ્રજાસમૂહ પરસ્પરનો ખરો સબધ સમજે તથા પોતપોતાના કર્તવ્યપરાયણ રહે તો એક વ્યક્તિની એટલે રાજાની સસ્થા આપણે માટે બધબેસતી છે આ દેશમા હિન્દુ કે મુસલમાની સત્તાના લાબા ઇતિહાસમાં રાજાની સસ્થાથી જ બધુ કામ લેવાયુ છે અને "પ્રજાને રજન કરે તે રાજા" એ અર્થ પ્રમાણેના રાજા થયા પણ છે

જે કાઇ અવનતિની સ્થિતિ વર્તમાનમા આપણા અનુભવમા આવે છે તે સસ્થાના સ્વરૂપ દોષથી નિપજેલી નથી પણ રાજા પ્રજા બન્ને પોતાનાં ખરા સ્વરૂપ તથા કર્તવ્યનુ ભાન ભૂલ્યાં છે તે દોષથી નિપજેલ છે એવી મારી માન્યતા છે આથી સારૂ થવાની આશા પણ એ ખરા સ્વરૂપ અને કર્તવ્યની જાગૃતિમા રખાય છે રાજા પ્રજા વચેનો ઇષ્ટ સબધ સજીવન કરવાનુ તથા બન્નેને પોતાના કર્તવ્યમા સ્થાપવાનું દુર્ઘટ કામ પરસ્પર સારી સમજ તથા પ્રેમથી જ થઈ શકશે એવી અમારી શ્રદ્ધા છે

કોઈ પણ કાર્ય એક જ માર્ગે સિદ્ધ થાય એમ અમે માની લેતા નથી અમારી સમજણ તથા શ્રદ્ધાથી અમુક રીતે માર્ગે ગતિ કરવા સાવધાની રાખવાની છે જ અને તે સર્વની સહાયથી રહેશે જ કે, બીજે પગલે પણ જેટલો પથ કપાય તેમાંથી કશુ નકામુ જાય નહીં તથા વિરોધી સર્જનો ઉભા થઇને પાછી ઠેલ ન વાગે

એ જ હેતુ બર લાવવા સારૂ જેઓ બીજે માર્ગ કામ લેવાનુ યોગ્ય ધારતા હોય તેમના પ્રયાસમાં અમારાથી કોઇ વિઘ્ન નખાય નહીં એ સભાળવાનો પણ ખાસ ધર્મ અમે સ્વીકાર્યો છે

હિંદના જે ભાગને ઉદ્દેશીને આ પ્રવૃત્તિ થાય છે તે દેશી રાજાઓની રાજ્યસંસ્થાનાગો છે. અને આપણે તેટના પૂરતો જ વિચાર કરવાનો હાલ પ્રસંગ છે આપણે ન્હાનાં મ્હોટાં બધા રાજ્યોમા મુખ્ય ત્રણ અંગ જોવામાં આવે છે,—(૧) રાજા, (૨) રાજાની નીચે રહી રાજ્ય વહીવટ ચલાવનારૂં કારભારી મંડળ અને (૩) રૈયત વર્ગ રાજ્ય શબ્દનો જ્યા જ્યા પ્રયોગ થાય ત્યા "આ ત્રણે અંગોથી બનેલો એકત્ર સમાજ" એ જ અર્થ થાય છે આ ત્રણે અંગ તંદુરસ્તી હાલતમાં નથી ત્રણેને કંઈ કંઈ વ્યાધિ લાગુ પડેલ છે તેથી ઉપચારની પણ ત્રણેને સંબંધે જરૂર છે પોતાના વંશથી પ્રજા ચૂકી છે, કારભારીઓ પણ ચૂક્યા છે અને રાજા પણ ચૂક્યા છે રાજાઓ પોતાનુ રાજાપણું ભૂલીને જાણે પોતે માત્ર જાગીરદાર કે ગરાગીયા હોય અને રાજ્યની પેદાશ જાણે પોતાની આજીવિકા જ હોય એમ વરતે તે એક વ્યાધિ જ્યા સર્વ પ્રજાની ઉપર રાજા, પરંતુ રાજાથી ઉપર દંડનીતિ ગણવાની વ્યવસ્થા હતી ત્યા કરમા ધારા ધોરણ વિના જ સત્તાનો વાપર થાય તે બીજો વ્યાધિ. અમલદારો રાજાની જાતના સેવક એટલે ખવાસ હજુરીથી જુદા જ પ્રકારના અને રાજ્યના સેવક છે એ ભેદ રાજા તેમ જ અમલદારોના ધ્યાનમા ન રહે તે ત્રીજો વ્યાધિ. અમલદારો પોતે રૈયત વર્ગ પૈકીના છે તે વાતનું ભાન ભૂલે અને રૈયત જાણે અલગ પ્રતિસ્પર્ધિ હોય એમ માનીને ચાલે તે ચોથો વ્યાધિ પોતાના રક્ષણનો બોજો સર્વોપરી સત્તાને માથે છે તેથી નિશ્ચિન્ત બનીને રૈયતના સદ્‌ભાવ રૂપી મૂડીનો જાણે પોતાને કંઈ ખપ નથી અને દરકારનો પણ નથી એવા ભ્રમમા રાજાસાહેબોથી પડી જવાય તે પાંચમો વ્યાધિ આવા આવા રાજસત્તાને લાગુ પડેલા વ્યાધિ છે

રાજા અને અમલદારો મળીને રાજસત્તા થાય છે પ્રજાના સુખશાન્તિની વ્યવસ્થા કરવી, તેમની પ્રગતિના માર્ગો યોજવા, અને પ્રજાનું રક્ષણ અંદરના લુચ્ચા લફંગાઓથી તેમ જ બહારના ધક્કાઓમાંથી કરવુ એ રાજાના મુખ્ય ધર્મ છે ચાહે તેવો સમર્થ રાજા હોય તોપણ આ કર્તવ્યો સિદ્ધ કરવામા તેને, રાજ્યના વિસ્તારના પ્રમાણમા, અમલદારોની જરૂર પડે જ પડે. એટલે આ રાજ્ય ચલાવવાનુ કામ જ એવા પ્રકારનું છે કે તે માટે ધનનું સાધન અવશ્ય જોઈએ અને ઉક્ત કર્તવ્યોની સિદ્ધિ માટે જ રાજાએ પોતાના રાજકુટુમ્બ સહિત ભોભાથી રહેવુ પણ જોઈએ વળી અણધારી દુષ્કાળ જેવી આફતો વેળા પોષણ અર્થે અન્નનો સંગ્રહ પણ જોઈએ આ હેતુઓ બર લાવવા સારૂ રાજાઓ પ્રજા પાસેથી કર લે અને તે ધન કહેલા અર્થે જ વાપરે એવી આર્ય રાજનીતિ છે છતા હકીકતમા જરૂર કરતા વધુ નાણું લેવાય છે તથા અન્યથા અનેક પ્રકારે તેનો વ્યય થાય છે

બીજી બાજુ પ્રજાનું જીવન તો કેવળ નષ્ટપ્રાય થયુ છે પ્રત્યેક પ્રજાજન પોતાનો સ્વાર્થ સાધવામા જ ગુંથાયલો રહે છે ઐક્યનું એટલે, પ્રજાસંઘનું ક્યાંઈ દર્શન પણ થતુ નથી અને સ્વાર્થ સાધવા જતા ઘણીવાર પ્રજાજનથી જ અમલદારો તથા રાજાઓને અધર્મના માર્ગે ચડાવવાનુ બને છે આવી અવળી પ્રવૃત્તિઓનુ પરિણામ એકંદરે કેટલું અનિષ્ટ થશે તેનો તે વેળા વિચાર સરખો પણ થતો નથી છતા એ પરિણામ આવીને ઉભે ત્યારે કળકળાટ કરીએ છીએ.

રાજ્યના આ સર્વ અંગોને નિરોગી કરવાના પ્રયત્ન એક સાથે થવા ઘટે છે તે થયા વિના–રાજા પ્રજા ઉભય સ્વધર્મનિષ્ઠ બન્યા વિના ગમે તેવા પ્રજાતંત્રવાળા વહીવટથી પણ દુ ખ ટળે એમ ભાસતું નથી. પ્રજા શરીર જે વિશીર્ણ થઈ ગયુ છે તેને સાંધી શકાય પ્રજામાં એકતાની જાગૃતિ થાય, એક બીજાને દુ ખે દુ ખાય એવુ પોતાપણુ ઉગે તો બાકીના અ ગો પણ પોતાના યથાર્થ સ્વરૂપમા આવે ને સ્વધર્મનિષ્ઠ બને એમ પ્રથમ દૃષ્ટિએ લાગે છે

રાજા અને પ્રજાનુ હિત એક જ છે, પરસ્પર વિરોધી તો નથી જ એ અનુભવ મને સંવત ૧૯૦૬ થી ૧૯૪૫ સુધી હું માંગરોળમા હતો તે વેળા થઇ શકેલો, એટલે પ્રેમને રસ્તે કામ લેવામા હું નિરાશાનુ કારણ જોતો નથી મારી માન્યતા એવી છે કે રાજાઓ એક વર્ગ તરીકે દૈવી ન હોય તો પણ માનુષી તો છે જ તેઓ છેક આસુરી થઈ ગયા છે એમ કોઇ કહેતુ હોય તો તે માનવાની હું ના પાડુ છુ જે દુ ખદ હાલત નજરે પડે છે તે આપણા બન્નેના દોષોનુ પરિણામ છે આપણે આપણા પ્રજાધર્મમા ચુસ્ત ન રહીએ અને માત્ર પ્રજાના હકોની જ વાતો કરીએ ત્યાં સુધી આપણે સુધારણાને ખરે માર્ગે ચડતા નથી.

આપણે આપણા દોષ જોઇએ નહીં અને તે સુધારીએ નહીં, ત્યાં સુધી જેમ કોઇ વ્યાધિગ્રસ્તને તેની સમૃદ્ધિનો આનંદ નથી મળતો તેવુ બને પ્રજા એટલે શું ? ભેદ દૃષ્ટિથી જોઇએ તો હિન્દુઓમા પણ કેટલી નાતો છે ? તે બધા અલગ અલગ મંડળ થાય તેમ જ મુસલમાન ભાઇએ પણ જુદા પડે પરન્તુ જો પ્રજામંડળ રચાઇને સર્વ ગંઠાય તો બધાનુ ઐક્ય થાય મારા દુ ખ માટે મારે અને તમારા માટે તમારે એમ દોડવુ પડે ત્યા સુધી આપણા પ્રયાસો આડેઅવળે માર્ગે છિન્નભિન્ન થઈ જાય, અને વખતે પરસ્પર ઘાતક પણ નીવડે વિચારી જોશો તો આ વાત સહજ સમજાશે અને તેવા બનાવો પણ સ્મૃતિમા આવશે ધારો કે મારે કોઇ સાથ જોડે વિરોધ પડયો તો હું રાજા કે રાજ્યના અમલદાર સાથે મળીને, મારૂં કામ પાર ઉતારૂં; ને તેમા પૈસાથી, કાલાવાલાથી, મૈત્રીથી, વગથી જે ફાવે તે દુરાચાર અનીતિના રસ્તા લઉં આમ પ્રજામાથી રાજ્યના અમલદારોને અવળા માર્ગો સૂચવાય ને નવુ બિગાડ પેદા થાય આથી ઉલટું જો આપણે પોતિકા સ્વાર્થમા જ તણાઇએ અને સમગ્ર પ્રજાના હિતનો વિચાર રાખીએ તો કેટલા અનર્થો આપોઆપ અટકી જાય ?

હિન્દુ ધર્મમા જે મૂળમાં ચાર વર્ણની કલ્પના પરમેશ્વરના અવયવો તરીકે કરી છે તે આખા જગતનો એક પરમેશ્વર માનીને કરેલી છે, અને તેમા રાજા પ્રજા બધાનો જોગ સમાવેશ થાય છે બ્રાહ્મણો માથાનો ભાગ, એટલે મગજની શક્તિથી–જ્ઞાન તથા વિદ્યાથી સમગ્ર પ્રજાનુ હિત સાધે તે, ક્ષત્રીઓ છાતી તથા બાહુનો ભાગ, એટલે બળ અને હિમ્મતના ગુણોથી પ્રજાની સેવા કરે તે વૈશ્ય છાતીથી નીચે સાથળ સુધીનો ભાગ, એટલે ખેતીથી કે વ્યાપારથી પ્રજાને પોષણના સાધન પુરાં પાડે તે અને શૂદ્રો પગ એટલે અંગમેહેનતથી પ્રજાની સેવા કરે તે આમ સહુએ સમગ્ર પ્રજા–રૂપ તે પરમેશ્વર તેની સેવા કરવાની છે આ ભાન ભૂલાયુ છે

પ્રજામડળના સંઘ દરેક રાજ્યની રૈયત પોતપોતાના રચે અને એવા બધા સંઘોનુ ઐક્ય કાઠિયાવાડ પરિષદમા થાય, એ દષ્ટિથી આપણે કામ કરવુ છે આવી રીતે પ્રજામડળોની સ્થાપના કરવી તે પ્રત્યેક પ્રજાવર્ગથી બને તેવુ છે રાજા, પ્રજા અધિકારી સર્વેનુ જોડાણ ઇષ્ટ છે પરસ્પરના ધર્મ સમજી સમજાવીને કામ લેવુ એ ઉદ્દેશ છે અને બનતાં સુધી ખોટી શકાઓ ઉદ્‌ભવા ન પામે એવી અમે પરિષદના ઉદ્દેશો ઘડવામા કાળજી રાખી છે માટે આ ખુલાસો ધ્યાનમા રાખીને પરિષદના ઉદ્દેશોની સમાલોચના કરવા વિનતિ છે

**પરિષદનો ઉદ્દેશો —**

" ૧ કાઠિયાવાડના દેશી રાજ્યોની સસ્થાને સબળ કરવી

મે ઉપરમા જણાવ્યુ છે તેમ દેશી રાજ્યોનુ બધારણ વીખાણુ છે તેને પાછુ સબળ કરવુ રાજા, અમલદાર વર્ગ અને પ્રજા ત્રણેને પોતપોતાના ધર્મમા આણવા

" ૨ રાજ્યકર્તાઓ કર્તવ્યનિષ્ઠાને પામે તેવો પ્રયાસ કરવો

" ૩ કાઠિયાવાડના રાજ્યોની રૈયતમાં પોતપોતાના રાજ્યો પ્રત્યેનું તથા અખિલ હિંદ પ્રત્યેનુ સ્વદેશાભિમાન ખીલવવુ

'૪ કાઠિયાવાડનાં રાજ્યોની રૈયતમા સઘ શક્તિ જાગૃત કરી અને પોષવી

આ ૨-૩-૪ ઉદ્દેશોમા ખરૂ જોતાં, પહેલા ઉદ્દેશનુ સ્પષ્ટીકરણ છે આ ત્રણ ઉદ્દેશ પ્રમાણે જ્યારે રાજા તથા પ્રજા કર્તવ્યનિષ્ઠા, સ્વદેશાભિમાન અને સઘ શક્તિ દાખવે ત્યારે જ રાજ્યસસ્થા સબળ થાય

" ૫ કાઠિયાવાડમા દેશી રાજ્યોની મડનાત્મક રીતે અભિવૃદ્ધિ કરવી "

જ્યારે જ્યારે કોઇ પણ દુ ખ પોકાર કરીએ ત્યારે ત્યારે તે દુ ખ ટાળવાના ઈલાજ પણ સૂચવવા, અને માત્ર દોષ ગાઇને જ પર્યાપ્તિ ન માનવી તેનુ નામ મડનાત્મક રીતે હુ સમજુ છુ

" ૬ રાજ્યોના બધારણ તથા વહીવટમા પ્રજાહિતના ઇષ્ટ વિકાસમાં જે નડતર હોય તે પ્રજાની સઘશક્તિ વડે દૂર કરવી અને તે બધારણ તથા વહીવટમા પ્રજાહિતના વિકાસમાટે જરૂરના જે તત્વોનો અભાવ હોય તે દાખલ કરાવવા "

આ ઉદ્દેશ બહુ જ સ્પષ્ટ છે આથી વધુ કોઈ પણ માગી શકે એમ હુ જાણતો નથી

**મર્યાદા —**

" આ પરિષદના કાર્યક્ષેત્રમા નીચેની બાબતોનો સમાવેશ થતો નથી.

" ૧ રાજ્ય રાજ્યની વચ્ચેના પ્રશ્નો

" ૨ કાઠિયાવાડના વ્યક્તિગત સસ્થાનના પ્રશ્નો

" ૩ પ્રજાની વ્યક્તિગત અગવડિક જરૂરીયાતના સવાલો, સિવાય કે તેમા કોઇ અસાધારણ સિદ્ધાતનો નાશ થતો હો

નોટ -દેશી રાજ્યોના આંતર વહિવટમા સર્વોપરી સત્તાએ દરમ્યાનગીરી ન કરવાની જે ઉદાર રાજ્યનીતિ ધારણ કરી છે તે રાજ્યનીતિ પ્રજાનો આત્મવિકાસ કરનાર, અને પ્રજામાથી પરાવલબનનો દુર્ગુણ દૂર કરી સ્વાવલબનનો સદ્ગુણ પેદા કરનાર હોઇ, એ રાજ્યનીતિ વિરૂદ્ધ પરિષદ્ જશે નહીં "

આ મર્યાદાઓમાં જે વિષયોની ભાજગમા પરિષદ નહીં ઉતરવાનુ રાખ્યુ છે તે એવા છે કે કોઇ પરિષદ થી તેની ભાંજગડ માથે લેવાનું બને જ નહીં અત્યાર સુધીમા કોઇ મતભેદ જણાયો હોય તો એટલો જ છે કે આપણે વ્યવહારમા એ વિષયોમા ન પડવુ, પણ નહીં પડીએ એવુ જાહેર કરવાની શી જરૂર ? મારો જવાબ ટુકો છે કે જે નથી કરવુ તે કદાચ કોઇનાથી થશે એવી શકા શા માટે રહેવા દેવી ? આપણે આ કામ પ્રથમ પ્રેમથી લેવા માગીએ છીએ તેમા એવી શકા રહે તે નડતર થાય એવા પ્રથક પ્રથક વિષયો, એકદરે રાજ્ય વહીવટમા કેવા કેવા સુધારાની જરૂર છે તે નક્કી કરવામા તો, અવશ્ય ઉપયોગમા લેવાશે માત્ર પરિષદ ઝુડમા લઈ દેવાનુ માથે ન લેવાય એ હેતુ છે

વળી કાઠિયાવાડ કોઇ એક રાજ્ય નથી. અનેક જુદા જુદા, એક બીજાથી સ્વતત્ર અને ઓછુ વત્તુ અધિકારવાળા રાજ્યો કાઠિયાવાડ છે જે તે રાજ્ય માટેના એવા વિષયો ચરચવા તથા તે માટે પોત પોતાના રાજાઓ પાસેથી ઇનાજ મેળવવા એ પ્રત્યેક રાજ્યની પ્રજાનુ કાર્ય છે આવા જુદા જુદાં પડોશી રાજ્યોની પ્રજાઓ, કોઈ પણ એક રાજ્યની હદમાં પરિષદમા ભેગી થાય ત્યાં, એ જુદા જુદા રાજ્યોના રાજદ્વારી કૃત્યો ઉપર ટીકા કેમ કરી શકે ? જે રાજ્યમા પરિષદ ભરાય તેનો પડોશી ધર્મ તે જાળવવા માગે તો ના કેમ કહી શકાય ? કોઇ પણ રાજ્ય પોતાના બીજે જઈને વાકા બોલવા સારૂ પોતાની પ્રજાને મોકલે ખરૂ ? અથવા એક સ્થળે પરિષદનો એવો ઉપયોગ કર્યા પછી બીજે વર્ષે કોઈ પોતાના રાજ્યમાં પરિષદ રાજી ખુશીથી ભરવા દે ખરા ?

રાજ્યોની સુધારણા માટેની પરિષદ કોઇ પણ દેશી રાજ્યમા જ ભરાય તે જરૂરનુ છે. માટે જે તે રાજ્યના ખાસ ગુણ દોષોની ચરચા તથા સુધારણાના પ્રયાસ ત્યાના સ્થાનિક પ્રજા-મડળે કરવા જોઇએ. અને સર્વ સામાન્ય પ્રસગો તથા સુધારણાના પ્રયાસ પરિષદે હાથ ધરવા જોઇયે.

અમે અનુભવને સહુથી મોટો ગુરૂ માનીએ છીએ અનુભવથી જરૂર જણાશે તેના સુધારા વધારા આ કાર્યક્રમમા કરવા અમે હમેશા તત્પર રહેશુ

હવે રાજ્યોના આતર વહીવટમા દરમીયાન નહીં આવવા ની બ્રિટિશ સરકારની રાજ્યનીતિને એકદરે અમે સારી માની છે, તેથી પણ રાજ્યસભા તરફના અનાચારો વધવાનો સભવ કેટલાક જણાઓ માને છે અમે પોતે તેવુ માનતા નથી મનુ પરવશભાવ બીજા પાસે વાટ જોવાથી જેટલો ચાલ્યા છે તેટલો પોતાને દોષ કહેવાથી નથી ચાલતો વળી એવી મદદની આશા ઉપર જ્યા સુધી રહેવાશે ત્યા સુધી પ્રજાનુ ઐક્ય થવાનુ નહીં અને આત્મશક્તિ પુરી ખીલવી શકવાની નહીં એટલુ ખરૂ છે કે દરમીયાનગીરી જો પ્રજાના ઉપરાળામા નથી થતી તો રાજાના

ઉપરાળામા પણ થતી ન જોઇએ આમ છતા મેં હમણા જ કહ્યુ તેમ, અનુભવમા જુદુ નીવડે તો અમે ભૂલ કબુલ કરતા કે તે સુધારતા અચકવાના નથી

ઉપર પ્રમાણેની આ પ્રથમ પરિષદની વ્યવસ્થા રાખેલી છે ભવિષ્યને માટે તો આ પરિષદના કાર્યક્રમને અંતે, બહુમતિથી પાકો પ્રબંધ રચવાનુ થશે

જુદા જુદા માણસો પોતાના દુખો પોતપોતાના મનમા સમજી રહે છે તે પરિષદને પ્રસગે એકઠા મળે ત્યારે પરસ્પર સુખદુખની માત વાતો કરીને છુટા પડી જાય તો પણ વડુ કામ થાય

પ્રત્યેક રાજ્યની પ્રજા પોતાનુ મડળ રચે અને એના પ્રજામડળોની એકદીલી ભાઈચારો વગેરેનો પાક બધારો તેમ તેમ આખા કાઠિયાવાડનો ઉદય નજીક આવશે અને એના મડળોનો પરિષદદ્વારા એકત્રિત થયેલો પ્રવાહ કોઈ રોકે નહીં તેવો પ્રબળ બનશે

---

**સમાલોચક વધારે ઉપયોગી કાર્ય કરી શકે તે માટે શુ આવશ્યક છે ?**

**૧. ગ્રાહકોની સખ્યા વધવી જ જોઇએ.** બાર મહિનામા અનેક મોજશોખમા અનેક છ રૂપીઆની રકમો જતી હશે સમાલોચક માટે છ રૂપીઆ હાજર પાડવાથી ગુજરાતી સાહિત્યની સેવા થઇ જ શકે છે દરેક ગ્રાહકોએ નવા નવા ગ્રાહકો મેળવી આપી સમાલોચકનુ નામ વધારે સુન્દર બને, એવુ કરવુ જોઇએ

૨. જેમને 'ભુએ ઉત્તમ નર ાર અને સરસ્વતીનો પ્રસાદ એ બે આપ્યા છે, કે જે સ્વતંત્ર લેખો લખી શકે છે તેમણે 'ગુજરાતને શુ ઉપયોગી થને ?' એ પ્રશ્ન વિચારી યથાશક્તિ સારા અને શિષ્ટ લેખો લખવા અને સમાલોચકમા મોકલના સ્વતત્ર વિચારના પાષક લેખોના મૂલ્ય વધારે જ હોય છે સારા શિષ્ટ લેખોથી માસિકના મૂલ્ય વધારે ઉંચા અકાય છે 'સારા લેખો નથી આવતા' એવી ફરિઆદ કરનારે પોતે શુ ફાળો આપ્યો છે એ વિચારી જોવુ

૩. સૌથી વધારે આવશ્યક દ્રવ્યના સાધનો છે સૌંદર્યને કલાના આભૂષણો દ્રવ્યવિના ધગની શકાતા નથી, એટનો વિચાર કરવો સૌયે ઘટે છે અને જેમ માસિકને ઉત્તેજન વિશેષ તેમ ફલ પણ ઉત્તમ

---

# સુતરને તાંતણે.

લેખક—ડા. ન્તુભાઈ અચાભાઈ દેસાઈ, એન એમ ઍન્ડ એસ

અમે લઇશુ આજ સ્વરાજ્ય
સુતરને તાતણે!
નહીં લેવા જઈએ રાજ્ય
અધમને બાગણે! —અમે૦
અમે કરશુ મરા સવની
છે સ થમાગ સ્વરાજ્ય
સુતરને તાતણે! —અમે૦
સહકાર કરી સહુ હીન્દીમા
અમે લઈશુ પૂર્ણ સ્વરાજ્ય
સુતરને તાતણે! —અમે૦
પ્રિય ધમયુદ્ધ આ હીન્દનુ
અમે જીતીશુ જ સ્વરાજ્ય
સુતરને તાતણે! —અમે૦
કરી આત્મવિકાસ અનેકધા
પ્ર શક્તિઓ લઈ સાથ
સુતરને તાતણે! —અમે૦
હીન્દે અતિયોગ અન્યાયનો
કરશુ અશસ્ત્ર અસહકાર
સુત ને તાતણે! —અમે૦
કરી આત્મશુદ્ધિ બલ પામીએ!
અમે જીતીશુ જ સ્વરાજ્ય
સુતરને તાતણે!
અમે લઈશુ આજ સ્વરાજ્ય
સુતરને તાતણે!

---

# હિન્દી સરકારનું બજેટ.

લેખક—રા. શંભુલાલ બહેચરલાલ જોશી.

રાજકીય સુધારા માટેનો કાયદો ઈ. સ. ૧૯૨૦ ના વરસની આખરે અમલમાં આવ્યો તે પછીની ધારાસભાઓ ગયા ફેબ્રુઆરી માસમાં પહેલી મળી તેનો એક મહીનો થયો. એટલામાં આ બજેટ વિચારવાનો પ્રસંગ આવ્યો. સરકારે બજેટ રજુ કર્યું, ધારાસભાએ ચર્ચા કરી. એ બેનો ભાગ આપના સ્થળમર્યાદ નડે છે. સુધારા પછીનું આ પહેલું બજેટ હોવાથી એની વિશેષ મહત્તા છે. પ્રજાની લાગણીને એ બજેટમાં સરકાર કેટલી અનુસરી છે? સરકાર ઉપર અંકુશ રાખવાની સત્તા ધારાસભાને કેટલી હતી? તેનો ઉપયોગ કેટલો કર્યો? આ ત્રણ પ્રશ્નો રાજકીય છે. દેશની સ્થિતિ શી છે? બજેટ તેને કેટલું અનુકૂળ છે? એની અસર શી થશે? એને બદલે શું હોવું જોઈએ? આ આર્થિક પ્રશ્નો છે. આપણે બેઉનો વિચાર કરવો પડશે.

પ્રજાની ઈચ્છા કરકસરની છે. સરકારે બજેટમાં તેને સ્વીકારી નથી. લશ્કરી તેમ જ બીજો ખર્ચ જોઈએ તે કરતાં વધારી મુકયો છે. કુલ આવકનો સૌથી મોટો ભાગ લશ્કરમાં જ જાયો છે. એની ઉપર અંકુશ રાખવાની પ્રજાની ઈચ્છા ઘણી છે, પણ ધારાસભામાંહેના પ્રતિનિધિઓ પ્રજાની લાગણી રજુ કરવામાં મોળા—અતિશય મોળા પુરવાર થયા છે. એમની સત્તા ઘણી છે, પણ ઐકયતા હોય તો જ વપરાય એવી છે. એમનામાં મતભેદ અને બેદરકારી કે મોળાપણું જેટલું છે તેનો લાભ સરકારે લીધો. જે પ્રજા અસહકારની હીલચાલને લીધે ધારાસભામાં યોગ્ય પ્રતિનિધિઓ મોકલવામાં બેદરકાર નીવડી છે. જકાત તથા બીજા કરોને માટેનો ખરડો રજુ થતાં ઑ. મિ. સમર્થે સુધારો મુકયો હતો કે એના અમલની મુદત એક વરસની ઠરાવવી અને પછી દર વરસે યોગ્ય ફેરફાર સાથે મુદત વધારવી. સભાએ તે ઠરાવ નથી સ્વીકાર્યો. સરકારે જકાત વધારી છે. હવે જો એમાં ઘટાડો કરવાની પ્રજાની ઈચ્છા હોય તો તેમાં પ્રજા ભાગ્યે ફાવી શકે એવી થઈ છે. જ્યાં પ્રજાકીય સભાસદોમાં મત—ઐક્ય વિરોધ હતું ત્યાં સરકારે નમતું આપ્યું છે અને કાર્ડ ઉપર એક પૈસો ટપાલનો દર કાયમ રાખવાની સરકારને ફરજ પડી છે. સરકાર તથા પ્રજા વચ્ચેના વિરોધમાં ધારાસભાઓ વચ્ચે મતભેદ પડે એવા તત્વો કેટલા છે તેનો ચિતાર રજુ થયો છે. એવો વિરોધ એ બે સભા વચ્ચે, ૬ મહીના થાય તો પછી તે બે એકઠી મળીને ઠરાવ કરે એવી કાયદામાં ગોઠવણ છે પણ ત્યાં સુધી તો એક સભાના ઠરાવો બીજી સભામાં એમ ધારા ફરવી ફેરવવાનો એ જ માર્ગ રહ્યો છે. તેને લીધે થતી ઢીલથી સરકારના કામમાં વિઘ્ન આવે તો બેઉ સભાને બાજુ રાખી પોતાની અકકલે ચલાવવાની સરકારને સત્તા છે એ વાત બહાર પડી છે. નાણાંસંબંધી બાબતોમાં કાઉન્સીલ ઑફ સ્ટેટને વચ્ચે પડવા ન દેવી એવી ઈચ્છા ઇન્ડિયન લેજીસ્લેટીવ એસેમ્બ્લીની હતી પણ કાઉન્સીલ ઑફ સ્ટેટ વચ્ચે પડે તો તે વેળા વિરોધ દાખવવો અને મુસ્લીમ પ્રજાને મહાને સત્તા સ્વાધીન હોવા માટે સરકારને લાગ આવ્યો.

એ ખોટુ એમ સમજી ત નુસાર સમય સભાળી એરાની કાર્યદક્ષના એસેમ્બ્લીના સભાસદોએ દાખવી છે બજેટની જે આર્થિક બાજુ હવે પછી આપણે તપાસીશુ તેનો તથા ઉપર જણાવેલી રાજકીય પરિસ્થિતિનો વિચાર કરી ધારાસભાએ માન લુજ પ્રસગેએ જ પોતાની સત્તા વાપરવા પ્રયત્ન કર્યો છે હવે પછીના વરસોમા વધારે ઉંડી ગણતરી કરી શકાશે અને તે વિચાર કરીને વધારે પ્રમાણમા પોતાની સત્તા વાપરવાનો પ્રયત્ન ધારાસભા કરશે એમ ખાતરી રાખી શકાય છે

દેશની રાજકીય સ્થીતિ બ્રિટિશસામ્રાજ્ય સાથેના સબધ વડે સુરક્ષિત છે પણ ઉત્તર તથા પશ્ચિમ બાજુ રશીયન બોલ્શેવિકો તથા મુસલમાન રાજ્યો તરફની લડાઈની ધાસ્તી છે અને જાપાન સાથેના કોલકરાર ફરીથી તાજા કરવામા મુશ્કેલીઓ નડે એમ છે એટલે લશ્કર વધારવુ એ જરૂરનુ છે એમ સરકારે ગણ્યુ છે દેશપરદેશોની સરકારો વચ્ચે વિરોધ પડે તો મધ્યસ્થ થઈને એમાંથી લડાઈ જાગતી અટકાવવી એ ફરજ લીગ ઓફ નેશન્સે સ્વીકારી છે અને રશિયા તથા મુસલમાન રાજ્યો તેમ જ જર્મની વગેરે રાજ્યો નબળા પડી ગયા છે એટલે મોટાં લશ્કરની હિન્દને જરૂર નથી અગર જરૂર હોય તો તે સામ્રાજ્યના રક્ષણ માટે છે એમ ગણી તેનો ખર્ચ એકલા હિંદપાસે નહીં પણ સમસ્ત સામ્રાજ્ય પાસેથી લેવો એવી પ્રજાની માગણી છે આવુ લશ્કર ઓછુ, અને લશ્કરી તાલીમ મેળવી ચુકેલા ટોળાથી લડાઈ પ્રસગે કામે લેવાય એવા સિપાઈઓનુ લશ્કર વધારે રાખવાથી કરકસર થઈ શકે એ બીજો પક્ષ પણ છે સરકારે આ ઉભા પક્ષની રાજનીતિ સ્વીકારી નથી દેશની ઉન્નતિનો વિચાર કરતા જે ખર્ચ સરકારના નીભાવ માટે હિંદની પ્રજા કરી શકે તેની રકમ સરકાર વધારે મોટી આંકે છે દેશની આવક સ્થીતિનુ બીજુ અગર તેના વેપાર ઉપરથી જોઈ શકાય ઔદ્યોગિક વિપ્લવમાં હિંદના ઉદ્યોગો નાશ પામ્યા છે તેને સજીવન કરવા તથા તે કાર્ય નવી પરિસ્થીતિને અનુકૂળ રીતે કરવુ એ મહાન દેશની સાધનામા નિરકુશ વ્યાપારની રાજનીતિ વિશેષ લાભકારી છે એમ સરકાર તથા પ્રજામાંથી ઘણા અગ્રેસરો માને છે ત્યારે પ્રજામા લોકમત વ્યવહારમાં નિરકુશ વ્યાપારની રાજ્યનીતિના સૂત્રોને અનુસરે છે તો પણ તેઓ દેશના ઉદ્યોગો માટે રક્ષણ માગે છે સરકારે એ માગણી સ્વીકારવાનો માર્ગ એવો કહાડ્યો છે કે ખર્ચ વધારવો, તેને પહોંચી વળવાને બહાને જકાત વધારવી અને પ્રજાની પાસે તે સ્વીકારવવા માટે એમ દેખાડવુ કે તેથી દેશના ઉદ્યોગોને રક્ષણ મળશે આ રાજનીતિનો અમલ આ બજેટમા થોડો ઘણો થયો છે કેટલીક ચીજો અત્યાર સુધી આયાત જકાતમાથી મુક્ત હતી તે આ વરસે જકાતમા સપડાઈ છે સામાન્ય જકાતનુ ધોરણ ૭॥ ટકાપરથી વધી ૧૧ ટકા થયું છે મોજશોખની ચીજો જુદી કહાડી તેની ઉપર એ કરતા પણ વધારે અર્થાત્ ૨૦ ટકાની જકાત લેવાનુ ઠર્યું છે એકંદરે આ ફેરફાર પ્રજાને અભિમત છે અને પ્રજાની સ્થીતિને અનુકૂળ છે મોજશોખની ચીજો ઉપર મોટી જકાત લેવાનુ ધારવાથી આવક ઘણી ન થાય તો પણ સુરો પ્રજા વખાણશે હવે એની અસર તપાસીએ સુતરાઉ કામ ઉપર અગી ટકાની જકાત પડી તેથી તે બનાવવાનો ઉદ્યોગ હિંદમા

# માનવમહિમ્ન સ્તોત્ર.

લેખક—ગ વિનોદકાન્ત, બી એ

( સ્રગ્ધરા )

યુગે યુગે સુહાગી નવલધુનિ ભર્યાં સસ્કૃતિરશ્મિ રેલ્યાં,
વિઘ્નોને, પીનકોને પ્રભુદીધ બળથી દીધે યત્ને વટાવ્યાં,
ભાવિના ભવ્ય દ્વારે 'અચળ પ્રગતિ' એ સૂત્ર સૌનર્ણે વાંચ્યું,
એવા સદ્ભાગી સાચા મનુકુલ ! હું ત્હેને પૂજ્ય જાણી પ્રણામું.

દ્રષ્ટા શી દિવ્ય દૃષ્ટે શિવજીવરૂપના ભેદ ઉંડા પ્રીછીને,
એ સત્જ્ઞાને જગાવી નિમન જીવનની જ્યોત શી આત્મઆત્મે,
નિત્યે પાપો પ્રજાળી પરમ સુજન તણા પુણ્યપન્થે પળીન્તુ,
—એવા સદ્ભાગી સાચા—.

ઉઠ્યા સન્તસાધુ જનહિત કરણા બુદ્ધ ને ઇસુ દેવી,
પ્લેટો ને વાલ્મીકિ શા અનુપ કુલગુરુ, કાલિદાસે યશસ્વી
એવી એવી વિભૂતિ પ્રકટી જહિં સદા દેવનુ દર્શ થાતું,
—એવા સદ્ભાગી સાચા—.

ઉત્સાહી પ્રેરણાઓ અમૃતસમી ઝીલી કાવ્યગંગા વહાવી,
ત્હેના પુણ્યાણુ સ્પર્શ જગની ચીમળતી કલ્પનાને ખિલાવી,
એનન્તુ મૂર્તિરૂપે પદપદ મહીં સૌ સત્વ સૌન્દર્ય રેડ્યુ,
—એવા સદ્ભાગી સાચા—.

વાળા સંપૂર્ણતાની હૃદય મહીં જ્વલે, ગોવતી અમૃતોને,
ત્હેને સન્મૂર્તરૂપે રસવનિત કલાની કૃતિમા ઉતારે,
ઝીલી આન્દોલનો એ, જગજગપૂજ્યા તાજમ્હાલો રચન્તુ,
—એવા સદ્ભાગી સાચા—.

સામ્રાજ્યો ભવ્ય ગુથ્યા, ઝગઝગ ઝગતા, સૂર્યમાના સરિખાં,
લક્ષ્મીના હાસ પામી સુરભવન સમા મ્હેલમન્દિર અર્પ્યા,
વિજ્ઞાની વિજયોથી પ્રકૃતિજીવનનું સત્ય ઊંડુ પીછાણ્યુ,
—એવા સદ્ભાગી સાચા—.

જ્ઞાનયજ્ઞે સમર્પ્યાં સુખવિભવ અને પ્રાણ યે યુગયુગે,
આદર્શો ઉચ્ચ પાસે તૃણવત ગણિયા સ્થૂલ ઐશ્વર્ય સર્વે,
દુ ખો શા દોણના તુ પરમ શુભ તણા પાનનાર્થે સહન્તુ !
—એવા સદ્ભાગી સાચા—.

દેવોના માનીના હો ! નિમળ ઝળકતા સૌમ્ય ત્હારા લલાટે,
નિત્યે શ્રી ભાગ્યલેખો વિભુવરકરથી આલેખન્તા લખાયે !
તે સૌ યે સિદ્ધ થાતાં અવિચળ પદ તુ પામશે પૂર્ણતાનુ
—એવા સદ્ભાગી સાચા
મનુકુલ ! હૂં ત્હને પૂજ્ય જાણી પ્રણામુ !

# પટનીઃ લન્ડનનું એક પરૂં.*

લેખક—પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ.

લન્ડનના જુદા જુદા સુન્દર શાન્ત તથા આરોગ્યદાયક પરાંઓમાં પટની એક છે. હેમ્પસ્ટેડ, રિચમન્ડ-વગેરે પ્રખ્યાત છે તે બધા જોયા નથી તેથી સરખામણી કરી શકતો નથી પરંતુ જે થોડા દીઠા તેમાં પટની કાંઈ ખાસ ઉતરતું લાગ્યું નથી. લન્ડનના Southwest માં તે છે. ટેમ્સ નદી પાસે થઈને વહી જાય છે. મ્હારે રોજ બે વાર ટેમ્સ ઓળંગવી પડે છે—જતાં ને આવતાં. 'ટેમ્સ ઉપરનો એક પુલ—' પટની બ્રિજ"—એક વસ્તુને માટે પ્રખ્યાત છે. ઑક્સફર્ડ-કેમ્બ્રિજની પ્રખ્યાત હોડી ચલાવવાની સરત—*Boat Race* " પટની-બ્રિજ' થી શરૂ થાય છે, ને કહેવાય છે કે તે દિવસે હજારો માણસો—બુઢ્ઢાં, છોકરાંઓ, ગરીબ, તવંગર સૌ—પુલ ઉપર ને કિનારાઓ ઉપર જોવાં મળે છે. કેટલાંક પહેલાં, નદીના ભરતી ઓટ આવે છે. ઓટ આવે છે ત્યારે લગભગ અર્ધી સૂકી થઈ જાય છે, પણ ભરતી વખતે બન્ને તરફના કિનારાઓ ચણેલા કિનારાઓ એકાકાર થઇ જાય છે. કોઇવાર સ્હવારની ધુમસમાં એનો દેખાવ જુદી જ જાતનો થઇ જાય છે. વાહેર તરફ કોઈ એક લાંબો બાગ છે તે *Bishop's park* કહે છે, કારણ કે એની પાસે જ "ફુલહામ"નો મહેલ છે. જે સાતમેથી વધારે વર્ષો લગી લન્ડનના બિશપોનું રહેઠાણ હતું. આ બાગ મ્હે જોયો. સૌ જાતનાં માણસોને કાંઈ કાંઈ રૂચે એવું એમાં છે. લાંબી વાડિઓ ફરવાને માટે, નદી તીરે બાંકડાઓ બેસવાને માટે, મેદાનો રમત ગમતને માટે, કૃત્રિમ તળાવ તથા રેતીવાળો કિનારો (બીચ) છોકરાઓનાં વિનોદ માટે, વગેરે. આ પરામાં ટેકરી, બીજા બાગ બગીચાઓ, મેદાનો પણ છે, તે જોયાં નથી. મ્હોટો ચોરી રસ્તો-*High Street* છે. જેમાં મોટું બજાર છે, સિનેમાઓ છે, 'બસ' તથા 'ટ્રમ્પી'નો મુકામ છે. પટનીમાં ત્રણ રેલ્વે સ્ટેશન છે. ટ્રામ, પોસ્ટ ઑફિસ વગેરે છે. પટની સ્ટેશનથી એક રેલ્વેનો પુલ છે, ને બીજો ગાડી ઘોડા ને માણસોને માટે છે. બન્ને ટેમ્સ ઉપર છે. બીજા પુલથી સીધો રસ્તો *High Street* છે. ત્હેની ને રેલ્વેની વચ્ચેના રસ્તાઓમાંનો એક *Oxford Road* છે. સરીયામ રસ્તાની પછવાડે એટલે આ રસ્તે શાન્તિ ઘણી છે. પાસેથી મ્હારી બારી સ્હામેથી ટ્રેન અવાજ કરે એ સિવાય ઘોંઘાટ વિના બીજો ઘોંઘાટ અહીં નથી.

લન્ડનના દરેક રસ્તાને નામ હોવાનું જ, જેમ રસ્તા ઉપરનાં દરેક ઘરને નંબર પણ હોવાનો જ. આ રીતે ઘણું આપણામાં તેમ જ ઓળખવામાં ઘણી સહેલ પડે છે. જો કે

* આ કાન્તિલાલ છગનલાલ પંડ્યા વિજ્ઞાનના પ્રદેશમાં રસાયનશાસ્ત્રની દિશામાં શોધખોળ (Research) કરવા ઈંગ્લાંડ ગયા છે. તેઓ ગુજરાતના એક પ્રતિષ્ઠિત લેખક છે. વિજ્ઞાનના સારા અભ્યાસી અને ભાષાના દાસ ઉપરાંત તેઓ પ્રકૃતિથી અને પરિસ્થિતિથી સાહિત્યના ઉપાસક છે. ત્હેમના પત્રો આથી જે ગામાં રસના હોય છે તેના સામયિકમાં પ્રકટ કરવાથી દેશ વિષે એક બુદ્ધિશાળી અને સારરી ગુજરાતીને શું કહેવાનું છે તે ગુજરાત જાણી શકશે. આ પત્રો કાંઈ પ્રકટ કરવાના મૂળ હેતુથી લખાયલા નથી.—પ્રકટકર્તા નર્મદાશંકર પંડ્યા

# એક ધનવાનની ડાયરી.

લેખક-રા પુષ્કરરાય વામનરાય મહેતા, એમ એ, એલએલ બી

આજકાલ રાષ્ટ્રત્વનો વા વાયો છે હિન્દુસ્થાનની પ્રગતિ માટે સર્વ કોઈ સમજુ પુરૂ અને સ્ત્રી યથાશક્તિ યથામતિ પ્રયત્નો કરી રહ્યા છે પરન્તુ તે પ્રયત્ન માત્ર એક જ દિશા તો જણાય છે, રાજકીય પ્રગતિ એ જ લક્ષ્યબિન્દુ સર્વની દૃષ્ટિ આગળ રમી રહ્યુ છે - લક્ષ્ય ખોટુ છે એમ કહેવાનો કે સૂચવવાનો આ લેખનો હેતુ નથી હિન્દુસ્થાનની એક રા રીતે સર્વ દેશીય પ્રગતિ કરવી હોય તો માત્ર રાજકીય ચળવળ ઉપર ધ્યાન નહિ આપત બીજી દિશાઓમાં પણ પ્રયત્ન અને તે પણ ભગીરથ પ્રયત્ન થવાની જરૂર છે હુન્નર ઉદ્યો ની પરિષદ કેટલાએ વર્ષોથી દર વર્ષે મળે છે અને લાબા લાબા ભાષણો થાય છે એ મ નુ કઇ પણ ફળ આવ્યુ હોય અગર ફળપ્રાપ્તિ થાય એવા બીજ રોપાયા હોય એમ પ જણાતું નથી હિન્દુસ્થાનમા હુન્નર ઉદ્યોગ જેવું કશુ અત્યારે છે જ નહિ જો એક ઉદ્યો આગળ પડતો હોય તો તે મુબાઇની સુતરની મીલોનો ઉદ્યોગ છે પરન્તુ એ ઉદ્યોગ દેશ પ્રગતિમા સાધનભૂત થાય એવે માર્ગ ચલાવવામા આવે છે કે કેમ એ વિશે શકા છે મીલ માલેક પોતે અને તેમના અનુયાયીઓ એ ઉદ્યોગથી ધનવાન થયા છે એ વાત ખરી પરન્તુ તેથી દેશને ફાયદો શો ? પરદેશી માલની આયાત ઓછી થાય દેશી માલની ખપ વધારે થાય, પરદેશી માલ સાથે દેશી માલ અહિં હિન્દુસ્થાનમા જ નહિ પરંતુ પરદેશમ ટક્કર ઝીલી શકે એવી સ્થિતિમા મીલ ઉદ્યોગને આણવાને કયા મીલ માલેકોએ પ્રયત્ન કર્યો પરદેશી માલની આયાત ઓછી હોય, તે તકનો લાભ લઇને દેશી માલ સોંઘો અને ખપ પ્રમાણે ઉત્પન્ન કરીને પ્રચારમા મૂકવાની કોણે હિમ્મત કરી ? હિમ્મત કરી કહેવાનુ પ્રયોજન એટલુ જ કે, એમ કરવામા થોડે ઘણે અંશે તાત્કાલિક ખોટ જવાનો સભવ છે, એ ખોટ ખમીને પણ દેશની ઉન્નતિ માટે પગલા લેવાની આપણા ધનવાનોમા હિમ્મત છે ખરી એવો સ્વાર્થત્યાગ તેઓ કરી જાણે છે ખરા ? પોતાના દેશપ્રત્યે પોતાની ફરજો શુ છે એ આવ ધનવાનોને સમજાવવાની ખાસ આવશ્યકતા છે એ દિશામા પ્રયત્ન નહિ થાય ત્યા સુધી, એ ધનવાનો પાસેથી કેટલી આશા રાખવી એ, એક એવા ધનવાનની ડાયરીમાથી નીચે ઉતારે કર્યો છે તે ઉપરથી તુરત સમજાશે

સોમવાર—આઠ વાગે ઉઠ્યો પનગમાં દાતણ પાણી-ચ્હા-પાન કરતા સાડા નવ થયા પેર્સનો સાબુ ચોળી નાહી, શણગાર કરી, દિવાનખાનામા બેસી ટપાલ વાચતા અગીઆર થયા-ભોજન પછી ત્રણ વાગ્યા સુધી નિંદ્રા ચ્હા, નાસ્તો લઇ, શણગાર સજી મોટારમાં બેસ મિત્રોની મુલાકાતે દેશદર્શન કરી ઘેર મિત્રોની સાથે રમ્મત ગમત તથા ભોજન કરતાં આ થયા રાતનો શણગારસજી સાડા આઠે નાટકમા-બે વાગે ઘેર.

શ્રીયુત ગોવર્ધનરામ ૨ ૧-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કં

મગળવારા—ઉજાગરો હોવાથી સાડા નવે ઉઠયો. ન્હા પાણી કરી ન્હાતા ધોતા ભોજનનો સમય થયો ભોજન પછી, ચાર વાગ્યા સુધી આરામ–નિદ્રા ન્હા પાણી પછી દુકાને જઈ અડધો કલાક ગાદી ઉપર બેસી આ યો મી. આવી પહોચતા તેમની સાથે એપોલો તરફ લટાર ભોજન સમયે પાછા ભોજન પછી સીનેમા સીનેમાથી આવી મી ને સાં ગાયનની મીજલસમાં રાતના ત્રણ વાગતા સુધી

બુધવાર —સાડા નવે ઉઠયો ન્હા પાણી કરી, ન્હાઇધોઇ મિત્રોને જમવાને આમત્ર્યા તેની રાહ જોતાં દિવાનખાનામા બેઠો બાર વાગે મિત્રો આવતા સુધી 'રમણુ-રમણી' નૉવેલ વાંચ્યુ મિત્રો સાથે ભોજન ચાર વાગ્યા સુધી આરામ બ્હાર જતો હતો સાં મુનીમ આકાશો અડધો કલાક એણે માથુ પક યુ વિદાય કરી વિકટોરીયા ગાર્ડન્સમા બેઠ સાભળતા વેર આવી ભોજન કરી "નવલ-કિશોરી" નાટકમા, નાટક અતિ ઉત્તમ "કિશોરી" નો પાર્ટ "મોહનીયો" અચ્છો કરે છે સ્ટેજ ઉપર મોહનીયાને વીંટી ભેટ

ગુરુવાર —રાતના સ્વપ્નમા મેં 'નવલ'નો ભાગ ભજવ્યો દશ વાગે ઉઠયો ન્હા પાણી કરી ન્હાઇ ધોઈ શણગાર 'નવલ'ની ફેશનના વાળ ઓળાવામા પોણો કલાક ગયો સતોષકારક પરિણામ નહિ 'નવલ'ને ફી આપી ધેર બોલાવીને શીખીશું ભોજન થતા સુધી "નવલ-કિશોરી"ના ગાયન વાચ્યા. ભોજન પછી આરામ મિત્રો સાથે 'બ્રીજ' રમ્યો સાંજે ચોપાટી ઉપર મિત્રો સાથે 'કોર્નેટીયા' ને સા નાસ્તો-બ્રાન્ડી ન ૧ રાતે ભોજન-સીનેમા-અચ્છન જાનને ઘેર મીજલસ.

શુક્રવાર —રાતમા અચ્છનના ભણકારા ક્રમપ્રમાણે સાડા નવે ઉઠી ન્હા પાણી કરી ન્હાઇ ધોઈ દીવાનખાનામા 'રમણુ-રમણી'નાં-દસ પાનાં વાચ્યા મિત્રો સાથે "બ્રીજ" રૂ ૫૦ ખોયા કઇ નહિ-ભોજન પછી આરામ-સાજે મિ ને ત્યા ટીપાર્ટીમાં-સાથે ઈવ્નીન્ગ ગાર્ડન્સમા નવ વાગે ઘેર જમીને નિદ્રા આવતા સુધી 'રમણ-રમણી'નુ વાચન

શનિવાર—વ્હેલો આઠ વાગે ઉઠ્યો ન્હાપાણી કરી નવ વાગતા સુધી પલગમા પડી "રમણુ-રમણી" પૂરી કરી ન્હાતાં ધોતા અગીઆર. પાછો મુનીમ આજે ઝીકાયો એ નકામી માથાકૂટ મારે ન જોઇએ મારી જરૂર હોય તો એને રાખ્યો છે શુ કામ ? બીજા તજવીજ કરીશ બાર વાગે રજા આપી ભોજન ત્રણ વાગ્યા સુધી આરામ મિ ને ત્ય "ઇવનીંગ પાર્ટી" ત્યાથી બ્હારોબ્હાર 'નવલ-કિશોરી' જોવા ચાર વાગે ઘેર.

રવીવાર —તબીએત નરમ આખો દિવસ આરામ

આવી પ્રવૃત્તિવાળા પુરુષના હૃદયમા દેશ દાઝ માટે સ્થાન કયાથી હોય ? દેશોન્નતિનો વિચાર કરવાની એમને ફુરસદ પણ કયાથી હોય ? ખરી કેળવણીની જરૂર તો એ ભેભિને છે નિશાળીઆઓ, નબળો ને દાક્તરો કરતા, આ લોકોને સ્વાર્થત્યાગના પાઠ શીખવવાની આવશ્યકતા છે દેશહિતેચ્છુઓએ એ તરફ નજર દોડાવવી ઘટે છે

---

# બીજી સદીનો બ્રાહ્મણ.

લેખક—રા પ્રહ્લાદ ચન્દ્રશેખર દીવાનજી, એમ એ, એલએલ બી

સુમારે ૧૮૦૦-વર્ષ પૂર્વેની એટલે ઇ સ ના બીજા શતકમાંની આ વાત છે ઉત્તર હિંદુસ્થાનમા મૌર્ય, સુંગ અને કાણ્વવંશોના સામ્રાજ્યો આ વખતે નષ્ટ થયા હતા અને દક્ષિણમાં આંધ્ર સામ્રાજ્ય ઉદય પામ્યું હતું યવન, ( ગ્રીક ), શક, પલ્હવ, પારદ ઇત્યાદિ મ્લેચ્છોએ પશ્ચિમ અને દક્ષિણ હિંદુસ્થાનમા પગપેસારો કીધો હતો અને તેને લીધે ભારતવર્ષના તે ભાગોમા મ્લેચ્છોના આચારો પ્રસરવા માંડ્યા હતા શકરાજ નહપાને સૌરાષ્ટ્રમા પોતાનો અધિકાર જમાવ્યો હતો અને તે ધીરેધીરે પોતાના રાજ્યનો વિસ્તાર કરવાની ખટપટમા હતો આંધ્રસમ્રાટ ગૌતમીપુત્ર સાતકર્ણી તેમની સાથે આર્યધર્મના સરક્ષણમાટે લડતો હતો છેવટે નહપાનને હાર ખાવી પડી અને આંધ્રસામ્રાજ્યમાંથી મ્લેચ્છોનુ મૂળ નીકળી ગયુ પણ સૌરાષ્ટ્રમા તેમનો પગ પેસી ગયો હતો

આગળ જતા થોડા જ વખતમા ગૌતમીપુત્ર સાતકર્ણી મરણ પામ્યો અને તેનો પુત્ર પુલિમાન તેની ગાદી ઉપર બેઠો રાજા નાની ઉમરનો હોવાને લીધે રાજ્યકારભાર તેની વડીઆઇ ગૌતમી સાતકર્ણી ચલાવતી હતી આ બાઇ અતિશય તેજસ્વિની હતી પોતાના છોકરા સાતકર્ણીએ મ્લેચ્છોનો પરાભવ કરીને આર્યધર્મનું રક્ષણ કર્યું તે બાબતનું હમેશા તેના મનમા ઘણ અભિમાન આવતું તેમ જ નિદાન પોતાના રાજ્યમાં તો સનાતન ચાતુર્વર્ણ્ય આર્યધર્મને મ્લેચ્છો તરફથી ધોકો પહોચે નહીં અને આર્ય રાજ્યશ્રીની પ્રભા કમી થાય નહીં તે બાબત તે ખાસ ચોકસાઈ રાખતી, એટલુ જ નહી પરતુ સૌરાષ્ટ્રમાથી પણ મ્લેચ્છોનો ઘરવાખરો બહાર નાખી દેવો એવી તેની તીવ્ર ઇચ્છા હતી પણ તે પડી સ્ત્રીજાતિની અને રાજા પુલિમાનની ઉમ્મર પડી નાની એટલે તેને પોતાની ઇચ્છા પોતાના મનમા ને મનમાં જ દબાવી રાખવી પડતી

વળી દશ-વર્ષ વીતી ગયા પુલિમાન તરુણ વયનો થયો હોઇ રાજ્યકારભાર જાતે ચલાવવા સમર્થ થયો છે એમ જોઇને બળશ્રી ગૌતમીએ રાજ્યની લગામ તેના હાથમાં સોંપી તોપણ ત્યાર પછીએ રાજ્યને લગતી દરેક મહત્ત્વની બાબતમા પુલિમાન તેની સલાહ પ્રમાણે ચાલતો

એક દિવસે એક પહોર વીતી ગયો હતો બળશ્રી ગૌતમી પોતાના દેવની પૂજાઅર્ચા આટોપીને દેરાસરમાથી તરત જ બહાર આવી હતી એટલામા એક વિશાળ, તેજ પુંજ અને તરુણ બ્રાહ્મણે તેની સામે ઉભા રહીને "મહારાણી, તને મારો આશીર્વાદ છે" એમ ઉદ્ગાર કાઢ્યો તેને જોઇને ગૌતમીએ ભ્રુકુટીઓ જરા ચડાવી અને રીતપ્રમાણે આવકાર દઇને, તેને કહ્યુ "આર્ય હારીત, તમે મારી તરફથી નમસ્કાર સ્વીકારવાને કેટલા અધિકારી છો તે બાબતમા શંકા હોય છતાં હું તમને નમન કરૂ છુ તે સ્વીકાર કરશો"

હારીત—આર્યધર્મી બ્રાહ્મણના પુત્રને આંધરાજમાતાનું અભિવ ન ગ્રહણ કરવાનો અધિકાર છે કે કેમ એ બાબતમા આપને શંકા કેમ આવી શકે તે મને સમજાતું નથી

ગૌતમી—આજ તમે અમારા અતિથિ છો એટલે તમારો સત્કાર કરવો એ અમારૂ કર્તવ્ય છે માટે પ્રથમ તે સત્કારનો સ્વીકાર થયા પછી પાછળથી આપણે એ પ્રશ્ન વિષે ચર્ચા કરીશું

રીતપ્રમાણે આ અતિથિસત્કારવિધિ આટોપાયા પછી હારીત બોલ્યો. " આ બ્રાહ્મણનો પુત્ર નમસ્કાર કરવા લાયક છું કે નહીં તે બાબતમાં આપના મનમા શંકા કેમ આવી તે જાણવાની મને ઉત્સુકતા છે "

ગૌતમી—આર્ય હારીત! બ્રાહ્મણનો છોકરો થઇને જે બ્રાહ્મણધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરે તે ધર્મનિષ્ઠ માણસ તરફથી આદરને પાત્ર કેમ હોઈ શકે તે તમે જ કહો

હારીત—ન હોઇ શકે એ આપનુ કહેવુ વાસ્તવિક છે પરતુ મારા તરફથી બ્રાહ્મણ ધર્મનું ઉલ્લંઘન ક્યારે અને શી રીતે થયુ તે મને જાણવું જોઇએ

ગૌતમી—બ્રાહ્મણ થઇને મ્લેચ્છના દેશમા રહો છો મ્લેચ્છનું આચાર્ય પદ સ્વીકારો છો ને શુ બ્રાહ્મણ ધર્મનું ઉલ્લંઘન નહીં કે ?

હારીત—નહીં

ગૌતમી—શુ ? નહીં ! આ એક નવાઈની જ વાત હું આજે સાંભળુ છુ એમ મારે કહેવુ જોઇએ

હારીત—બ્રાહ્મણ ધર્મ એટલે શુ અને તેની મર્યાદાઓ કઇકઇ તે બાબતનુ યથાર્થ જ્ઞાન થયા પછી આશ્ચર્ય લાગશે નહીં

આ ઉત્તર સાંભળીને ગૌતમીને ગુસ્સાનો ઝટકો લાગ્યો ખરો પણ તે દબાવી દઇને તેણે ઉત્તર આપ્યો 'મ્લેચ્છ દેશમા રહીને અને મ્લેચ્છના ધર્મગુરૂ બનીને વળી બ્રાહ્મણ ધર્મ પાળી શકાય' એ વાત ખરી માનવા જેટલી શુ મને ગાંડી સમજો છો ?

હારીત—જો બ્રાહ્મણધર્મનું પાલન મારાથી યથાયોગ્ય રીતે થયુ ન હોત તો મ્લેચ્છોનો તીવ્ર દ્વેષ કરનાર મહારાણી ગૌતમીના રાજ્યમા, એટલુ જ નહીં પણ ખુ તેના દેશમાં ખાસ તેમની મુલાકાત લેવાનુ સાહસ મારાથી થયુ હોત કે ? આપ બ્રાહ્મણધર્મ કોને કહો છો ?

ગૌતમી—વેદવિહિત જે સનાતન ધર્મ તેણે નિયમના સદાચારનુ પાલન એ મારા અભિપ્રાય પ્રમાણે બ્રાહ્મણધર્મ કહેવાય

હારીત—આપનું કહેવાનુ વાસ્તવિક છે પરતુ એટલાથી જ બ્રાહ્મણધર્મનુ બધુ કામ સરતું નથી

ગૌતમી—સદાચારનુ પાલન કરીને બ્રાહ્મણોએ આર્યધર્મનુ રક્ષણ કરવુ જોઇએ અને વેદોક્ત માર્ગે ચાલવા તરફ સમાજની પ્રવૃત્તિ કરાવવી જોઇએ

હારીત—એટલાથી પણ કાર્ય સધાતું નથી ધર્મઉપર કિંવા રાષ્ટ્ર ઉપર વિપત્તિ આવી હોવાથી આર્ય સમાજ વેદોક્ત માર્ગથી ભ્રષ્ટ થવા માંડયો હોય કિંવા ભ્રષ્ટ થવાનો સભંવ

નુ શુદ્ધ આર્યરક્ત અને કોનુ દુષિત રક્ત તે કેવી રીતે ઓળખશો? આપનો પોતાનો જ વશ લ્યો આન જાતિ અને આપ ગજવશ એમા આર્ય અને દ્રવિડ ( અનાર્ય ) એમનું મિશ્રણ નથી કે?

ગૌતમી ગાતમી ગભીરપણે બોલી—' દ્રાવિડ જાતિ અનાર્ય હશે પણ હીન અસદાચરણ મ્લેચ્છ જાતિ તો નથી ને? દ્રાવિડ જાતિ સુસસ્કૃત અને ઉન્નતિશીલ હોવાથી તેમણે આર્યોમાથી ધર્મ અને નીતિના કાઇક તત્ત્વો ગ્રહણ કીધા તેમ જ વાસ્તુશિલ્પ અને બીજી વિદ્યાઓ પણ આર્યોને આપી છે દ્રાવિડોની સાથે મિશ્રણ થવાથી આર્ય જાતિમા કોઇપણ જાતનુ કમીપણુ આવ્યુ નથી બન્નેને તેથી લાભ જ થયો છે

હારીત—મ્લેચ્છ પણ બધી રીતે હલકા જગની લોક નથી તેમનામા પણ કઇક સારા ગુણો છે વિશેષ કરીને મર્દાનીપણાનો ગુણ આર્યોએ તેમની પાસેથી લેવા જેવો છે

ગૌતમી—દાનવોમા મર્દાનીપણું ક્યા થોડ હતું? પણ તેટના માટે દેવોએ તેમની સાથે રુધિરમિશ્રણ કોઇ દિવસ કર્યુ નહીં

હારીત—પણ દેવ અને દાનવ એ બન્ને દક્ષપ્રજાપતિના જ પુત્ર હતા તેમના રક્તમા ભિન્નપણુ સુદ્ધા જ નહોતુ તેથી તેમનુ ઉદાહરણ અહીં લાગુ પડતું નથી

ગૌતમી—પૂર્વ કાળમા જે થયુ હો તે થયુ હશે માન હાલ કાળમા તો આર્ય અને મ્લેચ્છ જાતિ એમનુ મિશ્રણ થવુ ઇષ્ટ નથી વિરોધ વાદ કરવામા કોઇ ફાયદો નથી તમે મ્લેચ્છના આચાર્ય થઇને મ્લેચ્છ માફક વ્યવહાર કરો જ છો ચ ન ા દો નમારે કમ તમને કોઈ આ આવવુ નથી પણ તમારો આજે અહીં આવવાનો ઉદ્દેશ શુ છે?

હારીત—હું એક વિનતી કરવા આવ્યો હતો તે વિનતી ઉપરે અને મજુર રાખવામા આવશે તે ની શકાતુ થી તો પણ તે માટે ખાસ આવેલો છુ એમ ને આપને તે જણાવવાનુ મારુ કામ છે

ગૌતમી—ઇચ્છા જે હોય તો જણાવજો

હારીત—વિનતી એટલી જ છે કે રાજા રુદ્રદમનની કન્યા લક્ષમિત્રાની સાથે આધ્રરાજ પુલિમાનનુ લગ્ન કરવુ

ગૌતમી—( હસતા હસતા ) વાહવા! વાહવા! ધન્ય છે તમારી હિમતની? ઉચ્ચ કુળમા ઉત્પન્ન થયેલી રાજકન્યાને આર્ય-દ્રવિડ મિશ્રિત કુળમા આપવાની ઇચ્છા રાખો છો તેથી તમને શુ કહેવુ તે સમજાતું નથી—શુદ્ધ આર્યરક્તનો કોઇ પણ રાજપુત્ર રુદ્રદમનની કન્યાનો હાથ પકડવા તૈયાર થશે કે?

હારીત—મહારાણીસાહેબ, મહેરબાની કરી અમારી ઇચ્છાને આમ હસી ન કાઢશો. દક્ષમિત્રા એ મારી શિષ્યા હોઈ વિદ્યા, શીલ, રૂપ, ગુણ વગેરે બાબતની અનુકૂળતાને લીધે એ ચક્રવર્તી રાજાની રાણી થવાની લાયકાતની છે પણ આર્યાવર્તમા એવો ચક્રવર્તી રાજા રહ્યો છે ક્યા? દક્ષિણના રાજાઓમા આધ્રરાજ પુલિમાન એકલો દેખાય છે માટે સૌરાષ્ટ્ર

ને આ બે રાજકુંવરી વચ્ચે શરીર સમ્બંધ બંધાઈ ને મૈત્રીબંધન દૃઢ થાય એવી ઈચ્છા રાખીએ છીએ

ગૌતમ—ઇચ્છા ફાવે તેવી રાખો તેમા કોઈની મના નથી પણ ધ્યાનમા રાખજો કે જ્યાં સુધી આ મંત્રીશ્રી ગૌતમી જીવતી છે ત્યા સુધી તો આત્મજ પુનિમાન રાજકન્યાને કદી સ્પર્શ પણ રાખી શકશે નહીં

હારીત—વિધાતાની જ તેવી મરજી હશે તો આપ ગમે તેટલા સામા પડશો તોપણ દક્ષના આત્મજની પટરાણી થયા વગર રહેવાની નથી

ગૌતમી—વિધાતાની મરજી આગળ સૌને જ નીચુ જોવુ પડે છે તેમા તમે નવુ શુ કહ્યુ ? પણ વિધાતાની મરજી એ હારીતના હાથની વાત નથી

હારીત—ત્યારે તો હવે મને રજા આપો

ગૌતમી—વાહ ! આત્મજને ઘેર રહીને આતિથ્યનો સ્વીકાર કર્યા સિવાય કેમ જઈ શકશો ? આતિથ્યનો સ્વીકાર કરીને અમને કૃતાર્થ કરો

હારીત—બહુ ઉત્તમ ! હું આપના કહ્યા બહાર નથી

૨

' ભલે પધારો, આત્મજ પુનિમાન ! ભલે પધારો તમે !'

' કોણ આર્ય હારીત ! આપને નમન કરૂ છુ આપનુ અહિ આવવાનુ અકસ્માત કેમ થયુ ?'

—' નજીકમા જ ગોદાવરીના તીરઉપર દક્ષાપતી મહાદેવના દહેરામા હાલ હુ અનુષ્ઠાન કરૂ છુ મહારાજનુ આવવાનુ તેમા નિમિત્ત થયુ હોય એમ લાગે છે

' હા અમારો તંબુ પણ અહીં નજદીકમા જ છે ભગવાન, દક્ષાપતી મહાદેવનુ દહેરુ અહીંથી કેટલુ દૂર છે?'

' સુમારે ત્રણ ગાઉ દેવ દર્શન માટે આવવાની ઈચ્છા છે કે ?'

' હા આવતી કાલે સવારે આવીશ એમ વિચાર થાય છે આપની મુલાકાત ત્યારે થશે જ ને ?'

' કાંઈ ખાત્રીપૂર્વક કહી શકાય નહીં '

' આપની મુલાકાત થાય તો બહુ સારૂં '

' આપની સાથે સિપાઈ પાયદળ વગેરે સરંજામ પણ આવવાનો હશે ?'

' ના દેવપૂજાની વખતે તેમને લાવવાનુ કાંઈ કારણ નથી '

' તે પણ ખરૂં વારૂ, પણ હું હવે આપની રજા લઈશ !

' હું પ્રણામ કરૂં છુ '

' તારો જય થાઓ '

૩

બીજે દિવસે પરોઢીએ પુનિમાન એક સેવકને લઈને દેવના દર્શનમાટે જવા નિકળ્યો દહેરાનુ દ્વાર ઉઘાડુ જ હતુ પરંતુ પુજારી કોઈ ત્યાં હાજર ન હતો પુનિમાન હાથમા પુષ્પ

આમથી લઇને દહેરામા પેસવા ગયો એટલે 'આહા ! મહાદેવની પિંડીપાસે હાથમાં પુષ્પાંજલિ લઇને આ કઇ સુદરી બેઠી છે? સાક્ષાત્ હિમવાનની કન્યા પાર્વતી તો નથી ને? એમ ત્યા એક અતિ સુદર કન્યા જોઇને પુનિમાન વિસ્મય પામીને તથા અત્યંત સ્તબ્ધ થઇને વિચાર કરતો ઉભો.

તે યુવતીએ ધ્યાન પૂરૂ થયા પછી આખ ઉઘાડી અને ભક્તિપૂર્વક દેવને પુષ્પાંજલિ અર્પણ કરીને નમસ્કાર કર્યા, એટલું કરીને તે ઉઠી ઉઠતા જ તેની નજર પુનિમાન ઉપર પડી દહેરામાં એકાએક યુવાન પુરૂષનુ દર્શન થતા જ તેને વિસ્મય અને બ્હીક લાગ્યા અને તેમ થવાથી તે બે પગલા પાછળ હઠી તે જોઇને પુલિમાન બોલ્યો 'બ્હીવાનુ કાઇ કારણ નથી હુ પણ દેવની પૂજા માટે જ આવ્યો છુ આ પવિત્ર સ્થાન છે અને તેમાં વળી હું ક્ષત્રિયકુળમા ઉત્પન્ન થયેલો છુ ખરા ક્ષત્રિયને હાથે સ્ત્રીજાતિનો લજ્જાભગ કોઇપણ દિવસ થતો નથી.'

યુવતીએ નમ્રપણે અને વિનયશીલતાથી ડોકુ નીચુ નાખીને અને કઇક હાસ્ય કરીને ઉત્તર આપ્યો 'આપના આશ્વાસનથી મારા મનમા ધીરજ આવી છે પણ શક્તિમાન વીરપુરૂષોને હાથે અબળાનુ અપમાન થયાના દાખલાઓ નથી એમ નહીં' એટલુ કહીને તેણે જરા ડોક ઉંચુ કરીને પુનિમાન તરફ જોયુ પુનિમાન પણ તેનુ દિવ્ય સ્વરૂપ તથા વિનયયુક્ત પણ હિમતભર્યું ભાષણ સાભળીને ચકિત થયો તેણે પૂછ્યુ 'આપ કોણ અને કયા રહો છો તે મહેરબાની કરીને કહેશો?'

યુવતી બોલી 'તેની સાથે આપને શુ કામ છે?'

પુલિમાને ઉત્તર આપ્યો 'મનમા કાઇ શકા આવવા દેશો ના દેવની રૂબરૂમાં કહું છુ કે અત્યત શુદ્ધ, નિષ્કપટ મનથી હું આપને પૂછુછુ તમારા સરખા દેવની આત્યન્તિક ભક્તિ કરનારા માણસનુ અણચિન્ત્યી રીતે દર્શન થયુ એ એક મારૂ મોટુ ભાગ્ય સમજુ છુ તેથી આપને વિષે કઇક માહિતી પૂછવી એમ લાગ્યુ, એટલુ જ યુવતી બોલી 'ક્ષમા કરજો મારી પોતાની બાબતની માહિતી આપવાને હુ હમણા અસમર્થ છુ' તેણે માહિતી આપવાની ના કહી તો પણ 'તમારૂં ઘર અહીં જ કોઇ ઠેકાણે નજીકમા છે કે? ઘરમાં કોણ માણસો છે? અહીં પાછા કયારે આવશો?' વગેરે પ્રશ્ન ચિન્તાપણથી તેણે પૂછ્યા જ તો પણ યુવતી દૃઢ મનની હોવાને લીધે તેણે કાઇ થાગમાગ ન લાગવા દેતા તે ત્યાથી ચાલતી થઈ તેની પછવાડે પછવાડે આપણેપણ જવુ એમ પુનિમાનના મનમા આવ્યુ પણ તેમ કરવાથી તેના મનમાં આવેલી શકા વધારે જબ્બર થશે અને તેને પ્રસાવ્યા જેવુ થશે એમ ધારીને તેણે તે વિચાર તેટલેથી જ દાબી રાખ્યો

યુવતી જતી રહ્યા પછી પુનિમાને દેવને પુષ્પાજલિ ભક્તિભાવથી અર્પણ કરી અને તેના આગળ સાષ્ટાગ નમસ્કાર કરીને દહેરાની બહાર આવ્યો પછી હવે કયાં જવુ તેનો વિચાર કરતો કરતો તે સહેજ ફરવા નીકળ્યો કર્મધર્મ સયોગથી તેના પગે તેને જે માર્ગ દોર્યો

હારીત—'તેનુ કાંઇ હશે તો 'ધીરે ધીરે રે મમજાશે જ'

પુનિ—'મને બદીવાન કરીને ક્યા લઇ જનાના છો ?

હારીત—'રાજાજીની પાસે'

પુનિ—'હાય, હાય ! આના-કરતા યુદ્ધમા મારો પરાભવ થઇને હુ બદીવાન થયો હોત તો કેટલુ સારૂ થયુ હોત !'

હારીત—'તેનાથી શુ આપની અતિષ્ઠા વધી હોત ?

પુનિમાન ઉંડો નિ શ્વાસ છોડીને કહ્યુ, 'ભને, હવે તેને શુ કરવુ છે ? હુ નિ શસ્ત્ર તમારા હાથમા સપડાયો છુ ખરો હવે તમે મને જ્યાં લઇ જશો ત્યા જવુ જ પડશે પરન્તુ એક પ્રશ્ન પૂછુ છુ કૃપા કરીને તેનો ઉત્તર આપશો તો આ નિર્બળના બદન મને કાઇ જ વધારે લાગશે નહી જે યુવતિ વિષયે તપાસ કીધી અને જે ઉપરથી તમે મને આટલે દૂર લાવીને બદીવાન કર્યો તેની અને મારી મુલાકાત કોઇ વાર થશે ખરીકે ? થશે તો તે ક્યા ? તે કોણ છે તે તો મને કહેશો કે ?

હારીત હસીને બોલ્યો 'હા હવે તેની બાબતમા ઓળખાણ કરાવવામા કાઇ હરકત નથી સૌરાષ્ટ્રાધિપતિ રૂદ્રદમનની કન્યા દક્ષમિત્રા તે એ જ' 'શુ ? રૂદ્રદમની કન્યા દક્ષમિત્રા તે એ જ ?' એ શબ્દો ઉચ્ચારતા ઉચ્ચારતા પુનિમાનના મુખ ઉપર નિરાશા અને માનસિક ગ્લાનતાના ચિન્હો સ્પષ્ટ દેખાઇ આવ્યા ઉંડો નિ શ્વાસ નાખીને તે સ્વસ્થ રહ્યો

' હાય !-આખરે દુષ્ટબુદ્ધિ હારીતે આન્ધ્રરાજકુળને કલક લગાડ્યુ અને અમને નીચુ જોવડાવ્યુ અહા ! ધિક્ છે તેની કપટબુદ્ધિને ! મૃગયામા લપટાયેલા બાળક ! જો, તારી ચચળ બુદ્ધિને લીધે કેવુ સત્યાનાશ વળ્યુ છે !'

ગ્રાવશ્રી ગૌતમીના મોમાથી ઉપરના ઉદ્ગાર પોતાના અમાત્યના દેખતા નિકળ્યો તે બોલી ' હમણા જ સૌરાષ્ટ્રથી દૂત ખબર લાવ્યો છે કે પુનિમાન શકરાજના હાથમા પડીને બદીવાન થયો છે અને શકરાજાની કન્યા દક્ષમિત્રાની સાથે તેનુ લગ્ન કર્યા સિવાય તેનો છૂટકારો થવાનો નથી એટલુ જ નહી પણ આપણા રાજ્ય ઉપર સ્વારી કરવાને આવવાનો રુદ્રદમને મનથી નિશ્ચય કર્યો છે'

'ત્યારે હવે આગળ શુ કરવુ ?' એવો પ્રધાન અમાત્યે નમ્રપણે પ્રશ્ન કર્યો

બલશ્રી ગૌતમીએ આખમા આંસુ લાવીને કહ્યુ ' પુનિમાન મારો વહાલો પૌત્ર છે તો પણ ગાદી ચલાવનારો આન્ધ્રવશનો બીજો કોઇ એકાદ પુરૂષ હતે તો આન્ધ્રરાજકુલની શુદ્ધતા જાળવવા માટે પુનિમાનને પણ મેં જતો કર્યો હોત પણ હાય ! હવે તેને જતો કરવો એટલે આન્ધ્ર રાજવંશનો લોપ જ કરી નેવો એમ છે હાય ! આન્ધ્ર કુળલક્ષ્મી ! તને અમારો કટાળો આવ્યો કે ? તને આવી કેવી ઇચ્છા થઈ?' એમ કહીને બલશ્રી ગૌતમીએ લુગડાના છેડાથી આખ લુછી 'અમાત્ય દેવી ! આપ આમ હિંમત હારો ના ચિત્ત શાન્ત રાખો.

હિન્દનો ઇતિહાસ' રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ

જે વાત આપણા હાથની નહીં તે બાબતમાં આપના જેવાં શાસ્ત્રસંપન્ન ધૈર્ય માણસો શોક કરવો શરૂ કરે ત્યારે બીજાએ શું કરવું ?"

ઘણી કચાશે શોક આવરીને મહારાણીએ જવાબ દીધો 'ભાનુરામ ! તમે કહો છો તે ખરૂં છે પણ આ પ્રસંગે જે અપમાનનો ઘા થયો છે તે સહન નથી થતો ભાઈ ! હાય હારીત ! તારા પેટમાં કપટરૂપ આટલું હળાહળ વિષ ભર્યું છે એમ મને આગળથી સમજાયું હોત તો તને જે અતિથીસત્કાર મળ્યો તેના બદલે અમારા કારાગૃહમાં જ તારી આચાર્ય—ગીરીની પરિસીમા આવી ગઈ હોત. ભાનુ ! જે થવાનું તે થઈ ગયું હવે તેને માટે શોક કરવો જેમ વ્યર્થ છે તેમ જ મનથી વિનાકારણ સંતાપ વહોરી લેવાથી પણ કાંઈ ફાયદો નથી. હવે પહેલું કામ જે કરવાનું તે મહારાજનો છુટકારો છે. વળી એક વાત કહેવાની છે. વખતે એઠ શબ્દ બોલી જવાય તો માફ કરજો. મ્લેચ્છોને કે છોકરી આપવી તે જુદું અને મ્લેચ્છની કન્યાનો વહુ તરીકે સ્વીકાર કરવો એ વાત જુદી છે. બીજીમાં કોઈ પણ જાતનું કમીપણું નથી એમ મારી અલ્પબુદ્ધિએ લાગે છે. 'સ્ત્રીરત્નં દુષ્કુલાદપિ' એવું શાસ્ત્રવચન પણ છે. મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તે રાજકારણની સિદ્ધિ માટે યવનકન્યાનો પણ સ્વીકાર કીધો હતો એ વાત ઇતિહાસ પ્રસિદ્ધ જ છે.'

ગૌતમી—'(ભવાં ચઢાવીને) ભાનુરામ ! તમે આ શું બોલો છો ? તે દાસીપુત્ર ચંદ્રગુપ્તે જે કર્યું તે ઉચ્ચ કુલોત્પન્ન આંધ્રરાજને કરવામાં હરકત નથી એમ શું તમારૂં કહેવું છે ?'

ભાનુ—'ચંદ્રગુપ્ત દાસીપુત્ર હતો તે ઉપરથી તેનું ઉદાહરણ ત્યાજ્ય લાગતું હોય તો તે છોડી દેઉં. બીજું સારૂં ઉદાહરણ દેખાડું છું. પાંડવ તો ઉચ્ચ કુલોત્પન્ન હતા ને ? પણ અર્જુને અનાર્ય નાગકન્યા ઉલુપી સાથે લગ્ન કીધું હતું. તેમ જ મહર્ષિ જરત્કારૂએ પણ નાગરાજની કન્યાનો ધર્મપત્ની તરીકે સ્વીકાર કર્યાની કથા મહાભારતમાં છે.'

બળશ્રી ગૌતમીએ ઉંડો નિઃશ્વાસ નાખી કહ્યું 'તેમની વાત જુદી હતી. તેમણે જે કર્યું તે દયાળુપણાથી કીધું હતું. અમારે આજ મ્લેચ્છ કન્યાનો સ્વીકાર કરવો એટલે તે દુષ્ટ બુદ્ધિ હારીતની કુટીલનીતિ આગળ નીચું જોઈને ફરવા જેવું છે. હરિ ! પરમેશ્વરની મરજી ! આંધ્રરાજકુળનો લોપ અથવા નાશ થયેલો જોવા કરતાં આવેલા પ્રસંગને કાપી કાઢવો એ જ ઉત્તમ માર્ગ દેખાય છે. ઠીક છે, જે શરતઉપર મારા બાળકનો છુટકારો કરવા યવનરાજ તૈયાર છે તે શર્ત અમને પણ કબુલ છે એવો પત્ર શકરાજ ઉપર લખી મોકલો.'

'આંધ્રરાજ !'

'કોણ ?'

'હું રાજકન્યા ક્ષમિત્રા'

તારા ઉપર થાય એ હેતુથી નહીં પરંતુ અમારા માતુશ્રીની આપણા લગ્ન માટે સમતિ મેળવવી એટલા માટે છે.'

દક્ષ—'છતા પણ મારે સારૂ તેમને—આપને જે પૂજ્ય છે અને તેથી જ મને પણ જે પૂજ્ય લાગવાં જોઈએ તે આપના માતુશ્રીને—સંકટમાં લાવીને સમતિ મેળવવી પડી એ વાત મારા મનથી અતિશય ખેદકારક લાગે છે !'

પુનિ—'ત્યારે તારો આગળ શું કરવાનો વિચાર છે ?'

દક્ષ—'મહારાજ, ગમે તેમ આપનો અહીંથી છુટકારો થાય એવો ઉપાય મારાથી થઈ શકશે.'

પુનિ—'પણ તે મારે નથી જોઇતો. તારી પ્રાપ્તિ થાય એમ છે છતા તે ન કરી લેવી અને તારો ત્યાગ કરવો એ વાત મને પ્રાણ ત્યાગ કરતાં પણ વધારે કલેશકારક લાગે છે.'

દક્ષ—'આપ પ્રથમ આપનો અહીંથી છુટકો કરી લો. પછી જો આપનાં માતુશ્રીની સમતિ રાજીખુશીથી આપ મેળવી શકશો તો પછી આપણા લગ્ન થતાં શી વાર લાગવાની છે ? આપના ચરણમાં મને અર્પણ કરતાં મારા પિતાને કોઇપણ વખતે આનંદ જ લાગશે.'

પુનિ—'દક્ષમિના, એ વાત બનવાની જ હોત તો મારી ઇચ્છા પ્રમાણે કરવામાં મને પણ આનંદ જ લાગત. પણ મને હવે લાગે છે કે મારા માતુશ્રીની આપણા લગ્ન માટે સમતિ મળશે તો તે તારા ચારિત્ર્યના માહાત્મ્યને લીધે જ મળશે. હું સમજુતિની ચાર વાત કહીશ તેથી મળવાની નથી.'

દક્ષ—'તો પછી મને લાગે છે કે આપ એમ કરો. પત્ની તરીકે નહીં તો મને આપ દાસી તરીકે લઈ જાઓ. હું દાસી તરીકે તેમના ચરણની સેવા કરીશ તે કરતાં જો મારા અહોભાગ્યે તેમની મરજી સંપાદન થઇ અને મને પોતાની પૌત્રવધુ કરવાને તે કબુલ થાય તો પછી આપણું લગ્ન બની આવશે. નહીં તો હું મારા પિતાને ઘેર પાછી આવીશ.'

પુનિ—'તેમાં તારી મર્યાદા શી રીતે રહેશે ? ધાર કે પાછા આવવાનો પ્રસંગ તારા ઉપર આવ્યો તો પછી બીજો કોઇ રાજપુત્ર પણ તને કેમ વરશે ? વળી, પત્ની તરીકે નહીં તો દાસી તરીકે તને મારી સાથે લઇ જવામાં તારા પિતા પણ કેમ સમતિ આપશે ? અને હું પણ આવી દેખીતી અપમાનકારક બાબત કયે મોઢે તેમની આગળ મકું ?'

દક્ષ—'આપને તે વાત છે તેની જરૂર નથી. હું તેની વ્યવસ્થા કરૂં છું.'

પુનિ—'અને તેમણે સમતિ ન આપી તો ?'

દક્ષ—'નહીં આપે તો તેની કન્યા અવિવાહિત રહેશે.'

પુનિ—'તેમ હોય તો મારા તરફની હરકત નથી. પણ મારી એક વાત ધ્યાનમાં રાખજે. તે એ કે તારા શિવાય હવે પછી હું પ્રાણ રાખનાર નથી.'

# ગ્રાહકોને બે બોલ.

સમાલોચક આ અંકથી એના છવ્વીસમાં વર્ષમાં પ્રવેશ કરે છે માસિક તરીકે એ આજે એક આઠમા વર્ષમાં પ્રવેશ કરે છે એ વર્ષો દરમિયાન એણે ઘણો ખરાબ સમય જોયો છે, અને એની આર્થિક સ્થિતિ દિનપ્રતિદિન ખરાબ થતી જાય છે એવા સમયમા પ્રકાશક તરીકે મ્હેં ધર્માર્થ પથી એને બની શકે તેટલો આર્થિક ભોગ આપીને ટકાવ્યુ છે ન ... ગયે વર્ષે એનુ લવાજમ વધારવુ પડ્યુ અને સામગ્રી ઓછી કરવી પડી એથી મ્હને ઘણો આઘાત થયો હતો પરતુ, 'પ્રજાની ઇચ્છા'ને માન આપી કમને પણ એ કરેલું પડ્યુ પરિણામે માસિકના અમ્હારા ગ્રાહકબન્ધુઓમાં નિરાશા ઉત્પન્ન થઈ અને કેટલાકને તો નવું લવાજમ ભારે પણ પડ્યુ એથી નવા વર્ષથી એમણે સ્વાભાવિક રીતે પત્ર બંધ કરવાનો હુકમ કર્યો છે અમ્હે તે સર્વ ભાઇઓને આ અંક ફરી મોકલીએ છીએ બાર મહિને બે રૂપીઆ વધારાના આપવા જેટલો ભાગ એ આપી શકશે એવી અમ્હને આશા છે છતાં પણ જેમને એવી અનુકૂળતા ના હોય તે પ્રથમ છ માસના મ્હાલવાર અને પછીના છ માસના અઢી રૂપીઆ મોકલી ગ્રાહક તરીકે ચાલુ રહેશે એવી અમ્હને આશા છે. હવે લવાજમ વધારવાની જરૂર ના પડે એવું અમ્હે ઇચ્છીએ છીએ એટલે સંજોગો અનુકૂળ થતાં તેમ ગ્રાહકોની સખ્યા વધેથી અમ્હે વધારે ઉત્સાહથી કામ કરવા ત્યારે થઈશું સમાલોચકમા હવે ચિત્રો આવતા નથી એ એક ફરિયાદ અમ્હારી પાસે આવી છે એની સર્વ ફરિયાદોનાં મૂળ નબળી આર્થિક સ્થિતિ છે ગ્રાહકો તરફથી જોઇતુ ઉત્તેજન મળેથી સમાલોચક ફરી સચિત્ર થઈ શકશે અને એ કરવાનો અમ્હારો સતત વિચાર છે ચાલુ વર્ષથી આપણા જાણીતા વિદ્વાન વર્ગ તરફથી સારા અને શિષ્ટ લેખો નિયમિત રીતે લખાતા આવે અને લેખોના વૈવિધ્ય અને ઉચ્ચ ભૂમિકા ફરી આપણી દૃષ્ટિ સામે રજુ કરવાના પ્રયાસો થશે

આથી અમ્હે આશા રાખીએ છીએ કે જે ગ્રાહકોએ સમાલોચક મગાવવુ બંધ કર્યુ છે તે સૌ ફરી તેને ઉત્તેજન આપી અમ્હારા કાર્યમા ઉત્સાહથી જોડાઇ સમાલોચકની સેવાની ... ... ... ... ... ... ... ... ... ઉપયોગી કાર્ય કરવા પ્રેરાઇશુ

સમાલોચકની અનિયમિતતા એ છાપખાનાઓમા કામદાર વર્ગના તોફાનને આભારી છે જીવનની બધી મોંઘવારતમા આ મોંઘવારત પણ વધી છે છતા એ ખામી દૂર કરવાના પ્રયાસો ચાલુ જ છે એટલી ખામી ગ્રાહકબધુઓ સહન કરી નહિ લે એવુ અમ્હે ધારતા જ નથી ગ્રાહકોની સુજનતા ઉપર અમ્હને વિશ્વાસ છે

૭, માર્ચ ૧૯૨૧,
સમાલોચક ઑફિસ, મુંબાઈ

રમણીયરામ ત્રિપાઠી,
પ્રકાશક

ના હિન્દ પૂરેપૂરી શંકાની નહિ તો સાવધતાની નજરથી જુએ છે ગાંધીજીએ લખ્યું છે "અસહકારવાદીઓએ લૉર્ડ રેડિંગની મુશ્કેલીઓમાં વધારો ન કરવો જોઇએ, પરન્તુ માનવોની ગખવાની જરૂર છે કે તેઓ બહુ કરી નાખશે એવી આશા રાખવામા ન આવે "

લૉર્ડ રેડિંગ ઇંગ્લંડના લૉર્ડ ચીફ જસ્ટિસ હતા, યુદ્ધના સમયમા ત્હેમને બ્રિટિશ એલચી તરીકે અમેરિકા મોકલવામા આવ્યા હતા અને અમેરિકાને યુદ્ધમા ઉતરવા સમજાવવામા તેઓ સફલ થયા હતા આ ઉપરથી તેઓની ન્યાયનિષ્ઠા અને તેઓની રાજ્યનીતિજ્ઞતા સિદ્ધ થાય છે વધારામા તેઓ હોશિયાર નાણાવાળી લેખાય છે ત્હેમના માનમા યોજવામા આવેલા સમારંભો પ્રસંગે ત્હેમણે જણાવ્યુ હતુ કે "હિન્દનો રાજ્યવહીવટ કરવામા "ન્યાય" એ ત્હેમનુ સૂત્ર રહેશે " હિન્દમા આવીને ત્હેમણે કરેલા ભાષણોમા "ન્યાય અને 'સમભાવ" એ બે શબ્દો ત્હેમના કાર્યસૂત્રો થશે એમ ત્હેમણે કહ્યુ છે તેઓએ હિન્દ પાસે ન્યાય તક માગી છે હિન્દ ત્હેમને તે તક આપી રહ્યું છે હિન્દ શાન્તિથી જોયા કરે છે જોવાનુ એ છે કે લાર્ડ રેડિંગ અમલદારી તંત્રથી અતીત થવા જેટલી હિમ્મત બતાવી શકશે

૪.

## શું અસહકાર નિષ્ફલ નીવડ્યો છે ?

જેઓ એમ કહે છે કે અસહકાર નિષ્ફલ નીવડ્યો છે ત્હેમનુ ધ્યાન નીચેની બાબતો ઉપર ખેંચવા જેવુ છે

પ્રથમ તો એ બાબત લક્ષમા રાખવા જેવી છે કે સરકારે થોડા જ વખત ઉપર પોતાની એવી રાજ્યનીતિ જાહેર કરી હતી કે જ્યા સુધી અસહકાર અહિંસાત્મક રહેશે અને જ્યા સુધી સુલેહનો ભંગ નહિ થાય ત્યા સુધી સરકાર અસહકારના સંબંધમા કાંઇ ખાસ પગલા લેવા ઇચ્છતી નથી હવે, એ તો જાણીતી બીના છે કે "અસહકાર એ અહિંસાત્મક છે" એમ કહી કહીને ગાંધીજીનો ગળો બેસી ગયો હશે અને એમ લખી લખીને કલમ ઘસાઇ ગઈ હશે. વિશેષમા, હજી સુધી એવુ કાંઈ બન્યુ સાંભળ્યુ કે જાણ્યુ નથી કે અસહકારે કોઇ ઠેકાણે એવો સુલેહનો ભંગ કર્યો હોય કે જેથી સરકારને "સખ્ત પગલા " લેવાની જરૂર "સુલેહના રક્ષણ માટે " જરૂર પડે અને છતા અસહકારમા "કાંઇક વાત" જોનારી, "દાળમેં કુછ કાલા હય " કલ્પનારી સરકારની કલ્પનાએ-ગભરામણે સરકારની પાસે એમની પરાપૂર્વથી ચાલી આવતી વચનભંગ કરવાની રાજ્યનીતિનો અંગીકાર કરાવ્યો છે અને અસહકારને દબાવી દેવાને-અરે! એકદમ નિર્મૂલ કરી નાખવાને—જબ્બરની નીતિના મંગલાચરણ મંડાવ્યા છે ધન્ય લૉર્ડ સિન્હાના હિન્દપ્રેમી હૃદયને, ધન્ય ધન્ય એમની ઉભરાતી દેશભક્તિને કે દેશપ્રેમના-રાષ્ટ્રભક્તિના-અનિવાર્ય પ્રવાહ રોકવાનો "બંધ" બાંધવાનુ ખાત મુહૂર્ત એઓશ્રીના મુબારક હસ્તે જ નખાયુ "સુધારાની શુભ શરૂઆત !" અને આ જ અસહકારની ફતેહ

બીજી એ બાબત સ્મરણમા રાખવાની છે કે બેઝવાડામા ભરાયેલી ઑલ-ઇન્ડિઆ-કૉંગ્રેસ—કમિટીએ ઠરાવ જાહેર કર્યો છે કે દેશે એક કરોડ કૉંગ્રેસ—કમિટીઓના સભાસદો,

એક કરોડ તિલક—સ્વરાજ્ય-ફંડના રૂપીયા અને વીસ લાખ ચરખા એટલાની તૈયારી જુનની ૩૦મી પહેલાં થઇ જવી જોઇએ "સત્યાગ્રહ—સપ્તાહ"ના તથા પછી ગજાવર પાયાપર પ્રચારકાર્ય ચલે અને ઝના યે અસહકાર "નિ'ફલ !"

આઈનામાગ, ગિરગામ, મુંબઈ, }
તા ૯-૪ ૧૯૨૧.

---

# પઢીયારજીની સંવત્સરીને દિને.

લેખક–ગ ગોકુળદાસ દ્વારકાદાસ ગયનુગ.

ઓ ! સાધુ સેવાધમના, જગરી ગયો સહુ જનને
રહે જોગીડા તુજ ભેખમા, ત્યુ નનન નજરાનને—ઓ ! સાધુ•
અમૃત ની નીગી ભાવના, નેનન ભરી મૂકી ગયો
ન્હાના ને મ્હોટા સર જે, ભેખ કંઇ નખી ગયો—ઓ ! સાધુ•
સુન્દર સરળ તુજ જેખિની, ભૂલી જવાં ભૂલાય ના !
મીઠી મીઠી તુજ સ્વગ વાતો, કોઇથી વિસરાય ના !—ઓ ! સાધુ•
આસુ શરીર રહે ઝકતા, ને કઠીને ઝરતા કર્યાં
કઠને જગાડયા ઉંઘમાંથી કઇકો ઉભાં કર્યાં—ઓ ! સાધુ•
દુખા દન્યા ને હ્ય લ્યા, હે રસ સા હેનો કર્યો
પ્રભુના સ્વે પ્રમગરના, તું ગાન િ ા કરતો ફર્યો—ઓ ! સાધુ•
રોતો ને ગાતો નિત્ય તું, મ મડુ મ્હેના ગાવા
જોગી બન્યો-જોતો રહ્યો, નિજ રાષ્ટ્રજન ઉદ્ધારવા—ઓ ! સાધુ•
રહ્યું િમ સૌરાષ્ટ્ર ને, સુનો ગીરી ગીરનાર છે
સુનો ભાસે આજ આ, પઢીયાર વિણ સહુ સુન છે—ઓ ! સા

---

# રેલ્વેઓનો વહીવટ: સરકાર કે કંપની ?

લેખક—રા. મંજુલાલ રણછોડલાલ યાજ્ઞિક, બી. એ.

રેલ્વેઓની શરૂઆત થઈ ત્યારથી જ દેશના રાજ્યપુરુષોને આ પ્રશ્ન વિચારવાની જરૂર પડેલી છે. એક પાસથી સ્વતંત્ર વેપારી કંપનીઓના સાહસને ઉત્તેજન આપી દેશના ઉદ્યોગો કેળવવાની સરકારે અંગીકાર કરેલી નીતિ, અને બીજી પાસથી ભારભર્યા સરકારના માથા ઉપર આ નવી જોખમદારી ન ઉમેરવાની ઇચ્છા. આ બેને પરિણામે એવી એક વ્યવસ્થા ઉભી થઇ કે રેલ્વેઓની માલીકી તો સરકારની ખરી જ, પણ સરકાર પાંચ ટકાને વ્યાજે કંપનીઓને ગેરંટી તથા ખાપ પાનીરૂ જમીનની ગ્રાંટ આપે અને બદલામાં કંપનીઓ ૨૫ વર્ષને પટે રેલ્વેના બાંધકામ અને વહીવટ કરે અને વ્યાજ જતાં બાકી રહેતા નફામાંથી સરકારને અમુક ભાગ આપે. આ નીતિનું સ્પષ્ટ ફળ શું આવે ? આ પદ્ધતિએ, કંપનીઓ તે સરકાર અને પ્રજાની વચ્ચે દલાલ જેવી થઇ અને ત્હેના સારા માઠા ફળ સરકાર તેમ જ રૈયત બન્નેને મળતાં થયાં.

આવી દલાલરૂપ કંપનીઓના વહિવટના ત્રણ પ્રકાર હોઈ શકે. એક એ કે કંપનીઓની સ્થાપના વિલાયતમાં થાય અને ત્હેમના ડિરેક્ટરોનું મંડળ ત્યાં રહી રહીને અત્રેની રેલ્વેની કાર્યનીતિને પ્રેરે, બીજો એ કે કંપની હિન્દુસ્થાનમાં સ્થપાય અને ત્હેના ડિરેક્ટરોનું મંડળ હિન્દુસ્થાન રહી રેલ્વેના નીતિમાર્ગ દર્શાવે, અને ત્રીજો તે ઉપરના બન્ને પ્રકારના વહિવટની પદ્ધતિઓના મિશ્રણરૂપ. પરંતુ ધારાસભાના સર્વ હિન્દી સભાસદો ઘણા કાળથી કંપનીના વહિવટને અનિષ્ટ કહેતા આવ્યા છે અને સરકાર જ રેલ્વેનો વહીવટ હાથમાં લે એવું માગી રહ્યા છે. કેટલીક વાર સરકારી અમલદારો પણ સરકારી વહિવટ તરફ પસંદગી દેખાડી રહ્યા છે. સરકારી વહિવટની ઇષ્ટતા લૉર્ડ લૉરેન્સને એવી લાગી હતી કે એમણે એ દિશામાં મહાપ્રયત્નો કર્યા હતા. એમની રેલ્વેનીતિ પાછળના વાઇસરોયોને રૂચી નહિ. તે બદલાઇ અને વહિવટ કંપનીઓના હાથમાં રહ્યો. ગોખલે, વિઠ્ઠલદાસ ઠાકરસી, વિજય રાઘવાચાર્ય, ઇબ્રાહીમ રહીમતુલા અને મહમદઅલી ઝીણા એ સર્વએ પ્રસંગો આવતાં રેલ્વેનો વહિવટ સરકારને હસ્તક લેવાને માટે મજબૂત દલીલોપૂર્વક કહેતા આવ્યા છે. છેવટે વડી સરકારે પ્રાન્તિક સરકારોને કેટલાક પ્રશ્નો પૂછ્યા, અને ત્હેના આવેલા ઉત્તરોનો સાર એ આવ્યો કે મુંબાઇ અને મદ્રાસની સરકારો સરકારી વહિવટના પક્ષમાં ઉતરી અને બંગાળાના ગવર્નરે જણાવ્યું કે તે પ્રાન્તમાં વ્યાપારીઓનો અભિપ્રાય કંપનીના વહિવટના લાભમાં છે, પણ ત્હેના પોતાનો અભિપ્રાય સરકારી વહિવટ તરફ છે. બાકીની સરકારોએ સરકારી અને કંપનીના મિશ્ર વહિવટની હિમાયત કરી હતી.

આમ લોકમત અને કેટલેક અંશે અધિકારી અભિપ્રાય સરકારી વહિવટની તરફ પડે છે તેનું કારણ કંપનીના વહિવટના મ્હોટા દોષોને લીધે લોકોને તથા સરકારને થતાં અપમાન અને નુકસાન છે. જો રેલ્વેનો વહિવટ સરકાર કરે તો તે લોકમતને વધારે અનુકૂળ થાય અને તેથી લોકહિત જળવાય. પણ કંપનીનો વહિવટ હોય તો ત્હેના ડિરેક્ટરો લંડનમાં રહે છે

# વતનજી હુબ્બ.

લેખક—એ. મુરારિ લાલજી વ્યાસ.

રાગ ભૈરવી મકી તાન પનમી ઠેકા

મુંજી માતૃભૂમિકે નમન
આય વનો અસાજે વતન —મુજી૦
કુદરતી અસાજા કોડ મિજા
કુરબાન કરી તન મન —મુ જી૦
પિંઢ પજેજે જિતે મથાપુ
લિયૅ મરણાપુ મન
ધાવણુ ડિને ઉન માનડી,
જ્યાં પાભાર્સા નન્તન —મુ જી૦
ઢઢિ જુગેજ્યુ ગાનિયુ,
જન નાણુ સરજ્ઞ ચવન,
પ્રજાપતિજે પુતરે કયો જિત
પરમેસર પિરસન —મુ જી૦
દેવ રૂષીઠ વીણાજત
સાખી અઁ વ્યોમ પવન,
જોગી ઉજે જોગબરે જિત
ડુગર પણ ડોનન —મુ જી૦
બાન જોગણી સરસ્વતી પણ
જમાયઁ જિત આસન,
આ ચાર જ શબ્દ, વરણ કયો
પન્નમ વરા પાનન —મુ જી
દધિર જેડા ડાસ દુશ્મન,
મેકણ્ણ જેડા મહત
જગડૂસા, ખેગા, પિતાંબર,
માડીજ્ઞ માજન —મુ જી૦
સાયર, સતા, સત્યુ, સત,
સાધુ, રૂષી, અરહત,
દરી કમાયુ મનખાક ઘણ્યું
તારિ, પિંઢ તરન —મુ જી૦

જોઈતી નથી " પરન્તુ લડાઈના પરિણામે લાખો એકર જમીન મહારાજ્યમા મેળવનાં અચ-કાયો નવી વેસ્ટ ઈંડીઝ ત્યાગી ડાઉનીંગ આખરે ઈંગ્લાંડ આવ્યો તે સમયે રાજકીય વાતાવરણ ધેનયલુ હતુ સુભાગ્યે તેણે ક્રોમવેલનો પક્ષ લીધો અને ઓફીના સૈન્યમા ફરી ધર્મોપદેશ કરવા માંડ્યો ત્રીસ વર્ષની વયનો થયો તે પ્હેલા આ દંભી માણસે ક્રોમવેલના સ્કોટ-લાન્ડના સૈન્યમા જનરલ સ્કાઉટ-માસ્ટરની પદવી મેળવી. પાછળથી સ્કોટલાન્ડની વ્યવસ્થાનો ભાર પણ તેને સોંપાયો અને એ તકનો લાભ લઇને તેણે પોતાના પિતાને કાઉન્સીલના ન્યાકની જગ્યા આપી

તે પછી પોતાની મહત્વાકાંક્ષાને પોષે અને ઉન્નતિમા સહાયભૂત થાય એવા પ્રકારનો તેણે લગ્ન સંબંધ બાંધ્યો. તેની પત્ની ફ્રાંસે હાર્વર્ડ, અર્લ ઓફ કાર્લાઈલની બ્હેન થતી હતી ક્રોમવેલની કૃપા મેળવવાના તેના સફળ પ્રયત્નોને પરિણામે ઈંગ્લાંડનો તે કોશાધ્યક્ષ નીમાયો અને પાછળથી પરદેશ સાથેની રાજનીતિમા પણ પોતાનુ ધાર્યું કરવા લાગ્યો. આ અરસામા તેણે યુરપખંડની યાત્રા કરી, હોલાન્ડ, ફ્રાંસ, ડેન્માર્ક, સ્પેન અને પોર્ટુગાલ વગેરે દેશોમા ફર્યો યૂરપખંડમા તે સમયે હોલાન્ડ રાજકીય પ્રવૃત્તિઓનુ મધ્યસ્થળ હતુ એટલે હેગમાં ઈંગ્લાંડના રાજ્ય-પ્રતિનિધિ તરીકે એણે પોતાની નીમણુક કરાવી ક્રોમવેલ જીવ્યો ત્યા સુધી તો નિરાંત હતી પણ તેના અવસાન પછી રાજા ચાર્લ્સ બીજો ગાદીપર આવ્યો ત્યારે ડાઉનીંગની સ્થિતિ પળનારને માટે કફોડી થઈ હતી પરંતુ નવા રાજા સાથે તેણે ભવર તક ઝરી લીધી, અર્લ ઓફ સફોકનો ભાઇ અને હાલના વાઇકાઉન્ટ કર્ઝનનો પ્રપિતામહ થોમસ હાર્વર્ડ એ તક ઝગરનામાં મુખ્ય સાધનભૂત હતો.

પરિણામ એ આવ્યુ કે તે પુનઃ હોલાન્ડમાં ઈંગ્લાંડના રાજ-પ્રતિનિધિ તરીકે નીમાયો અને ચાર્લ્સની ઉશ્કેરણીએ બન્ને દેશો વચ્ચે લડાઇ કરાવી એ યુદ્ધ શાંત થઈ ગયા પછી એ જ્યારે પાછો હેગ ગયો ત્યારે એણે એક અતિ નીચ કામ કર્યું રાજા પ્હેલા ચાર્લ્સને દેહાન્ત દંડ દેવામા ભાગ લેનાર ત્રણ માણસોની તે પાછળ પડ્યો અને તેમને પકડી રાજાના હાથમા સોંપ્યા આ ત્રણમા તેનો એક સમયનો ઉપરી ઓફીસર પણ હતો તેણે જાણીને મિત્રતાનો દંભ બતાવી ભ્રમમા રાખીને જ તેણે પકડ્યા હતા તેના આ કાર્યથી પ્રજાની તેની ઉપર ધૃતરાજી થઇ પણ એ મહત્વાકાંક્ષી બીજે તેની જરા પણ પરવા ન હતી પરંતુ રાજા એથી અત્યન્ત ખુશ થયો અને ડાઉનીંગને બેરોનેટ બનાવી, વ્હાઇટ હોલમા જમીનનો એક ટુકડો બક્ષીસ તરીકે આપ્યો. વિશ્વાસઘાત અને દંભના પરિણામે પ્રાપ્ત કરેલી એ જમીન-પર અત્યારે ડાઉનીંગ સ્ટ્રીટ આવેલી છે એ સ્ટ્રીટની ઉત્પત્તિનો આ ઇતિહાસ જાણ્યા પછી અત્યારે પણ ત્યા મહત્વાકાંક્ષા અને દંભનુ સામ્રાજ્ય પ્રવર્તી રહ્યુ છે એથી ભાગ્યે જ કોઈ આશ્ચર્ય પામશે ! "જેવુ વાવે તેવુ લણે" એવો અટલ વિધિનિયમ છે એ નિયમથી ડાઉનીંગ સ્ટ્રીટ અને તેમાં રહેનારાઓ કેમ અપવાદરૂપ રહી શકે ?

પરન્તુ આ વિષયાન્તર છોડી આપણે આગળ વધીએ. ડાઉનીંગના વિશ્વાસઘાતથી બ્રિટિશ પ્રજા નો આપી રહી– અત્યારે પણ ક્યાં નોઇક જ્યોર્જના વચનભંગ સામે થી જેની ર– ઙ્ગનું ન્ય પ્રજા અત્યન્ત ઉશ્કેરાઇ અને નેટોનું ટોળુ એની પાછળ પડ્યું પ્રજાસ્મૂહના ખ્પાલનમાંથી બચવાને તે દેશ છોડીને નાઠો, અને ઇંગ્લાન્ડ આ પો ચાર્લ્સ "રાજા વાજાં ને વાંદરાં ત્રણે સરખાં" એ કહેવત સિદ્ધ કરી બતાવી રાજા વિના પોતાનો ઓહ્દો તેણે છોડ્યો તે માટે તેને હ્રદયમાં ખેદ પૂર્યો. લગભગ એક મહિનો સરકારની મફત મહેમાન-ગીરી ચાખ્યા પછી રાજાની માનીતી રખાત ડચેસ ઑફ પોર્ટ્સમથના પ્રયત્ને કરીને તે છૂટો થયો, અને પુનઃ રાજકૃપા મેળવવા ભાગ્યશાળી થયો, કોષાધ્યક્ષ બન્યો. વિષયી રાજાની જોઇતા નાણાં તેણે પૂરાં પાડ્યાં અને પ્રજા સમક્ષ, કેટલાક ચોપાનીયાં લખી, તેનો બચાવ પણ કર્યો. રાજાની નાણાં-ભૂખ પૂરી કરવા ઉપરાંત તેની માનીતી રખાતો ડચેસ ઑફ પોર્ટ્સમથ, નેલી કેસલમેઇન અને નેલગ્વીનને પણ પ્રજાની ત્રોજોરી મરજીમાં આવે તેમ લૂંટવા દેવામાં, તેણે બાકી ન રાખી. ચાર્લ્સ તેની આ ગુલામગીરીને બદલો એની દરજ્જા પાઉંડની ગ્રાન્ટ આપીને વાળ્યો.

ડાઉનીંગ સ્ટ્રીટના ઉત્પાદક વિષે આટલો ઇતિહાસ અત્યારે બસ છે. આપણે માત્ર એના જાહેરજીવનનું જ અવલોકન કર્યું છે, અને જે દુર્ગુણોનો વારસો તે પોતાની સ્ટ્રીટને આપી ગયો છે તે અત્યારે પણ તેના વાસીઓ–પ્રધાનમંડળ–જીવો માટે સાચવી રાખવાના ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે. કહેવાય છે કે ડાઉનીંગનું ખાનગી જીવન પણ અનેક દુર્ગુણોથી ભરેલું હતું. તે એટલો તો કંજુસ હતો કે પોતાની માતાને ભૂખમરો વેઠાવીને કમોતે તેણે મારી નાખી હતી. પરંતુ આપણને એ બધી બાબતો સાથે અહિં સંબંધ નથી, તેમ એના ખાનગી જીવનના દુર્ગુણો અત્યારના એના વારસોમાં છે કે કેમ તે પણ આપણે જોવાની જરૂર નથી. હવે આપણે, ડાઉનીંગ સ્ટ્રીટ રાજ્યમંત્રી અને તેના મંત્રીના કબજામાં કેમ આવી તેની તપાસ કરીએ.

ડાઉનીંગ પોતાની પાછળ પત્ની અને મીલ્કતના વારસ તરીકે એક પુત્ર મૂકી ગયો હતો. એ પુત્ર બેરોનેટ ડાઉનીંગ લોર્ડ સેલીસબરીની પુત્રી સાથે પરણ્યો, જેનાથી તેને એક પુત્ર થયો હતો. પિતા કેટલેક અંશે નબળા મગજનો હોવાથી પુત્રનું લાલનપાલન અને શિક્ષણ તેના મામા સર વીલીઅમ ફેરિંગ્ટનના હાથમાં સોંપાયું હતું. જ્યારે નાનો ડાઉનીંગ હજી પંદર વર્ષનો હતો ત્યારે તેના મામાએ પોતાની તકનો લાભ લઇ પોતાની તેર વર્ષની પુત્રી મેરી સાથે તેના ફરી રીતે લગ્ન કરી દીધા હતા. પણ યુવાનીમાં આવતાં તેણે પોતાનું પોત પ્રકાશ્યું અને પોતાના બાપનો તે ખરો વારસ છે એવી સાબિતિ આપી. લગ્ન પછી તે મુસાફરી કરવા નીકળી પડ્યો હતો પણ યાત્રા પૂરી કરી પાછા ફરતાં જ તેણે લગ્નસંબંધનો ઇન્કાર કર્યો. નાનીની સર્વ મિલ્કત તેણે વિષયતૃપ્તિમાં ઉડાવવી શરૂ કરી દીધી. તે ફરી પરણ્યો જ નહિં અને પરિણામે વારસ વિના મુઓ. તે જે લીલ પાછળ મૂકી ગયો તેમાંથી એક અતિ લજ્જાસ્પદ અને વિખ્યાત મુકર્દમો ઉભો થયો. પોતાના એક સગાને અમુક શરતોએ બધી મીલકત આપવા

જોઈતી નથી " પરંતુ લડાઈના પરિણામે લાખો એકર જમીન મહારાજ્યમાં મેળવતાં અચકાયો નથી વેસ્ટ ઇંડીઝ ત્યાગી ડાઉનીંગ આખરે ઇંગ્લાંડ આવ્યો તે સમયે રાજકીય નાના ચરણ ઘેરાયલું હતું સુભાગ્યે તેણે ક્રોમવેલનો પક્ષ લીધો અને એના સૈન્યમાં ફરી ધર્મોપદેશ કરવા માડ્યો ત્રીસ વર્ષની વયનો થયો તે પહેલાં આ દંભી માણસ ક્રોમવેલના સ્કોટલાન્ડના સૈન્યમાં જનરલ સ્કાઉટ-માસ્ટરની પદવી મેળવી પાછળથી સ્કોટલાન્ડની વ્યવસ્થાનો ભાર પણ તેને સોંપાયો અને એ તકનો લાભ લઈને તેણે પોતાના પિતાને કાઉન્સીલના નોકરની જગ્યા આપી

તે પછી પોતાની મહત્વાકાંક્ષાને પોષે અને ઉન્નતિમાં મદદભૂત થાય એવા પ્રકારનો તેણે લગ્ન સંબંધ બાંધ્યો તેની પત્ની ફ્રાંસેસ હાવર્ડ, અર્લ ઓફ કાર્લાઈલની બહેન થતી હતી ક્રોમવેલની કૃપા મેળવવાના તેના સફળ પ્રયત્નોને પરિણામે ઇંગ્લાંડનો તે કોશાધ્યક્ષ નીમાયો અને પાછળથી પરદેશ સાથેની રાજનીતિમાં પણ પોતાનું ધાર્યું કરવા લાગ્યો આ અરસામાં તેણે યુરોપખંડની યાત્રા કરી હોલાન્ડ, ફ્રાંસ, ડેન્માર્ક, સ્વીડન અને પોર્ટુગાલ વગેરે દેશોમાં યુરોપખંડમાં તે સમયે હોલાન્ડ રાજકીય પ્રવૃત્તિઓનું મધ્યસ્થળ હતું એટલે હેગમાં ઇંગ્લાંડના રાજ-પ્રતિનિધિ તરીકે એણે પોતાની નીમણૂક કરાવી ક્રોમવેલ જીવ્યો ત્યાં સુધી તો નિરાંત હતી પણ તેના અવસાન પછી રાજા ચાર્લ્સ બીજો ગાદીપર આવ્યો ત્યારે ડાઉનીંગની સ્થિતિ પળવારને માટે કફોડી થઈ હશે. પરંતુ નવા રાજા સાથે તેણે સત્વર તડ કરી લીધી અને એ સંબંધ કરાવવામાં સર જોર્જ મોન્ક નામનો એક શખ્સ જે હાલના વાઇકાઉન્ટ કર્ઝનનો પ્રપિતામહ થોમસ હાર્ડી એ તહ કરાવવામાં મુખ્ય સાધનભૂત હતો

પરિણામ એ આવ્યું કે તે પુનઃ હોલાન્ડમાં ઇંગ્લાંડના રાજ-પ્રતિનિધિ તરીકે નીમાયો અને ચાર્લ્સની ઉશ્કેરણીએ બન્ને દેશો વચ્ચે લડાઈ કરાવી એ યુદ્ધ શાંત થઈ ગયા પછી એ જ્યારે પાછો હેગ ગયો ત્યારે એણે એક અતિ નીચ કામ કર્યું રાજા પહેલા ચાર્લ્સને દેહાંતદંડ દેવામાં ભાગ લેનાર ત્રણ માણસોની તે પાછળ પડ્યો અને તેમને પકડી રાજાના હાથમાં સોંપ્યા આ ત્રણમાં તેનો એક સમયનો ઉપરી ઓકી પણ હતો ત્રણે જણને મિત્રતાનો ડોળ બતાવી ભ્રમમાં નાખીને જ તેણે પકડ્યા હતા તેના આ કાર્યની પ્રજાની તેના ઉપર ધિક્કારની લાગણી થઈ પણ એ મહત્વાકાંક્ષી જીવને તેની જરા પણ પરવા ન હતી પરંતુ રાજા એથી અત્યંત ખુશ થયો અને ડાઉનીંગને બેરોનેટ બનાવી, વ્હાઇટ હૉલમાં જમીનનો એક ટુકડો બક્ષીસ તરીકે આપ્યો વિશ્વાસઘાત અને દંભના પરિણામે પ્રાપ્ત કરેલી એ જમીનપર અત્યારે ડાઉનીંગ સ્ટ્રીટ આવેલી છે એ સ્ટ્રીટની ઉત્પત્તિનો આ ઇતિહાસ જાણ્યા પછી અત્યારે પણ ત્યાં મહત્વાકાંક્ષા અને દંભનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે એથી ભાગ્યે જ કોઈ આશ્ચર્ય પામશે ! " જેવું વાવે તેવું લણે " એવો અટળ વિશ્વનિયમ છે એ નિયમમાંથી ડાઉનીંગ સ્ટ્રીટ અને તેમાં રહેનારાઓ કેમ અપવાદરૂપ રહી શકે ?

હસાપીમો ટેકારવ રૂ ૪-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# પરમાર્થનું રહસ્ય.

લેખક —રા ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, બી એ

પરમાર્થ' એટલે શું એની કલ્પના ઘણાઓને હોયછે જ ઐહિક ઉન્નતિનો કંટાળો આવે અથવા તે સાધ્ય ન થઇ શકે એમ થાય એટલે, જેનો આશ્રય શોધવાનો તે પરમાર્થ-સ્વાર્થથી પ્રતિકૂળ-તે પરમાર્થ એવી જાતનો આ શબ્દનો અર્થ ઘણાં સમજે છે શ્રુ રામદાસે પણ 'आधी प्रपंच करावा नटका । मग साधावे परमार्थ विवेका' ॥ ( પ્રથમ બરાબર પ્રપંચ સાધીને પછી પરમાર્થ વિવેક સાધવો ) આવો ઉપદેશ કરીને પ્રપંચ તથા પરમાર્થ વચ્ચેનો વિરોધ વ્યક્ત કર્યો છે એટલે મનુષ્ય પ્રપંચમાં રહે તો તેનાથી પરમાર્થની સાધના થઇ શકે નહિ અને પરમાર્થ સાધવાનો પ્રયત્ન કરે તો તેના પ્રપંચનો ગોટાળો થાય એવો સાર્વત્રિક મત છે તેથીજ પ્રપંચ તથા પરમાર્થ એ બે જૂદા જૂદા વિષયોની પરીક્ષા થઈ પડી છે કોઇ ડોક્ટરની પરીક્ષા આપવાનો વિચાર કરે તો તેનાથી તે જ વખતે વકિલાતનો અથવા એંજીનીયરિંગનો અભ્યાસ કરી શકાય નહિ પ્રથમ ડોક્ટરની બધી પરીક્ષાઓ પાસ કરીને પછી જોઇએ તો તેણે બીજા વિષયની શરૂઆત કરવી તે પ્રમાણે સ્વાર્થમાં-પ્રપંચમાં-ઐહિક ઉન્નતિમાં-જો કોઇએ યશસ્વી થવું હોય તો તેણે કંઇક સમયપર્યંત પરમાર્થને બાંધીને ખુણે મૂકવો જોઇએ એની રીતે સ્વાર્થ પરમાર્થના જે વિષય તદ્દન જૂદા, એટલું જ નહિ, પરન્તુ પરસ્પર વિરોધિ આપણામાંના ઘણાના મતપ્રમાણે બનેલા છે તે તેમ હોવાનું કારણ નથી એમ દેખાડવાનો આજનો મારો પ્રયત્ન છે એટલુંજ નહિ, પરંતુ પરમાર્થ શબ્દ જેમણે સાંભળ્યો પણ નહિ હોય, અથવા તે સબંધી કદિ પણ જરાકે વિચાર પણ નહિ કર્યો હોય એવા માણસ પણ પરમાર્થ તરફ હળવે હળવે પણ અજાણતાં કેમ વહતા જાય છે તેનું દિગ્દર્શન થોડામાં કરવાનો મારો ઉદ્દેશ છે છેવટે પરમાર્થ એ કાંઇ અપયશથી ખિન્ન થયેલા મનને દિલાસો આપવાનું અથવા નિરાશાથી વ્યાપ્ત થયેલા હૃદયનું તાત્કાલિક ખોટું સાધન નહિ, પરન્તુ-પરમ-અર્થ એટલે કે અસંત શ્રેષ્ઠ અસંત મહત્વની, તથા અત્યંત આવશ્યક વસ્તુ છે અને તેની આગળ સર્વ-ઐહિક વસ્તુ ફીકી પડીને સ્થાનચ્યુત કેમ દેખાવા લાગે છે તેનું વિવેચન કરવાનો મારો હેતુ છે

## વ્યાવહારિક દૃષ્ટિ અને જડવાદ.

બ્રહ્માંડમાંના ચરાચરાંવિત સર્વ પદાર્થોનો વિચાર બે રીતે કરી શકાય-( ૧ ) વ્યાવહારિક દૃષ્ટિથી તથા ( ૨ ) પારમાર્થિક દૃષ્ટિથી અદ્વૈતવાદી કેસરી શ્રીમચ્છંકરાચાર્યે પણ આ ત્રણ જાતના ભેદ માનેલા જણા છે વ્યાવહારિક, પ્રાતિભાસિક અને પારમાર્થિક આ ત્રણ સત્તા એ જ ગુરૂએ પ્રતિપાદન કરેલી છે પરન્તુ પ્રતિભાસ અથવા ભ્રમ વ્યવહારમાં જ થતો હોવાથી **પ્રાતિભાસિક સત્તાનો અંતર્ભાવ વ્યવહારિક સત્તામાં** જ કરવાથી કાંઇ હરકત દેખાતી નથી તેથી આ બે જ પ્રકારના સર્વ પદાર્થોનો આપણે વિચાર કરીએ છીએ પદાર્થોનું આપણને જેવું જ્ઞાન થાય છે તે દૃષ્ટિથી, એટલે આપણી ચિત્તવૃત્તિમાં તેમનું જે પ્રતિ

ભેળ પડે છે તે દૃષ્ટિથી—આપણા મનમાં તેમનું જે ચિત્ર ઉઠે છે તે દૃષ્ટિથી—જે વસ્તુઓનો વિચાર તે પહેલા પ્રકારથી વિચાર થયો. આપણે નાટક જોવા જઈએ ત્યારે જે શકુંતલા આપણી દૃષ્ટિએ પડે છે તે ખરી શકુંતલા—મેનકાની કન્યા—હોય છે કે? બિલકુલ નહિ—એટલું જ નહિ, પણ કેટલીક વખત તો તે સ્ત્રી પણ નથી હોતી! એ એક રંગેલું લુગડું પહેરેલો છોકરો જ હોય છે પણ નાટક જોતી વખતે આપણે આ વાત ભૂલી જઈએ છીએ, અને ખરેખરી રીતે જોતાં એવી વિસ્મૃતિ જો થાય નહિ તો આપણને નાટકમાં બિલકુલ આનંદ પડે નહિ. મૃચ્છકટિકમાં ચારુદત્તને વધસ્તંભ પાસે લઈ જતી વખતે ઘણા કોમળ મનનાં માણસો—ખાસ કરીને સ્ત્રીઓ ખરેખર જ રડવા લાગે છે તે વખતે જે દેખાય છે તે ખરૂં એવું તેમને તેટલા વખત પૂરતું લાગે છે એ ખુલ્લું છે. આ વસ્તુઓનો પહેલી દૃષ્ટિથી વિચાર થયો. આવી રીતે વિચાર કરવો એ આપણા સ્વભાવમાં ઓતપ્રોત થઈ ગયું છે. કોઈ વખતે તો તેની જરૂર પણ પડે છે. સૂર્ય દરરોજ પૃથ્વીની આસપાસ ફરતો લાગે છે તેમ તે ફરતો નથી પણ ઉલટી પૃથ્વી જ તેની આસપાસ તેટલા જ વખતમાં ફરે છે એ વાત પૂર્ણપણે સિદ્ધ થયેલી છે. પરંતુ અનુભવિક જ્યોતિષીઓ કહે છે કે, ગણિત કરવામાં આ ખરી કલ્પનાથી ઘણી મહેનત પડે છે. તેથી સૂર્યના પરિવર્તનની જે ખોટી ઠરેલી કલ્પના તે જ ખરી માનીને એ સર્વ ગણિત કરે છે. એવી રીતે કરેલું ગણિત ખોટું પડતું નથી એટલું જ નહિ, પણ ઉલટું તે ઘણું જ સહેલું અને સરળ પડે છે. એવે પ્રસંગે વસ્તુ દેખાય છે તે ખરી માનવામાં જ લાભ છે. સર્વ ભૌતિક શાસ્ત્રોનો ઉગમ આ તરેહના વિચારમાં જ છે. આ શાસ્ત્રોવડે માનવ જાતિને ઐહિક દૃષ્ટિથી જે ફાયદા થયા છે તે ઉપરથી જ આ વ્યાવહારિક જ્ઞાનનું મહત્ત્વ સમજાઈ જાય છે. સૃષ્ટિમાંની નાનાવિધ ગૂઢ શક્તિઓને પોતાની ચાકરીએ લગાડીને આ અત્યંત નિર્બલ તથા ક્ષુદ્ર માનવ પ્રાણીએ શું શું ચમત્કાર કર્યા નથી? ક્યા ક્યા સુખો મેળવ્યા નથી? ક્યાં ક્યાં દુઃખોનું નિર્મૂલન કર્યું નથી? આ શાસ્ત્રોનું પરાક્રમ આટલેથી જ અટક્યું નથી. આ અતિ સાહસિક પ્રાણીએ અદ્ભુત સૃષ્ટિમાંનો અત્યંત અદ્ભુત પદાર્થ જે મનુષ્ય તે કોણ, તેનું વાસ્તવિક સ્વરૂપ શું, તેની વિચારશક્તિ ક્યાંથી આવી વિગેરે પુછવાની નામે તેવા પ્રશ્નોમાં પણ હાથ ઘાલ્યો. પરંતુ આ પ્રશ્નોનો ઉત્તર આપતી વખતે ભૌતિક શાસ્ત્રને એક અડચણ આવી. અને વિચાર, બુદ્ધિ, ઇત્યાદિનું કારણ તે શાસ્ત્રને સમજાતું નહિ. વિશ્વમાં દ્રવ્ય વિના બીજું કાંઈ નથી, એ તો તેમનો સિદ્ધાંત, તેથી હરકોઈ વસ્તુ એ દ્રવ્યનું રૂપાંતર હોવું જોઈએ. પરંતુ વિચારોને તો દ્રવ્ય કહી શકાય નહિ. પણ એકાદ બાબતની બરોબર ઉપપત્તિ મળે નહિ તો હરકત નહિ પણ પ્રમાણોથી સિદ્ધ થયા વિના કશા ઉપર પણ વિશ્વાસ મૂકવો નહિ એવો ભૌતિક શાસ્ત્રનો કાયદો હોવાથી, આ સર્વ વિચારોની ક્રિયા સારૂ મગજમાં ચળવળ જણાયાથી, તથા તે બંધ થતાં જ આ ચળવળ પણ અટકતી જણાયાથી,—જે પ્રમાણે પિત્તાશયમાંથી પિત્ત બહાર નીકળે છે તે પ્રમાણે જ મગજમાંથી વિચાર બહાર નીકળે છે એવો એક સિદ્ધાંત ભૌતિક શાસ્ત્રે કાઢી મેલ્યો. આને જ જડવાદ કહે છે. કેવળ જડ માનતો જ તે

થઈ હોય તેણે ' અમુક બાબત હોવી તદ્દન અશક્ય છે અથવા અમુક ચમત્કાર ક્યારેય પણ બનશે નહિ ' આવી રીતનો પૂર્વગ્રહ તદ્દન છોડી દેવો જોઈએ. નવીન જ્ઞાનનો પ્રકાશ જો આપણા મનોમંદિરમા આવે એવુ આપણને લાગે તો તે મંદિના બધાં દ્વારો તથા બારીઓ તદ્દન ઉઘાડી મૂકવી ન જોઈએ શું ? તેની આગળ પૂર્વગ્રહના-ભૂતોની કલ્પનાના-પડદા છોડેલા રાખવાનો શો ઉપયોગ ? સત્યનો પ્રકાશ જે છે તે તે તમારી વિચારશક્તિની અસમાંથી નીકળવાને બ્હીતો નથી. તે તમારા તર્કશાસ્ત્રના નાજુક કાચનાની દરકાર કરતો નથી. તે તમારા ન્યાયશાસ્ત્રમાના ઘટપટાદિ ખટપટને ગણકારતો નથી. પણ તે એટલુ જ કહે છે કે મને તમારા મગજમા દાખલ થવાને તદ્દન ખુલ્લો માગ આપો, મારી આડે આવનાર બધી જાતના પડદા દૂર કરો, એકાદ કાચના ઘરપ્રમાણે તમારૂં મન બનાવો. એટલે મારી પ્રાપ્તિ થવાને તમને ઘડીનો પણ વિલંબ લાગશે નહિ. જેટલી ગોચરબુદ્ધિથી, જેટલા નિષ્પક્ષપાતથી તમે તમારી દૃષ્ટિ મારી તરફ વાળશો તેટલી મારી પ્રાપ્તિ તમને જલદી થઈને પ્રસારમાની અનેક [illegible] બાબતો તમને તદ્દન સહેલી બની જશે. અસ્તુ.

### તત્ત્વજ્ઞાન દૃષ્ટિ અને કેંટ.

આ ભૌતિકશાસ્ત્રની જ પદ્ધતિથી જડવાદના જ તદ્દન તળીએ પહોંચીને અધ્યાત્મવાદ [illegible] ખરો છે, એ સિદ્ધ કરવાની બાબત તદ્દન હમણાની છે. રેડિયમની જો નવીન શોધ થઈ ન હોત તો એ કદાચ અશક્ય પણ થયુ હોત, અને રેડિયમની શોધ થયાને આશરે ૧૫-૨૦ વર્ષ જ થયા હશે. એટલે એની પહેલા વિચારીપુરૂષોએ કઈ પદ્ધતિથી અધ્યાત્મવાદ સિદ્ધ કર્યો હતો, એ પ્રશ્નનો ઉત્તર માનવીજ્ઞાનનો જે બીજો મોટો પેટા વિભાગ એટલે કે ' તત્ત્વજ્ઞાન ' ( *Metaphysics* )માં છે. શાસ્ત્રની શોધ જેમ જેમ આગળ જશે તેમ તેમ આત્માનુ અસ્તિત્વ અધિકાધિક દૃઢતાથી સિદ્ધ કરવાને તે ઉપયોગી થશે જ. પણ તત્ત્વજ્ઞાન ભવિષ્યકાળ ઉપર અવલંબેલુ નથી. તેના સિદ્ધાંત ત્રિકાળાબાધિત છે. એટલે કેંટ, શૉપનહોર, અથવા શંકરાચાર્ય તેમનો જ આશ્રય લીધો. આમાંથી શ્રીમચ્છંકરાચાર્ય પરસ્પર વિરૂદ્ધ શ્રુતીઓની એકવાક્યતા અદ્વૈતસિદ્ધાંતથી કેમ થાય છે તે દેખાડયુ. પણ કેંટે આપણને કાંઈ જ્ઞાન થાય છે તે કેવી રીતે થાય છે, એ પ્રશ્નનો પ્રથમ નિકાલ કર્યો. શાસ્ત્ર કહે છે કે, બાહ્ય વસ્તુ કોઈપણ પ્રકારના આપણાને ગતિથી એટલે ઈથરની અથવા વાયુની લહેરોથી ઇંદ્રિયોના દ્વારથી અને જ્ઞાનતંતુમા થઈને પ્રવાસ કરતો મગજમા જઈ પહોંચે છે. અને એ તેમનુ મગજમાં જઈ પહોચવુ એટલે જ, તેનુ જ્ઞાન થવુ. મગજ એ ' હું ' કહેનાર ભૂત વસ્તુથી અલગ છે. એ સર્વસમત બાબત જો ધ્યાનમા લઈએ તો આ શાસ્ત્રથી પ્રતિપાદિત થયેલી જ્ઞાનની ઉપપત્તિ અનુભવ સાથે મળતી આવતી નથી, આ સામે રહેલો દીવો દેખાતાં પ્રકાશની લહરી આવીને મગજ ઉપર અથડાઇ એવુ જ્ઞાન આપણને બિલકુલ જ થતુ નથી.

આ મનના અંદરના પડદાપર પડેલુ દીવાનુ ઉલટુ ચિત્ર આપણને દેખાયુ એવું ક્યારે ય પણ થતુ નથી. ફક્ત બહારનો દીવો જ આપણને દૃગ્ગોચર થાય છે. આ અડચણ દૂર

કરવા માટે કૅંટ કહે છે કે, ખરા દીવાનું આપણને બિલકુલ જ્ઞાન જ થતું નથી આપણું મન તે દીવાનું જે ચિત્ર કાઢે, તે ચિત્રનું જ આપણને જ્ઞાન થાય છે જગતમાંની બધી બાબતોને આ નિયમ લાગુ કર્યાથી જગત્ સ્વમતિ કલ્પિત છે એવો સિદ્ધાંત સાહજીક જ નીકળે છે જગતનું નિરુપાધિક જ્ઞાન આપણને થતું નથી એ જ્ઞાન, દિક્, કાલ તથા કાર્ય-કારણભાવની ઉપાધિઓથી દૂષિત હોય છે ઉદાહરણાર્થે અહીંઆં એક ટેબલ મૂકેલું છે. તેનું આપણને જે જ્ઞાન થાય છે તે કયા પ્રકારનું છે તે જુઓ આ ટેબલ આ વિશિષ્ટ ખુલ્લી જગામા છે, ખુલ્લામા છે એવું જ તેનું જ્ઞાન આપણને થતું જોઇએ આ ટેબલ કોઈ પણ જગામાં નથી એવું અપરિચ્છિન્ન જ્ઞાન થવું શક્ય નથી એટલું જ નહિ પણ એવી કલ્પના-વિચારસુદ્ધાં કરી શકવાનું અશક્ય છે તે જ પ્રમાણે 'કાલ' પણ ઉપાધિ છે આ ટેબલ હમણાં અહીંઆ છે આઠ દિવસ પહેલાં એ અહીંઆ ન હતું અને વળી આઠ દિવસ પછી હશે નહિ કેટલાં વર્ષ પહેલાં આ એક ઝાડરૂપે તડકો વરસાદ ખાતું પડેલું હતું તેનાથી પણ પહેલાં બીજા એક ઝાડપર બીજરૂપે એ લટકી રહ્યું હતું આની રીતે વિચાર કર્યાથી ટેબલ એ પોતે શું છે, તેનું ખરૂં, પોતાનું વાસ્તવિક સ્વરૂપ શું, એ સમજવું કેવું કઠન છે એ ત્યારે જ ખબર પડશે જે પ્રમાણે એકાદ કુશળ પાત્ર પહેલા અંકમા પુરુષરૂપે, વળી બીજા અંકમાં સ્ત્રીરૂપે આપણને દેખાઇ શકે છે—તે પ્રમાણે કાલરૂપી ઉપાધિ વસ્તુ ઉપર જે પોશાક ચડાવે તેવી આપણને દેખાય છે—તેનું ખરૂં સ્વરૂપ આપણને સમજાતું નથી કમળો થયેલા માણુસને બધી વસ્તુ પીળી દેખાય છે તે પ્રમાણે જ દેશ, કાલ અને કાર્ય-કારણભાવથી પરિચ્છિન્ન થયેલું એટલે અર્થમાં અધું જ્ઞાન કરી આપનાર કમળો આપણે બધાને થયેલો છે સૂર્યનો સફેદ પ્રકાશ ભૂરા રંગના કાચમાંથી જોવાથી ભૂરો દેખાય છે. પણ તે ખરેખર ભૂરો હોતો નથી તે જ પ્રમાણે ઉપાધિના યોગે આ સૃષ્ટિમાંની સર્વ વસ્તુ ભિન્ન ભિન્ન દેખાય તો પણ તેમાનો સત્તારૂપી અંશ જ ફક્ત ખરો છે બાકીનો સર્વ ભ્રમ છે. તેથી શાસ્ત્રવડે જેમ સિદ્ધ થયું કે એક મૂલાધિષ્ઠાનમાંથી આ સર્વ ઉત્પન્ન થયું છે, તે જ પ્રમાણે તત્ત્વજ્ઞાનની સહાયથી પણ એવું દેખાડી શકાય છે કે દૃશ્ય જગત એ [illegible] છે અને ઉપાધિથી પર એવી કાંઇક પણ એક સદ્વસ્તુ છે આપણું જ્ઞાન ઉપાધિથી દૂષિત છે તેથી તદ્દન ચોખ્ખું જ્ઞાન આપણને બિલકુલ થતું જ નથી આ અત્યંત મહત્વનો અને પ્રથમ દર્શને અત્યંત ખોટો લાગતો સિદ્ધાંત કૅંટ તત્ત્વવેત્તાએ ભિન્ન ભિન્ન છ પ્રમાણવડે સિદ્ધ કર્યો છે આ સર્વ પ્રમાણો અહીં દાખલ કરવા અવકાશ નથી પણ તેમાંનો નિષ્કર્ષ એટલો જ છે કે આપણા પ્રત્યેક જ્ઞાનમાં દેશ, કાલ તથા કાર્યકારણભાવ હમેશાં આવે જ છે ઉપાધિરહિત જ્ઞાન આપણને થતું નથી અર્થાત્ જગતના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન આપણને થતું નથી, તેથી જ આ ઉપાધિપાર કાંઇ પણ છે ને જ ખરૂં છે બાકીનો સર્વ ભ્રમ છે.

## ધર્મની દૃષ્ટિ

હવે ધર્મની સહાયવડે પણ આજ બાબત સિદ્ધ થાય છે જગતમાં કે દેવ નથી, એવું કાંઇ જણાવેલું કદાચ સાંભળવામાં નહીં આ દૃશ્ય જ -

દયારામનો અહેવાલ ૩ ૧-૪-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની

"એ સ્થિતિ ખરેખર અતિ ભયાનક હતી એ ભયમાંથી મુક્ત થવાનો આત્મહત્યા સિવાય અન્ય માર્ગ જ મને દેખાતો ન હતો એક દિવસે મારૂં હૃદય બેસી જશે અને હું પળવારમાં આ જગત્ છોડી જઈશ, પણ તેમ બનતાં સુધી રાહ જોઈ બેસી રહેવાની ધીરજ પણ મારામાં ન હતી મૃત્યુ પછી પ્રવર્તનારો ઘોર અંધકાર મને પ્રથમ જ જણાતો હોઈ તેનો એટલો ભય લાગતો હતો કે, તે દશા નષ્ટ કરવા માટે ફાંસો અથવા બંદૂકની ગોળી સિવાય બીજો કોઈ ત્રાતા જ હું જોઈ શકતો ન હતો એ ભયથી જ આત્મહત્યાની કલ્પના મારા મનમાં બળવાન થતી ચાલી"

* * * * *

"પણ મારી ભૂલ તો થતી નહિ હોય ને? એકાદ વસ્તુ મારી દૃષ્ટિ બહાર રહી નહિ હોય ને? એકાદ વસ્તુનો હું વિપરીત અર્થ તો કરતો નહિ હોઉં ને? માનવજીવનનો અંત આશાનો હતાશ કરનારો હોય, એ સ્વાભાવિક નથી એવા વિચાર પણ મારા મનમાં ઉત્પન્ન થવા લાગ્યા બુડતા માણસને જેમ તૃણનો આધાર લાગે છે તેમ મને એ વિચારોનો આધાર મળવા લાગ્યો અને હું એ ભયથી મુક્ત થવા જેવું સુરક્ષિત સ્થળ શોધવા લાગ્યો.

"એ શોધ મેં અસ્ખલિત ચાલુ રાખી મેં પુષ્કળ વિદ્યા સંપાદન કરી હતી પંડિતો અને વિદ્વાનોના સહવાસમાં મેં ઘણો કાળ ગાળ્યો હતો કેવળ પુસ્તકોદ્વારા જ નહિ પણ પ્રત્યક્ષ સંવાદથી પણ અનેક શાસ્ત્રોનું અવલોકન કર્યું હતું તે વિચારાએ કંઈ પણ ગુપ્ત ન રાખતાં પોતાનું સર્વ હૃદય મને સોંપ્યું હતું તેથી એ પ્રશ્નોના શાસ્ત્ર શા ઉત્તર આપે છે તે જોવાનું મારા માટે વિશેષ કઠિન ન હતું"

"મારી પચાસ વર્ષની ઉમર થયા પછી મારા મનમાં જે પ્રશ્ન ઉપસ્થિત થયો તે તદ્દન નવીન જ હતો એમ કંઈ ન હતું ઉછરતા અજ્ઞાન બાળકથી તે ઠેઠ મહાન બુદ્ધિશાળી પંડિત સુધીના સર્વ-આબાલવૃદ્ધના અંતરાત્મામાં એ પ્રશ્ન જીવતો જ હોય છે મને સ્વાનુભવથી જણાયું હતું કે, એ પ્રશ્નનો ઉત્તર આપ્યા સિવાય કોઈને માટે જીવન શક્ય નથી એ પ્રશ્ન એ હતો કે, આજે હું જે કંઈ કરૂં છું તેનું કાલે શું થશે? અને સમગ્ર જીવનસુધી હું જે કરીશ તેનું જીવનની સમાપ્તિ પછી શેમાં પર્યવસાન થશે?"

"એ જ પ્રશ્ન સહજ જુદી રીતે પણ ગોઠવી શકાશે" મારે જીવવું શા માટે? કોઈ પણ વસ્તુની ઇચ્છા શા માટે કરવી? અથવા કોઈ પણ કર્મ કેમ કરવું? મૃત્યુ પણ જેને નષ્ટ કરી શકતું નથી એવો કંઈ લાભ માનવજીવનમાં છે કે? સર્વ ઉપલબ્ધ માનવજ્ઞાનનો ઉપયોગ કરીએ તો સામાન્ય રીતે તેના બે ભાગ પડે છે રસાયણશાસ્ત્ર, ગણિત વગેરે દૃશ્ય શાસ્ત્રો એ પ્રશ્નનો વિચાર જ કરતા નથી જે શાસ્ત્રોમાં ચિન્તાકર્ષકપણું છે અને તેના સિદ્ધાંતોમાં નિશ્ચયપણું પણ હોય છે, તથાપિ તે એ પ્રશ્નને સ્પર્શ પણ કરતાં નથી ઉલટ રીતે વિચારશાસ્ત્રો અથવા કલ્પનાશાસ્ત્રો એ પ્રશ્નનો ઉહાપોહ કરે છે, પણ તે તેનો નિશ્ચિત નિર્ણય આપતા નથી મનોવૃત્તિશાસ્ત્ર જેવા ગહન વિવેચનમાં પણ એ પ્રશ્નનો નિશ્ચિત નિર્ણય મળી આવતો નથી

"જે જે તત્વજ્ઞોએ આજસુધી એ ગહન પ્રશ્નનો ચોતરફથી પૂર્ણ વિચાર કર્યો છે, તેઓએ સર્વેએ એક જ ઉત્તર આપ્યો છે મોક્રેટીસ, શોપનહાર, સોલોમન અથવા બુદ્ધ એ સર્વેનો ઉત્તર તે જ —સોક્રેટીસ કહે છે – 'જીવનથી જેમ જેમ દુર જઈએ છીએ તેમ તેમ આપણે સત્યની વિશેષ નિકટ થતા જઈએ છીએ જન્મથી જ આપણામા સત્ય પ્રેમ રહેલો હોય છે આખા જીવન સુધી આપણે શા માટે તરફડીયા મારીએ છીએ? દેહશૃંખલામાંથી મુક્ત થવા માટે જ! આ દેહ જ અનેક દુ ખને જન્મ આપે છે ત્યારે મૃત્યુ સમિપ આવતા આપણને આનંદ કેમ ન થવો જોઈએ ?"

સોક્રેટીસે પોતે બીજે દિવસે મૃત્યુ પામશે એવું નક્કી થયા પછી આ ભાષણ કર્યું છે

શોપનહાર કહે છે, "જીવન એ કેવળ કષ્ટપૂર્ણ વસ્તુ છે ડાહ્યો માણસ આખી જીંદગી સુધી મૃત્યુના આગમનની તૈયારી કરતો રહે છે અને તેથી તે મૃત્યુથી ભય પામતો નથી."

સોલોમન કહે છે, "મિથ્યા! મિથ્યા! જ્યા જોઈએ છીએ ત્યા કેવળ મિથ્યાત્વ જણાય છે આખી જીંદગી સુધી કરેલા શ્રમનું કયું ફળ માણસના હાથમાં છેવટે પડતું છે? આપણે પૂર્વે થઈ ગયેલા માણસોએ શું કર્યું છે તેનું સ્મરણ કરતા નથી અને આપણું મૃત્યુ થયા પછી ભાવી પ્રજા આપણું નામ પણ દેશે નહિ"

"જરા, વ્યાધિ અને મૃત્યુનું ખરૂં સ્વરૂપ શાક્યમુનિ સમજ્યા ત્યારે તેમની બુદ્ધિએ નિશ્ચય કર્યો કે, માનવજીવન એ એક ભયંકર વસ્તુ છે આથી તેમણે એ ઘોર વસ્તુથી હમેશને માટે મુક્ત થવાનો યત્ન કર્યો અન્યને પણ તેમણે તે જ ઉપદેશ કર્યો છે મૃત્યુ પછી આ જીવન પુન પ્રાપ્ત થાય નહિ તેવી રીતે તેનો હમેશને માટે અંત લાવવો એ જ મનુષ્યને માટે શ્રેયસ્કર છે શાક્યમુનીના અત્યુત્તમ જ્ઞાનનો નિષ્કર્ષ-તાત્પર્ય એ જ છે"

આ ઉપરથી જણાઈ આવશે કે, માનવજીવન સબંધી માનવજ્ઞાનની પરિસીમા છેવટે ક્યા આવી રહે છે મોક્રેટીસ કહે છે કે, "શરીરમય જીવન એ પાપમય અને અમકારક છે માટે આ દેહમય જીવનનો નાશ કરવો એ કલ્યાણકારી છે અને આપણે તેની જ ઇચ્છા કરવી"

શોપનહાર કહે છે, 'જીવન એટલે જેનું અસ્તિત્વ ન હોવું જોઈએ તેવી વસ્તુ અર્થાત્ તે વસ્તુ ત્યાજ્ય અને પાપમય છે જીવનદ્વારા મુક્તિ સાધી શકાય છે, એટલો જ તેમાં સારો અર્થ છે"

સોલોમન કહે છે, "ડહાપણ અને બેવકૂફી, ગરીબી અને સંપત્તિ, આનંદ અને દુ ખ એ સર્વ લૌકિક વસ્તુઓ કેવળ મિથ્યા છે એ ચોખ્ખા પાણીપરના પરપોટા છે મનુષ્ય મરણ પામે છે એટલે તેની પાછળ કંઈ જ રહેતું નથી ત્યારે જીવન એટલે વાયુની ફુંક નહિ તો અન્ય શું?"

બુદ્ધ કહે છે, "ઉંમર જરા, વ્યાધિ અને મૃત્યુ નામની છે એ વિચાર અંત કરણને હમેશ ગળ્યા કરે તો જીવનમાળ નિગમન થવો અશક્ય છે માટે એવા જીવનથી પોતાને સ્વતંત્ર બનાવી તેનું જીવન પુન પ્રાપ્ત ન થાય તેવી વ્યવસ્થા કરવી એ આપણું પ્રથમ કર્તવ્ય છે"

"કરોડો મનુષ્યોમાં અતિભાગ્યવાન પુરૂષોનો એ અનુભવ આજ સુધીમાં થયેલો છે, અને મારો પોતાનો અનુભવ પણ તેવો જ છે આ ભાષણમાં મનને ગમે તેવી આડી અવળી વાતો

કહી ફસાવવામાં શો અર્થ છે? માનવજીવન ફુંક-પરપોટા જેવું મિથ્યા છે એ વાતનો અસ્વીકાર કરવામાં કંઇ જ અર્થ નથી જેનો જન્મ થાય નહિ તે જ સુધી મરણ પ્રકૃતિ શરીરિણામ્ । વિકૃતિર્જીવિત મુચ્યતે બુધૈ ॥ માટે એ વિકૃતિથી પ્રત્યેકે મુક્ત રહેવુ જોઇએ "

"જ્યારે મારા મનની એવી સ્થિતિ થઇ ત્યારે મારા જેવા જ બીજા માણસો એ પ્રશ્નનો કઇ રીતે નિર્ણય કરે છે તેનુ હું નિરીક્ષણ કરવા લાગ્યો તેમનુ સામાન્ય વર્તન કેવુ હોય છે અને તેમા તેને એ ગૂઢનો કેવો ખુલાસો મળે છે તેની હું શોધ કરવા લાગ્યો ત્યારે મને અનુભવ થયો કે, મારા જેવા સામાન્ય માણસો તેના ચાર પ્રકારના નિર્ણય આપે છે "

"પહેલો પ્રકાર પૂર્ણ અજ્ઞાન એ છે ઘણી ખરી સ્ત્રીઓ, નાના બાળકો અને નિર્બુદ્ધ મનુષ્યોમા આ પ્રશ્ન ઉત્પન્ન જ થતો નથી તેમને એ પ્રશ્નનું ભાન જ નથી, પણ મને તેનુ ભાન થયુ છે તેથી તેના તરફ મારાથી આંખમીંચામણી થઈ શકય નથી બીજો ચાર્વાક માર્ગ છે. જ્યારે ભૂતળપર નિવાસ હોવા સુધી કંઈ થઇ શકે તેમ નથી ત્યારે ખાઇપીને મઝા કરવી ખાસે ખા, ઔર પીસે પી, નીકલ ગયે જી તો કોઇ નહીં કહતે પી !"

"સેંકડે નવાણુ માણસોને એ જ માર્ગ પસંદ પડયો છે એ જ માર્ગને અનુસરી તેઓ પોતાનુ જીવન કંટાળા ભરેલું થવા દેતા નથી કેટલાકોને તેમની પરિસ્થિતિ અનુકૂળ હોય છે જગતના કષ્ટો કરતાં તેમના ભાગ્યમા સુખ વૈભવનો વિશેષ અંશ આવેલો હોય છે. તેમા વળી તેમનું અંતઃકરણ આર્દ્રભાવના ઉત્પન્ન થવાને વિશેષ અનુકૂળ નહિ હોવાથી તેમના મનમાં નીતિ અનીતિનો પ્રશ્ન વિશેષ ઉપસ્થિત થતો નથી આથી પોતાનો જન્મ પોતાની હોશીયારી કે કર્તવ્યશક્તિથી સારી જગ્યાએ થયેલો ન હોઇ કેવળ ઇશ્વરઇચ્છાથી થયેલ છે એ વાત ભૂલી જવાનું તેમના માટે સહેલું બને છે પ્રત્યેકના ઉપભોગ માટે હજારો સ્ત્રીઓ મળવી અથવા રહેવાને ભવ્ય રાજભુવન મળવા શક્ય નથી, એ સિદ્ધાંત તેઓ ખુશીથી વીસરી જાય છે હજારો ભૂખ્યા મનુષ્યોના મુખમાથી બળાત્કારે લેવામા આવેલા હજારો કોળીયા તેમના મુખમા પડે છે એ વાત તરફ દુર્લક્ષ કરવાની તેમને સ્વતંત્રતા હોય છે જે ભવ્ય રાજમંદિરમા તે રહે છે તે મંદીરના પાયામા હજારો મનુષ્યના શ્રમનો પરસેવો પડેલો છે તે કેમ ભૂલી ન જાય? પણ જે કુદરતની ઇચ્છાથી હું આજે રાજા થયો છુ તે જ કુદરતની ઇચ્છાથી કાલે હુ રાજાનો ગુલામ નહિ બનુ તેની શી ખાત્રી છે? એ પ્રશ્ન પણ તેઓ વીસરી જાય છે બુદ્ધિની ખામીથી એ પ્રશ્ન તેમાના સ્મરણમાથી ખસી જવાનુ અસંભવિત નથી જે પ્રશ્ને બુદ્ધને આકુળવ્યાકુળ બનાવી દીધો તે પ્રશ્ન આ ચાર્વાકવાદીઓના ચિત્તને સ્પર્શ પણ કરવાને ડરે છે આજે યૌવનના નમળામા લીન છે પણ કાલે જ એ સર્વ પર હળ ફરે, એ વાત તેમના લક્ષમા આવતી નથી મારામાં એટલી મંદબુદ્ધિ ન હતી તેને હું શુ કરુ? મંદબુદ્ધિનુ મૂળ સ્વરૂપ ન હતું તો ભલે, પરંતુ તેની નકલ પણ મારાથી થવા જેવી નહતી "

---

દયારામનો. અક્ષરદેહ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ત્રીજો માર્ગ પ્રબળ બુદ્ધિનો અને પ્રબળતર ઇચ્છા શક્તિનો છે. માનવજીવનનું મિથ્યા-પણું ઓળખી ધૈર્યથી આગળ વધી તેનો નાશ કરવાના માર્ગને અનુસરનાર માણસો આંગળીના વેઢાપર ગણાય તેટલા પણ મળશે નહિ. આ માર્ગ સર્વમાં શ્રેષ્ઠ હતો અને એ માર્ગે જવાની મારી ઇચ્છા હતી."

"ચોથો માર્ગ દુર્બળ મનુષ્યોનો. તેમની નજરે વસ્તુસ્થિતિ આવેલી હોય છે પણ મનની દુર્બળતાના કારણે જીવનના પ્રવાહ સાથે તણાઈ ગયા સિવાય તેમનાથી અન્ય કંઈપણ બનતું નથી. કોઇપણ સ્થળે અને કોઇપણ કાળે આપણને કોઈપણ મુક્ત કરશે એવી ગાંડી આશાથી એ માણસો જીવનને વળગી રહે છે. હું પોતે એ જ કોટીના માણસોમાંનો એક હતો."

"સોલોમન અને શોપનહારના લક્ષમાં માનવજીવનની વિફળતા આવેલી હોવા છતાં પણ મહત્ત્વ-ગાથી તેઓ જીવનના અંત સુધી જીવન રાખી રહ્યા હતા. ખાવું પીવું, ગપ્પાં મારવાં અને ઇચ્છા થાય તો પુસ્તકો પણ લખવાં, એ પરિસ્થિતિમાં એ બન્નેએ પોતાનો કાળ વ્યતીત કર્યો. પણ એ માર્ગ માન્ય માટે અતિ વિષાદાત્મક હતો. આથી હું કોઈપણ જાતનો નિશ્ચય કરી શકતો ન હતો."

"મારી વિચારપરંપરામાં કોઈપણ સ્થાને ખોટું નાણું હોવું જોઇએ એ સમજની છાયા મારા ચિત્તમાં જાગૃત હોવાથી મેં આત્મહત્યા કરી નહિ. આપણી બુદ્ધિની દશા કેવી છે? એ બાબતનો હું મનમાં વિચાર કરવા લાગ્યો. માનવજીવન વિફળ છે, તે સુસંગત નથી અને બુદ્ધિવાદને વળગેલી નથી એ વાત મારી બુદ્ધિએ સ્વીકારી. એથી અધિક ઉચ્ચ બુદ્ધિનો નિવાસ મનુષ્યમાં નથી. ગૌણ પક્ષે સામાન્ય બુદ્ધિથી ઉચ્ચતર બુદ્ધિ મનુષ્યમાં છે એ વાતનું શાકયપણું પણ કોઇએ સિદ્ધ કર્યું નથી. તેથી મારે કહેવું જોઇએ કે, મારું જીવન એટલે મારી સામાન્ય બુદ્ધિના હાથનું રમકડું જ છે. હવે એવી કલ્પના કરો કે, મારી એ બુદ્ધિનું અસ્તિત્વ દૂર થાય તો તેના નાશની સાથે મારું અસ્તિત્વ પણ પૂર્ણ થશે એ ઉઘાડું છે. પણ બુદ્ધિ જ અસ્તિત્વ નિર્માણ કરે છે? ત્યારે તે પોતે જ તેની વિફળતા કેવી રીતે સિદ્ધ કરે છે? આ ઉપરાંત એ પ્રશ્નનું બીજું પણ એક અંગ છે. મારું જીવન જ અસ્તિત્વમાં આવ્યું નહોત તો બુદ્ધિ પણ ક્યાંથી ઉત્પન્ન થઈ હોત? માટે બુદ્ધિ અને જીવનનો જન્યજનક સંબંધ હોવો જોઇએ. બુદ્ધિ એ જન્ય હોઇ જીવન એ જનક હોવું જોઇએ. અર્થાત્ બુદ્ધિ એ પ્રધાન ન હોઇ જીવન એ સર્વસ્વ છે એમ માનવાની જરૂર છે. હવે અહીં હરકત એ આવે છે કે બુદ્ધિ એ જીવનનું ફળ હોય તો તે જ બુદ્ધિ જીવનને વિફળ કેમ ઠરાવે છે? એકંદરે મારા વિચાર પ્રદેશમાં ગોટાળો થયેલો હોઇ કોઈ પણ ઠેકાણે મારી વિતંડાણું ભૂલ થાય છે એવી સમજ ઉત્પન્ન થઇ અને એ સમજ ઉત્પન્ન થવાથી જ હું આત્મહત્યા જેવા કાર્યમાં પ્રવૃત્ત થયો નહિ."

"જીવન કંટાળા ભરેલું લાગે છે ને? ત્યારે તેને નષ્ટ કરી સુખી થવામાં કોણે તારો હાથ પકડ્યો છે? જીવવું છે અને કેમ જીવે છે, એ સમજે નહિ એવી સ્થિતિમાં જીવવા કરતાં મરવું શું ખોટું? જીવીને હું કેમ જીવું છું, કેમ જીવું છું એવો જપ જપ્યા કરવામાં અથવા

-શેરલોક હોમ્સનું નવું પરાક્રમ રૂ ૦-૧૨-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

લોકોના આગળ પણ એ જ બડબડાટ કરવામાં શો અર્થ છે? નારી ચોતરફ મેચાર માણસો અનેકપથી રહે છે તેમને ખરેખર એમ લાગે છે કે પોતે જે ૮૭ કરે છે તે બુદ્ધિ સાથે સુસગત છે તને તેમ લાગતુ ન હોય તો તેમનામા રહી તેમના સુખને ધુળ ભેગુ કરવા કરતાં તું જ ચાંથી કેમ બહાર જતો નથી?"

"ખરેખર, મારા જેવા માણસોની ગણત્રી અતિ દુર્બળ અને મહા મૂર્ખમાં જ કરવી જોઇએ આત્મહત્યા સિવાય છૂટકો નથી એ વાત સ્પષ્ટપણે સમજાતી હોવા છતા તેમ કરવા તૈયાર થતો નથી વિચાર અને આચારમાં આટલી ભિન્નતા કયા સુધી આવશે? ખરેખર, સમગ્ર જગતમાં અમે મહામૂર્ખ છીએ ઠીક, એ મૂર્ખાઇ અમારે અમારી પાસે જ રાખી મુકવી જોઇએ, પરતુ તેટલી અક્કલ પણ અમારામા નથી મુખપર પાવડર લગાડી બજારમા ભેમતી એક ગુણિકાને સાથે રાખી બની ઠનીને કોઇ માણસ જગતને જેમ પોતાની અક્કલનુ પ્રદર્શન કરી બતાવે છે તેમ અમે પણ અમારી મૂર્ખાઈ સર્વ જગત સમક્ષ ખુલ્લી રીતે રજુ કરીએ છીએ",

"મારા મનની આવી સ્થિતિ થવા છતા એ મારી વિચારમાળામા કોઇપણ ઠેકાણે ચુક થાય છે એ સમજ કોઇપણ નષ્ટ થઈ નહિ, પરતુ એ ચૂક કયા છે તે જાણવાનો કોઇપણ ઉપાય મને જડતો ન હતો આવા પ્રકારના દુઃખથી ઘમંડોટ ગનેના વાતાવરણમા વણો કાળ કાઢ્યા પછી એ ચુક ધીમે ધીમે દીખાઇ જવાના ચિહ્ન જણાવા લાગ્યા અને હુ પુનઃ મારો ભાગ ભોગવવાની તૈયારીમા પડ્યો"

—અપૂર્ણ

---

## સુન્દરીનાં ચરણકમળ.

લેખક—રા પ્રભાશકર મગળજી દ્વિવેદી.

આજે કાંઇ કામ નહોતું તેથી હુ ફરવા નિકળ્યો, ફરતાં ફરતા એક કેવળ જૂની ચીજો વેચનારની દુકાનમા હુ પેઠો

આ તરેહની દુકાનોથી પારિસ ભરપૂર છે અહીં વસના માણસોમાના દરેક બનતાં સુધી આવી દુકાનોની મુલાકાત લીધેલી હોય છે કારણ કે માનસમા આજકાલ એવી ફેશન થઇ પડી છે કે જૂની જૂની સુન્દર ચીજો ખરીદી પોતાના ઘરને સુન્દર બનાવવું તે માટે દરેક મોટા દુકાનોને લગતી એક જૂની વસ્તુઓની દુકાન હોય છે જ.

હુ જે દુકાનમા ગયો હતો તે ધૂળ અને કરોળીઆનુ જ ઘર હોય તેમ જણાતુ હતુ. વેચવા માટે જે જે વસ્તુઓ ચારે બાજુએ પડેલી હતી તે કેટલાયે કાળની હશે એ કહેવું અશક્ય જણાતુ હતું પરન્તુ આ ધુળ તથા કરોળીઆના જાળા માટે તો મને તેવા પ્રકારને સન્દેહ રહ્યો નહિ

આ દુકાન પારીસમા બહુ મોંઘી ગણાતી હતી પૃથ્વીપર જે જે દેશમાંથી જૂની ચીજો સમહ થઇ શકે તે તે દેશની થોડી ઘણી પણ ચીજો અહીં જણાતી હતી લાલ માટીનો એક દીવો, એક ફ્રેન્ચ મેહગનીના કારમાર ખચિત ટેબલપર ગોઠવાયેલો હતો પદરમા લૂઇના વખતની એક ઉચેસના હરણના જેવા બે પગ તેરમા લૂઇના વખતની વેલબુટ્ટીવાળા ભારે ટેબલ નીચે આરામથી બેઠા છે ટેબલના ચારે પાયમા જુદીજુદી તરહેના જતુ તથા વેલબુટ્ટી કોતરેલી છે

દુકાનની ચારે તરફ ખાચાવાળી અભરાઇઓ હતી તેપર લાલ, વાદળી તથા સોનેરી કામ કરેલ મોટી મોટી જપાની રકાબીઓ ગોઠવેલ હતી તેની પાસે જ જૂની જૂદી કારીગીરીના તો વાસણ કુસણ તથા હાથે ચીતરેલ છબીઓ ગોઠવેલી હતી

નાના ગાના કપાયેલાં જૂના થઇ ગયેલ બારણાની તડોમાથી ધોળા પૂણી જેવુ ચળકતુ ચીનાઇ રેશમ નજરે પડતુ હતુ જરીકામનો પણ અભાવ ન હોતો સૂર્યનો પ્રકાશ દુકાનમાંની આ જણસોપર પડી તે જણસોને ચકચકીત બનાવતો હતો. મેલીપડી ગયેલી ધાતુની ફ્રેમમાં કેટલાય દેશની કેટલાય છબી હારબધ્ધ મૂઆથી મારા તરફ જોઇ રહેલી તેની ગણતરી જ નહોતી

મિનાનની કારીગરીનો કેટલોક ભાગ દુકાનને એક ખુણે ચકચક કરતા હતો ચીનની માટીમાથી તૈયાર કરેલ દેવદેવીની મૂર્તિ, જૂદા જુદા દેશના કારીગરી ખચિત પ્યાલાઓ અને સુનહરીઓથી ઘણી ખાલી જગ્યા ભરી દીધેલ હતી

પુરાતન જણસોની વચ્ચે થોડી થોડી જગા રાખી ફરવાની કેડી બનાવેલી હતી હું બહુ જ સાવધાનપણે પગના ભરના લાગ્યો દુકાનદાર મારી પાછળ પાછળ ચાલવા લાગ્યો તેના મનમા કદાચ એવો વિચાર આવ્યો હોય કે મારા ગેરબધ ચાલવાથી અથવા હાથ પગ અપાગબધ ચલાવવાથી તેની અમૂલ્ય જણસો તૂટી જાય

દુકાનદારનો ચહેરો જોવા જેવો હતો મોટા માથાપર ટાલ પડેલી હતી પાતળા ધોળા વાળની લટો કાનપર પથરાઇ ગયેલી હતી રગ ઉજળો ગુલાબી બન્ને આખો નાની સગડીના અગારા જેવી જણાતી હતી નાક મગમર પોપટની ચાચ જેવુ હતું જેના તો વાળુ ગે હોય એમ જણાતું હતું બન્ને હાથ લાંબા અને પાતળા આગળા સાથે વાગોળના પખાની સમાનતા જણાતી હતી તેના હાથ વારવાર કાપતા હતા પરન્તુ દુકાનની મૂલ્યવાન ચીજો ઉપાડતી વખતે તો લોઢા જેવા સખત થઇ જતા બૂઢાનો ચહેરો એવો જાદુગર જેવો હતો કે ત્રણ સૈકા પર તે જન્મ્યો હોત તો તેના મોઢા માટે જ ફક્ત લોકો તેને જાદુગર માની જીવતો સળગાવી દેત

“ આપ આજે કઇ ખરીદશો એમ લાગે છે આ એક મનાયાની છરી છે જૂઓ તો ખરા ! કેવો સુન્દર દેખાવ છે ! આ જ લઇ જાઓ આપણા સગ્રહાલયમા આ વસ્તુ ચમત્કારી ગણાશે તે નહિ તો આ બેધારી તલવાર લઇ જાઓ ! એ નોટા કારીગરે તૈયાર કરેલી છે ” દુકાનદારે વાક્ધારા છોડી

( *Quiller-Couch* ) સાહિત્યના શક્તિ અને સન્દેશ આટલા ભવ્ય હોવાથી, કોઈ જાતની અનુચિતતા, અતિશયતા, અન્દરની દૂષિતપણું અથવા નીચતા તેમા આવે તો તે સાહિત્યની સહજ પવિત્રતાને અભડાવવા બરોબર છે

## ૫. સાહિત્ય અને કલ્પના

પ્રત્યેક સમર્થ સાહિત્યનાથની સાથે એક બળવાન અને જવલન્ત કલ્પના જગતમા જન્મે છે તે મહાજ્યોતિર્મન્ત ભાસ્કરની વેધનશક્તિને લોકોક્તિએ સામાન્ય સૂર્યકિરણની શક્તિથી પણ અધિક પ્રતાપી લેખી છે તે સર્વથા યોગ્ય છે પ્રબળ અને પ્રખર કલ્પનારશ્મિના સામર્થ્યથી વસ્તુમાત્રના સ્થૂલ આવરણ પીગળે છે અને અન્તર્નિવાસી સૂક્ષ્મ અને સુકોમળ તત્વ, રત્ન સરખુ તેજસ્વી ને પુષ્પ સરખુ કોમળ, જડે છે

વેધનશક્તિને પ્રભાવે જનહૃદયના અકલિત પવિત્રતાને પિછાન્યા પછી, તથા કુદરતના આત્મમોહક અને બહુરૂપી લીલાઓનું હાર્દ જાણ્યા પછી, કલ્પના સમન્વય અને સર્જનનુ કાર્ય આરંભે છે વસ્તુના પ્રથમ દર્શન પછી આત્મા અને બુદ્ધિની જૂદીજૂદી પોષકશક્તિઓની સાહાય્યથી દૃષ્ટ વસ્તુઓના અગ ઉપાગોને પરસ્પર ઘટાવવા તથા કલાદૃષ્ટિએ તે સર્વમાથી અપૂર્વ અને મોહક મનોમૂર્તિઓ ઘડવી એ આ સર્જન ક્રિયાનુ કાર્ય છે તે સર્જન શબ્દરૂપે કાગળપર મૂર્તિમન્ત થતું જાય તેમ તેમ તેને અનુરૂપ શૈલી આપમેળે ગોઠવાતી જાય, અને તે જ સર્વોત્તમ શૈલી છે

## ૬. સાહિત્યસર્જન અને સ્વતંત્રતા.

પ્રતિભાપુરુષો સ્વાતન્ત્ર્યના જ વાતાવરણમા ખીલી શકે એ વાતાવરણની નિશ્ચિન્તતા, હૃદયમા અનન્ત ઊર્મિઓ જગાડવાની તેની અપ્રતિમ શક્તિ, તેણે સોનાની કૂંચીથી ઉઘાડેલા ગગનના જ્યોતિપ્રદેશોની સ્વર્ગીય તેજોમયતા, અને એ દિવ્ય દર્શનથી અંતરમા પ્રકટતા આહ્લાદની અપૂર્વ છોળ—આ સર્વથી સાહિત્યનાથને જે પોષણ મળે છે અને તેના ઉરમા જે રસસિંચન થાય છે, તેવા પોષણ અને સિંચન, સ્વાર્થી નિર્બંધ અને કેવળ કૃત્રિમ સામાજિક બંધનોથી છવાઈ ગએલા વાતાવરણમા અશક્ય છે આ કારણથી જ, જ્યા જ્યા પ્રતિભાનો ઉદય થયો છે ત્યા ત્યા તેના પ્રખર પ્રતાપવન્ત કિરણોએ ગતાનુગતિ બંધનોના હિમને પીગાળી નાખ્યા છે, અને પોતાને તથા બીજાને માટે સ્વાતન્ત્ર્યના સુન્દર માર્ગો સરલ અને સહજ બનાવ્યા છે

પ્રતિભાવાન પુરુષ આવી રીતે જ. [illegible] ની વિરુદ્ધ માથુ ઉઠાવે છે પરન્તુ તેનાપર કોઈ પણ તરેહનો અંકુશ રહેતો નથી એમ માનવુ ભુલભરેલુ છે કેવળ ઊર્મિઓના ઉછાળાથી જગતનુ તન્ત્ર ચાલે નહિ, અને, તેને ઘસતો અંકુશ અને યોગ્ય બંધનો જોઈએ જ એ આપણા "બેડયોર" સાહિત્યનાથ સમજે છે, પરન્તુ, જરૂરી બન્ધનોને તે પોતાની બહાર શોધતો નથી, અંતરમા શોધે છે તે નૈસર્ગિક નિયમને જ તેને સાચે રસ્તે દોરી જાય છે

---

ઠું, સરલા અને મિત્રમંડળ રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ

"જ્યાં ભયભીત દશા હોય ત્યાં સ્વતન્ત્ર ઉદ્‌ગારો કે સત્ય ઉદ્‌ગારો નથી નીકળતાં જ્યા સુધી અમુક પ્રકારનો ડાસ હોય ત્યાં સુધી કહેવાનુ કે લખવાનુ અનુભવેલું સત્ય બરાબર નીકળવાનો સભવ નથી આપણા સાહિત્યની [illegible] ભયભીત શા જોઉં છુ" (રા મો ક ગાંધી ) બ્હીકણુ અને અનિશ્ચિત ચિત્ત હોય ત્યા સાચુ સાહિત્ય-સર્જન સભવે નહિ તેવા ચિત્તવાળા માણસો સાહિત્ય પ્રદેશમા કોઇ સંગીન કે ચિરંજીવી સ્મરણ સ્થભ ચણી શકે નહિ કેમકે, તેનામા આત્મવિશ્વાસ નથી, સ્વાશ્રય નથી, અને નવી સૃષ્ટિ સ્થવામા અગત્યના ગુણુ, સાહસ, પ્રમ ભતા અને વિશિષ્ટ, સ્વાધીન વ્યક્તિત્વ, તે નથી આ ગુણો ન હોય તો બીજી શક્તિઓ નકામી જેવી જ છે, કારણ કે પાદોમ ઉઠીને પડવાનુ સામર્થ્ય ન હોય તો એ શક્તિઓનો પણ અપૂર્ણ અને સર્વાંગસુન્દર વિકાસ અશક્ય છે

ટુકમાં, સાહિત્ય એટલે સત્યમાન થતા સૌન્દર્ય રમણના રસિયા અને વિશિષ્ટ કે અપૂર્વ કલ્પનાશક્તિવાળા સ્ત્રીઓ કે પુરુષોના આત્માનો કલાત્મક વાણીરૂપે આવિર્ભાવ

---

## હજુ છે હિન્દ કયમ ઉભુ ?

લેખક—રા વિજય.

૧

વિનાશે મોટેરું પ્રભુપ્રિય મહા રોમ ગયુ,
ફ્રીસેરું સૌન્દર્ય અધ પતિત તે ! ગ્રીસ હરતુ,
ઘણાં એવા રાષ્ટ્રો વિષમ પથમાંથી ખરી ગયા,
પુણ્ય આત્મા જ્યોતિ અવિચલ ઉભુ હિન્દ અહીંયા

૨

સૌન્દર્યો હિન્દના છે, ના રેતીનાં, કિન્તુ રતીના
એથી ગાજી રહ્યા એના ગૌરવો ભવ્ય વિશ્વમા,

૩

સૌન્દર્યલક્ષ્મ સમ તાજ સદૈવ લાગે,
આશ્ચર્ય મુગ્ધ નરનેત્ર સદૈવ ઠારે,
સૌન્દર્યપૂજક દિગન્તથી આવે,
સુરેશ્વરો અમર એવા સમાધિ વન્દે

૪

નખ્ખ છે તાજનું માન્યુ, સ્નેહ સૌન્દર્ય ઉપરે
નાશ્વતુ એ હતો તાજ સ્નેહ સૌન્દર્ય જોડતુ,

૫

અન્ય ખંડોના સૌન્દર્યો ઉગીને આથમી ગયા,
વાવ્યાતા જેહમા બીજો ક્ષાર મોહ વિલાસના

૬

યૂરોપમા પૂર રૂધિરના વહ્યા,
પાપો યુગોનાં જડવાદનાં ફળ્યા,
સગ્રામમા સર્વ મહાપ્રજા મળી,
પ્રજાપ્રજાના શુભ યોગની ઘડી

૭

સયુક્ત રાજ્યો શિખવે પ્રજાને
સ્વાતંત્ર્યસિદ્ધિની મહા કલાકો,
બોધે સિટીરો વિરઐક્ય મંત્રો
માતૃભૂમિ સેવ્યની પુણ્ય મેવા

૮

ભૂલેલી સૌ સ્વસાઓને ત્રાસથી મોક્ષ અર્પવા
સૂક્તો એ બ્રહ્મશાન્તિના શિખાવે આર્યની પ્રજા

૯

ધર્મચ્યુત થનારી સૌ, પ્રજાઓ ધ્વસ્ત થાય છે,
ભૂલી નિત્ય મહા સત્ય પ્રજાઓ ભ્રમમા ભમે

૧૦

કોએ ગણ્યો ધર્મ જ જ્હેમ માન
કોએ ચૂકી પ્રાણ, પૂજ્યા જ ગાત્ર,
કોએ વિધિ પાછળ ધર્મ દાટ્યો,
ને નાસ્તિકે ધર્મ જ દભ માન્યો

૧૧

બ્રહ્મ સત્ય જગન્મિથ્યા ભાવના ભવ્ય જેહની
આત્માધિષ્ઠ ગણ્યે ધર્મ, ઉભી આર્યપ્રજા અહીં

---

વાગે 'ઝુ'માં દાખલ થયા ને સાડાચાર વાગ્યા સુધી રહ્યા, તે દરમ્યાન બપોરે નાસ્તો કરવો પડ્યો, અને જે ઉપહાર-ગૃહનો આશ્રય લીધો તે સારૂં તેમ જ સસ્તુ લાગ્યું

એક વરસમાં જોવા આવનારાની સંખ્યા બહુ મ્હોટી છે લન્ડનના અઠવાડિકની ચોપડીમાં આઠ લાખ માણસોનો આકડો ઘણો સારો લાગ્યો હતો પણ આ માસની-જાન્યુઆરીની શરૂઆતમાં જ "ટાઈમ્સ' માં એનો ટુંકો વાર્ષિક વૃત્તાન્ત આપ્યો હતો તે ઉપરથી જણાય છે કે સન ૧૯૧૮ ની સાલમાં આઠ લાખ કરતા વધારે માણસો 'ઝુ'માં ગયેલાં, પરન્તુ સન ૧૯૨૦ માં-ગયે વરસે-તો ૫૮૭ લાખ માણસો ગયા હતાં! સોસાયટીની આવકને સારો લાભ થયો છતાં મોંઘવારીને લીધે ખર્ચ પણ ગયા-આવકના પ્રમાણથી વધારે-થયું હતું ખરે આવવા પ્રેક્ષકોને આકર્ષવાની રીતિ એ મોટી જેવી તેવી વાત નથી પણ એમાં જે જે કારણો છે તેમાનાં બેતી જરા નોંધ લેવી જોઇએ, એક એ કે 'ઝુ'ની જાહેરખબર સારી અપાય છે ને રેલ્વે સ્ટેશનો ઉપર પણ તે વારંવાર નજરે પડે છે બીજું એ કે પ્રેક્ષકોને આટલા મ્હોટા બાગમાં ફરવાનો શ્રમ જેમ બને તેમ ઓછો થાય એની સંભાળ લેવાઇ છે પરિણામે આપણાં પ્રાણિઓનો સંગ્રહ બધી બાબતમાં એક નથી, મુંબાઇ વડોદરા તથા જૂનાગઢમાં આમાનાં ઘણા પ્રાણિઓ-કેટલાંક આથી વધારે સારા નમૂનાના પ્રાણીઓ મ્હેં દીઠા હતા, છતાં આપણે ત્યાંના આ પ્રાણિસંગ્રહો પ્રત્યે ચિત્ત આટલું બધું આકર્ષતા નથી, એ વાત કબુલ કરવી પડે એવી છે

આની શાસ્ત્રીયદૃષ્ટિની વ્યવસ્થા પણ સ્પષ્ટ હતી દરેક પ્રાણિનું નામ, વતન તથા સંગ્રહસ્થાનમાં આવ્યાની તારીખ, કેટલાક ભેટ મળેલાં તેઓને ભેટ આપનારનું નામ-એવી હકીકતની તખ્તી દરેક પાંજરા આગળ ખરી જ તેમ એક શિલિંગની કીમતની એક સમજૂતીની ચોપડી મળતી હતી, જેમા પ્રાણિઓના ચિત્રો તથા જાણવા જેવી હકીકત પ્રકૃતિનિરૂપણ ઇત્યાદિ આપેલું છે ઘણા પ્રાણિઓની જુદી-જુદી જાતના જુદાજુદા પ્રકારોના સંગ્રહ પણ પુષ્કળ હતા પણ લૌકિક દૃષ્ટિએ તો એથી સ્હેજ વિસ્મય થાય, વિશેષ નહિ શાસ્ત્રીય દૃષ્ટિવાળાને અભ્યાસ તથા અવલોકનને માટે ફાયદો થાય એ હેતુ છે

તા-એક ન્હાની પણ નોંધવા જેવી વાત છે-અમારા મંડળમાંની એક અંગ્રેજ બાઇ એંશી વરસ થયાં 'ઝુ'માં ગઇ ન્હોતી પણ બીજી બે બાઇઓ છેક ન્હાનપણમાં જ ગયેલી તેમણે તથા અંગ્રેજ પુરૂષે ઘણાં વર્ષો થયાં 'ઝુ' દીઠેલું ન્હોતું, અને તે દિવસે તો રસ્તાની પણ સરત ન્હોતી પણ આમાંય એવા માણસો ક્યાં ન્હોતા મળ્યા જેમણે કીર્તિ તથા તાજ પણ દેખ્યા ન હોય!

'ઝુ'માં કેટલાંક સ્થળ લોકપ્રિય લાગ્યાં તેમાનું એક તો 'સિંહગૃહ' કહેવાતા સિંહગૃહમાં બે સિંહો-બન્ને ન્હાના કદના ને એક તો ઘરડો-બે સિંહણો-બે વાઘને બે ત્રણ ચિત્તાઓ નાં હતા ઘણે વર્ષે સિંહરાજના દર્શન કરીને જરા આનન્દ તો થયો જ, પરન્તુ જૂનાગઢના જેવા સારા મ્હોટા ન્હોતા તેથી જરા નિરાશા થઇ વાઘ ને ચિત્તા સારા હતા, છતાં સિંહ

તે સિંહ-આકૃતિ જ જ ય ો ગૌરવયુક્ત. પાંજરા પ્રમાણમા ન્હાના ત ા ના ો તેમાં ‘સ’નો વખત તે વખતે મેન્ડો આપુરો જોવાને ટોળે મળેના અમે પણ હતા માન ી ગયથા સિંહની વ્યાકુળતા તથા ગર્જનાઓ, માસના ટુક ાઓને ઝનુની હરખથી ઝડપી લીધા તે, તે પછીની જુદી જુદી ક્રિયાઓ તથા મુખ ઉપરના જુદાજુદા ભાવો ારે જોતા કેટ ાક વિચારો મનમા આવી ગયા મનુષ્યોમા ય આ પશુવૃત્તિ ક્યા નથી કે એ પ્રાણિઓનો આપણે તિરસ્કાર કરીએ!

સ્હાડાત્રણ વાગ્યે દરિયાઇ સિંહો-‘*Sea Lions*’ ના નાસ્તાનો વખત હતો. આ પ્રાણિઓ દરિયામા રહે છે તે ી. પણ એમને સિંહ કેમ કહ્યા હશે તેનો ખુલાસો મળ્યો નહિ આકૃતિમા મા ્છીને મળતા, ને મ્હો તથા મૂછો જુદા ખાસ એક તળાવ કર્યું હતું, તેમાં ખ ડકો પણ હતા તેમા ચાર સમુદ્ર-સિંહો રમત ક રતા હતા એક ભૂખથી વ્યાકુળ થઇ વિચિત્ર ધ્વનિ કા ા કરતો હતો રખેવાળે આવીને ટોપલીમાંથી ન્હાની મા ્છીઓ આગી દિશામા વાગરરતી ફેંકવા માડી, અને વી ચપળતાથી તરી ડૂબકી મારી અથવા ખડક ઉપર ચઢીને માછલીને પકડી લેતા ઘણીવાર મ્હો વડે જ ઝીલી લે, અને કેટલીક વાર ઉંચા ખડક ઉપરથી કૂદી, હવામા અદ્ધર માછલી પકડી, પાણીમા ડૂબકી મારે એ આખો દેખાવ બહુ રમુજ પડે એવો હતો ઓલિમ્પિઆ સરકસમાં મેં પ્રથમવાર આ પ્રાણી ઓને દેખ્યા હતા તેઓની પાસે ઘણા કામ કરાવ્યું, વાજુ પણ વગાડાવ્યુ તે ઉપરથી તે પાળી શકાય એવા હશે એમ ધાર્યું હતું છતા આજે સિંહિટે તેઓને ખેલ દરમ્યાન પણ માછલી આપવી પડતી હતી એ જોતા એમને ભુખનો રોગ મ્હોટો હશે એમ સમજાયું અહીં એક બીજે ઠેકાણે ‘ *The Mermaid and the Sea-Lion* ” કરીને તમાસો થાય છે, તેમા-સાભળ્યું છે કે-સ્ટેજ ઉપર કાચની મ્હોટી ટાંકી પાણીથી ભરે છે, ને તેમા ડુ ા તથા તરવાની જેટલી વિવિધ ક્રિયાઓ એક સ્ત્રી કરે છે તેટલી જ એની પછી ત ત એક સમુદ્ર-સિંહ કરે છે

આકર્ષણનું બિજું કેન્દ્ર નવી જ રચનાનું હતું ઉંચા ખડકોની ઉપર રીંછના ઘેરાયેલું હતા ઉપર આભ, બે બાજુએ ભીંત બે બાજુએ કઠેરા, નીચે એક ભાગનો ખડક ને બીજા ભાગનો ઊંડાણવાળો ખડ જેમા પાણી ભરી શકાતું હશે ત્રણ ચાર જાતનાં રીંછો હતા તપ ખીરીઆ-“ બ્રાઉન”ને કાળા તો મ્હે પહેલા દેખ્યાં હતા પણ સફેદ ધ્રુવવાસી-“ પોલર” તો પહેલી જ વાર દીઠા મુખ ઉપરનો ભુસ્વાદ તથા ગાત્રનો ભાર તથા આકૃતિનું કાંઈક બેડોળપણું-એ બે દૂર રાખીએ તો આ શ્વેત જાનુવારના સતતિ, સુન્દર નહિ તો આકર્ષક તો કહેવાય જ ધીચ મ્હોટા સફેદ વાળ સરસ દેખાતા-હતા-છતા ધાર્યા હતા તેટલા બરફ જેવા ધોળા ન્હોતા વચ્ચે વચ્ચે આછો તપખીરનો પટ હોય એમ ભાસ થતો હતો પણ લોકોના તે માનીતા હતા લોકો પુષ્કળ ખાવાનુ આપતા બોરશીંગ, સફરજન, ગાજર, વગેરે ઉપરાંત ખાંડના ચકતાઓ એ ખુબ ભાવથી ખાય છે ( એ તો નવો સ્વાદ એમણે

# આરામ.

લેખક—રા. ડાહ્યાલાલ હરગોવિન્દ જાની.

અહા ! આ જગત ઉપર આરામ એ કેવી અજબ મોહિની છે ? સંસારની એ સંજીવની બુટ્ટી છે ! અનન્તતાના આરંભથી એ મહામાયા તેના પ્રેમાંકમાં સારી આલમને હિંચોળી રહી છે, અને વાત્સલ્યભાવે નિતનિત નવજીવન બક્ષી દુનિયાને તેની શ્રાન્તતા, ક્લાન્તતા તજાવી શાન્ત અને મહાન્ત બનાવે છે પરવરદિગારે પૃથ્વીમાં ગુરુત્વાકર્ષણ, પદાર્થમાં (રાસાયણિક) સુબનશક્તિ ( *Chemical affinity* ), જીવોમાં પ્રેરણા ( *Instinct* ) અને મનુષ્યમાં પ્રેમના મહાનિયમો યોજ્યા ન હોય, અને ત્યી જે સ્થિતિમાં સંભવે, તેજ સ્થિતિમાં આરામની ગેરહાજરી વિના આપણે સમજતા હોત, એ સ્હેજે કલ્પી શકાશે

પ્રવૃત્તિ એ પ્રભુનો આદેશ છે, વિકાસ એ પ્રકૃતિનો સનાતન સિદ્ધાન્ત છે જગતની કોઈ સજીવ કે નિર્જીવ વસ્તુનો કોઈ ને કાંઈ ઉપયોગ છે અને તેથી તેને આ જગતના સ્થાનકે કોઈ પણ વસ્તુ પ્રાણી કે પદાર્થ—પ્રવૃત્તિ કહો કે વિકાસક્રમ કહો—એની આડે આવે એટલે તેતો તેનું સ્થાન તજે, અસ્તિત્વ લુપ્ત થઇ રહેવું પડે છે અગર વિજ્ઞાનની પરિભાષામાં કહીએ તો રૂપાંતરમાં વિલીન થાય છે

પણ પ્રભુ સિવાય કોણ અવિરત અને અવિશ્રાન્તપણે કામ કરી શકે ? માટે જ સજીવ પ્રાણીને શિરે પ્રવૃત્તિના આદેશની સાથોસાથ નિવૃત્તિના—આરામના આશીર્વાદ ઉતર્યા છે

ભરતી અને ઓટ, ધડકતું હૃદય, ઉછળતી છાતી, ખળખળ વહેતો ઝરો પણ આરામ પામે તો કિલકિલાટ કરતાં પક્ષીઓ, પશુપતિએ સર્જેલ પશુઓ અને પ્રભુના અસલી માનવીઓ પણ શાને એ આરામનો ઉપયોગ ન કરે ?

ત્યારે આરામ એટલે શું ? કાર્યનિવૃત્તિ તે ? ના, એટલું જ નહિ કારણ ધારો કે આપણે લાંબી મજલ કરી છે, અગર સખત મજુરી કરી પરસેવે ન્હાઈ ગયા છીએ, કે ગણિતના દુર્ગમ પ્રશ્નો કે તત્ત્વજ્ઞાન કે વ્યાકરણશાસ્ત્ર શીખી માથું ફરી ગયું છે ત્યારે માત્ર તે તે કાર્ય પડતાં મૂકીએ, પોરો ખાઈએ, વિશ્રાન્તિ લઈએ કે બીજા વિનોદમાં પડીએ વળી પાછા કામે લાગીએ, તેમ તો અમુક વખત જ ખેંચાણી શકીએ પણ આખરે નિદ્રાનો આશ્રય તો લેવો જ પડે છે કારણ નિદ્રાનો આરામ એ જ સાચો આરામ છે તેનો સતત ત્યાગ અસંભવિત છે

જીવજંતુ, પશુ પક્ષી, ચુમોટ સર કોઈ પ્રેરણાનુવર્તીપણે *Instinctively* આહાર નિદ્રા, ભય અને મૈથુનનાં કાર્યો કરે જાય છે, કુદરતના કાનુન ગુપ્તપણે પાળે છે અને પોતાનું જીવન વ્યપવે જાય છે

નિરોગ આરામ કહેવાતા જંગલીઓ પ્રેરણાનુવર્તી જ હોય છે, અને તેથી જ આરામ ભોગવી શકે છે પણ કહેવાતા સુધરેલાઓ તો બુદ્ધિનો આશ્રય લે છે તે પ્રાણને કચરે છે, … કરે છે, અને આખર દુ:ખી થાય છે તેમની પ્રેરણાશક્તિ મરી ગઈ હોય છે અને તેની

૪૦ પૃષ્ઠ. ]

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૬ મું. ] જુન, ઈ. સ. ૧૯૨૨. [ અંક ૬ ઠ્ઠો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. વિષયાનુક્રમણિકા. પૃષ્ઠ

૧. ઘેલી ! એ તે ત્હને શું સૂઝ્યું ? કાવ્ય
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી. ૨૨૫
૨. ગુજરાતની રાજકીય પરિષદ્
રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી ૨૨૬
૩. રાસ કાવ્ય
રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, બી. એ. ૨૩૨
૪. ત્રણ નાટ્ય પ્રયોગો
પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ. ૨૩૩
૫. કૉલેજ છોડતાં કાવ્ય
રા. વિનોદકાન્ત, બી. એ. ૨૪૧
૬. હિન્દનું આર્થિક સ્વાતન્ત્ર્ય
રા. નભુલાલ બ્હેચરલાલ દવે ૨૪૨
૭. સહધર્મિણી
રા. માવજી દામજી શાહ ૨૪૮
૮. મહાત્મા ટૉલ્સ્ટૉયનું આત્મનિવેદન
રા. જયન્ત ૨૫૪
૯. કવિતાને ઉપાલંભ કાવ્ય
રા. વિનિત્સુ ૨૫૯

વાર્ષિક લવાજમ રૂપીઆ ૭,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચૌદ રૂ. પ્હોંચાડવાનું ખર્ચ. છુટક અંકની કિંમત દસ આના.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

# ગુજરાતની રાજકીય પરિષદ્.

( ભરૂચ )

## લેખક—રા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

ગુજરાતની પાંચમી રાજકીય પરિષદનુ અધિવેશન આ વર્ષે રા વલ્લભભાઈ પટેલના પ્રમુખપદે ગયા તા ૩૧ મી મે અને ૧ લી જુનના દિવસોએ નર્મદા નદીના પવિત્ર તટે ભરૂચમા ભરવામાં આવ્યુ હતુ પ્રતિવર્ષ આ અધિવેશન દીપોત્સવીની આસપાસમા ભરવામા આવતું હતું ગુજરાતમાં પ્રાન્તીય સભાના અધિવેશનો મારેનો એ જ એક—ઋતુની દૃષ્ટિએ જોતા ખાસ-અનુકૂળ સમય છે પરન્તુ આ વખતની પરિષદ્ બધી તરફથી અસાધારણ હતી સમય જેમ અસાધારણ પસંદ કરવામા આવ્યો હતો તેમ વ્યવહાર પ્રવૃત્તિ ને પદ્ધતિ પણ અસાધારણ હતાં

ગયા સપ્ટેમ્બર માસમા અમદાવાદની પરિષદે અસહકાર અને સ્વદેશી વિગેરેના ઠરાવો પસાર કર્યા પછી—નાગપુર કોંગ્રેસે નવુ ધ્યેય—નવુ જ લક્ષ્યબિન્દુ નવી જ કાર્યપદ્ધતિથી સાધવાનું સ્વીકાર્યા પછી—થી તે આજ નવ માસસુધીની પ્રજાપ્રવૃત્તિમાં અસહકારને જ પોષક કાર્યસમારંભ વિના બીજી પ્રવૃત્તિઓને કોઈ રીતે ધ્યાન આપવાની અગત્ય જોઇ નથી ભરૂચની પરિષદે પણ આ જ સદેશો—નાગપુરની કૉંગ્રેસનો—સ્વીકારી તેને પોષવા અને સફલ બનાવવા માટે એક મહા પ્રયાસ કર્યો છે એટલે આ દૃષ્ટિથી આ પરિષદે પ્રથમ નવુ પરિષદમાં નવી જ ભાત પાડી છે આ નવુ જ દૃષ્ટિબિન્દુ સર્વ રીતે ઉપયોગી છે અને બીજુ કશુ જ દાનને માટે ઉપયોગી નથી એ વિચારથી અમ્હે જુદા પડીએ છીએ, અને એ દૃષ્ટિથી જોતાં અને બહુ બહુ વિચાર્યા પછી પણ પરિષદનો કાર્યસમારંભ અમ્હને પ્રમાણમા નીરસ અને મોળો લાગ્યો છે.

પરિષદમા લોકજનતાનો સમુદાય આગળની પરિષદો કરતાં વધારે ન હતો સ્વદેશી ને ખાદીના વસ્ત્રોમાં જ સજ્જ એવો મ્હોટો ભાગ ખાસ ધ્યાન ખેંચે એવો એમા હાજર થયો હતો પરિષદમાં ખુરશીઓ ન હતી, પણ સૌને નીચે જમીન ઉપરના બિછાન પાથરણાઓ ઉપર બેસવાનું હતુ, આથી પરિષદને ખર્ચ કરવાની એક જબર રત મ્હોટી રકમની બચત થઈ હશે જ,—આ દશ્ય ખરે જ ઔર દેખાતુ હોવુ જોઇએ

### રા. વલ્લભભાઈનુ ભાષણ.

રા વલ્લભભાઇ પટેલ ગુજરાતના અસહકારી બન્ધુઓમાં ઘણુ ઉંચુ સ્થાન ભોગવે છે. ગુજરાતના ચારૂત્તર પ્રદેશના ખેડા જીલ્લાના એક ન્હાના ગામડામા એમની જન્મભૂમિ છે. પોતે પાટીદાર-પટેલ છે ચારૂત્તર પ્રદેશના વતનીઓ હિંમતવાન્ અને ટેકીલાઓ હોય છે અને તેમાયે 'બાપાભાયડા'ને નામે ઓળખાતી આ પાટીદાર કોમ તો સૌની આગળ જ છે રા. વલ્લભભાઈમાં આમ આ ગુણ ઘણો જ ઓતપ્રોત થઇ રહ્યો છે ગીધું અને સત્ય જે લાગ્યુ ખરૂ તે ગમે તે ભોગે નીડરતાથી સ્હામે જ મ્હોંયે કહી દેવુ—એ રા વલ્લભભાઇનો ગુણ છે.

સરસ્વતીચન્દ્ર ભાગ ૧ લો રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુમ્બાઇ.

કે બીને એનો વિચાર એમણે કર્યો હશે એ પાછળ કઇ કઇ પ્રમાણો હશે જ એ કથન અને લેખનમાં કઈ કઈ નૃત્તિઓ હશે કઈ કઇ યોજનાઓ અને કઇ કઇ મુદ્દાઓ હશે, અને એ સર્વ માટે એમની પાસે કેટલા મ્હોટા પ્રમાણો હશે–ત્યારે જ ગાંધીજી બોલતા હશે–લખતા હશે–આ વાત એક એક અસહકારી ભાઇએ સ્હમજવી જોઇએ અને એ સ્હમજ્યા પછી વિચાર આચાર અને લેખનમાં,–વક્તૃત્વમાં જો અસહકારના સિદ્ધાંતો તરવો અને આચરવો યથાસ્થિત સચવાય તો જ અસહકારને હજારગણું જોમ મળે અને હજારગણો વેગ મળે હમણાં ગાંધીજીએ આવું કડક લખ્યું છે આવું કડક એ બોલ્યા છે માટે આપણે પણ એ જ વિગે ષણો વાપરવા અને એ જ કડકતાથી હમેશા હાલતે ને ચાલતે બોલવું–એ વિચાર સર્વે દેવો જોઇએ જે ભાઇઓ આટલો સયમ ના રાખી શકે તેમણે અસહકાર મંડળમાં રહેવું નહિ જોઇએ એ ધર્મને દુષિત ના કરવો જોઇએ

કોંગ્રેસ કરવેના ધ્યેય સાધનમાં પ્રજાના અમુક પક્ષમાં મ્હોટી ગેરસમજ ઉભી થઇ છે એ મહા દુઃખની કથા છે ગાંધીજી ઉપર અને કોંગ્રેસ ઉપર એથી મ્હોટા દોષના આરોપણ થાય છે એ એથી પણ વધારે મ્હોટુ દુઃખ છે શ્રી વલ્લભભાઇએ સ્પષ્ટ રીતે એનો જવાબ આપ્યો છે અને તે યથાર્થ જ છે હિન્દુસ્તાન સામ્રાજ્યમાં રહેશે કે છુટુ પડશે એનો આધાર રાજ્યસત્તા ચલાવનારની દાનત અને વર્તણુક ઉપર છે! ગાંધીજીએ આ જ વાત ઘણા મહિનાઓ ઉપર ચોખ્ખી કરી દીધી છે ન્યાય અને પ્રેમથી સચવાતી સત્તા વધારે ચિરસ્થાયી હોય છે પણ જ્યાં નિરન્તરની કુસ્ત અન્યાય ત્રાસ જુલમ અને અવિશ્વાસ, ભય અને શંકા હોય છે ત્યાં એ સત્તા ટેકી જ ક્ષણિક રહે છે એ સર્વસાધારણ અને રોજની સ્હમજી શકાય એવી વાત છે મિસીસ બીસેન્ટ જેવા વિરોધખોર ટીકાખોરને તે પછીના ભાગમાં શ્રી વલ્લભભાઇએ સચોટ જવાબ આપ્યા છે અને શ્રી વલ્લભભાઈ ખરૂં જ કહે છે કે એવી વાતો તદ્દન ગલત છે આ ઉપરાન્ત એમણે હિંદુમુસલમાન ઐક્ય, સ્વદેશીની મુક્ત ચળવળ વિગેરે બાબતો સંબંધમાં સારી સચોટ ચર્ચા કરી છે વળી આપણે કેવા પ્રકારનુ સ્વરાજ્ય ઇચ્છીએ છીએ એ પણ શ્રી વલ્લભભાઇએ ઘણી સારી રીતે ચિતર્યું છે પણ એ અમ્હો એક ભાવના લાગે છે અને એવું તો પુરેપુરૂં સ્વરાજ્ય આ યા પછી પણ સાધી શકાશે કે કેમ તે વિષે અમ્હને ગંભીર રીતે શંકા રહે છે એક ભાવના તરીકે એ વળી સુન્દર અને શુદ્ધ વસ્તુ છે અને એવું જ થાય તો એના કરતા વધારે રળિયામણું બીજું કશું જ હોઇ શકે નહિ

'સ્વરાજ્ય એક વર્ષમાં તે મળતુ હશે?' એવા પ્રકારના ચિત્રવિચિત્ર પ્રશ્નો પુછનારને શ્રી વલ્લભભાઇ એવું તો ખરૂં જ કહે છે કે જેણે મહાસભાના ઠરાવને માન આપ્યું નથી તેને આ સવાલ પુછવાનો અધિકાર નથી આ પ્રશ્ન પુછનાર વર્ગમાં ઘણા એવા છે કે જે ગમે તો એ શું પુછે છે તેનો ખરો અર્થ પોતે જ સ્હમજી શકતા નથી હોતા ગમે તો એ પોતાની જાતને છેતરે છે ગમે તો પાખંડીપણું કરે છે ગમે તો તેમને પોતાનામાં, પોતાના જ કાર્યમાં કે પ્રજામાં તેટલી શ્રદ્ધા અને વિશ્વાસ નથી ગમે તો પરદેશી સત્તાના પાશમાં એના તે

કિંમત ( સચિત્ર ) ૨ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

મુગ્ધ થઈ ઘેરાઈ ગયેલા છે કે એ સત્તામાંથી સ્હેજ પણ નીમાપણું મેળવવામાં કંઈ ભયંકર પાપ, કે રાજદ્રોહ, કે અપકૃત્ય જ જુવે છે, કે પછી પોતે તદ્દન કાયર અને નિ:સત્ત્વ હોય છે જેમણે 'સ્વરાજ્ય એક વર્ષમાં મળશે' એવું દુંદુભિ નાદથી ગર્જાવ્યું છે ત્હેમણે એની પ્રાપ્તિ માટે શું શું માર્ગ દર્શાવ્યા છે, શું શું દિશાઓ સૂચવી છે અને ક્યા કયા વ્રત લેવાનો પવિત્ર ધર્મ આરોપ્યો છે તેનો વિચાર એ પ્રશ્નકારોનો મ્હોટો ભાગ ભાગ્યે જ કરતો જ નથી અને કરે છે તો જાણી જોઇને ખોટી રીતે પુછે છે જેને પોતાની જાતમાં, પોતાના બાન્ધવોમાં અને ત્હેમનાં કૃત્યોમાં, અને સૌથી વધારે તો પ્રભુમાં, પુરૂષાર્થમાં અડગ શ્રદ્ધા અને વિશ્વાસ છે ત્હેને આવા પ્રશ્ન ઉઠતા જ નથી અને કદાપિ બધું કર્યા પછી પણ વર્ષની મુદ્દત થોડી ઘણી વધારે તો શું પણ અસાધારણ રીતે પણ લંબાય તો શું થયું? મનુષ્ય વિચાર કરે છે અને નિરધારે છે પણ તેની સિદ્ધિ તો પ્રભુ આપે ત્યારે એનો અર્થ ક્હેવો એવો નથી કે મનુષ્યે—હિન્દની પ્રજાએ—પુરૂષાર્થ કીધા વિના બે પગ વચ્ચે નીચું માથું રાખી કાપુરૂષની માફક નિરાશ થઈ રસ્તાના મ્હોંએ બેસી રહેવું એક સાચો વિચારશીલ મનુષ્ય આ પ્રશ્ન પુછે જ નહિ, જે પુછે છે એને પોતાની જાતમાં જ શ્રદ્ધા નથી, વિશ્વાસ નથી અસહકારની આ મહા ગંભીર લોકપ્રવૃત્તિએ આટલા ટુંકા સમયમાં જે મહાન અર્થો સાધ્યા છે તેના મૂલ્ય ઘણા મ્હોટા—ત્હેના પરિણામ ઘણા વિશાળ છે દોઢસો વર્ષોના પરિશ્રમથી અમન જે સાધી નથી શક્યું તેનું ઘણું પ્રજા આ પ્રવૃત્તિથી મેળવી શકી છે વિષયાન્તર થવાના ભયે આ ચર્ચા અત્રે જ ક્હેવા દેવાની અમને જરૂર લાગે છે -

પોતાના ભાષણના છેલ્લા ભાગમાં રા વલ્લભભાઇ કહે છે કે 'ગુજરાતે રડું કર્યું છે' આ બે શબ્દો સાથે 'પણ હજી ઘણું કરવાનું છે' એટલું ઉમેર્યું હોત તો સારૂં થાત જેટલું નથી થયું તે માટે દોષ કોઇને દેવાનું પ્રયોજન નથી, પરન્તુ જેમ સરકારી ખાતાઓમાં કેટલીક સડેલી વસ્તુઓ સ્હાય છે તેમ આ ખાતાઓના પેટા ખાતાઓના કાર્યવાહકો ઉપર ઘણી જ સારી દેખરેખ રાખવાની જરૂર છે કાર્યવાહકોમાં કોઇ એવા પણ હશે કે જેમના જીવન ઘણા અશુદ્ધ હશે, જેમના વ્યવહાર જોઇએ તેટલા પ્રમાણીક નહિ હોય, જેમનાં ખાનગી આચાર વિચાર અધર્મને માર્ગ વહેતા હશે અને જાહેર તો ઢોંગ પણ હશે દેખાડવા જ માટે 'ગાંધીની ટોપી પહેરનારા' હશે ગામ હોય ત્યાં ઉકરડો હોય એ કહેણી પ્રમાણે આવું હોય તો સ્વાભાવિક છે તેટલા જ માટે અમ્હે ટુંકી સૂચના કરીએ છીએ

આમ એકંદરે રા વલ્લભભાઇનું ભાષણ તદ્દન મુદ્દાસર સચોટ, સ્પષ્ટ અને વિચારશીલ હોઇ રહેલી પણ ઘણી શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાયું હતું, અને જો કે એમના બધા વિચારો સાથે બધી રીતે અમ્હે એકમત થઇ શકીએ એમ નથી, તો એમની ચર્ચાઓમાં અમને વિશાળ ન્યાયબુદ્ધિ લાગી નથી, છતાં પણ જે, જે રીતે કહેવાયું છે, તે માટે અમ્હે એમને અભિનન્દન આપીશું

---

સ્નેહમુદ્રા ૧-૦-૦ એ। એમ ત્રિપાઠી એ. કંપની, મુંબાઇ

ગુજરાત જે કરે છે તે તરફ સમસ્ત દેશનું એ ધ્યાન ખેંચી રહી છે અને ગાંધીજી કહે છે તે પ્રમાણે સ્વરાજ્યની પ્રાપ્તિનો આધાર ગુજરાત કેટલું કરશે તે ઉપર છે. ગુજરાતને ઝડપેલું બીડું એટલું તો સાહસિક છે કે કેવળ વાતો કર્યાથી કશું જ થઇ શકે એમ નથી. અસહકારના કોઇ કોઇ સિદ્ધાન્તો વિરુદ્ધ હોવા છતાં પણ એ સાથે એવા વણાયે, જુદા જુદા પ્રબંધો રચાયા છે કે ઘણા જનો એનો સ્વીકાર—જો સાચો અને શુદ્ધ દેશપ્રેમ આપણો રહેમ જતા હોઇએ તો રમતમાં કરી શકે. જ્યાં ઇશ્વર, શ્રદ્ધા અને જાતિમાં વિશ્વાસ છે, ત્યાં કશું જ બાધક નીવડતું નથી. આત્મગૌરવ અને સ્વમાનના યોગ્ય પરિપાલન માટે કોણે શું ના કરવું જોઇએ ? ભીરુતા અને આચારવિચારની વર્ણસંકરતા કોઇ પણ મનુષ્યને જીવવા માટે લાયક ગણતા નથી. પરિષદ્ સાથેનું પ્રદર્શન વધારે સૂક્ષ્મતાથી ભરવાની જરૂર હતી. પ્રદર્શન પ્રજાને અભિમાન કરાવે એવું સુન્દર હોવું જોઇએ. ગુજરાતે લોકજાગૃતિ એટલી તો ઉત્તેજિત કરી છે અને સુષુપ્તિ અવસ્થા એટલી બધી તો હચમચાવી મુકી છે કે એ માટે આપણે ખરે જ ગર્વ કરી શકીએ, પણ આપણે હજી ઘણું કરવાનું છે અને આપણું ક્ષેત્ર હજી ઘણું અણખેડાયલું છે. એ તરફ આંખમીંચામણા કરવામાં આપણે આત્મદ્રોહી બનીશું. અસહકાર એ આત્મશુદ્ધિનું ઘણું જ મ્હોટું શસ્ત્ર છે અને આત્મશુદ્ધિ ઇચ્છનાર કોણ નથી ? ગુજરાતની પરિષદે આમ જયરંગ રાખ્યો છે. ભરૂચની પ્રજાએ કહ્યું પેલો સ્વરાજ્યધ્વજ કાલે હિન્દનો જ સ્વરાજ્યધ્વજ બનશે અને ગુજરાત આ ધર્મયુદ્ધમાં મોખરે જ રહેશે. ગાંધીજીની પ્રવૃત્તિઓ દેશને કેવળ જ નુકશાનકારક છે, તે દેશને ભયંકર વિનાશક નીવડશે એવી એવી મૂર્ખ અને બાળકની ચર્ચાઓ અને આક્ષેપો કરનાર નર ! ત્હારા પડળો તું ક્યારે ઉતારશે ? ગાંધીજીની પ્રવૃત્તિઓમાં તું જે ભય, અણવિશ્વાસ ને કલેશ જોઇ રહ્યો છું તે ઘડીભર આંખ મીંચી ભૂલી જા અને જેમાં ત્હને હમણાં વિશુદ્ધિ, વિશ્વાસ, શ્રદ્ધા અને દેશના ઉદ્ધારક ઉંડા સંસ્કારો દેખાય છે તેનો ઉંડો વિચાર કર. ગભરાયા વિના, ત્હારા ગુલામી હૃદયને એમાંથી મુક્ત કરીને, ભય અને ત્રાસને ચાંપીને દૂર નાખી દઇને શુદ્ધ મરદાનીથી વિચાર કર. પુરૂષાર્થમાં તું માનનાર હો તો પુરૂષાર્થની ત્હારૂં આત્મબળ ખીલવ અને દેશના આ મહાન તપસ્વી અને વગીર દેશનાયકના ચારિત્ર્યને તપાસ ને પછી પ્રભુની સુન્દર અને દિવ્યમૂર્તિને ત્હારા નેત્ર આગળ ખડી કરી કહે કે ગાંધીજી આ દેશના દુશ્મન છે કે દેશના તારક છે ? રમત રમીશ નહિં, પણ પ્રમાણિકપણે સાચા દિલથી જોજે જય ગ ગુજરાતે કર્યો છે બાકી ઉણપો તો ક્યાં અને કેમાં નથી હોતી ?

वन्दे मातरम् ।

---

આવી છે પણ કીઆરાને યાદ ન આવ્યુ મેઢાને કહ્યુ સભારી કા', ત્હને યાદ આવશે તો જ એનામા નવ। આનને પિતૃલોકમા માબાપથી માડીને જાતજાતના સઘળા પિતૃઓ હતા સાના પેરા, પહેની, વગેરે જુદા જુદા જગલી દેખાતા સૌથી વૃદ્ધ આદિપિતાએ કહ્યુ કે "અમે ત્હારે માટ પસદ કરીનુ અને અમે ખરી પસદગી કરીશુ તે તુ માનશે તો સુખી થશે નહિ તો તુ ને અમે સૌ દુખી થઇશુ" છએ બાળાઓને જોઇ, સારી છે એમ કહ્યુ, પણ 'પેરી' નથી, "તે કયા છે?" એમ પૂછ્યુ આખરે ગુપ્ત આકૃતિને ખોળી કાઢી, સાતમીને બોલાવી, એ કોણ કે પૂછતા કીઆરાને કાઇ યાદ આવ્યુ નહિ વડવાઓએ કહ્યુ એ જ ત્હારી વર છે, એ જ ત્હારે માટે સન્તોષકી છે, પણ ત્હને યાદ આવે તો જ કામ આવે યાદ ન આવ્યુ પેરી બેભાન થઇ પડી આખરે પિતૃઓએ કહ્યુ અમારૂ કાઇ ચાલતુ નથી વધારે ખાત્રી તો સતતિ જ કરી શકશે માટે સતતિના લોકમા જાઓ તેઓ ચોક્કસ જાણશે એ પ્રદેશ નાગઓનો રમ્ય બના યો હતો આ મડળ ગયુ એટલે ન્હાની બાલિકાઓ "મ્હોટા દાદા, મ્હોટા દાદા" કહી કીઆરાને વળગી પડી કીઆરાની પ્રપૌત્રીઓ! તેથી ન્હાની પૌત્રીઓ આવી તેઓ "દાદા"ની વાતને ખોળવા મડ્યા, પણ હાથી છેવટે એના સાત બાળકોમાના ૬ આવ્યા, તેઓએ કહ્યુ કે અમારામા સાતમુ જે છે–"*The smallest of them all*"—જે કીઆરાનુ પ્રથમ બાળક થવાનુ–તે રમવા ગયુ છે, તે આવશે એટલે જરૂર "મા"ને પરણી લાવશે તેઓએ પેલી છ બાળાઓને તો રદ કરી પણ સાતમીને વિષે ખાત્રીથી કહી શકયા નહિ પછી સૌએ સાતમા બાળકને ખોળવા ગયા, સાતમી બાળા એકલી અન્તમા ઉભી રહી હતી ત્યા તે ન્હાનુ બાળ–બાલિકા આવી તે તરત પોતાની માને ઓળખી કાઢે છે એના પ્રેમથી ને એના સ્મરણથી પેરી બાળા જાગૃત થાય છે–બન્નેનુ તે વખતે જે પ્રેમના આવેશભર્યું મિલન થાય છે–પુત્રી તથા ખુશના સુખવાળી સુન્દર માતાનુ–તો આખા નાટકમાનો ખરેખરો અદ્ભુત પ્રસગ હતો એટલામા બીજા સૌ છોકરા આવીને એને ભેગી પડે છે કીઆરાને તે "*The smallest of them all*" બોલાવવા જાય છે પણ એની સ્મૃતિ હજી જડ છે સુન્દર છે, છયે કરતા વધારે મધુર છે, એ સૌ કબુલ કરે છે પણ યાદ આવતી નથી એની ચોખ્ખી નાની સાથે જ સૌ સતતિ એનો તિરસ્કાર કરીને પોતાની માતાને લઇ જાય છે ક્ષણમા પ્રેમ ને હર્ષની મસ્તીમાથી કરુણા ઉત્પન્ન થાય છે. છેવટે–આ બધુ એક રાત્રિમાં બન્યુ પછી–બીજી સ્હવારે કીઆરાની સાના મિત્રો આવે છે, તેઓની છોકરીને જોતા જ કીઆરો–ઘણા વરસ પહેલા મળેલો તે તથા સતતિલોકમા સાતમી, ખરી વધુ તરીકે સતાનોએ પસદ કરી તે–તરીકે ઓળખે છે–ને બન્ને પ્રણયથી બધાય છે

આમ, ટુકામા વિચિત્ર જણાતુ, નાટક મ્હને તો બહુ અર્થગભીર લાગ્યુ લગ્નમા પ્રેમની ભાવના, પ્રેમમા સનાતનતાની ભાવના, અને એ સવમા મનુષ્યજાતિના ભૂત–વર્તમાન–ભવિષ્યત્ જીવોના ઐકયની ભાવના, બહુ સુન્દર રીતે ગુથેલી હતી નાયિકા જો કે છેના એ જ

સીનમાં પ્રકટ થાય છે, અને એના સૌન્દર્યના તથા અભિનયના ભુખ્યા શ્રોતાવર્ગને તે વાત મહૂ રસમી લાગે છે, તો પણ "ત્તગૃતિ"ના સીનમા તેહ વાજે ૩-એવુ સરમ-કુદરતી આવેશ, *csitic)* વગેરેનુ દ્યાન તે કરાવે છે

એ સિવાય નૃત્ય પુ ષ્પ, ગીત ને સગીત મા, પ્રભો-જુના જુદા રમના-ની મ ર્થ તીનગીમા નવા મોહક તત્ત્વોનો પ્રવેશ એ બધાની અમગ ભાષાતુલ્યા શબ્દોમાં કહેવાય, પણ વર્ણન તો અશક્ય છે ( અમદાવાદની પરિષદ્મા નરસિંહરાવભાઇના ' અશક્ય ' જેવુ નહિ પણ સાચે સાચુ )

મેટ લિંકનો એક "*Blue Bird*" નામના નાટકનો આ બીજો ભાગ છે પહેલો ભાગ ખુગીની વાચીશ પણ તે વિના ય પુ ષ્પ સ પડ્યો

2 ' Varieties Show

"*Betrothal*" એ ગર્નાર નાટક હતું 'ગેઇટી થિએટર' એને માટે સારુ હતુ પણ '*Varieties*" જોવા ગયા તે *Palladium* થિએટર ઝળવર હતુ બેસવાની સગવડ વધારે સારી હતી, અને ભીંડ પણ ખૂબ હતી કેટલાએ તો ખોકોની પછવાડે આખો વખત ઉભા જ રહ્યા હતા "*Varieties*" એટલે જુદી જુદી જાતના તમાસાઓ સાથી પહેલાં ખન કરતા ડાકોઆઓનુ મ ળ આવ્યુ તેઓનો રગ, પ્રકારના રગ ને ખેલ કરાવનારી સ્ત્રીના ઝગમતા પોસાકના રગ-સર્વની એકત્ર થતી અસર આખને નવીનતાથી ભરી દેતી હતી પણ એવી વધારે પ્રબળ ને વધારે આનન્દકા ... અસરથી અમારી આખ મોહિત થાય એવા દ્રશ્યો-પ્રકાશ ને ચિત્રકામ ને જુદા જુદા રગોથી એકમાથી અને જેવા ભાસના દ્રશ્ય પડદાથી જોવા મળતાંઆના ખેલોની પછી એક નટન કરનારો ખેલાડી આવ્યો ઓટોહાવ્રા જેટના વખતમા એણે ખોળીની તથા ચાવની ટેવની આબેહૂબ નકલો કરી-કેટલી ટોપીઓ બદલી, કેટલા જુદા જુદા ચ્હેરા બતાવ્યા નાચ કર્યા, લન્ડનની ફેશનેબલ સ્ત્રીઓ ટાઇપરાઇટ કેમ કરે છે, ને કેમ ચાલે છે,-એમના ત ફ કોઠ જોતુ હોય ત્યારે ને ન જોતુ હોય ત્યારે કેમ ચાલે છે-રસ્તા ઉપરની દુકાનોના કાચમા જોઇને સુનકપુરતી પોતાની ટોર્ડ કે વાળના લટીઆને કેમ ઠીકઠાક કરે છે વગેરે પુ ષ્પ નકલો, સપાટામાં પણ આમેહુબ, કરીને અમને ખૂબ હસાવી ગયા "માર્યા" ..., કારણ કે લન્ડનના થિયેટરમા જોનારી મડળીમા સ્ત્રીઓના હસવાનો ધ્વનિ-અનજાતનો પણ સ્ત્રીતનભર્યો-ઘડીએ ને પળકે ફરી વળે છે ને એ સાંભળવો ને સાભળીને ફરીથી હસવુ-એ મ્હારો ને મ મુખભાઇનો એક પ્રિય વિનોદ થઈ પડ્યો છે પછી એક બાળાએ નૃત્યની સાથે ત્રણેક ગાયનો ગાયા પૂરેપૂરા અર્થનુ મહત્વ થઇ શક્યુ નહિ, પણ મ્હને એનો અવાજ કોમળ મીઠો કૃત્રિમતાવિનાનો લાગ્યો, અને સગીત તથા નૃત્ય એવા તાનબદ્ધ ના તાં ક આનન્દ થયો મ્હને એટલે સુધી થયુ કે આવુ હિંદમા જોયુ હોત તો પાશ્ચાત્ય સગીત માટે મ્હને ઘણો વધારે સારો મત થયો હોત કેમ કે મ્હારા મનનુ વલન કા ઉતાવળે બાંધેલા અભિપ્રાયથી વિરુદ્ધમા દોરાયુ ન હતુ, અને સાચુ

પાશ્ચાત્ય સંગીત સાંભળીને તથા અને તે સમજવા યત્ન કરીને પછી કેવું લાગે છે તે જોવું એમ જ ઇચ્છા હતી

આમ તુન ૧૧–૧૨ દૃશ્યો હતાં બધાંને સંભારવામાં શ્રમ થાય તેમ લખવામાં અતિ સમય જાય તેથી સૌથી વધારે અસરકારકની જ વાત કરીશ અને તે વિ સ્ટનના "*Water-lions and diving nymphs*" સમુદ્ર-સિંહો અને સમુદ્રકન્યા ( જો એ નામ આપું તો ) એમનું કામ સૌથી વધારે આકર્ષક હતું સ્ટેજ ઉપર મ્હોટી કાચની ટાંકી પાણીથી ભરેલી તેમાં, એ બાળાઓ તરવાના પોશાકમાં સજ્જ થયેલી સુન્દરીઓ, ઉપરથી કૂદીને જુદી જુદી રીતે તરે, જુદી જુદી રીતે ભૂસકા મારે, જુદી જુદી ક્રીડા ને ખેલ-કસરતી ખેલ કરે, ને બરોબર તે જ પ્રમાણે એની પાળી જાઇને સમુદ્રસિંહ કરે ખરે, ઘડીમાં એમ લાગતું કે તે યુવતીઓ અત્યન્ત *grace* પ્રકટ કરે છે, તો બીજી ઘડીએ સિંહનું કામ પણ એવું જ *graceful* લાગતું, ને "ટાઇમ્સ"ના અવલોકનકારે પહેલાં લખ્યું હતું તેમ કોણ વધારે *graceful* છે તે આ સુન્દરે હરિફાઇમાં નક્કી કરવું મુશ્કેલ હતું ખરેખર, આ ખેલ અત્યન્ત નવીન ને મોહક હતો બીજો ખેલ એક માણુસે ડીકન્સમાંથી ત્રણ પાઠ ભજવ્યા તે હતો બે ડેવિડ કૉપરફિલ્ડમાંથી, અને ત્રીજો કજુસનો બીજા એક નવલકથામાંથી પણ કજુસના પાઠ તો હજી કરી સ્ટેજ ઉપર જ તે બે ત્રણ મિનિટમાં ટાપટીપ કરી વેશ તથા દેખાવ બદલી નાખતો કજુસની નકલમાં તો એણે એટલા બધા હસાવ્યા—તેમાં ય મ્હારી પાછળની એક અંગ્રેજ યુવતીનાથી રહેવાય નહિ હસવાની આડકી જ આવી હોય તેમ એટલે જોરથી હસી પડાય, એનો મોસની ઘણું લાવે, પેલી મ્હો લાલી દે, પણ ભાઇ હસવું તે કાંઇ રોકાય ? અને તે પણ આ પ્રજા જે પોતાના ભાવો પ્રકટ કરવામાં આપણા જેટલા સામાજિક કાયદાથી તદ્દન અપરિચિત છે—જે આવા આવા કુદરતી ભાવો છચોક જાહેર કરે છે તેનાથી શે થાય ? અમને તો આગળ જોઇને સ્ટેજના બનાવથી હસવું આવે અને પાછળ એ બાનુની દશા જોઇ તથા સાંભળી બેવડું હસવું આવે અને એ બિચારી અભાગી આમ જોતી જાય—બધાના રહામું જુએ ને 'હસી પડાય' જ તે કેટલે સુધી—આખા બે પાઠ સુધી તો આમ જ પણ જ્યારે ખેલ પૂરો થયે લોકો જવા લાગ્યા ત્યારે ફરીથી એક વાર ખૂબ ખડખડાટ હસી એણે બધું ખાલી કર્યું ત્યારે જ એ કાંઇક સ્વસ્થ થઇ શકી હસવાનું સાંભળવાની મઝા લન્ડનમાં કાંઇ ઓર જ છે —ફકત એક જ વિચાર, આપણી સ્ત્રીઓનું કુદરતી છૂટું હાસ્ય કેટલું કમાઇ ગયું છે—બીજી ઘણી કુદરતી શક્તિઓની પેઠે—એ એક વિચાર કન્ત આ હાસ્યધ્વનિના આનન્દહાસ્યમાં કરુણતાની ઊર્મિ મેળવી દે છે

એક સારો *Ventriloquism* નો પ્રયોગ દીઠો ડીટેકટીવની વાતોમાં વાંચી એ શીખવાનો એક કાળે મોહ લાગ્યો હતો આમાં પહેલી વાર દીઠો એટલે આનન્દ ને સફળ હતો કે છેલ્લી ઘડી સુધી એમ જ શંકા થઇ હતી કે બીજો અવાજ ખેલાડીના હાથમાં રહેલા પુતળાના મુખમાંથી જ આવે છે પુતળાની મુખાકૃતિમાં લાગણીના અવાજને અનુરૂપ ફેરફારો થતા હતા તેથી ભ્રાન્તિ થતી હતી

એક બાળા પુરુષવેશમા નટ તરીકે જાણીતી છે તેણે જુદા જુદા પુરુષવેશમા—જુદી જુદી સુન્દર સીનેરીમા મધુર ગીત ગાયા

એકંદરે આ *Varieties* મા ભિન્ન રુચિને પોષક તત્ત્વો ઘણા હતા, પણ એકાદ બે સાધારણ હતા તે બાદ કરીએ તો બાકીના બધા ખેલો મ્હને બહુ ગમ્યા વિનોદ, કળા, નવીનતા, અભિનય, સગીત, નર્તન, નૃત્ય ટેટીવ વગુઓ—એકંદરે બહુ સારી ને કોઇક શ્રેષ્ઠ ભૂમિકાની હતી

૩. અલાદીન.

ત્રીજો અલાદીન ને જાદુઈ દીવાનો પ્રયોગ હતો એને *Pantomime* કહે છે અંગ્રેજી ડિક્શનરીમા એ શબ્દનો અર્થ એવો લીખેલો કે એમા બોલ્યા વિના કેવળ અભિનય જ હોય—સીનેમાની પેઠે એ અર્થ સાચો હોય તો હવે બહુ જૂનો થઈ ગયો છે હવે *Pantomimes* નાટકો જેવા જ હોય છે, રુપ કલ્પના પરી ને રાક્ષસો વગેરેની હોય છે, ખાસ બાળકોને ઉદ્દેશીને ને નાતાલના અવસરમા ભજવાય છે પણ એની સુન્દરતા "મ્હોટાં થયેલાં બાળકો"ને પણ આકર્ષી લાવે છે અને *Pantomime* નુ આ સ્વરૂપ લક્ષ્યમા રાખીએ એટલે એનની અંદર પુરાણી ચીજો ને અર્વાચીન અંગ્રેજી ગીત-બાત પહેરવેશ *allusions*, સામગ્રી વગેરેનુ મિશ્રણ સમજી શકાય એવુ થાય છે મૂળ અરેબિઅન નાઇટ્સની આ સિટ કથાના મુખ્ય તત્ત્વો અને તેના પ્રસંગ પાર્થિવ રૂપમાં રાખીને પછી વીસમી સદીની જરૂરીઆત પ્રમાણે એવુ રૂપાન્તર કરેલુ છે કે આખુ નાટક નથી ઐતિહાસિક કે નથી અર્વાચીન સમાજનો પ્રસંગ કરતુ પરતુ એ મિશ્રણ એવી ખૂબીથી, એવી કળાથી, એવી કુશળતાથી કરવામા આવ્યુ છે, કે એમા આનન્દક તત્ત્વો પદે પદે, ક્ષણે ક્ષણે, એટલા બધા છે કે આપણા માનુષભાવને તે બહુ "અપીલ" કરે છે, ને કદિક અદ્ભુત નૃત્ય ને સગીતના નયમા, તો કદિક અસાધારણ ચિત્રપ્રકાર પરિવેશ વગેરેની સીનરીના મોહ દર્શનમાં, કદિક પેટ દુખાવે એવા ઉપરાઉપરી આવતા હાસ્ય પ્રસંગોમા, તો કદિ *acrobatic* તથા *engineering* ચાતુર્યના નમૂનામા,—એકંદરે આ અને આવા આવા વિવિધ દર્શનોથી થયેલ આનન્દ-રસના ઘુટડામા, બીજી ઝીણી અસંબદ્ધતા ખચતી ન્હોતી સમભાવથી દર્શન કરનારને તે અસંબદ્ધતા ખામી કે બન્ને ગુણ જ લાગે

અલાદીનનુ પાત્ર એક સોળપદર વર્ષની બાળા, અનુપમ *grace* થી, નિર્દોષ બાળ-ઉલ્લાસથી, આવેશથી, મીઠી વાણીથી, ને ઉત્કૃષ્ટ અભિનયથી ભજવતી બાળા જ હતી એની વિધવા મા, વઝીર, ને વઝીર-પુત્ર એ ત્રણે હાસ્ય-પાત્રો હતા ને ખરેખરી ગમત એમણે કરાવી મા ધોબણ હતી, ને એના ઘરમા શાહઝાદી ગુપ્ત રૂપાન્તર આવીને પોતાના પ્રેમના જેવા સ્વપ્નનુ ગીત ગાય છે તે નખને પાય ધોવાની કુંડીઓ (ટબ)માથી સાબુના પરપોટાઓ —*Soap-bubbles*—સ્વયમેવ નીકળીને ઉપર ચઢે છે એ ગીત જેટલુ સમજાયુ તેટલુ મધુ ભાવુક લાગ્યુ અલાદીનનુ એક ગીત "*Voices from a-far*" એથી ય સરસ

પાશ્ચાત્ય સંગીત સાંભળવા તથા બને તો સમજવા યત્ન કરીને પછી કેવું લાગે છે તે જોવું એમ જ ઇચ્છા હતી

આમ ત ૧૧-૧૨ દશ્યો હતાં બધાંને સંભારવામાં શ્રમ થાય તેમ લખવામાં અતિ સમય જાય તેથી સૌથી વધારે અસરકારકની જ વાત કરીશ અને તે વિન્સ્ટનના "*Water-lions and diving nymphs*" સમુદ્ર-સિંહો અને સમુદ્ર-કન્યા ( જો એ નામ આપું તો ) એમનું કામ સૌથી વધારે આકર્ષક હતું સ્ટેજ ઉપર મ્હોટી કાચની ટાંકી-પાણીથી ભરેલી તેમાં, બે બાળાઓ તરવાના પોશાકમાં સજ્જ થએલી સુન્દરીઓ, ઉપરથી કૂદીને જુદી જુદી રીતે તરે, જુદી જુદી રીતે ભુસકા મારે, જુદી જુદી ક્રીડા ને ખેલ-કસરતી ખેલ કરે, ને બરોબર તે જ પ્રમાણે એની પાછળ જઇને સમુદ્ર-સિંહ કરે ખરે, ઘડીમાં એમ લાગતું કે તે યુવતીઓ અત્યન્ત *grace* પ્રકટ કરે છે, તો બીજી ઘડીએ સિંહનું કામ પણ એવું જ *graceful* લાગતું ને 'ટાઇમ્સ'ના અવલોકનકારે પહેલા લખ્યું હતું તેમ કોણ વધારે *graceful* છે તે આ સુન્દર હરિફાઇમાં નક્કી કરવું મુશ્કેલ હતું ખરેખર, આ ખેલ અત્યન્ત નવીન ને મોહક હતો બીજો ખેલ એક માણસે ડીકન્સમાંથી ત્રણ પાત્ર ભજવ્યા તે હતો બે ડેવિડ કોપરફિલ્ડમાંથી, અને ત્રીજો કંજુસનો ગીલ્બર્ટ એન્ડ સનના નાટકમાંથી પણ કંજુસના પાઠ તો હું ફરી સ્ટેજ ઉપર જ તે બે ત્રણ મિનિટમાં ટાપટીપ કરી વેશ તથા દેખાવ બદલી નાખતો કંજુસની નકલમાં તો એણે એટલા બધા હસાવ્યા—તેમાં ય મ્હારી પાછળની એક અંગ્રેજ યુવતીનાથી રહેવાય નહિ હસવાની આકડી જ આવી હોય તેમ એટલે મ્હોટેથી હસી પડાય, એનો મોટી ઘણું ડરાવે, પેલી મ્હો દાબી દે, પણ ભાઇ હસવું તે કાંઇ રોકાય? અને તે પણ આ પ્રજા જે પોતાના ભાવો પ્રકટ કરવામાં આપણા જેવા સામાજીક ડાઘથી તદ્દન અપરિચિત છે—જે આવા આવા ઉદ્ગતી ભાવો છુટોક જાહેર કરે છે તેનાથી રોકાય? અમને તો આગળ જોઇને સ્ટેજના બનાવથી હસવું આવે અને પાછળ એ બાઇની દશા જોઇ તથા સાંભળી બેવડું હસવું આવે અને એ બિચારી અમારી સામું જોતી જાય—બધાના રહાનુ જુએ ને 'હસી પડાય' જ તે કંઇને સુધી—આખા એ પાઠ સુધી તો ચાલ્યું જ પણ જ્યારે ખેલ પૂરો થયે લોકો જવા લાગ્યા ત્યારે ફરીથી એ વગર ખૂબ ખડખડાટ હસી એણે બધું ખાલી કર્યું ત્યારે જ એ કાંઇક સ્વસ્થ થઇ હશે હસવાનું સાંભળવાની મઝા લન્ડનમાં ત્રીજી એર જ છે—ફકત એક જ વિચાર, આપણી સ્ત્રીઓનું કુદરતી છુટનું હાસ્ય કેટલું દબાઇ ગયું છે—બીજી ઘણી કુદરતી શક્તિઓની પેરે—એ એક વિચાર તરત આ હાસ્યધ્વનિના આનન્દહાસ્યમાં કરુણતાની ઊર્મિ મેળવી દે છે

એક સાચો *Ventriloquism* નો પ્રયોગ દીઠો ડીટેક્ટીવની વાર્તાઓમાં વાંચી એ શીખવાનો એક વખતે મોહ લાગ્યો હતો આમાં પહેલી વાર દીઠો એટલો આબેહુબ ને સફળ હતો કે છેલ્લી ઘડી સુધી એમ જ શંકા થઇ હતી બીજો અવાજ બોલનારના હાથમાં રહેલા પુતળાના મુખમાંથી જ આવે છે પુતળાની મુખાકૃતિમાં વાતચિતના અવાજને અનુરૂપ ફેરફારો થતા હતા તેથી ભ્રાન્તિ થતી હતી

# હિંદનું આર્થિક સ્વાતંત્ર્ય.

લેખક—મા. શંભુલાલ બહેચરલાલ દવે.

બ્રિટિશ સામ્રાજ્યના અનેક મહા પ્રશ્નોમાં હિન્દના આર્થિક સ્વાતંત્ર્યનો પ્રશ્ન (*Fiscal autonomy*) અત્યારે મુખ્ય ચર્ચાનો વિષય થઇ પડ્યો છે તેની આ લેખમાં ટુંક વિવેચન કરી માહિતી આપવાનો આશય છે. આ પ્રશ્નને નિરંકુશ સરકારની રાજનીતિ સાથે કેટલેક અંશે સંબંધ નથી છે તો પણ આપણે એ બેને જુદાં પાડીને ચર્ચા કરી શકીશું. હિન્દના રાજકીય ઇતિહાસમાં નવો જમાનો શરૂ થયાનું નવું પ્રકરણ અમે દાખલ કરવાનો પ્રયત્ન કરેલો તેના બે વર્ષ ઉપર થવા આવ્યાં છે. આ સાલની શરૂઆતમાં નવા ધોરણ ઉપર હિન્દમાં પ્રાંતિક ધારાસભાઓ તથા દેશની ધારાસભાઓ કામ કરવા લાગી છે. એટલે નવા રાજકીય સુધારામાં પ્રજાની અથવા તેના પ્રતિનિધિઓની સત્તા કેટલી રાખવામાં આવી છે એ પ્રશ્ન સહેજે ઉપસ્થિત થયો છે. રાજકીય સુધારા માટેનો કાયદો બ્રિટિશ પાર્લામેન્ટે ઘડ્યો ત્યારે સવાલ ઉપસ્થિત થયો હતો કે આ સવાલ વિષે માહિતી સ્પષ્ટીકરણ એ કાયદામાં કરવું. પણ બ્રિટિશ પ્રધાન મંડળે તેની વિરૂદ્ધમાં સલાહ આપી, કારણ કે તેઓને જણાયું કે હિન્દને આર્થિક સ્વાતંત્ર્ય અપાય છે એમ જ કાયદામાં સ્પષ્ટ કરવામાં આવે તો કોઈવાર એ સ્વાતંત્ર્યની વિરૂદ્ધમાં જરૂર લાગતાં પગલાં લેવાની સત્તા બ્રિટિશ પાર્લામેન્ટની તથા નામદાર બ્રિટિશ શહેનશાહની પણ રહે નહિ. આ દલીલ જુદી વખતે સાંભળનાર કોઇ એમ દલીલ કરે કે હિન્દને આર્થિક સ્વાતંત્ર્ય આપવાની બ્રિટિશ પ્રધાન મંડળની કે બ્રિટિશ પાર્લામેન્ટની અનિચ્છા રાખવાનો આ એક યોગ છે. તો તેના જવાબમાં બ્રિટિશ પ્રધાન મંડળ તરફથી હિન્દી પ્રધાન મી. મોન્ટેગ્યુએ તથા બ્રિટિશ પ્રધાન મંડળના બીજા એક સભાસદ લોર્ડ કર્ઝને જાહેર કર્યું કે કાયદામાં સ્પષ્ટ કરવામાં આવેલું ન હોવા છતાં અત્યારથી અમે હિન્દને આર્થિક સ્વાતંત્ર્ય આપીએ છીએ. હિન્દી પ્રધાન મી. મોન્ટેગ્યુએ એટલું જ નહિ કેટલીક સત્તા પોતાના હાથમાં રાખી છે અને તેના સ્વરૂપનો નિર્દેશ એવી રીતે કર્યો છે કે જો હિન્દી ધારાસભાઓ અને હિન્દી સરકાર એક મત થઇને આર્થિક સ્વાતંત્ર્યનો લાભ લેતી હશે, તો સામ્રાજ્યના જુદા જુદા અંગો વચ્ચેનો સારો સંબંધ જાળવી રાખવા ખાતર અથવા પરદેશનાં રાજ્યો સાથેના સંબંધો અંગે જરૂર નહિ પડે ત્યાં સુધી બ્રિટિશ પ્રધાનમંડળ હિંદના આર્થિક સ્વાતંત્ર્યના ભોગવટાની આડે આવશે નહિ. આ વચનનું પાલન હિંદી પ્રધાન મિ. મોન્ટેગ્યુએ આગના થોડા વખતમાં પ્રસંગ ઉપસ્થિત થયેથી કરી બતાવ્યું છે. ચાલુ વર્ષના હિંદી ગેઝેટમાં કાપડની આયાત ઉપર જકાત વધારવામાં આવી તેની સામે ઇંગ્લંડના મેન્ચેસ્ટર તથા લેંકેશાયરના કારખાનાવાળાઓ તથા વેપારીઓએ ચળવળ ચલાવેલી. તેઓની નેમ એવી હતી કે હિંદી પ્રધાનની સત્તાનો ઉપયોગ કરાવી એ જકાત ઘટાડાવવી. પણ એમ કરવા જતાં હિંદને આપવામાં આવેલા આર્થિક સ્વાતંત્ર્યનો આટલા થોડા વખતમાં જ ભંગ થાય એમ

હોવાથી એ મુત્સદ્દી સ્વીકારવાની હિંદી પ્રધાને ચોખ્ખી ના પાડી છે આટલી અતિહાસિક વિગત ઉપર ધ્યાન આપ્યા છતાં હિંદી પ્રજાને ભય છે કે વખત આવતાં એ રાજનીતિ ફેરવી નાખતા બ્રિટિશ પ્રધાનમંડળ તથા બ્રિટિશ પાર્લામેન્ટ વાર નહિ લગાડે આ બીકનુ ખરાપણુ રજુ કરતો હોય એવો નમુનો કેનેડાએ પુરો પાડ્યો છે, અને તેથી તેને કદિહાસ કરી ન શકાય જણાવો પડશે

વાચનારમાંથી કેટલાકે વર્તમાનપત્રોમાંથી ખબર મેળવી હશે કે ગયા વર્ષ તા ૧૦ મી મે ૧૯૨૦ ને રોજ ઓન્ટારીઓ તેમજ તથા હાઉસ ઑફ કોમન્સમાં એકીસાથે જાહેર કરવામાં આવી હતી અને તે વખતે બ્રિટિશ પ્રધાનમંડળના એક સભ્ય મી. બોનાર લૉએ નીચેના શબ્દો વાપર્યા હતા —

"As a result of recent discussions an arrangement has been concluded between the British and Canadian Governments to provide more complete representation at Washington of Canadian interests than has hitherto existed Accordingly it has been agreed that His Majesty on the advice of his Canadian Ministers shall appoint a Minister Plenipotentiary, who will have charge of Canadian affairs and will at all times be the ordinary channel of communication with the United States Government in matters of purely Canadian concern acting upon instructions from and reporting direct to the Canadian Government In the absence of the Ambassador the Canadian Minister will take charge of the whole Embassy and of representation of Imperial as well as Canadian interests He will be accredited by His Majesty to the President with necessary powers for the purpose"

આનો સાર એ છે કે એક રાજ્યનો એલચી બીજા રાજ્યમાં પોતાની સરકાર તરફથી જેટલી સત્તા વાપરી શકે તેટલી—અને આમાં સંધિ કે તુરેહ કરવાની સત્તાનો પણ સમાવેશ થાય છે—ભોગવનાર એક અમલદાર કેનેડાની સરકાર યુનાઇટેડ સ્ટેટ્સની દરબારમાં વૉશિંગ્ટન ખાતે નીમી શકે એટલુ જ નહિ પણ ઈંગ્લાંડની સરકાર તરફનો સર્વોપરી પ્રતિનિધિ જો હાજર ન હોય તો તેનું કામ પણ બજાવવાનો હક એ કેનેડીઅન અમલદારને રહે

આટલી મહોટી સત્તા કેનેડાની સરકારને આપવામાં આવી તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી એમ નીચે રજુ કરેલી હકીકત વાંચતા સમજાશે પણ અને નોંધ લેવી પડે છે કે આ પ્રમાણે ખુલ્લી રીતે સત્તા મેળવ્યા પછી તેનો ઉપયોગ કરતા કેનેડાની સરકારને પાછળથી અટકાવવામાં આવી હતી એમ માનવાને કારણ છે કેવા સંજોગોમાં એ સત્તા આપવામાં આવી અને એનો ઉપયોગ અટકાવવામાં શા સંજોગો કારણભુત નીવડ્યા તે વિગત ઉપર જો નજર નાખીએ તો આપણે પણ સમજી શકીએ કે હિંદને આર્થિક સ્વતંત્રતા આપવાની જરૂર કેવી છે અને તેમાં શા વિઘ્નો નડે છે

એટલું જ નહિ પણ ઉપર જણાવેલી કલમ (૩) મા વેપારી કોનટ્રાકટની જે બીના નોંધી છે તેને ગૌણ ગણીએ પણ એ દેશો વચ્ચેના વેપારી કોનટ્રાકટોની અસર બીજા દેશો સાથેના સબંધ ઉપર પડ્યા વગર રહેતી નથી દાખલા તરીકે યુનાઇટેડ સ્ટેટ્સ તથા કેનેડા વચ્ચે ૧૯૧૦ માં એવા વેપારી કોનકરારના સંદેશા ચાલ્યા હતા કે જેને પરિણામે એ બે દેશો એકબીજાની તરફથી આવતા માલઉપર મુદ્દલ જકાત લે નહિ આ ગોઠવણ જો અમલમાં આવી હોત તો ઇંગ્લંડના વેપારી મામલા ઉપર તેની નીચે પ્રમાણે અસર થાત

(૧) કેનેડામા બીજા કોઇપણ દેશતરફથી આવતા માલ ઉપરની જકાત કરતા ઓછી જકાત બ્રિટિશમાલ ઉપર હાલ લેવાય છે તે લાભ મળતો બંધ પડત

(૨) યુનાઇટેડ સ્ટેટ્સને જે લાભ આપવામા આવે તેવો જ લાભ પોતાને પણ મેળવવાનો જે રાજ્યોનો હક હોય તે બધા ઉપર ઇંગ્લાંડની રાજનીતિનો લાભ મેળવત

(૩) યુનાઇટેડ સ્ટેટ્સમા ઇંગ્લંડના માલ ઉપરની જકાતના કરતા પણ ઓછી જકાત તેનો લાભ કેનેડાને મળત

બીજુ દૃષ્ટાંત કેનેડા તથા ફ્રાન્સ વચ્ચેના સબંધના ઇતિહાસમાંથી મળી આવે છે ઇંગ્લાંડની સરકાર જે જે રાજ્યો સાથે ઉપર જણાવ્યા પ્રમાણે બીજા કોઈ રાજ્યને અપાતા હક બ્રિટિશ રાજ્યને પણ આપવાની શરતવાળા વેપારી કોનકરાર કરી ચુકી હતી તેમા નીચે જણાવેલાં રાજ્યોનો સમાવેશ થતો હતો—આર્જન્ટાઇન ઓસ્ટ્રીઆ હંગેરી, બોલીવીઆ, કોલમ્બીઆ ડેન્માર્ક જાપાન, નોર્વે, રશીયા, સ્પેન, સ્વીડન, સ્વિટ્ઝરલંડ અને વેનેઝુએલા એ કોનકરારોનો અર્થ ઇંગ્લાંડની સરકાર એવો કરતી હતી કે જેમ બીજા કોઇ પરરાજ્યની સાથેના કોનકરારનો લાભ પોતાને મળે તે જ પ્રમાણે બ્રિટિશ સંસ્થાનો સાથેના કોઇ પણ પરરાજ્યના કોનકરાર જેટલો લાભ મેળવવાનો પણ ઇંગ્લંડને હક છે સંસ્થાનો આ અર્થની વિરૂદ્ધમા એવી દલીલ કરતા હતા કે માત્ર પરરાજ્યની સાથેના કોનકરારનો લાભ ઇંગ્લંડ મેળવી શકે પણ બ્રિટિશ સંસ્થાનો કાંઈ બ્રિટિશ રાજ્યની બહારના નથી તેથી સંસ્થાનો સાથે કોઇ પરરાજ્યને વેપારી કોનકરાર થાય તો તેનો લાભ મેળવવાનો ઇંગ્લંડને હક નથી ઇંગ્લંડે પરરાજ્યો સાથે કરેલા કોનકરારમાં ઠરાવ થતો હોય તો તે સ્વીકારીને પણ બ્રિટિશ માલ તો બીજા રાજ્યોના માલ કરતા ઓછી જકાતે દાખલ કરવાનો પોતાનો ઠરાવ કેનેડાએ ૧૮૯૭ મા જાહેર કર્યો અને દૃષ્ટાંતરૂપે જાહેર કર્યું કે ઇંગ્લંડના માલઉપરની જકાત કરતા જર્મનીના માલઉપર વધારે જકાત લેવામા આવશે તે પછી જર્મની અને કેનેડા વચ્ચે જકાતની લડાઇ ચાલી, જો કે રાજકીય સબંધ અણબનાવના જેવો ચાલુ હતો. છેવટે ૧૯૦૯ મા કેનેડાએ ફ્રાન્સની સાથે જે કોનકરાર વેપાર બાબદ કર્યો તેથી બધા રાજ્યો વચ્ચે સંશય ઉભો થયો કે ઇંગ્લાંડ કરેલા કોનકરારથી તેને બંધાયેલું ગણી શકાય કે કેમ તથા ઇંગ્લંડના કોનકરારોનો લાભ લેવાનો કેનેડાનો હક રહે કે કેમ ? મારી ખાત્રી નથી પણ મને લાગે છે કે બ્રિટિશ સામ્રાજ્યનું બંધારણ

સાક્ષરજીવન ૩ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

સંપૂર્ણ રીતે ધાય ત્યા સુધી આવી અચોક્કસ અને સંશયગ્રસ્ત સ્થિતિ ચાલુ રહેવાની અને તેનો એક જ ઉપાય એ લઈ શકાય કે જુના કોનટ્રાકટો ઇંગ્લંડ ફરીથી તાજા કરે તથા તેમા સ્પષ્ટ જણાવે કે આ કોનટ્રાકટો બ્રિટિશ સસ્થાનોને કે હિંદને હવેથી લાગુ પડશે નહિ પણ તેઓ સ્વતંત્ર રાજ્યો હોય તે પ્રમાણે પોતપોતાને માટે પરરાજ્યો સાથે જુદા કોનટ્રાકટ કરી લેશે

આપણી કમીનપુરી થઈ છે પરદેશો સાથે ખાસ કરીને લીગ ઓફ નેશન્સદ્વારા ઇંગ્લંડના સમોવડીઆ જેવો સબંધ રાખવાની સત્તા સસ્થાનો તથા હિંદને મળી છે અને હિંદની સરકાર એ સત્તાનો ઉપયોગ કરતી વેળા અત્યારે તો ઇંગ્લંડની સરકારની ઇચ્છાને માન આપીને જ વર્તી શકે કારણ કે હિંદી સરકારના રાજ્ય બંધારણને લગતો જે નવો કાયદો સ્પષ્ટ રીતે જાહેર કરે છે કે હિંદમા પ્રજાકીય મિનિસ્ટરો (પ્રધાનો) ને સોંપાયલા ખાતા સિવાયની બધી બાબતોમા આર્થિક તથા હિંદી સરકાર ઉપર અંકુશ રાખવાની જોખમદારી ઇંગ્લંડના પ્રધાન મડળદ્વારા બ્રિટિશ પાર્લામેન્ટને શિર રહેશે હવે જોવાનું છે કે આ જોખમદારીને અંગે બ્રિટિશ પ્રધાનમડળ પરદેશોસાથેના વેપારી કોનટ્રાકટોની બાબતમા હિંદી સરકાર ઉપર અંકુશ વાપરે છે કે હિંદની સરકારને આર્થિક સ્વતંત્રતા માટે આપે છે એક તરફથી એ સ્વતંત્રતા માટે બ્રિટિશ સસ્થાનોના જેટલુ જ હિંદ હકદાર છે એમ સ્વીકારવામા આવ્યુ છે બીજી તરફથી એ સત્તાનો ઉપયોગ જે રીતે કેનેડા કરવા માગે છે અથવા કરશે એમ ધારવી છે તેને પરિણામે બ્રિટિશ સામ્રાજ્યની પરદેશો સાથેની રાજ્યનીતિ છિન્નભિન્ન થઈ જવાનો ભય હોવાથી ઇંગ્લંડના પ્રધાનમડળે કેનેડાની સરકારને સપૂર્ણ સ્વાતંત્ર્ય આપ્યા છતાં તેના ઉપયોગમા વિઘ્ન નાખેલુ ધારવામા આવે છે અત્યારે જાપાન સાથે રાજ્કીય એલાયન્સ એટલે કે અમુક સંજોગોમા એકબીજાની મદદે લડાઈમા પડવુ ઉત વાની ગોઠવણ જે કેટલાક વર્ષોથી ચાલી આવી છે તે યોગ્ય ફેરફાર સાથે તાજી કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થયેલો છે અને એ નવા કોનટ્રાકટ હવે તો માત્ર ઇંગ્લંડ અને જાપાન વચ્ચે જ નહિ પણ એક પક્ષે ઇંગ્લંડ તથા તેના સસ્થાનો અને હિંદ વચ્ચે કરવા પડશે એ થવાનો આધાર 'જાપાન સાથે બેઉ પક્ષોને અનુકૂળ એવો રાજકીય' તથા વ્યાપારી સબંધ બાંધવા ઉપર રહેલો છે હિંદ એ સબંધી નામદાર શ્રીનિવાસશાસ્ત્રીદ્વારા પોતાની સરકારનો અભિપ્રાય રજુ કરે એવી ગોઠવણ થઈ છે ઓસ્ટ્રેલીઆ શરત કરવા માગે છે કે યુરોપીઅનોના જેટલા હક ઓસ્ટ્રેલીઆમાં જાપાનથી માગી શકાશે નહિ જો એ શરત સ્વીકારાય અને યુરોપીઅનોના જેવા હક સમાનપણે રહે તો હિંદની પ્રજાને એ હક મળવાનો સભવ બહુ જ થોડો ગણાય એ રીતે આર્થિક સ્વતંત્રતાના ઉપભોગની બાબતમા હિંદને બહારની લાભ કરતા રાજકીય હક સાથે વિશેષ ગાઢ સબંધ છે તો બીજી તરફથી પરરાજ્યોના કરતા સામ્રાજ્યની થોડી ઘણી અને બનતા માલ ઉપર ઓછી જકાત લેવાની ગોઠવણથી બ્રિટિશ સામ્રાજ્યના જુદાજુદા ભાગોને વધારે સબંધમાં બાંધી લેવાની રાજનીતિ અમલમાં લાવવાના પ્રયત્નો થાય છે અને હિંદી સરકાર તે વિષે વિચાર બતાવે છે એકંદરે જોતા આ તથા આવા બીજા જે કેટલાક મહત્વના પ્રશ્નો

ઉપસ્થિત થયા છે તેનુ કાઇક પણ નિરાકરણ નહિ થાય ત્યાંસુધી અમને લાગે છે કે હિંદને આર્થિક સ્વતંત્રતા અપાયે તી ગણાશે પણ તેનો ઉપભોગ હિંદની સરકારના અંકુશનીચે રહીને જ કરી શકાશે હિંદની વેપારઉદ્યોગની સ્થિતિ એવી છે કે કોઇપણ પરરાજ્યો વચ્ચે વેરો આંતરો રાખવો એને લાભકારી નથી તે સાથે ઇગ્લંડ કે બ્રિટિશ સસ્થાનો સાથે વધારે ઉદારના ભર્યો સબધ રાખવો એ પણ લાભકારી નહિ થઇ પડે એમ ઘણાકનુ માનવુ છે એટલે સભવિત છે કે નિરંકુશ વ્યાપારની રાજનીતિ ચાલુ રહેશે અને પરરાજ્યો વચ્ચે વેરો આતરો રાખવાનો સવાલ ઉપસ્થિત ન થવાથી આર્થિક સ્વતંત્રતા અમલમા મુકવાનો પ્રસગ ઉભો થશે નહિ હિન્દની પ્રજા પોતાને જોઇતો માલ બ્રિટિશ સામ્રાજ્યમાં અથવા તેની બહારના કોઇપણ મુલકમા જ્યાથી સઉથી ઓછી કીંમતે મળે ત્યાથી લેવાની, તથા પોતાનો માલ બ્રિટિશ સામ્રાજ્યમા અથવા તેથી બહાર જ્યાથી વધારે નાણા મળે ત્યાં વેચવાની, વલણ ધરાવે છે એ જ્યાં સુધી બદલાશે નહીં ત્યા સુધી હિન્દના ઉદ્યોગોને રક્ષણ આપવાની રાજનીતિ હિન્દી પ્રજા ગમે તેટલી માગે તો પણ તે માટેના સરકારના કાર્યોને પ્રજા તરફથી અનુમોદન મળવાનો સભવ થોડો જ છે અને સામ્રાજ્યના ઉદ્યોગોને સામ્રાજ્યના બધા મુલકમા યોગ્ય રક્ષણ કે ઉત્તેજન આપવાની રાજનીતિ રાજકીય કારણોને લીધે દાખલ કરતી વેળા હિન્દી સરકાર હિન્દી પ્રજાના નાણા ઉડાવનારા અનાજની કોઇપણ દરકાર કરે એ સભવિત નથી સામ્રાજ્યની ગોરી પ્રજાની એકત્રતાનો પવન વાય છે અને તેની સાથે થતા માટેના પ્રયત્નોમા આર્થિક સ્વતંત્રતાની લાગણી મારો ભાગ ભજવશે

---

# સહધર્મિણી.

લેખક—ના. માનજી દામજી શાહ.

હાલમા સ્વનામધન્ય લાલા લજપતરાયજી લિખિત 'ભૉર્ન ટી યુ'મા સામાજીક સુધારાના મથાળા નીચે બે ઉત્તમ લેખ પ્રકટ થયા છે પહેલામાં વિશેષ કરીને 'હેવનાક એલિસ' નામના લેખકના વિચારોનુ સમર્થન કરતા એમ સમજાવવા યત્ન કર્યો છે કે જીવ-વિજ્ઞાન તેમ જ શરીર-વિજ્ઞાનના નિયમાનુસાર સ્ત્રી-પુરૂષની શરીર રચના તેમ જ શક્તિ સામર્થ્યમા ઘણો તફાવત છે બીજા લેખમા આ બાબતપર ભાર દીધો છે કે આ તફાવત રહેતા છતા ભારતીય સ્ત્રીઓની આ વખતે જે અવનત દશા છે તેને દૂર કરીને શિક્ષણ તેમ જ વ્યક્તિગત વિકાસ કરવાને તેને પૂરી તક આપવી જોઇએ જો ગભીરતા તેમ જ વિચારપૂર્વક આખો લેખ વાચવામાં આવે તો લેખનો આશય લગભગ ઉદાર તેમ જ ઉન્નતિસાધક છે, પરતુ એટલી વાત છે કે કોઇ કોઇ એ ચાર બાબત એવી પણ આવી ગઇ છે કે જેનાપર શ્રીમાન્ લાલાજીએ પૂર્ણ પ્રકાશ નાંખ્યો નથી, તેમ જ જેના આધારે સ્ત્રીઓના અધિકારના વિરોધી જનો અત્યારે પણ પોતાની યુક્તિઓ રજુ કરી શકે છે ખરૂં પૂછો તો આ વખતે ભારતવર્ષમા સ્ત્રીઓના

પક્ષના હિમાયતી લાલાજીથી આગળ વધીને કોઇ બીજો જોવામાં આવતો નથી. તેમણે હાલની સામાજીક અધોગતિનું જેવું માર્મિક ચિત્ર ખેંચ્યું છે, તેમ જ તેઓના શિક્ષણ અને સ્વતંત્રતાની જેટલી હદ સુધી લાલાજીએ આવશ્યકતા બતાવી છે, તેટલી આગળ જ કોઇ સમાજ સુધારક બતાવી શકે, પરંતુ ફરી પણ તેમના પાછલા લેખમાં સ્ત્રીઓની સ્થિતિથી વિરૂદ્ધ કેટલાંક અનુચિત આક્ષેપો આવી ગયા છે. તે બાબતમાં કંઇક કહેવું મને યોગ્ય લાગે છે.

'દેવદત્તે' માર્ચ માસના મોડર્ન રીવ્યુમાં એક પ્રત્યુત્તર દ્વારા પાછલા લેખની એ ત્રણ ખામીઓ તરફ ધ્યાન ખેંચ્યું છે પરંતુ મારૂં તો કહેવું છે કે દેશમાં આ વખતે સ્ત્રીઓ તરફ પોતાની નીતિ બદલાવવાને અતિઆતુરી તેમ જ ગાડરીયા લોકોની સભાપર ધ્યાન રાખતાં લાલાજીને 'હર્બર્ટ એલિસ'ના સંશયાત્મક અવતરણનો ખાસ કરીને પોતાના લેખના પહેલા ભાગમાં આધાર લેવો પડશે એ મોટી ભૂલ થઇ. કોઈ વાચક તેના સમગ્ર લેખના મર્મને લક્ષમાં લઇ લેશે તે નિષ્પક્ષપાતપણે કહેશે કે તેમણે પોતાના લેખના પાછલા ભાગમાં સ્ત્રીઓના અધિકારની જબરજસ્ત વકીલાત કરી છે. તે છતાં પણ પહેલા લેખના દોષારોપણથી જે વાત બગડી ગઈ તે સુધારી શકાઈ નથી. તેમાં કારણ એ જ છે કે સ્ત્રીઓના અધિકારના વિરોધી જનો વારંવાર 'એલિસ'ના અવતરણોને જ આગળ કરે છે જેથી એવું કહેવું યોગ્ય લાગે છે કે, લાલાજીના લેખના અભિપ્રાયને ઘણા થોડા લોકો જ સમજી શક્યા છે. આગળ બાબતના તે વિષયમાં થોડું કહેવામાં આવશે. તેથી પહેલાં અહિં એમ પૂછવું યોગ્ય થઈ પડે છે કે, શું ખરેખર 'એલિસ' મહાશયના કહેવા પ્રમાણે સંસારના સર્વ કાળોમાં નેતાપણાનો ગુણ માત્ર પુરૂષો જ ધરાવે છે? શું સ્ત્રીઓ સર્વ સમયે પાછળ પાછળ ચાલવા માટે જ સરજાએલ છે? ઇતિહાસ જો કે તે પુરૂષોનો જ લખેલો છે, તેથી તે સર્વ ઘટનાઓને પુરૂષોના દૃષ્ટિબિંદુએ જ ચિતરે છે, તેમ છતાં તે સ્ત્રી-પુરૂષના નેતાપણાના વિષયમાં બીજી જ સાક્ષી આપે છે. ઇતિહાસમાં આ બાબતના પુરતા પુરાવા મળી આવે છે કે સંસારના સર્વ મહાન્ પુરૂષોની બુદ્ધિ, સાહસ તેમ જ નવીનતાની કુંચી સ્ત્રીઓના હાથમાં જ રહી છે, માતાજનનાં આવરણો હટાવીને જોવાથી માલમ પડે કે, જગપ્રસિદ્ધ વીર, યોદ્ધા, વિજેતા, કવિ, નાટકકાર, ધર્મવીર, સમાજસુધારક, તેમ જ શાસક વગેરે સર્વેની શક્તિઓને જાગ્રત કરવાવાળું ઉત્તેજન 'સ્ત્રીઓ'થી જ મળ્યું છે. સ્થળ સંકોચને લીધે અહિં એટલું જ સ્મરણ કરાવવું યોગ્ય થઇ પડશે કે, જો હાલના વખતમાં ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની માતાજીએ તેને વિધવાઓની દશા સુધારવા સારૂ પોતાના પાંડિત્યનો ઉપયોગ કરવા તરફ પ્રેર્યો ન હોત તો આ આંદોલનનો શું આ દેશમાં ક્યારે પણ જન્મ થવાનો હતો? બંકિમ બાબુની સ્ત્રીએ તેને માતૃભાષાની સેવા કરવા માટે જાગૃત ન કર્યા હોત તો શું આજે મ્હોટો સાહિત્યનો ઢગ આપણે જોવા પામીએ? સ્ત્રીએ તે જોઇ શકત ખરૂં કે? મધ્યકાળનું હિન્દ સૂચવનાર ફક્ત એક કે બે વાતનો જ ઉલ્લેખ કરૂં છું, શું રામાયણ જેવું અમૂલ્ય પુસ્તક સ્ત્રીની પ્રેરણા વગર આપણને મળત ખરૂં કે? તાજમહેલ

ધારાશાસ્ત્રી અભ્યાસ રૂ. ૧-૪-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મારફત.

(૨૩) બહેનપણું એવું (૨૪) સજ્જનતા વધારે (૨૫) બાહુન્તા વધારે (૨૬) યુક્તિ કુશળતા વધારે (૨૭) ચિકિત્સા વધારે યોગ્યતા (૨૮) ધાર્મિકતા વધારે ભક્તિ (૨૯) રાજનીતિ વધારે યોગ્યતા (૩૦) સંગીત વધારે પ્રતિભા (૩૧) જીવનશક્તિ વધારે હતા (૩૨) આયુષ્ય વાયુ વિગેરે વગેરે

આ અગણિત ગુણો રહેતાં છતા અમે વારંવાર એમ કહીએ છીએ કે સ્ત્રી પુરૂષમા તફાવત છે તફાવત છે જ, પરંતુ માત્ર એમ જ કેમ કહી શકાય કે 'એ તો રસોયણ જ થવા સરજી છે' યા તો 'તેનો વખત માત્ર બાળકોનુ પાલન પોષણ કરવામા જ વ્યતીત થાય છે' કિંવા તેઓને બાહ્ય કાર્યમા હિસ્સો આપવો એ તો પાપ છે!'

મનુષ્યના સ્વભાવથી જે જરા પણ પરિચિત છે, તે સારી રીતે સમજી શકે છે કે વાસ્તવિક રીતે કદાચિત કોઇ મનુષ્યમા એટલી જ લાયકાત હોય કે તે નાકરી કરી શકે છે કિંવા એજ ઉંચળ શકે છે આ પ્રમાણે પોતાની ખુશીથી આ કાર્ય કરતો હોય તો તે નકાર રીતે સુખી તેમ જ સતોષી ગણાશે, પરન્તુ આ માણસને તમે એમ કહી દ્યો કે તુ નાકરી કરવાને જ યોગ્ય છે બીજું મારે યોગ્ય નથી' તો આગેથી તે આકુળ વ્યાકુળ બની જશે તે પોતાના જીવનને તિરસ્કારી નાખશે તે આગળ પર એવી સ્થિતિએ પહોચશે કે તે આજે નાકરી કરવા વાળી શક્તિ ધરાવે છે તે પણ ગુમાવી બેસશે વાચકવર્ગને ફરીથી જણાવીશ સ્ત્રીઓના સહજ સ્વાભાવિક ગુણોની કદર ગણત્રી કરવામા આવી છે પુરૂષે પોતાના હૃદયપર હાથ મૂકીને કહી દેવુ જોઈએ કે સ્ત્રીઓને જુના અભરાટમા જ આખો દિવસ ક્યા સુધી રાખ્યા કરીશુ? જો તમારામાં કઇક કલ્પનાશક્તિ હોય, કદાચિત્ એક ક્ષણભર એમ માની લો છે કે સમાજમા આપણે સ્ત્રીઓના સ્થાનમા છીએ અને પછી એમ વિચારી જુઓ કે વરસની શરૂઆતથી આખર પર્યંત એક જ પ્રકારે રસોઇ બનાવતા બનાવતાં તમોપૈકી કેવી હાલત થઈ? કેવી ઉદાસી આવી જાય? તમે પણ સસારમા પોતાની ચિત્તવૃત્તિના વ્યવસાય મુજબ એક જ કામ રોજ કર્યા કરતા હો પરન્તુ સ્ત્રીઓના તેમ જ તમારા કામમા કેટલો તફાવત છે? તમારા કામમાં કેટલી વિવિધતા તેમ જ મનોરંજકતા છે તેમ જ સ્ત્રીઓના કામમા કેટલુ એકદમ આ ધોરણને અનુસરનારાપણું છે તે કેટલાએક દિવસો પછી કેવી યંત્રવત્ કાર્ય કરવા માટે છે ન્યાયની દૃષ્ટિએ તમારે એટલો સ્વીકાર કરવામા લગાર પણ સંદેહ રાખવા જેવુ નથી કે દરેક સ્ત્રીની યોગ્યતા તેમ જ ગુણો વિગેરેનો વિચાર ન કરતા પુરુષોની આશ્રિત, પરાધીની, સોગમાની રસોયણ, કિંવા દાસી બનાવી રાખવી એ બહુ પાપનુ કામ છે કારણકે આ કાર્યક્રમથી સ્ત્રીઓની બુદ્ધિ કુંઠિત થઇ જાય છે તે પોતાની મેળે કંઈ બુદ્ધિમત્તાનુ કામ કરી શકતી નથી તેના જીવનમા નિરુત્સાહ આવી જાય છે તે તમારી અર્ધાંગના બનવાની યોગ્યતા ગુમાવી બેસે છે ખરેખર તે નરી વેચાતી લાવેલી ગુલામડી જ બની રહે છે

હિન્દુ ધર્મસંહિતાઓમા સ્ત્રીઓનુ ગમે તે સ્થાન હોય પરંતુ વ્યવહારમા હિન્દુસમાજની અંદર સ્ત્રીઓને સાહિત્યસબધી વૈજ્ઞાનિક, શિલ્પીય તેમ જ ધાર્મિક બાબતોમા પણ કંઈ કંઈ

પાલો શું બાદશાહ કિંવા કારીગરોએ નાખેલો નખાત ખરો કે? આપણે 'નેતાપણું' અને 'વીરપણું' કોને કહીએ છીએ? સમાજ સમસ્તમાં જેટલાં મોટાં કાર્યો થાય છે, તે તપાસી તો જુઓ, તે આગળ થાય છે કયાંથી? ભલેને માટી ખાડે ખોદી, ઈંટ અને ચુનો પણ મંગાવ્યો પરન્તુ એ તો જરા વિચારી જુઓ કે આદર્શનું નિર્માણ એ કોની ભાવનાનું કામ છે? કઈ એવી બાબત છે કે જેની કલ્પના સ્ત્રી-જાતની આગળ ન હોય? કઈ એવી જનહિતકારિણી સંસ્થા છે કે જેના સાચા સેવક કોઈ સ્ત્રીજનની જ પુણ્યસ્મૃતિ કિંવા પ્રીતિમાટે પોતાને તેનો નમ્ર પ્રતિનિધિ સમજી કામ કરતો ન હોય? આ દૃષ્ટિએ જોતાં આપણે એમ કહેવા તત્પર થઈ શકીએ કે, સત્ય તેમ જ ન્યાયના ભાવથી ભારતીય સમાજના પ્રત્યેક કાર્યની સૂત્રધાર રૂપ દેવીઓ આપણી માતાઓ તેમ જ બ્હેનો છે પુરુષ ગણ તો માત્ર જુદાજુદાના કાર્યો સંભાળનારો છે જો આ કથનમાં કંઈ અત્યુક્તિ હોય તો 'એનિસ' મહાશયના કથનાનુસાર દમ ભરાવનારો તેમ જ આગેવાનીપણાનો ગુણ પુરુષોનો જ છે એ તદ્દન ખોટો છે, તેમ જ મિથ્યાભિમાનથી ભરેલો છે. પ્રત્યેક મનુષ્યે આ મતનો તિરસ્કાર તેમ જ ત્યાગ કરવો જોઈએ, એ વાત અમારા ધ્યાનમાં નથી આવી શકતી કે વાલાજી જેવા સત્યપ્રેમી તેમ જ સમાજ-તત્ત્વનિવેદી પુરુષ કેમ એક તરફી નજર કરી કે સ્ત્રીસમાજ નેતાપણાના ગુણથી રહિત છે તેમ જ તેની જવાબદારી માત્ર મનુષ્યોને માથે જ છે ધારો કે પુરુષોની અપેક્ષાએ સ્ત્રીઓના શરીરમાં બળ, પુરુષાર્થ વગેરે ઘણું કમ છે, સ્ત્રીઓ જલદી થાકી જાય છે જનની તેમ જ ધાત્રી થવાની મર્યાદા માત્ર શરીરમાં જ નહિ પરન્તુ માનસિક શક્તિમાં પણ સ્ત્રી-પુરુષમાં તફાવત છે જો આ વાક્યોનો ઉદ્દેશ્ય પુરાણી પ્રણાલીવાળાઓના જોગ આશ્રય આપવાનો ન હોય તો એનિસ મહાશયના માત્ર લેખમાંથી ઉતારાઓ આપવાને બદલે તેઓનું જ સાંગોપાંગ અન્વેષણ પૂર્ણ (*Men and Women*) રીતે પ્રમાણે આપવાં જોઈએ, જેથી માલુમ થઈ શકે કે સ્ત્રીઓમાં જે ખૂબીઓ રહેલી છે તેનો મનુષ્યને ખ્યાલ પૂરતા પ્રમાણમાં નથી સ્ત્રી તેમ જ પુરુષના તુલનાત્મક નકશાને તેઓએ જે રીતે રજૂ કરેલા છે તે અહિં વાચક વર્ગ માટે મુકવામાં આવે છે જુઓ, કેટલી બાબતોમાં સ્ત્રીઓ પુરુષોથી આગળ વધેલી છે તેમ જ આદર્શ મનુષ્ય સાથે લગભગ મળતી આવે છે —

(૧) મસ્તિષ્ક પુરુષોના મસ્તકથી મોટું (૨) સેરીબ્રમ પુરુષોના મસ્તકથી મોટું (૩) સ્મરણશક્તિ પુરુષોની અપેક્ષાએ વધુ (૪) મોની દોષ રહિત તેમ જ ઝીણી (૫) શ્રવણ-વધારે તીવ્ર (૬) દૃષ્ટિ વધારે વિવેક શક્તિ (૭) સ્વાદ વધારે તીવ્રતા (૮) પાચન જલ્દી (૯) અંગભંગ બહુ ઓછો (૧૦) પરસેવો વળે થોડો (૧૧) પરિવર્તનશીલ સ્વભાવ (*Affectability*) વધારે (૧૨) ગ્રહણ શક્તિ (*Assimilative power*) વધારે (૧૩) રંગ પારખવાની શક્તિ વધારે (૧૪) મૂર્ખતા (*Idiocy*) ઓછી (૧૫) દયા વધારે (૧૬) કરુણા વધારે (૧૭) ધૈર્ય વધારે (૧૮) સહાનુભૂતિ વધારે (૧૯) કલ્પના વધારે (૨૦) આત્મત્યાગ વધારે (૨૧) પાશિષ્ટતા ઓછી (૨૨) અપરાધની પ્રવૃત્તિ ઓછી.

# સખળડખળ સામ્રાજ્ય.

લેખક—રા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

ઇતિહાસના વાચકો પણ લગભગ હોકઉપર આગળી અડાડી વિચારદશામા સ્તબ્ધ થઇ રહે તો યે તેમાં આશ્ચર્ય ના લાગે એવા વિચિત્ર સજોગોમાથી આજ જગતનો વર્તમાન ઇતિહાસ દોરાઇ રહ્યો છે જૂદીજૂદી વિભિન્ન અને વિછિન્ન પરિસ્થિતિઓમાથી જગતના સર્વ દેશો આજ પસાર થતા રહ્યા છે કોઇ ચિત્રવિચિત્ર અને ભયંકર લાગે એવી મનોદશા એ દેશોની પ્રજા અનુભવી રહી છે મહાન્ ગણાતા સામ્રાજ્યોની ડંકમુઠો પણ આજ ઢીલી બની વિખરાઇ રહી છે, અને ફરી વળ ચ્હડાવી જગત સ્હામે ઉભા રહેવાની અત્યારે તો હામ રહી નથી એશિયા ખંડની પ્રજાઓનો એક વખત મ્હોટો દિવસ હતો, જ્યારે યૂરોપની પ્રજાઓ નગ્ન અવસ્થામા જંગલી જીવન ગાળતી હતી પણ કાળ બદલાતા આજ યૂરોપ આગળ સંસ્કૃતિ, બળવાન્ પ્રજાઓ ને પ્રગતિના સૂત્રધારોના બીરુદ ના એક ખંડ તરીકે સત્તા ભોગવે છે એશિયાનો સૂર્ય ઝાંખો પડ્યો છે જૅપાન જેવો એશિયાઇ દેશ મરદાનીથી આગળ વધ્યો અને પ્રતિભાથી યૂરોપની પ્રજાઓ સમક્ષ સમાનતાની કક્ષામા હક નેક સ્થિર થઇ બેઠો પણ તે એક જૅપેન જ જૅપેનને એશિયાની પ્રજાનુ અભિમાન રહ્યુ નહિં, પણ યૂરોપીઅન પ્રજાઓ માફક સ્વાર્થ સાધવાને એ મહાયે તત્પર રહ્યુ ચીન સાથે સ્હવાર પડતા એ કાંઈ કંઇ બ્હાના કાઢી કલહ ને કાસ આદરી રહે છે હિન્દ ઉપર તેનો ડોળો ન્હાનો નથી પણ પાણી પીવા આવેલા અભ્યાગત મહેમાન જેમ ઘરના માલિક થઇ બેસે તેમ આપણા અંગ્રેજ બિરાદરો હિન્દનુ સ્વામિત્વ લઇ બેઠા છે એ બિરાદરો એનો હાથ પૃઢવા દે એમ નથી

યૂરોપના છેલા વિગ્રહ પછી જગતની બધી પ્રજાઓના દૃષ્ટિબિન્દુઓ ભયંકર રીતે બદલાયા છે જે મહારાજ્યો જર્મન રાજ્યસત્તા સ્હામે જે જે કારણો દર્શાવી યુદ્ધમા જોડાયા હતા, તેમના પાખંડ ઉઘાડા પડી ચુકયા છે ન્હાની પ્રજાના રક્ષણ અર્થે, અન્યાય ને જુલમની વિરૂદ્ધ અમે યુદ્ધ માંડયા છે એ દંભભર્યા આલ્બનના ઠેરા ઢંઢેરાના જુઠાણા અને ભયંકર પાખંડ હતા એ હવે ઘણા સ્પષ્ટ થઈ ચુકયા છે પોતાના જ રાજકીય અને આર્થિક સ્વાર્થો માટે જ આ મહાન્ વિશ્વવિગ્રહની યુદ્ધ મડાયુ હતુ એ ઉપર હવે ઢાંકપિછોડો રહી શક્યો નથી આ સ્થિતિમાં બ્રિટિશ સામ્રાજ્યમા શુ અંતર ગેરવ્યવસ્થા ચાલી રહી છે તે ઉપર આપણે સ્હેજ નજર નાખી જઇશું વર્તમાને એવો પ્રશ્ન સ્હેજે ઉઠે છે કે 'ભાઇ, આ તે શુ થવા બેઠુ છે?'

આ ન્હાના સરખા લેખમા એ જ પ્રશ્ન ઉપર કંઇક ચર્ચા કરવાની પ્રવૃત્તિ કરવામા આવી છે વાચકોને પ્રથમ જ હુ એ કહી દેવા માગુ છુ કે કોઇ રાજદ્વારી પુરુષનો આ લેખ નથી, રાજકીય વિષયોના કોઇ પાકટ વિચારકનો આ લેખ નથી, કોઈ ઇતિહાસવેત્તા–લેખકનો આ લેખ નથી સાધારણ બુદ્ધિથી સ્હમજી શકાય એટલું સ્હમજી શકી આ ચર્ચા કરી છે કોઈ પાકટ વિચારક કે અનુભવી વિદ્વદ્દર્શી લેખક આ ચર્ચા વધારે બુદ્ધિથી કરશે તો તેનો હુ બહુ ઉપકાર માનીશ

---

અત્યારે બ્રિટિશ સામ્રાજ્યમાં શું શું ચાલી રહ્યું છે? એનો વિચાર કરવાની—એનું પા નહિ તો કાંઈ પણ સરવૈયું કહાડવાની જરૂર તો કોઈ પણ સ્વીકારશે જ. યુદ્ધ પછી સામ્રાજ્યની સત્તા વધી કે નબળી પડી? સામ્રાજ્યની પ્રજાઓની આર્થિક સ્થિતિ વધારે સંગીન બની કે નબળી? એની રાજકીય પરિસ્થિતિમાં શું ફેરફાર પડ્યો કે નહિ? અને સામ્રાજ્યની અધિષ્ઠાત્રી બ્રિટન શું મનોદશા ભોગવી રહી છે? આટલા જ પ્રશ્નોના ઉત્તર સંપૂર્ણપણે દેવા માટે ચર્ચાઓ કરવી હોય તો પુસ્તકો ભરાય પણ એ બનવું અશક્ય છે. છતાં આપણે ટુંકમાં વિચારી જોઈશું.

આ વિષયના અભ્યાસકને એટલું તો લાગવું જ જોઈએ કે અત્યારે સામ્રાજ્યની સંગીનતા એટલી નથી. પ્રશ્ન છે કે એને રહેજ પણ આંચ કોઈ આણી શકે નહિ. એ ખરું જ કે પણ સામ્રાજ્યની એકતા યુદ્ધ પહેલાં હતી તે હવે નથી રહી તેનું શું? એ એકતાનો ભંગ દિનપ્રતિદિન વધતો જાય, જૂદીજૂદી પ્રજાઓ વચ્ચેનો સ્નેહભાવ તુટતો જ જાય, અને પરસ્પરના મિત્રભાવને સ્થાને શત્રુભાવ જ રોપાતો જાય, આફ્રિકાના અને ફિજીના પ્રદેશોમાં વસતા હિન્દીઓ તરફ શત્રુભાવ જ કેળવવામાં આવે, ને હિન્દવાસીઓ હિન્દમાં અંગ્રેજો તરફ શત્રુભાવ બતાવે, કે અંગ્રેજો ન્યાય ને સંસ્કૃતિને ભુલી જઈ અહિં મિત્રભાવે રહી શકે નહિ તો પછી પરિણામે સામ્રાજ્ય સંગીન બને કે નિર્બળ? અંગ્રેજો કે ફિજીના ગોરાઓ હિન્દમાં આવી સ્વતંત્ર રીતે રહી શકે, અને હિન્દીઓ એ દેશોમાં હડકાયા કુતરા કરતા પણ વિશેષ દુઃખદ સ્થિતિમાં સબડ્યા કરે તો એકસૂત્ર ક્યાં રહી શકે? સામ્રાજ્યની સખળડખળતા ક્યાં અટકી રહે?

ઈંગ્લાંડ આજ વર્ષોથી મહા રાજસત્તા ભોગવતું આવ્યું છે. એ સત્તા માટે સામ્રાજ્યની જૂદીજૂદી પ્રજાઓને અટલ પ્રેમ હતો, એના ન્યાયતંત્રમાં વિશ્વાસ હતો. એ સ્થિતિ આજ અંતર્ધાન થઈ ગઈ છે. મહાયુદ્ધમાંથી ક્હેવાતી જીત મેળવીને બહાર નીકળ્યા પછી ઈંગ્લાંડ પાનેખરાબ બની રહ્યું છે. એને તારવા સ્વાર્થસાધુ રાજદ્વારી પુરુષો ના જોઈએ. દંભના પુતળાઓને ડાઉનિંગ સ્ટ્રીટમાંથી—ઈંગ્લાંડની રાજદ્વારી હવામાંથી હમેશ પાછા વાળવા જોઈએ.

ઈંગ્લાંડનું એક ઘણું જુનું પુરાતન અંગ આયરલેન્ડ ઈંગ્લાંડ સ્હામે સ્વાતંત્ર્ય માટે યુદ્ધ માંડી રહ્યું છે. એ યુદ્ધ લાંબા વર્ષોથી ચાલી રહ્યું છે. સરકારી અમલદારોના ખૂન થઈ રહ્યા છે. પ્રજાજનોના લ્હોહી પણ રેડાઈ ચુક્યા છે. પ્રજા અને સત્તાધિકારીઓ એકમેકના ખૂનના તરસ્યા બની ગયા છે. આજ વર્ષો પછી કંઇક સમાધાનીના ચિહ્ન જણાય છે. સીનફેનના આગેવાન ડી વૅલેરા આયરલેન્ડની એક જબરદસ્ત વ્યક્તિ છે. અમલદારોના પંજાઓથીએ માર ખાઈ રહ્યો છે. આજ ઈંગ્લાંડનો પ્રધાન ડી વૅલેરાને ઘેર નોતરી રહ્યો છે. વર્ષોના ખુની નાટક ઉપર પડદો નાખવા કરી રહ્યો છે. કલાકો ને કલાકો સુધી સમાધાન માગી રહ્યો છે. આપણે આશા રાખીશું જ કે એ સમાધાન આયરલેન્ડની મુક્તિ શિવાય અન્ય કોઈ પરિણામ પામશે નહિ. આયરલેન્ડની લડતમાં ખુન રેડાયા ને હજારો પ્રજાજનોના જાન ગયા. ઈંગ્લાંડનો પ્રધાન વળી રમતો રમી રહ્યો છે. સાપ સાણસામાં આવ્યા વિના નમે નહિ

એવો એ હોંશીયાર છે આયરલેન્ડને સંતોષ્યા વિના સામ્રાજ્યનો પાયો મજબુત થઇ જ નહિ એ તું સ્હમજી નથી શકાય એવું ? આયરિશ લોકોએ યુદ્ધમાં મોખરે રહી પોતાના બલિદાન ઓછા નથી આપ્યા આયરિશ લોકો રંગે ગોરા અને ધર્મે ક્રિશ્ચિયન છે પણ આજ કંઈ સૈકાથી ઇંગ્લંડની હકુમત તળે આવે છે અને એના સ્હવાસે વસેલી એ પોતાની મુક્તિ માગી રહ્યા છે પણ હજી મળી શકી નથી ઇંગ્લંડ બેલ્જીયમની માટે સ્હેજે દોડી ગયું બેલ્જીયમની મુક્તિ માટે ઇંગ્લંડે આયરલેન્ડ, તેના સંસ્થાનો અને હિન્દુસ્તાનનાં અગણિત જનો ને અસંખ્ય મનુષ્યાનો ખુરદો કરી દીધો પોતે નિર્મન, દેવાદાર અને નિસ્તેજ બન્યું અને આ બધાને પણ એનો માર માર્યો એમણે જાણી જોઈ, કોઇક મદાન્ આશાઓમાં ને આશાઓમાં, બ્રિટન ઉપર દારૂણ ભય એ સામ્રાજ્યના અસ્તિત્વ માટે ભારે ચિન્તા કરાવતી સ્થિતિ છે સ્હમજી પોતાના ધર્મ મને આગળ ધરી બ્રિટનને જીવિતદાન આપ્યું બ્રિટને આ વફાદારીનો બદલો વાળી જ દુનખી રીતે વાગમાંઇ મરવું જોઇએ એમ આપ્યો આયર્લેન્ડ અને હિન્દ એની બેકદરદાનીના મુખ્ય સ્થાનકો બન્યા બ્રિટીશ ન્યાય અને બ્રિટીશ વૈભવ લુપ્ત થયા સામ્રાજ્યના લગભગ બધાં જ અંગોની પ્રજાઓએ તેમાં વિશ્વાસ ખોયો. આયર્લેંડમાં ખુનામરકી થઇ રહી ખુદ પ્રજાએ નાસ્રનો ઉપયોગ કર્યો સીનીન ફૉન તો નહિ પણ રાજ્ય સ્હામે બળ ઉઠાવ્યા જેવું તો ખરૂં જ એવું થયું બ્રિટીશ સત્તા મહાગર્વિષ્ઠ હોવા છતાં એણે નમણું આપવું પડ્યું આજ સમાધાનની વાતો ચાલી રહી છે આક્રિકાવાળા સ્મટ્સ સાહેબની મદદ છેવટે લેવી પડી છે સંસ્થાનોના ભાવ વધારવા પડ્યા છે

હિન્દનો પ્રશ્ન આથી ઘણો જ વિકટ અને ભયંકર છે વખત એવો હતો કે જ્યારે ઇંગ્લંડ જ નહિ પણ જગતની બધી પ્રજાઓમાં હિન્દની નિર્મનતા પ્રખ્યાત હતી પણ હિન્દની સંસ્કૃતિ પુરાણોથી પણ જુની છે તેની પ્રજાનો શૂરવીર ઇતિહાસ હજી સમૂળગો ભૂંસાઇ ગયો નથી હજી દેશમાં અનેક ન્હાનાં મ્હોટાં હિન્દુ, મુસલમાન રાજ્યો અસ્તિત્વમાં છે હજી એ જ શૂરવીર રાજાઓના વારસો નિસ્તેજ અને કંગાળ અવસ્થામાં યે એ જુનાજુની જીવન ગાળતા શરમભરી રીતે જીવે છે ખેતર હજી જમીનના ટુકડાઓના કહેવાતા સ્વામિત્વે પણ ઉભા તો રહ્યા છે હજી હિન્દનું જગજાણીતું વિજ્ઞાન સાહિત્ય પ્રજાને સંદેશ આપી રહ્યું છે હજી હિન્દમાં રવિન્દ્રનાથ ટાગોર, સર જગદીશ બોસ, અને જગતના મહાપુરૂષોમાં પણ અગ્રભાગે જ વિરાજતા કર્મવીર દેશસેવક મહાત્મા ગાંધીજી દેશને અનેક સંદેશા આપી રહ્યા છે હિન્દની પ્રજાને સાચા દિલથી ને શુદ્ધ ભાવથી દોરનાર ચારિત્ર્યવાન્ નેતાની અગત્ય હતી ગાંધીજીએ એ ખોટ આજ પુરી પાડી છે યુદ્ધ શરુ થયું ત્યારે હિન્દીની કાઉન્સીલમાં બિરાજતા સભ્યોએ પણ અબજની મદદ ઇંગ્લંડને મોકલી અને લાખો મનુષ્યોના પ્રાણના બલિદાન માટે તૈયારી કરી, ઇંગ્લંડને જીવિતદાન આપ્યું, બકરૂર બનની નાનેરીને ભૂલી જઇ, વડીભર સ્મરણનાથી ભૂંસી નાખી, સામ્રાજ્યનો ધર્મ જ વિચાર્યો ડાઉનિંગ સ્ટ્રીટના રાજદ્વારી પુરૂષોએ દિલ દઇ બહુ બહુ અભિનંદન આપ્યા, મ્હોટા મ્હોટા વચનો આપ્યા અને ગુણગાન વણ્યાં ગાયા.

---

* સરસ્વતીચંદ્ર ભાગ ૨ જો રૂ ૨-૪-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

સામ્રાજ્યનું બીજુ અગ ઇજીપ્ટ છે ઇજીપ્ટને સ્વરાજ્ય આપવામા આવ્યુ છે એવુ આપણે કેટલાયે મહિનાઓ ઉપર જાણી શક્યા હતા પણ તે વાત યે એક ભ્રમ છે ઇજીપ્ટનું સ્વરાજ્ય હજી યે આવવાનુ છે ત્યા પણ એવી જ ભયકર સ્થિતિ છે અંગ્રેજીવાળીઓ ત્યા યે પોતાની વિદ્યા અજમાવી રહ્યો છે ત્યા પણ પ્રજામા પ્રચડ અસતોષ, અમલદારી તત્ર અને સત્તા સ્હામે ભયકર વિરોધ જામી ગયા છે ઇજીપ્ટને પુરેપુરી સ્વતત્રતા જોઇએ છીએ ઇજીપ્ટને પણ સ્વતત્ર પ્રજા તરિકેના બધાયે હક્ક ભોગવવા જોઇએ છીએ

હિન્દ, આયરલેન્ડ અને ઇજીપ્ટ કરતા યે ઇંગ્લાન્ડના બધા સસ્થાનો પણ પોતાના અધિકારો વધારે માગી રહ્યા છે એ સસ્થાનો ઉપના ત્રણ દેશો કરતા વધારે સ્વતત્ર છે છતાં એ એને વધારે સ્વતત્રતા જોઇએ છીએ છેના યુદ્ધે એમને એ માટે પ્રેર્યાં છે સસ્થાનો કહે છે કે હવે તો સામ્રાજ્યના હિતાહિતને લગતા પ્રત્યેક ન્હાના મોટા પ્રશ્નોમા અમ્હારો અભિપ્રાય-સમતિ લેવાવી જ જોઇએ પરદેશો સ્હાર્રે વ્યાપારને લગતા પ્રશ્નો અમ્હે અમ્હારી અનુકૂળતાઓ પ્રમાણે ગોઠવી લઇએ અને અમ્હારા વતનીઓને સ્વતત્ર રીતે એ દેશોમા રાખી શકીએ વિગેરે આનો અર્થ એ જ થઈ શકે કે આ સસ્થાનો પોતાના ઉપર ઇગ્લડનો કોઇ પણ અધિકાર હવે વધારે વાર ચાલુ રહેવા દેવા માગતા નથી, અલબત્ત, ઇગ્લડનુ અહિત થાય એવી રીતે કોઇ પણ દેશ સાથે એ નહિ વર્તવાને બધાય છે ઇગ્લડ જો એ હક્ક ના આપે તો સસ્થાનો ઇગ્લડથી જુદા પડવાની ધમકી પણ આડકતરી રીતે આપી રહ્યા છે-છેના યુદ્ધમા અમ્હે સસ્થાનોએ ઇગ્લડને દ્રવ્ય અને માણસોથી જે મદદ આપી છે તેનો બદલો આ જ રીતે અમ્હને મળવો જ જોઇએ ઇગ્લડના હાલના પ્રધાનમડળની રમત આ સસ્થાનો સાથે ચાલી શકી નહિ જો સસ્થાનો લ્હડીઝઘડીને કે અસહકાર આદરીને ઇગ્લડથી જુદા પડે તો ઇગ્લડની સત્તા નમળી જ પડી જાય અને સામ્રાજ્ય આથમી જાય આ પરિસ્થિતિ ઉભી ના થવા દેવા માટે ઇગ્લડે સામ્રાજ્યની પરિષદ-ઇમ્પીરીયલ કોન્ફરન્સ સ્થાપી છે સસ્થાનોના પ્રધાનો-પ્રતિનિધિઓ ઇગ્લડના પ્રધાનમડળના વધારે ભાગીદાર છે અને એને પહોચી શકે એમ છે એટલુ આપણે જોઇ શકતા છીએ ઇગ્લડની સત્તા સસ્થાનો ઉપર હવે ઉડા ઉતરીને જોઇએ તો ઘણી ઓછી થઇ છે સસ્થાનોમા પણ ગોરી ચામડી છે અને એના પ્રધાનો ઇગ્લડસાથે, પોતાની સ્વતત્રતા પૂરેપૂરી સચવાય તેટલી હદીયે સાચવીને સબધ તો રાખવા માગે છે હમણાં ઇગ્લડમા આ પરિષદ ભરાઇ છે એમા સામ્રાજ્યને લગતા અનેકવિધ પ્રશ્નો ચર્ચાય છે સામ્રાજ્ય સગીન બને અને એકતાનો સૂર વધારે જામતો રહે એ લક્ષ્ય છે. પરન્તુ સ્વાર્થસાધુઓની આ પરિષદ એ લક્ષ્ય કેટલુ સાધી શકશે એ મહા શકાનુ કારણ છે દરેક દેશના પ્રધાનો ખઈ જોતા પોતાના જ હિત માટે આવ્યા છે તેટલા સામ્રાજ્યના હિતમાટે નથી જ આવ્યા એ સ્પષ્ટ જણાઇ જાય છે હજી એ પરિષદ, આ લેખ લખાય છે ત્યારે, હમણા જ શરૂ થઇ છે પણ જે થોડીઘણી વિગતો આવી છે તે ઉપરથી અત્યારે તો આ જ નિર્ણય બાંધી શકાય છે હિન્દતરફથી સરકારે નિયુક્ત કરેલા

એ જણ મિ. શાસ્ત્રીયાર અને કચ્છના નરેશ એ પરિષદમાં બિરાજે છે. આ બન્ને વ્યક્તિઓ પ્રજાની પસંદગીની નથી અને પ્રજાને એમના ઉપર વિશ્વાસ નથી એ વાત પ્રજાએ ગાજીવગાડીને સંભળાવી છે એ વાત આપણે બાજુએ મૂકીએ તો પણ એટલું તો કહેવું જ પડશે કે હિન્દની વર્તમાન પરિસ્થિતિ સંબંધમાં પરિષદ સમક્ષ એમણે જે વાતો રજુ કરી છે તે સત્યથી વેગળી છે, અને એમાં હિન્દનો દૃષ્ટિબિન્દુ મુકાયો નથી. શાસ્ત્રીયાર જેવા દેશના એક વિચારક આજે દિવસે દિવસે નીચે ઉતરતા જાય છે. લોકશાસનમાં અને નાગપ્રતિનિધિત્વમાં માનના શાસ્ત્રીયાર આજ જુદી સ્થિતિમાં પરિષદમાં ગયા પછી પણ એક હિન્દવાન તરીકે વર્તવું જોઇએ તેટલું નથી વર્તી શકતા એ મહા ખેદની કથા છે.

આમ સામ્રાજ્યના જુદાજુદા મુખ્યમુખ્ય અંગોની સ્થિતિ છે. સંસ્થાનો અને ત્રણ મુખ્ય સંસ્થાનો પોતપોતાના દેશની સ્થિતિ અનુસાર સામ્રાજ્યથી અનુક્રમે બતાવી રહ્યા છે. સંસ્થાનોમાં જે પ્રકારનો વિચારપ્રવાહ વહન કરી રહ્યો છે તે જોતાં સૂક્ષ્મ છે તેનો જ વિકટ પ્રશ્ન હિન્દ અને આયરલેન્ડ અને ઇજીપ્તનો છે. બ્રિટનના ન્યાયમાં આ ત્રણે દેશોમાંથી કોઇને વિશ્વાસનો અંશ માત્ર રહ્યો નથી, તેના વચનમાં અસત્ય જ જોઇ રહેવાનું છે અને વિશ્વાસ કે સત્યના અભાવે સ્નેહ તથા માન પણ કેમ હોઇ શકે? આમ બ્રિટિશ સામ્રાજ્ય સખળડખળ બની રહ્યું છે. તેને સાચવવાનો ઉપાય છે પણ ડાઉનિંગ સ્ટ્રીટના પ્રધાનમંડળમાં અભિમાનનો અને દુર્મતિનો નીશો એટલો બધો ચઢતી ગયો છે કે અત્યારે એને કશું જ જડશે નહિ. અને જેમ હિન્દમાં આપણે અનુભવી રહ્યા છીએ તેમ આયરલેન્ડ અને ઇજીપ્તમાં પણ અધિકારીઓ એવા તો મત છે કે પોતાની જોખમદારીઓ ભૂલી જઇ રાજ્યનું અનિષ્ટ સાધી રહ્યા છે. અગ્નિનો દાહ નગીએથી જ્યારે થાય ત્યારે શમાવવો એ તદ્દન જ અશક્ય બને છે. સામ્રાજ્યનો આ દાહ પણ તેવો જ ભયંકર અને દારૂણ છે. આ આંતરિક ગેરવ્યવસ્થા અને કલહનો લાભ પરદેશીય પ્રજાઓએ લેવા માંડ્યો છે. અમેરીકાએ હમણાં એક પરિષદ બોલાવી છે એ પરિષદમાં અમેરીકા, ઈંગ્લંડ અને જૅપેનનાં નૌકા સૈન્ય ઓછાં કરવાનો સવાલ ચર્ચાવાનો છે. ઇંગ્લંડ પોતાનાં સંસ્થાનો અને હિન્દ વિગેરેને જો સાચવી લેશે નહિ તો પરિણામે વધારે નમવું પડશે. પેસીફિક મહાસાગરમાં આ ત્રણે રાજ્યોના સ્વાર્થ છે એ સ્વાર્થો આટોભાઇ ઝઘડી પડે નહિ એનોયે વિચાર આ પરિષદમાં થશે. જૅપેનનું વલણ હજી ઢીલું છે. સ્પષ્ટ રહસ્ય કળાતું નથી. જોઇએ શું થાય છે? આમ આપણે જોયું છે કે બ્રિટિશ સામ્રાજ્યની અંતર વ્યવસ્થા જેટલી છિન્નભિન્ન થયેલી અને વિરોધમાં સળગી રહેલી છે તેવી જ રીતે સામ્રાજ્ય બહાર પણ વિષમ સ્થિતિ છે. જર્મની સાથે વિરોધ કરી બ્રિટન નાદાર બન્યા જેવું થયું છે. રૂસ અને ટૂર્કીનો વેર હજી સળગતો જ છે. ફ્રાન્સ અને ઇટાલી કે રૂશિયા હજી સ્વતંત્ર રેડવા અધીરા જ જણાય છે. આ સખળડખળનો પાર કોણ પામી શકે? ભલભલા ઇતિહાસકારો અને રાજદ્વારીવિદ્વાનોમાં જ ધુરંધર રહેલા અભ્યાસકો પણ મુંઝવણમાં પડી રહે તેવો આ આખો પ્રશ્ન છે.		वंदे मातरम्।

ગીરગામ, મુંબાઇ }
તા. ૨૦ ૭ ૧૯૨૧ }

તે તો ઇતિહાસવેત્તાઓ જાણે; મ્હારા જેવા પ્રાકૃત જન તો એટલું કહી શકે કે ભાઈ મુનશીનો મુંજ જરૂર "પૃથિવીવલ્લભ" નામને યોગ્ય છે બીજી બાબતે મ્હારી સમજ એવી છે કે ભાઈ મુનશી મુંજ દ્વારા એક સમર્થ માનવપ્રકાર રજુ કરે છે, તેઓ ત્હેને કાંઈ આદર્શરૂપ ગણાવવા ઇચ્છે છે એમ નથી "નાયક આદર્શરૂપ જ હોવો જોઈએ" એવો આગ્રહ અસ્થાને છે, નવલકથાકાર જે પાત્રો આલેખે છે તે સૃષ્ટિની રંગભૂમિ ઉપર પોતપોતાના ભાગ ભજવતા પાત્રો તરીકે આલેખે છે

'મુંજની પૃથિવીવલ્લભતા એ ભાઈ મુનશીનું મુખ્ય વક્તવ્ય' એ મ્હારા મગજને સત્કાર નહિ જણાયો હવે એ મુખ્ય વક્તવ્યને ભાઈ મુનશી કેવી કલાથી કથાના આકારમાં રજુ કરે છે તે વિષે મ્હારો સત્કાર જણાવીશ ઐતિહાસિક નવલકથાકાર વસ્તુની પસંદગીમાં તેમ જ સંયોજનામાં એટલો સ્વતંત્ર ન હોઈ શકે જેટલો કાલ્પનિક નવલકથાકાર હોઈ શકે "પૃથિવીવલ્લભ" માટે ભાઈ મુનશીએ બહુ દૃઢ, સાદું અને આછું વસ્તુ પસંદ કર્યું છે, અને ત્હેમાં એમણે ઔચિત્યશુદ્ધિ અને પ્રમાણશુદ્ધિ બે સાચવ્યા છે એટલું જ નહિ, પરન્તુ પ્રતિપાદ્ય નિરૂપણીય શું છે એમનું સાધ્ય શું છે તે પોતે સ્પષ્ટતાથી જોયું છે અને તે માટે આ અને આટલી સામગ્રી આવશ્યક છે એની અચૂક સમજણ વાપરી છે કથાના મુખ્ય તન્તુ સાથે રસનિધિ અને વિલાસના પ્રેમવિકાસની ઉપકથાનો ગૌણ તન્તુ ગૂંથવામાં ભાઈ મુનશીએ ઉંચા પ્રકારની કલા બતાવી છે એમણે વસ્તુવિકાસ એવી ખુબીથી કર્યો છે કે જેમ જેમ કથાપ્રવાહ આગળ વધતો જાય છે તેમ તેમ વધારે ને વધારે રસ પડતો જાય છે એટલું જ નહિ, પરન્તુ મુંજની પૃથિવીવલ્લભતાનું મુખ્ય વક્તવ્ય ક્રમેક્રમે આપોઆપ વધારે ને વધારે પ્રતિપાદિત થતું જાય છે એકંદરે ભાઈ મુનશી એક સાધ્યસાધક, સુનિષ્ટ અને વાચકને અવિચ્છિન્ન રસ પડે એવા અસ્ખલિત કથાપ્રવાહવાળી વાર્તા પ્રસન્નકુશાગ્ર કલાથી રજુ કરે છે વસ્તુ પરત્વે એ મ્હારો સત્કાર

પાત્રો પરત્વે મ્હારો સત્કાર નીચે મુજબ છે પ્રથમ તો પાત્રોની પસંદગી વિષે એક તો પાત્રો થોડાં જ પસંદ કર્યાં છે, પરન્તુ તેમ કરવામાં ત્હેમણે કલાની ઉંચી સમજણ બતાવી છે પાત્રો થોડાં હોવાથી મુંજ પ્રતિ મૃણાલવતી મુખ્ય પાત્રો જ માત્ર નહિ, પરન્તુ રસનિધિ અને વિલાસના ગૌણ પાત્રો પણ તેઓ રૂડી રીતે ચિત્રી શક્યા છે પોતાના પ્રભાવના સંપૂર્ણ ભાનવાળી સદૈવ સ્મિત કરતી મુંજની મૂર્તિ વાચકની આંખ આગળ વારંવાર તરી આવે છે મુંજના દેખાવમાં પૃથિવીવલ્લભતા છે, એની બોલીમાં પૃથિવીવલ્લભતા છે, એના પ્રત્યેક પ્રસંગના વર્તનમાં પૃથિવીવલ્લભતા છે માત્ર એક બાબત મ્હને ખરેખર ખૂંચ્યા કરી છે અનેક સ્ત્રીઓના મન હરી લેવા ને ત્હેમની વૃત્તિઓને ચંચલ બનાવી દેવી એ કોણ જાણે કેમ પુરુષત્વનું એક લક્ષણ મનાયું છે ક્યાં એ માન્યતા અને ક્યાં એકપત્નીવ્રતની ઉન્નત લગ્નભાવના! પણ એ ઉન્નત ભાવનાની વાત દૂર રહી, જગતની સામાન્ય માન્યતાની શિથિલ નજરથી જોઈએ તો પણ મુંજની મૃણાલ સાથેની બોલીચાલીમાં એક સરકારી

કામીજનને શોભે તે કરતાં એક વિશેષ પદ અને નફ્ફટ બ માસી ગાજે એવી અગ્રિમતા—'*Vulgarity*—શું નથી જણાતી ? સરકારી જનની સ્વચ્છતા અને નફ્ફટની નિર્લજ્જતા એ એમાં શું ભેદ ન હોવો જોઇએ ? ગોવર્ધનરામનો જમાલ અને મુનશીનો મુંજ એમાં તફાવત હોવો જોઇએ કે નહિ ? વૈરાગ્યમૂર્તિ મૃણાલને રસમૂર્તિ મુંજ વશ કરે છે ત્હેમાં એક વ્યક્તિ બીજી વ્યક્તિને વશ કરે છે એટલું જ જણાવવાનો ભાઇ મુનશીનો આશય નથી ભાઈ મુનશીનો આશય એવો જણાય છે કે આ માનવી ની મસ્તીવાળી સાચી રસિકતા અને સાચી સરળતા પાસે સંયમ, વિરાગ તપ અસાર લાગે છે ને હારે છે ભાઈ મુનશીએ મુંજ અને મૃણાલના પાત્રો જ કલ્પવામાં અને આલેખવામાં માત્ર નહિ પરન્તુ તે બન્નેનો સંબન્ધ વિકસાવવામાં પણ ઉંચા પ્રકારની કલા બતાવી છે મૃણાલનું પાત્ર પણ સમર્થ અને પ્રતાપી પાત્ર છે, અને ત્હેનો દોરદમામ મુનશીએ આબાદ આલેખ્યો છે રસનિધિ અને વિલાસના પાત્રો વધારે સુકુમાર, વધારે માનવ અને વધારે નિર્દોષ ચીતર્યાં છે મુંજ–મૃણાલનો પ્રતાપ બાજી નાખે છે, રસનિધિ–વિલાસની સુકુમારતા હૃદયને જીતી લે છે ભાઇ મુનશીની કલાની વિવિધતા આમાં પ્રતીત થાય છે ભીમ–લક્ષ્મીદેવીના પાત્રો સમર્થ હોવા છતાં મુંજ–મૃણાલથી જુદા પ્રકારના છે ભીમ પાત્ર એ ક્ષત્રિયનો સૂચક પ્રકાર છે–બહાદુર સીધો અને ચટકાળો, લક્ષ્મીદેવી અર્થથી સંભળતી–માનભંગ સ્હેજે ન સહી શકનારી–વક્રોક્તિઓ અને મ્હેણાંની સ્વામિની–સજીવ વૈરમૂર્તિ છે તૈલપનું પાત્ર વળી સૌથી યે નિરાળું પડી જાય છે પ્રારંભમાં પોતાની બ્હેનના પ્રભાવશાળી તેજમાં અંજાઇ ગયેલા અને ત્હેની જ ઇચ્છાનો તથા આજ્ઞાનો અમલ કરનાર હથિયારરૂપ નિર્બળ ભાઈ તરીકે તે રજુ થાય છે પરન્તુ પાછળથી તે એકદમ પલટો ખાય છે અને વિસ્મયજનક સ્વતન્ત્રતાથી તથા દૃઢતાથી વર્તે છે બેશક ત્હેનામાં મુંજ–મૃણાલને સમજવા જેટલી બુદ્ધિ નથી ત્હેને નવાઇથી વળગી રહી છે. 'બસ, હું પૃથિવીવલ્લભ,' જ્યારે પ્રસંગે પ્રસંગ મુંજની પૃથિવીવલ્લભતા પ્રતિપાદન કરી રહેલ મુંજને પણ દેખાઇ આવે એમ છે સંક્ષેપમાં, પાત્રો પસંદ કરવામાં નવા પાત્રો કલ્પવામાં અને ઐતિહાસિક તેમ જ કાલ્પનિક પાત્રોને આલેખવામાં ભાઇ મુનશીની કલા જેવી તેવી નથી માનવ સ્વભાવનું ત્હેમનું જ્ઞાન વિવિધ અને ગંભીર છે અને ત્હેમના પાત્રો એ અમુક પ્રકારના દૃષ્ટાન્તરૂપ ચિત્રો જ નથી પરન્તુ જીવતા જાગતા મનુષ્યો છે

હવે પ્રસંગો વિષે જેમ પાત્રોની પસંદગીમાં તેમ જ પ્રસંગોની પસંદગીમાં ભાઇ મુનશી પ્રસંગોપાત્ત સાધ્યસાધકતા બતાવે છે નિરર્થકતા કે અપ્રસ્તુતતાના અપરાધી તેઓ નથી થતા આલેખનની બાબતમાં, પાત્રો આલેખવામાં તેઓ જેટલી જ્ઞાનસમૃદ્ધિ અને કલા બતાવે છે તેટલી પ્રસંગોના આલેખનોમાં નથી બતાવી શકતા કદાચિત્ એમ હોય કે ત્હેમને વિગતવાર વર્ણનો ન ગમતાં હોય, કદાચિત્ ત્હેમને આસપાસની પરિસ્થિતિ કરતાં માનવ પાત્રો વધારે આકર્ષતાં હોય કારણ ગમે તે હો, ભાઇ મુનશીની કૃતિઓમાં જેમ વિચારમય વાક્યો તથા દર્શનનો નહિ જેવાં હોય છે તેમ પ્રસંગવર્ણનો પણ ધ્યાન ખેંચે એવાં

* ગ્રામભગિનીનો ગજરો ( સચિત્ર વાર્તા ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઇ.



સમાલોચક,] છેલ્લું ચુંબન [ઑગસ્ટ, ઇ સ ૧૯૨૧

ચિત્રકાર રા રવિશંકર પંડિત

કૉપીરાઇટ

# સુન્દર નાગરી જાત.

લેખક – રા ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

જાત જાત જોતાં ગુજરાતે,
સુન્દર નાગરી જાત,
જોઇ મ્હેં સુન્દર નાગરી જાત
ગૌર વર્ણભરી ભવ્ય પ્રકૃતિ,
બુદ્ધિ કલા ને સ્નેહ ત્રિપુટી,
નગરી આવે સહુ જનોમાં,
રસભીની એ ભાત,
જોઇ મ્હેં સુન્દર નાગરી જાત.
શરદ્પૂનમનો શશિ શોભતો,
નભમંડળ તેજોમય કરતો
શોભી રહે ત્યમ જનમંડળમાં,
નાગર શશિ સાક્ષાત,
જોઇ મ્હેં સુન્દર નાગરી જાત
બ્રહ્માજીએ મનુષ્ય ઘડીયા,
ઉત્તમ કૃતિમાં નાગર જડીયા,
જાણે અવતર્યાં સ્વર્ગભૂમિથી,
દેવ-દેવીનો સાથ,
જોઇ મ્હેં સુન્દર નાગરી જાત
જાત જાત જોતાં ગુજરાતે,
સુન્દર નાગરી જાત,
જોઇ મ્હેં સુન્દર નાગરી જાત

# હિંદ અને જાપાન.

લેખક—રા પ્રાણશંકર સોમેશ્વર જોશી

કોઈ પણ રાષ્ટ્ર કે દેશની ઉન્નતિ સાધના માટે ખેતી ઉદ્યોગ કળા હુન્નરની સસ્થાઓ અને શાળાઓ ખાસ સાધન લેખાય છે વિશ્વમા આવી માન્યતા બીનઅપવાદ ચાલી રહી છે છતાય હિન્દમા આવી શાળાઓ સ્થાપના માટે કે આવા વિધાનો ખોલવા માટે કાઈ પણ પુરતી સગવડ કરવામા આવી નથી જો હિંદ આજે જાપાનની માફક પોતાનુ ભાવિ ઘડનાર સ્વતન્ત્ર રાષ્ટ્રીય સામ્રાજ્ય હોત તો હિંદની સ્થિતિ અત્યારે જુદી જ હોત પચાસ વર્ષ અગાઉ જાપાનની ઔદ્યોગિક સ્થિતિ હિંદ કરતા કોઇ પણ રીતે ચડીઆતી ન હતી તે વખત તો જાપાન જુની રીતી સાથની ખેતી કરનાર અને માત્ર ખેતીપર જ નિર્વાહ ચલાવનારૂં રાષ્ટ હતું વેપાર ધધા તરફ તેને સખ્ત તિરસ્કાર અને અણગમો હતો, ઘણા વર્ગો–જાતિઓ, ઉપવર્ગો–ઉપજાતિઓથી વ્હેંચાઇ ગયુ હતુ સમુરાઇ ( *Samurai* ) કરીને એક વર્ગ તેમા લડાયક ગણાતો હતો અને તે રાષ્ટ્રમા બહુ જ સત્તાવાન હતો કોમોડોર પેરીના આવ્યા બાદ જાપાનનુ નવુ પ્રકરણ શરૂ થયુ હતુ જાપાનીઝ સરકારે નીપોન ( જાપાન )ને પૂર્વ ગોળાર્ધનુ ઔદ્યોગિક કેન્દ્રસ્થાન બનાવવા નિશ્ચય કર્યો અને જાપાનની સરકારે તે નિશ્ચય પાર પાડવા કેવી તૈયારીઓ કરી, કેવી કમર બાંધી? જાપાનનો અર્વાચીન ઉદ્યોગસમ્બન્ધીનો અનુભવ શૂન્ય જ હતો "તે વખત જાપાન રચનાવિધાનની શક્તિવગરનુ, આર્થિક યત્રસાહિત્ય વગરનુ અને શસ્ત્ર સાહસની કલ્પના-શક્તિ વગરનુ હતું" આવા પ્રસગમા જાપાનીઝ સરકારે તે કાર્ય હાથ ધર્યું શાળાઓ સ્થાપી, વિદ્યાલયો ખોલાયા અને સ્થળેસ્થળે સર્વ પ્રકારનું ઉપયોગી કળા હુન્નરાદિ કે વિજ્ઞાનનુ જ્ઞાન આપવાનુ શરૂ થયુ એનસાઈક્લોપીડીઆ બ્રિટેનીકામા જાપાનપર એક રસિક અને બોધક લેખ લખતા એક લેખક જણાવેછે કે "સત્તા અધિકારીઓ વચ્ચે રેશમ કાંતવામા, સીમેંટ બનાવવામા કપાસ તથા રેશમ, કાતવામા, ઈંટો પકવવામા, છાપવામા કે પુસ્તકો બાધવામા, સાબુ ઉપજાવવામા અને બીજા ગોઠવવામા એમ દરેક કાર્યમાં સરકાર તરફની હરિફાઈ ચલાવવામા આવતી" ઘર ઘરના કે ગામડી પ્રદર્શનો ભરવા માટે પણ વ્યવસ્થા થતી અને દેશી વસ્તુઓ કે બનાવટના સુન્દર નમુનાઓ ખુદ સરકાર તરફથી જ દેશાન્તરના પ્રદર્શનોમા મોકલવામા આવતી બીજી બાજુ આવી રીતે એકાએક પાશ્ચિમાત્ય રીતિઓના સ્વીકાર અને સત્કારના પરિણામે દેશની પ્રાચીન અને સ્થિતિને આભારી ઉદ્યોગોનુ અસ્તિત્વ તેના વિનાશમા ન આવે તેમ સરકારે આ હાનિને દૂર કરવા એક સસ્થા–ફર્મ સ્થાપી કે જેનુ મુખ્ય કામ દેશાવરની બજારોમા જાપાનીઝ માલ જાણીતો કરવાનું તે લોકોની રૂચિ તે તરફ દોરવા સમજાવવાનુ હતુ સ્ત્રીઓને પણ કારીગર બનાવવા પ્રયાસ આદરવામા આવ્યા, સરકારી પ્રીન્ટીંગ બ્યુરોએ સ્ત્રીઓની મજુરીને ઉત્તેજન આપી તેમને કામમા લગાડી આ પદ્ધતિ પણ વિસ્તારપૂર્વક વધી હતી ટુકામા સત્તાધારીઓ–અધિકારીઓ પોતે જ દેશના ખૂણાએ ખૂણાઓમા ઉદ્યોગ

તરફ રસ જાગૃત કરવા–રુચિ વધારવા તન મન ધનથી મથતા હતા જ્યારે વિજય તેઓની દૃષ્ટિમર્યાદામાં તરવરવા લાગ્યો ત્યારે તુરત જ તેઓએ અમુક રાજ્યની જરૂરીઆતો પુરી પાડનારી પ્રવૃત્તિઓ સિવાય સર્વ પ્રવૃત્તિઓ અનુક્રમે ઉત્સાહી લોકોને સોંપી દીધી

આ પ્રયાસનુ પરિણામ એ આવ્યુ કે ૧૮૬૭ ની સાલમા કે જ્યારે જાપાનમાને વાસ્તવિક રીતે કોઈ પણ નામી ઉદ્યોગી ન હતા ત્યારે માત્ર ૨૯ વર્ષના અંતર પછી જાપાનમા ઓછામા ઓછી જથ્થાબંધ ઔદ્યોગિક વ્યાપારી કંપનીઓ નગભગ પોણુ કરોડ રૂપીઆની મુડીવાળી દૃષ્ટિએ પડી આજે જાપાન એ દુનીઆમા સઉથી શ્રેષ્ઠ, સમૃદ્ધિવાન અને ઉદ્યોગી દેશ છે એ શુ આશ્ચર્ય પમાડે એવુ છે ? જો હિંદની પાસે જાપાનના જેવુ જ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય હોત તો હિંદ પોતાની અનેક પ્રકૃતિગત ઘટનાઓથી—નિ મીમ મજુરીની સગવડ જાપાન કરતા વિશેષ નહિ તો તેના જેટલુ જ સમૃદ્ધિ બન્યુ હોત એમા શુ શકા છે ? *

---

# પતિતોદ્ધાર મીમાંસા.

લેખ- –રા કલ્યાણરાય જોશાભાઈ બક્ષી

૧ અંત સમયે પતિતોદ્ધારની ઇચ્છામા
૨ વિહિત ન કરવાથી પતિત
૩ અન્યથા, અપૂર્ણતયા અને અવિહિત કરવાથી પણ
૪ વ્રત્ય, નિષાદ મ્લેચ્છ, યવન, અને પાખંડિ ( પતિત )
૫ મ્લેચ્છ કરાયેલા પણ
૬ તેમની સંતતિ પણ
૭ વ્રાત્ય=ઉપનયનહીન દ્વિજ
૮ નિષાદ–વર્ણોમા પ્રથમ વર્ણ
૯ અંત્યજાદીનો તે ( નિષાદ )મા સમાવેશ
૧૦ અસત્ શૂદ્રોનો પણ
૧૧ મ્લેચ્છ=જુદી જાતના આચાર, ધર્મ અને બોલનારા જાતિઓ
૧૨ યવન=તેમની જોડે વ્યવહાર રાખનારા
૧૩ પાખંડિ=ધર્મને તજનારા અને અધર્મને સ્વીકારનારા
૧૪ મ્લેચ્છ કરાયેલા=મ્લેચ્છોએ બલાત્કારથી ગુલામ બનાવેલા અથવા અટકાયતમાં રાખેલા ( વટલાવેલા )
૧૫ ક્રિયાના લોપથી હળવે હળવે પાતિત્ય આવે
૧૬ અને તે બ્રાહ્મણોના ઉપદેશને અભાવે
૧૭ અવિહિત વૃત્તિ ( ધંધા )ના સેવનથી પાંચમી પેઢીએ જાતિ બદલી જાય
૧૮ અથવા સાતમી પેઢીએ
૧૯ અજ્ઞાનથી અને આપત્તિને લીધે હોય તો તે દૂષ્ય નહીં
૨૦ પણ બુદ્ધિપૂર્વક હોય તો તુરત
૨૧ સંસર્ગથી પણ ( પાતિત્ય આવે )
૨૨ તે ( સંસર્ગ )ના પ્રકાર નવ
૨૩ નિષાદ ગીતાપમા સંસર્ગનો પ્રકાશ ખરો
૨૪ પરંતુ અસ્પષ્ટ
૨૫ સૂક્ષ્મ અવલોકનથી તેનુ ભાન થાય

---

* પુનાકમા આપેલા વિખ્યાત દેશબંધુ ડૉ સુધીન્દ્ર બોઝ ના હિંદ સ્વરાજ્ય નામના લેખન ઉપરોક્ત વિષયના ભાગનો અનુવાદ

૨૬ નામાદિક તથા શૌર્યાદિક વડે પણ (વર્ણત્વ)
૨૭ વાર્તા ( વેપાર એની વગેરે ) વૃત્તિથી પણ
૨૮ આનુવંશિકની અનુવૃત્તિથી પણ
૨૯ સસ્કાર વડે તેની ( વર્ણત્વની ) ક્રમશ ક્ષીણતા વા પુષ્ટિ
૩૦ તે પ્રમાણે જ શ્રુતિ, સ્મૃતિ અને અનુભવ.
૩૧ ત્રણ પેઢી સુધી બહુધા ઉત્કટ ( ક્ષીણતા વા પુષ્ટિ )
૩૨ તે પછી બારમી સુધી સ્થિર ગતિથી પુરી વૃદ્ધિ
૩૩ એકવીશમી સુધી ધીમે ધીમે ક્ષીણતા
૩૪ એ પછી કેવળ પાતળા પડેલા અનુભવાય
૩૫ તેઓ ( વ્રાત્ય ) છ-કે તો, તેના અનુસારે ઉદ્ધારક્રમ, આપસ્તમ્બના મતે
૩૬ પહેલી પેઢીમા બીજાવસ્થા
૩૭ પૂર્વાવસ્થામા જ
૩૮ ત્યારે સ્વલ્પ માત્રાથી ઊપચાર મનુના મતે
૩૯ પ્રૌઢાવસ્થામા અગ્નિમાત્ર ઉપચાર, એમ તાડ્યનો મત
૪૦ કાત્યાયનનો પણ એમ જ
૪૧ શાતાતપનો પણ
૪૨ મ્લેચ્છ કરાએલાને માટે પણ એમ જ, એવો દેવલનો મત
૪૩ નિષાદોનુ પ્રસંગવશાત્ સ્પર્શત્વ
૪૪ કારણ, યવનથી નિષાદ ચહડીયાતા
૪૫ મ્લેચ્છાદિકથી પણ
૪૬ એથી, તેઓ ( નિષાદો )નો શિક્ષા અને સદાચારનો બોધ લેવાનો અધિકાર
૪૭ તેથી વધુ ઉપદેશ વિના નહીં
૪૮ નિષાદ–સ્થપતિ ( મુખી ) ને તો ઇષ્ટિનો પણ અધિકાર
૪૯ તેમાં અગ્નિ તો લૌકિક જ
૫૦ નિષાદ માત્રને ( તે અધિકાર ) નહીં
૫૧ અધિકારમા સામર્થ્યની અપેક્ષા હોવાથી
૫૨ ક્ષત્રિયથી વૈશ્ય સ્ત્રીમા માહિષ્ય.
૫૩ વૈશ્યથી શૂદ્ર સ્ત્રીમા કરણ.
૫૪ માહિષ્યથી કરણ સ્ત્રીમા રથકાર, એમ સ્મૃતિઓમા છે
૫૫ પરતુ ત્રિવર્ણથી ( એઓ ) જુદા
૫૬ ત્યાં સુધીનાને શ્રૌત અગ્નિ ખરો
૫૭ ઊપનયન વગેરે પણ
૫૮ નિષાદોને પણ યોગ્યતા જોઇ પ્રાયશ્ચિત્ત પૂર્વક કર્મનો ઊપદેશ
૫૯ અને તે તાંડ્યમા કહેલું
૬૦ સર્વમેધ યાજ્ઞિઓએ કરાવવાનુ
૬૧. ક્રમથી આચારશુદ્ધિ થતાં શૂદ્રત્વનો પ્રકાશ.
૬૨ પૂર્વકાલનાં વૃત્તિ અને વેષ તજવાથી
૬૩ પોતાને યોગ્ય ( વૃત્તિ અને વેષ ) નો સ્વીકાર કરવાથી
૬૪ નિત્ય કર્મના પાલનથી
૬૫ યથાશક્તિ પ્રાયશ્ચિત્ત કરવાથી
૬૬ પ્રાયશ્ચિત્ત ન કરેલાનો સસર્ગ અવશ્ય વર્જવો જોઇએ
૬૭ બહુ જનસમૂહ વગેરેમાં સ્પર્શ દોષ નથી, એમ સ્મૃતિ
૬૮ કર્મમા તો હોય જ
૬૯ અને જળમાં
૭૦ અન્નાદિકમાં પણ
૭૧ કૃતપ્રાયશ્ચિત્ત તો સ્પૃશ્ય જ
૭૨ તેની સતતિ પણ
૭૩. ઉન્નતિ તો શ્રેષ્ઠ જોડે લગ્ન વગેરે સબધથી.
૭૪ યોગ્ય રીતે આચાર પાળવાથી
૭૫ યથાવિધિ સસ્કારથી
૭૬ ઉચિત વૃત્તિનો સ્વીકાર કરવાથી
૭૭ ધર્મના પરિપાલનથી.
૭૮ ગુણોના આવિર્ભાવથી
૭૯ વ્રાત્યને પ્રાયશ્ચિત્ત કરાવીને સસ્કાર કરવાથી દ્વિજત્વ
૮૦ અને તે તાંડ્યમાં કહેલુ
૮૧ કાત્યાયન પણ એમ
૮૨ તે પછી ગુણસપન્નનો ઉચિત વર્ણમાં પ્રવેશ

૮૩ વ્રાત્ય માટે કહેવાઈ ગયું ( ૭૫ થી ૮૧ )
૮૪ પાખંડી માટે વ્રાત્ય પ્રમાણે
૮૫ મ્લેચ્છ માટે તો અનેક આચરણના ત્યાગથી અને શ્રદ્ધાની પરીક્ષા કરીને જ
૮૬ બીજું પૂર્વની પેઠે સમાન
૮૭ મ્લેચ્છ કરાયેલા અને તેના વંશજો માટે પણ
૮૮ યવનોનું પણ મ્લેચ્છ પ્રમાણે
૮૯ તેમની સંતતિનું પણ એમ જ
૯૦ પ્રાયશ્ચિત્ત શાસ્ત્રને અનુસારે
૯૧ અધિકાર પણ
૯૨ તેમ જ ધર્મોપદેશ
૯૩ તેને આધારે જ અનુગ્રહ અથવા નિગ્રહ
૯૪ ક્રમથી જ અવનતિ ઉન્નતિ થાય, એમ સ્મૃતિઓ
૯૫ તે જ પ્રમાણે તેઓનું સંરક્ષણ
૯૬ કેટલાંક પ્રદેશમાં તેમ થતું પણ છે
૯૭ કેટલીક જાતોમાં પણ એમ કે ભક્તિ માર્ગમાં મોટા ભક્તોના અન્યધર્મી
૯૮ વૈષ્ણવોમાં પણ
૯૯ તેઓ (વૈષ્ણવ થયેલા) શૂદ્ર અથવા અંત્યજ નથી ગણાતા
૧૦૦ માટે સંસ્કારથી જાતિ બદલાય, એમ સ્મૃતિઓ
૧૦૧ અથવા દીક્ષાથી, એમ ભાગવતો
૧૦૨ અને તાન્ત્રિકો પણ
૧૦૩ બ્રાહ્મણ્ય તો તપ વગેરેથી, એમ વ્યાસ
૧૦૪ ગર્ભસંસ્કારથી એમ ઐતરેય
૧૦૫ સર્વના સમુચ્ચયથી, એમ આધુનિકો
૧૦૬ તેની (જાતિની) સ્થિતિ તો આચારથી જ
૧૦૭ ક્રમથી એક પગથી ઉંચે ચઢવાનું
૧૦૮ તે સ્થિર થયે બીજું તે પછીનું
૧૦૯ જેમ કે અગ્નિ મૃત્તમાંથી મૃત્ત
૧૧૦ અસ્પર્શત્વમાંથી સ્પર્શત્વ, ધુણાદિક પેઠે
૧૧૧ ( એ તો ) આપદ્ધર્મો છે એમ કહો તો, સર્વથા સમાન છે
૧૧૨ આપત્તિ હાલમાં પણ ગઈ નથી
૧૧૩ આક્રમણને લીધે તેઓ કથન જોવા છે
૧૧૪ અથવા ધર્મ પેઠે
૧૧૫ તેની ( એ આપદ્ધર્મોની ) ઉપેક્ષાથી સમાજ શરીરની રક્ષા પણ મુશ્કેલ
૧૧૬ તેઓનો ત્યાગ કરનારાને આશ્રિતોનો ત્યાગ કર્યાનું પાપ પણ
૧૧૭ હાલમાં તો તેઓનું અસ્પૃશ્યત્વ સ્વધર્મ ત્યાગથી જ નષ્ટ છે
૧૧૮ વૃત્તિ અને વેષ બદલવાથી થાય તો યુક્ત
૧૧૯ પણ ધર્મત્યાગ વડે થાય તે નહીં
૧૨૦ તેથી તો પાપની વૃદ્ધિ, માટે યોગ્ય નહીં
૧૨૧ તેમને માટે શિક્ષા ને ભક્તિનો ઉપદેશ
૧૨૨ સારી રીતે કેળવવા જોઇએ
૧૨૩ દેશસેવામાં જોડવા જોઇએ
૧૨૪ વિશેષ મોકલવા જોઇએ
૧૨૫ માર્ગ તૈયાર કરનારા બનાવવા જોઇએ
૧૨૬ એ પ્રમાણે તેઓનો હળવે હળવે સ્વીકાર
૧૨૭ ચાતુર્વર્ણ્યની સેવાથી તેમની ઉન્નતિ ત્વરિત.
૧૨૮ સમાજની અનુમતિથી એ થઇ શકાય છે.
૧૨૯. નિષ્કપટ સહાયોગથી
૧૩૦ અન્યથા અધઃપાત
૧૩૧ અથવા પરિષદના નિર્ણય પ્રમાણે કરવું
૧૩૨ અથવા શિષ્ટ વચન પ્રમાણે
૧૩૩ આચાર્યની આજ્ઞા પ્રમાણે
૧૩૪ ગુરૂનાં વાક્ય પ્રમાણે જ
૧૩૫ તે વગર નહીં
૧૩૬ શાસ્ત્ર વિરૂદ્ધનું ત્યાજ્ય
૧૩૭ કારણ કે, ગુરૂ પાસે વર્ણના હિત સાધક
૧૩૮ પતિતને પાવન કરવા એ જ પ્રભુનું કૃત્ય.
૧૩૯ ઘણે ઠેકાણે તે જોવામાં આવે છે
૧૪૦ એમ ન કરવાથી હાનિ, અપરિહાર્ય અને અપરિમિત
૧૪૧ શાસ્ત્રથી તેમ જ અનુભવથી

—પતિતોદ્ધાર મીમાંસા સમાપ્ત *

---

* ( પ્રભાસ પત્તન ... શારદા પીઠાધીશ્વર શંકરાચાર્ય સ્વામી શ્રી ત્રિવિક્રમ તીર્થજી મહારાજ વિરચિત સંસ્કૃત સૂત્રોનું ભાષાંતર )

# પ્રાચીન તથા અર્વાચીન શિક્ષણ પદ્ધતિ.

લેખક—ગ અંબાલાલ નૃસિંહલાલ શાહ.

સમય બદલાય છે, અથવા એમ જ કહીએ કે સમજ બદલાય છે, કંઈ પણ બદલાય છે તો અવસ્ય તેશીવાય સૃષ્ટિમા માનવિચાર આમ થોડા જ સમયમા આટલો બધો બદલાઇ જાય નહિ ગંગાજીના માર્ગમા, જ્યાં એક વખતે ખુબ પાણી હોય છે, ત્યા બીજી સાલ વારૂનો ટાપુ બની જાય છે, અથવા આ સાલ જ્યા પાણીનુ ટીપુ માત્ર પણ જણાતું નથી હોતુ ત્યા આવતી સાલ અગાધ પાણી ભરાઇ જાય છે લોકગમાનો પ્રવાહ પણ આ રીતનો જ છે આજે જે કલ્પનાથી લોકગંગામા ડૂબી ગયા છે, તે જ થોડા દિવસ માટે તેની બહાર નીકળી આવશે, અથવા આજ જે વિચારોપર લોકગંગાનો કણ પણ નથી, તે જ વિચાર કાલ તેની મધ્યધારમા આવી જશે હા, કેટલીક, કલ્પનાઓ એવી છે કે જે કદિ પણ બદલાતી નથી સત્ય, નીતિ, પરોપકાર ઇત્યાદિ વિષયક વિચાર ત્રેતાયુગના રામરાજ્યના સમયથી તે આ કલિયુગના આ રામરાજ્યના સમય સુધી અવિચલિત છે કેટલીક કલ્પનાઓ એવી પણ છે કે જે દરેક રાજ્યમા બદલાયા કરે છે ઉદાહરણ તરિકે, પોશાક, વિદ્યા, જ્ઞાન, કલા ઇત્યાદિ એ એટલી બધી ક્ષણભંગુર નથી તેમ જ નથી એટલી સ્થિર એમા પણ સમયના પરિવર્તનથી કહો, અગર સમજના ફેરથી કહો કે હેરફેર તો થાય છે જ

વિદ્યા તથા શિક્ષણ પ્રણાલી આ વર્ગની છે **ભારતવર્ષમા** પાશ્ચાત્ય શિક્ષણ પ્રણાલીથી શિક્ષણપ્રદાન કરવાનો આરંભ ઇ સ ૧૮૩૫ થી થયો એનો પાયો નાખનાર **લૉર્ડ મૅકોલે** પોતાના નિબંધમાં લખે છે કે—" પાશ્ચાત્ય વિદ્યા તથા વાઙ્મયની સન્મુખ અન્ય ગ્રંથ કોડી સમાન છે. આર્ય વૈદક લઇએ તો તેમા કંઈ સત્વ મળે જ નહિ આર્ય જ્યોતિષ લઇએ તો અમારી નાની નાની બાળાઓ પણ તેના સિદ્ધાન્તો સાભળી હસવા માંડશે ઇતિહાસ લઇએ તો તેમા વીસ વીસ હાથ ઉંચા અને ત્રીસ ત્રીસ હજાર સાલ રાજ્ય કરનારા રાજાઓ જ નજરે જડે છે અને ભૂગોળ! વાહ! તેમા તો દૂધ અને દહીંના સમુદ્રમા ભણવાવાળા ડૂબી જ જશે!!! જ્યારે એવી નકામી વિદ્યા ભણાવવામા અમે સરકારી ખર્ચ કરીએ તો અમારૂ જ્ઞાન, અમારી ઉન્નતિ, અમારી વિદ્યાપ્રિયતા સર્વ વ્યર્થ જ થાય-થશે " આ પ્રમાણે આર્ય-વિદ્યાનો દોષ બતાવી પાશ્ચિમાત્યવિદ્યાનો પાયો નખાવવો અહીં શરૂ થયો—પાયો નખાયો આ નવો પાયો નાખવામાં **બંગાળાના** સમાજસુધારક **રાજા રામમોહન રાયની** મદદ હતી આ પાયાપર જે ઇમારત ચણવામાં આવી છે તે લોકોથી કંઇ અજાણ્યું નથી, પણ એની ઉંચી અને નયનહારિણી ઇમારતની ક્યારા પણ લોકોને વિદિત નથી એમ પણ નથી " દૂરત પર્વતા રમ્યા —" આ ન્યાયથી જે સૌન્દર્ય આ ઇમારતમાથી ઝળહળતુ જણાતુ હતું તે ધીમે ધીમે નષ્ટ થતું ચાલ્યુ—નષ્ટ થયુ એના દોષ પણ લોકોની આખોમા ખટકવા લાગ્યા છે સને-૧૯૧૧ માં **સિમલા કૉન્ફરન્સ** ભરાઇ અને પૌર્વાત્ય વિદ્યાનુ રક્ષણ આ શિક્ષણ

પ્રણાલીથી કરવાથી એક મધ્યવર્તિની સસ્થા સ્થાપિત કરવાનો પ્રસ્તાવ પણ થયો અને એમ કે આર્યવિદ્યાનું મહત્ત્વ પાશ્ચિમાત્ય વિદ્યાને સમકક્ષ હોય તેમ સમજાવા લાગ્યુ, પણ આજ એક સમુદાય ભારતમાં એવો ઉભો થઇ રહ્યો છે કે જે આ પાશ્ચિમાત્ય વિદ્યાની સર્વથૈવ વિરુદ્ધ છે મહાશય **પ્રમથનાથ બોસ** બી એસ સી ( લંડન ) એ " નવીન ભારતનો આભાસ " ( *The illusions of New India* ) નામનુ એક પુસ્તક લખ્યુ છે એ પુસ્તકના લેખકનો આધુનિક બૌદ્ધિક ઉન્નતિ, ઉન્નતિ નહિ, કેવળ ઉન્નતિનો આભાસ માત્ર જણાય છે આ પુસ્તકમાં પ્રાચીન શિક્ષણ પ્રણાલીની તરફેણમાં જે કહેવામાં આવ્યુ છે તથા આધુનિક શિક્ષણ પ્રણાલી વિષે જે મતાંતર દર્શાવવામાં આવ્યો છે તે ઉપરથી બન્ને શિક્ષણપદ્ધતિઓની તુલના કરવાનો વિચાર મારા મનમા આવ્યો છે

આરભમા આ કહેવુ અનુચિત તો નહિ જ ગણાય કે કોઇ પણ પદ્ધતિને હું નિર્દોષ નથી સમજતો નથી બન્ને વિદ્યાઓ પરિપૂર્ણ કે નથી બન્ને પદ્ધતિ આયુર્વેદ, વૈદક, અને જ્યોતિષ આદિમાં મૅકૉલે સાહેબ જેવો મારો વિચાર નથી, તેમ જ આધુનિક ઉન્નતિના સંબંધમાં **બાબુ પ્રમથનાથના** જેવો પણ મારો વિચાર નથી પૌર્વાત્ય શિક્ષણ પ્રણાલીમાં પણ કઇ ગુણ તથા કઇ દોષ છે એ જ પ્રમાણે પાશ્ચિમાત્ય શિક્ષણ પદ્ધતિમા પણ કઇ ગુણ તથા કઇ દોષ છે એ દોષ તથા ગુણનો વિચાર આ લેખમા આપણે કરવાનો છે

મૅકૉલેના સાહેબના શબ્દપ્રહારોથી શિક્ષણપદ્ધતિનુ વૃક્ષ ખરેખર બળી ગયુ હતુ એમ આપણે જાણ્યુ તેનું કુપળથી ખીલેલુ જોઇ ક્ષણભર ચિત્તવિસ્મય પામી જાય છે, પરન્તુ જરાએ વિસ્મયનુ કઇ કારણ નથી આર્યવિદ્યા તથા પ્રાચીન શિક્ષણપદ્ધતિ, આટલા દિવસો સુધી અધારામા હતી એમ આપણે જાણતા હતા-ધારતા હતા, પણ એનુ કારણ પાશ્ચિમાત્ય વિદ્યાનુ તેજ એનાથી અધિક હતુ એમ નથી ધ્યાનમા રાખવુ જોઇએ કે આરભમા જે પાશ્ચિમાત્ય પદ્ધતિનો અહીં આરભ થયો હતો તેનો પ્રધાન ઉદ્દેશ સરકારી દફતરોને માટે કામદારી તૈયાર કરવાનો હતો અને પ્રારભમા જે લોક " न वदेद्यावनीं भाषां प्राणे कण्ठगतैरपि"—કહેતા હતા તેને પણ જ નદ્ર જાતની અર્થવૃત્તિનો પ્રાપ્તિની લાલચથી આ પદ્ધતિથી અધ્યયન કરવા લાગ્યા એ દિવસોમા એ પ્રમાણે વિદ્યાઅધ્યયન કરતા હતા તેમને સારી સારી જગ્યાઓ પણ મળી શકતી જેવી રીતે 'લેમ્પ' ની પછવાડે ' રીફલેક્ટર'નો પ્રભાવ પડે છે તેવી જ રીતે આ રાજ્યાશ્રયનો—આદર પર બળનો—પ્રભાવ એ વિદ્યાપર પડતો, "રીફ્લેકટર"ના કારણે દીપકનુ તેજ કઇક વધી જાય છે આ રાજ્યાશ્રયનો પ્રભાવ પણ એ વિદ્યાપર એવો જ છે લોકોની દૃષ્ટિ તેનાપર પડી. તેઓની દૃષ્ટિ ત્યાથી દૂર અન્ય વિદ્યામા રાખતા તે સર્વે અધકારમા જણાવા લાગી, પરન્તુ નિત્ પ્રતિદિન આ 'રીફ્લેકટર' નિસ્તેજ થતા લાગ્યુ સાથે આ દીપકનુ પ્રખર તેજ પણ નિસ્તેજ થવા લાગ્યુ, ત્યારે લોકોને ફરી સમજાવા લાગ્યુ કે આ વિદ્યામા તથા આ હિંદુ પ્રણાલીમા પણ કઇક ગુણ છે

# પ્રાચીન તથા અર્વાચીન શિક્ષણ પદ્ધતિ.

લેખક–રા અંબાલાલ નૃસિંહલાલ શાહ.

સમય બદલાય છે, અથવા એમ જ કહીએ કે સમાજ બદલાય છે, કંઈ પણ બદલાય છે તો અવશ્ય તે સીવાય સૃષ્ટિમા માનવિવિચાર આમ થોડા જ સમયમા આટલો બધો બદલાઈ જાય નહિ ગંગાજીના માર્ગમા, જ્યાં એક વખતે ખુબ પાણી હોય છે, ત્યાં બીજી સાલ વાલનો ટાપુ બની જાય છે, અથવા આ સાલ જ્યા પાણીનુ ટીપુ માત્ર પણ જણાતું નથી હોતુ ત્યાં આવતી સાલ અગાધ પાણી ભરાઈ જાય છે લોકગંગાનો પ્રવાહ પણ આ રીતનો જ છે આજે જે કલ્પનાથી લોકગંગામા ડૂબી ગયા છે, તે જ થોડા દિવસ મા તેની બહાર નીકળી આવશે, અથવા આજ જે વિચારોપર લોકગંગાનો કણ પણ નથી, તે જ વિચાર કાલ તેની મધ્યધારમા આવી જશે હા, કેટલીક, કલ્પનાઓ એવી છે કે જે કદિ પણ બદલાતી નથી સત્ય, નીતિ, પરોપકાર ઇત્યાદિ વિષયક વિચાર ત્રેતાયુગના રામરાજ્યના સમયથી તે આ કલિયુગના આ રામરાજના સમય સુધી અવિચલિત છે કેટલીક કલ્પનાઓ એવી પણ છે કે જે દરેક રાજ્યમા બદલાયા કરે છે ઉદાહરણ તરીકે, પોશાક, વિદ્યા જ્ઞાન, કલા ઇત્યાદિ એ એટલી બધી ક્ષણભંગુર નથી તેમ જ નથી એટલી સ્થિર એમા પણ સમયના પરિવર્તનથી કહો, અગર સમાજના ફેરથી કહો કે ફેરફાર તો થાય છે જ

વિદ્યા તથા શિક્ષણ પ્રણાલી આ વર્ગની છે ભારતવર્ષમા પાશ્ચાત્ય શિક્ષણ પ્રણાલીથી શિક્ષણપ્રદાન કરવાનો આરંભ ઇ સ ૧૮૩૫ થી થયો એનો પાયો નાખનાર લાર્ડ મૅકોલે પોતાના નિબંધમા લખે છે કે—" પાશ્ચાત્ય વિદ્યા તથા વાઙ્મયની સન્મુખ અન્ય ગ્રંથ કોડી સમાન છે. આર્ય વૈદક લઇએ તો તેમા કંઈ સત્ત્વ મળે જ નહિ આર્ય જ્યોતિષ લઇએ તો અમારી નાની નાની બાલાઓ પણ તેના સિદ્ધાન્તો સાંભળી હસવા માંડશે ઇતિહાસ લઇએ તો તો તેમાં વીસ વીસ હાથ ઉંચા અને ત્રીસ ત્રીસ હજાર સાલ રાજ્ય કરનાર રાજાઓ જ નજરે જડે છે અને ભૂગોળ ! વાહ ! તેમા તો દૂધ અને દહીંના સમુદ્રમા ભણવાવાળા ડૂબી જ જશે ! ! ! જ્યારે એવી નકામી વિદ્યા ભણાવવામા અમે સરકારી ખર્ચ કરીએ તો અમારૂ જ્ઞાન, અમારી ઉન્નતિ, અમારી વિદ્યાપ્રિયતા સર્વ વ્યર્થ જ થાય–થશે " આ પ્રમાણે આર્ય-વિદ્યાનો દોષ બતાવી પાશ્ચિમાત્યવિદ્યાનો પાયો નખાવ્યો અહીં શરૂ થયો–પાયો નખાયો આ નવો પાયો નાખવામા બંગાળાના સમાજસુધારક રાજા રામમોહન રાયની મદદ હતી આ પાયાપર જે ઇમારત ચણવામાં આવી છે તે લોકોથી કંઇ અજાણ્યું નથી, પણ એની ઉંચી અને નયનહારિણી ઇમારતની ક્યારે પણ લોકોને વિદિત નથી એમ પણ નથી "દૂરત પર્વતા રમ્યા –" આ ન્યાયથી જે સૌન્દર્ય આ ઇમારતમાથી ઝળહળતું જણાતું હતું તે ધીમે ધીમે નષ્ટ થતુ ચાલ્યુ–નષ્ટ થયુ એના દોષ પણ લોકોની આંખોમા ખટકવા લાગ્યા છે. સને ૧૯૧૧ મા સિમલા કૉન્ફરન્સ ભરાઇ અને પૌર્વાત્ય વિદ્યાનુ રક્ષણ આ શિક્ષણ

કૃષ્ણચરિત્ર રૂ. ૧–૮–૦ એન એમ ત્રિપાઠી, એન્ડ કંપની, મુંબાઇ

# વિજ્ઞાનસૂત્ર.

લેખક—રા માનજી દામજી શાહ.

માનવનુ જીવન અમૂલ્ય છે દરેક મનુષ્ય જગતમા કોઇ ખાસ ઉદ્દેશને લીધે જ અવતરેલ હોય છે તે કદાચ આ ઉદ્દેશપૂર્તિમા સફળ ન થવા પામે તો તેનુ જીવન વ્યર્થ જાય તેનો ઉદ્દેશ વ્યક્તિગતરૂપથી ગમે તે હોય, પરતુ કુદરતે તેને સાર્વજનિક યા તો સામાજિક કિંવા જાતીય અથવા તો રાષ્ટ્રીય જીવનના એક અગ તરીકે રચેલો હોય—જ્યારે તેને ખાસ કોઇ સ્થાન આપ્યુ હોય તો સાથે સાથે જ તે સમાજ કિંવા રાષ્ટ્રમાટે કે રાષ્ટ્ર અથવા તો સમાજ તેને માટે જવાબદાર છે, તેથી કોઇ પણ વ્યક્તિને પોતાના કિંવા પારકા જીવનનો લગાર પણ મન, વચન કાયા તેમ જ સપત્તિનો દુર્વ્યય કરવાનો અધિકાર છે જ નહિ માત્ર એકના સચયથી પણ કામ ચાલી શકતુ નથી જ્યા તેના સદુપયોગની યોજના નથી ત્યા સચયની ગણત્રી અપશ્રમમા અને પરિશ્રમની ગણત્રી અપશ્રમમા પરિણમે છે, એથી કરીને બાળકનુ શિક્ષણ બહુ વિચારણીય કાર્ય છે શિક્ષકનુ એટલુ જ માત્ર કર્તવ્ય નથી કે બાળકના જીવનનો દુરુપયોગ ન થવા દે પરતુ તેનુ એટલુ પણ કર્તવ્ય છે કે સદ્વ્યયના પ્રાપ્ત થયેલ સર્વ સાધનોનો તે વ્યાજબી ઉપયોગ કરી રહેલ છે કિંવા નહિ, અથવા તો ભાવિ જીવનમાં તે તે સાધનો ઉન્નતિમા મદદગાર થઇ પડે તેમ છે કે નહિ

આ કસોટીવડે જ્યારે આપણે હાલમા ચાલતી શિક્ષણપદ્ધતિપર વિચાર કરીએ છીએ ત્યારે મોટો ભ્રમ દેખાઇ આવે છે એટલુ જ નહિ પરતુ દુર્વ્યયનુ ભયકર દર્શન દેખાય છે દશ વર્ષપર્યંત વિજ્ઞાન વિષયક સૈદ્ધાન્તિક અને વ્યાવહારિક શિક્ષણ પ્રાપ્ત કર્યા પછી અમારા દેશનુ અમૂલ્ય ધન અમારા ગ્રેજ્યુએટો કાયદાની પરીક્ષા અને વકીલાતના ભ્રમગર્તમા પડી જવા પામે છે, અથવા કલાર્ક—કારકુન તરીકેની નોકરી મેળવવા માટે ફાંફા મારતા જોવાય છે અથવા કોઇ એવો પ્રબંધ મેળવે છે કે પહેલાના ભણેલા ગણેલા વિષય સાથે કઇ લેવા દેવા રહે નહિ એક તરફથી આવી વ્યક્તિઓની અદ્ભુત રચનાઓથી સમાજના સાર્વજનિક ધનનો અને શક્તિનો દુર્વ્યય થાય છે બીજી તરફથી વ્યક્તિનુ જીવન નષ્ટ થાય છે ને લાભ કશો પણ નહિ, જ્યારે નુકશાન થાય જ વિદ્યા અને પરીક્ષાના બોજાથી મુક્ત થયા પછી—સ્નાતકનો વેષ બદલ્યા પછી વિદ્યાનદીના પ્રવાહમાં આનન્દ ઝીલવાનુ સ્વપ્ન પણ ભાગ્યે જ હાલના વિદ્યાર્થીઓને આવતુ હોય, તેનુ સ્મરણ ક્યારેક ક્યારે આનન્દનુ નિમિત્ત માત્ર બનતુ હોય, પરતુ તેથી શો લાભ? નુકશાન એ મ્હોટુ થયુ કે "ધોબીનો કુતરો ન રહ્યો ઘરનો કે ન રહ્યો ઘાટનો" સ્નાતક કે જે હાલ વકીલ થયેલ છે તેણે દશ વર્ષ બીજા વ્યવસાયમાં પસાર કર્યા હોત તો તેમાં કેટલી બધી કુશળતા સપાદન કરી શકત આ બધી રામાયણ તો વકીલાતની બાબતમાં થઇ બીજી કેળવણીથી અસબદ્ધ આજીવિકા મેળવવાના ક્ષેત્રોની બાબતમા પણ આ જ દશા છે.

પ્રાચીન અને અર્વાચીન શિક્ષણપદ્ધતિમા જે પ્રમુખ ભેદ છે તેનુ આપણે દિગ્દર્શન કરી જોયુ બન્ને પક્ષોની યોગ્યતા અને અયોગ્યતા આમ આપણે જાણી આધુનિક પણ્ડિતોમા જે પ્રકાર એકાગિની શિક્ષણ પ્રાપ્ત કરવામા જોવામા આવે છે, તે પ્રમાણે પ્રાચીન પણ્ડિતો પણ અનેકાગિની શિક્ષણ પ્રાપ્ત કરતા હતા તેમ ન હતુ માયનાચાર્ય, ક્ષેમેન્દ્ર, મલ્લિનાથ આદિ અનેક વિષયોના જ્ઞાતા હતા અનેક ગ્રથોના વાચનથી આ વિષયોનો સ્ફોટ થાય છે, અર્થાત્ એ અપવાદભૂત હતા અનેકાગિની શિક્ષણના કાળમા પણ એકાગિની શિક્ષણ પ્રાપ્ત કરનારા જેમ થોડા લોક છે, તેમ પ્રાચીન એકાગિની શિક્ષણના સમયમા પણ અનેકાગિ પણ્ડિત હતા ઉપર લખેલા ભેદો સિવાય કેવળ પક્ષાભિમાનથી આજ કાલ બન્ને પક્ષ ઘઇ ગુપ્ત દોષથી આરોપિત છે આધુનિક પણ્ડિત પ્રાચીનોને સકુચિત ચિત્તવૃત્તિવાળા કહે છે અને એ જ પ્રમાણે પ્રાચીન પણ્ડિત આધુનિક લોકોને નીતિભ્રષ્ટ તથા ધર્મભ્રષ્ટ કહે છે એ કથનાનુસાર આધુનિક શિક્ષણથી લોક અધિક સ્વાર્થી બનતા જાય છે થોડો જો વિચાર કરવામા આવે તો તરત જ સમજાય એમ છે કે એ આરોપ ભ્રાન્તિમૂલક હોય એમ જણાય છે સકુચિત ચિત્તવૃત્તિ, નીતિભ્રષ્ટતા, ધર્મભ્રષ્ટતા, સ્વાર્થસાધના ઇત્યાદિ દોષ પહેલા પણ હતા, આજ પણ છે, અને જ્યા સુધી વિચાર કરી રાખીએ છીએ ત્યા લગી દુનિયામા પણ રહેશે એટલા માટે કોઇ શિક્ષણપદ્ધતિને ઉત્તરદાયી સમજવુ એ ઉચિત નથી

એ ઉભય પદ્ધતિ પરસ્પર વિરોધિની છે, અને એ બન્નેથી સુશિક્ષિત લોક અપવાદભૂત પણ રહેશે સામાન્ય મનુષ્યને માટે આ કહી શકાશે કે *Something of everything and everything of something*—" અર્થાત્ એકમા આકણ્ઠ અને અન્ય સર્વમા જાનુ પર્યન્ત—એ ન્યાયથી શિક્ષણ પ્રાપ્ત કરવુ જોઇએ પણ સાથે આટલુ પણ યાદ રાખવુ જોઇએ કે જો આ પ્રકારે સર્વ કોઇ કરવા માડે તો—" એક નહિ પુરૂં તો સર્વ અધરૂં " થઈ જશે એક જ મનુષ્યને માટે બન્ને પદ્ધતિથી સપૂર્ણ રીતે અધ્યયન કરવુ અશક્ય થઈ પડશે, પણ થોડું થોડુ બન્ને પદ્ધતિથી અધ્યયન કરવુ શક્ય થઈ પડશે બન્ને પદ્ધતિનો જોગ એક મનુષ્યમાં હોવો જેટલો કઠિન છે, તેટલુ જ કઠિન એક જ સમાજમા બન્ને પ્રકારના લોકને માટે નથી પરસ્પરના ગુણદોષ સમજી જો બન્ને પક્ષ પોતપોતાના દોષ કબુલ કરે અને બીજાના ગુણને માન્ય કરવા તૈયાર થઇ જાય તો વ્યક્તિઓનુ અપૂર્ણત્વ અને દૂષણ, સમાજરૂપી પુરૂષનુ પૂર્ણત્વ અને ભૂષણ બની જાય આને માટે બન્ને પ્રકારનુ શિક્ષણ સાધન હોવું જોઇએ, દેશમા બન્ને પદ્ધતિની પાઠશાળા હોવા જોઇએ થોડા થોડા બન્નેમા મેળ હોવો જોઇએ બહારની પરિસ્થિતિ તથા માનસિક સ્થિતિને અનુસાર વ્યક્તિઓને એમા કોઇ એક પદ્ધતિને માટે સ્વતન્ત્રતા હોવી જોઇએ જો એમ બને તો પરસ્પર વિરોધિની પદ્ધતિનો લાભ ભારતભૂમિને મળે અને એના દુર્ભાગ્યનો દીવસ શીઘ્રતાથી ફરી જાય—દૂર થાય આટલા માટે બન્ને પક્ષાભિમાનીઓને પ્રાર્થના છે કે ભાઇઓ ! વિરોધ છોડી દો ! સસ્કૃત પાઠશાળાઓની નિન્દા ન કરો, નવીન શિક્ષણ પદ્ધતિને શિર વ્યર્થ દોષ ન મૂકો, કારણ કે બન્નેમા ગુણ છે–દોષ છે સ્વીય દોષ સ્વીકારી એને ત્યજવા યત્ન કરો ગુણને સ્વીકારો અને એનું અનુકરણ કરો *

---

* હિન્દી ઉપરથી.

# વિજ્ઞાનસૂત્ર.

લેખક—રા. માનજી દામજી શાહ.

મનુષ્ય જીવન અમૂલ્ય છે દરેક મનુષ્ય જગતમા કોઈ ખાસ ઉદ્દેશને લીધે જ અવતરેલ હોય છે તે કર્તવ્ય આ ઉદ્દેશપૂર્તિમા સફળ ન થવા પામે તો તેનુ જીવન વ્યર્થ જાય તેનો ઉદ્દેશ વ્યક્તિગતરૂપથી ગમે તે હોય, પરતુ કુદરતે તેને સાર્વજનિક યા તો સામાજિક કિંવા જાતીય અથવા તો રાષ્ટ્રીય જીવનના એક અગ તરીકે રચેલો હોવા–જ્યારે તેને ખાસ કોઈ સ્થાન આપ્યુ હોય તો સાથે સાથે જ તે સમાજ કિવા રાષ્ટ્રમાટે કે રાષ્ટ્ર અથવા તો સમાજ તેને માટે જવાબદાર છે, તેથી કોઈ પણ વ્યક્તિને પોતાના કિવા પારકા જીવનનો લગાર પણ મન, વચન કાયા તેમ જ સંપત્તિનો દુર્વ્યય કરવાનો અધિકાર છે જ નહિ માત્ર એકના સચયથી પણ કામ ચાલી શકતુ નથી જ્યાં તેના સદુપયોગની યોજના નથી ત્યાં સચયની ગણત્રી અપવ્યયમા અને પરિશ્રમની ગણત્રી અપશ્રમમા પરિણમે છે, એથી કરીને બાળકનુ શિક્ષણ બહુ વિચારભર્યું કાર્ય છે શિક્ષકનુ એટલુ જ માત્ર કર્તવ્ય નથી કે બાળકના જીવનનો દુરુપયોગ ન થવા દે પરતુ તેનુ એટલું પણ કર્તવ્ય છે કે સદ્વ્યયના પ્રાપ્ત થયેલ સર્વ સાધનોનો તે વ્યાજબી ઉપયોગ કરી રહેલ છે કિવા નહિ, અથવા તો ભાવિ જીવનમા તે તે સાધનો ઉન્નતિમા સહાયક થઈ પડે તેમ છે કે નહિ

આ કસોટીવડે જ્યારે આપણે હાલમાં ચાલતી શિક્ષણપદ્ધતિપર વિચાર કરીએ છીએ ત્યારે મોટો ભ્રમ દેખાઇ આવે છે એટલુ જ નહિ પરતુ દુ ખનુ ભયકર દૃશ્ય દેખાય છે ઘણા વર્ષોપર્યંત વિજ્ઞાન વિષયક સૈદ્ધાન્તિક અને વ્યાવહારિક શિક્ષણ પ્રાપ્ત કર્યા પછી અમારા દેશનુ અમૂલ્ય ધન અમારા ગ્રેજ્યુએટો કાયદાની પરીક્ષા અને વકીલાતના ભ્રમગર્તમા પડી જતા પામે છે, અથવા કારકુન–કારકૂન તરીકેની નોકરી મેળવવા માટે ફાંફા મારતા જોવાય છે અથવા કોઈ એવો પ્રબંધ મેળવે છે કે પહેલાના ભણેલા ગણેલા વિષય સાથે કઈ લેવા દેવા રહે નહિ એક તરફથી આવી વ્યક્તિઓની અદ્ભુત રચનાઓથી સમાજના સાર્વજનિક ધનનો અને શક્તિનો દુર્વ્યય થાય છે બીજી તરફથી વ્યક્તિનુ જીવન નષ્ટ થાય છે ને લાભ કશો પણ નહિ, જ્યારે નુકશાન ઘણુ જ વિદ્યા અને પરીક્ષાના બોજાથી મુક્ત થયા પછી–સ્નાતકનો વેષ બદલ્યા પછી વિજ્ઞાનદીના પ્રવાહમાં આનન્દ ઝીલવાનુ સ્વપ્ન પણ ભાગ્યે જ હાલના વિદ્યાર્થીઓને આવતુ હોય, તેનુ સ્મરણ ક્યારેક ક્યારે આનન્દનુ નિમિત્ત માત્ર બનતુ હોય, પરતુ તેથી શો લાભ? નુકશાન એ મ્હોટુ થયુ કે "ધાબીનો કૂતરો ન રહ્યો ઘરનો કે ન રહ્યો ઘાટનો" સ્નાતક કે જે હાલ વકીલ થયેલ છે તેણે દશ વર્ષ બીજા વ્યવસાયમાં પસાર કર્યા હોત તો તેમાં કેટલી બધી કુશળતા સપાદન કરી શકત આ બધી ગમાવણ તો વકીલાતની બાબતમાં થઇ બીજી કેળવણીથી અસબદ્ધ આજીવિકા મેળવવાના ક્ષેત્રોની બાબતમા પણ આ જ દશા છે

જે વિદ્યાર્થીઓ પોતાનુ ભાવિ ઉજ્જવળ બનાવવાની આશાથી વિદ્યામદિરાના બારણાનો આશ્રય હરહમેશ લે છે તેઓ બીચારા એક મ્હીલ્લાપર હરહમેશ ચાલ્યા જાય છે તેઓ અભ્યાસક્રમના આધારે નાખી મૂકી "Courses" ગલીઓના માર્ગ દ્વારા જ એક દરવાજાથી બીજા દરવાજાપર્યંત જઇ શકે છે, પોતાને યોગ્ય સીધો માર્ગ સ્વયં તેઓ શોધી શકતા નથી, તેઓને ફરમાવવામા આવે છે કે તમે ખીચડી બનાવવા ઇચ્છતા હો તો સોનાની તપેલી લાવો, તેમા જ રાધવાનુ શીખવવામા આવશે અથવા અમે માત્ર આંધણુ મૂકવાનુંજ શીખવીશુ, ખીચડી તો તમારે અહિથી ગયા પછી પકાવી લેવી !

ઘણા લોકોએ નિશ્ચય કર્યો કે અમે વધારે સીધો ને વધારે સુગમ તેમ જ લાભદાયક માર્ગ કાઢીએ તેવો માર્ગ કાઢયો ખરો ને મોડા એકઠા કર્યા, તન મન અને ધન અર્પણ થયા નવા રસ્તાઓ શોધવામાં આવ્યા, પરન્તુ દશા તેવીને તેવી જ રહી ધન તેમ જ શક્તિનો નિપુન રીતે વ્યય થવા છતા અમે તો ત્યાને ત્યાં જ રહી જવા પામ્યા એટલુ જ નહિ પરતુ એક પગલુ પાછા હઠ્યા, આગળ વધવાના સમાચાર ન આવ્યા અમારા પ્રયત્નોનુ ફળ જોવામા તો બહુ સરસ જણાયુ પરન્તુ નીકળ્યુ આંખને જ ફક્ત સુંદર જણાય તેવુ ઇંદ્રાયણુ ફળ ખરુ પરન્તુ સાધારણ તેમ જ કાર્યદક્ષ નિરીક્ષકનુ ધ્યાન હમેશા મુખ્ય મુદ્દાપર જ રહે છે અનુમાન કરનારો વર્ગ કારણ ગમે તેવુ સમજે, તેઓનુ અનુમાન નિર્વિવાદ હોવુ મુશ્કેલ છે પરન્તુ જે લૌકિક પદાર્થોનો વિનાસ મ્હોટા પ્રમાણમા દષ્ટિએ પડે છે તેનાથી આંખો મીચીને, પરિણામ પ્રતિલક્ષ્ય આપ્યા વગર ગાડરીયાપ્રવાહની માફક આગળ ને આગળ ધપ્યે જવામા કશુ ફળ હોતુ નથી એમાથી બચવાનો ઉપાય એ છે કે અવિદ્યારૂપી શત્રુનો મદ તોડવો, ભ્રમનો કીલ્લો તોડવો, કુદરત દેવીની સહાયતા માટે તેના ચરણોમા પોતાની સેવાનુ બલિદાન કરવુ, એને શક્તિનુ વાહન સિંહ બનીને ભ્રાન્તિરૂપ રાક્ષસનુ દમન કરવુ"

ભ્રમ અનેક પ્રકારના છે, જેનો વિસ્તારથી ઉલ્લેખ કોઈ અન્ય સ્થળે કરવામા આવશે કોઇ તો કરશે જ આપણો રામ તો કર્તવ્યપરાયણ જનોની સમક્ષ કામ મૂકી દેનારાઓમાનો એક છે ઠીક સમજાય તો સિદ્ધિ ના ગણેશનુ નામ લો, બિસ્મલ્લા કરો, નહિતર આ દરાવને પણ એ સાધારણ સૂતરના બગાડરૂપ સમજી સતોષ માની લો

શિક્ષાની આધુનિક પદ્ધતિ સુધારવા યોગ્ય છે પરતુ તેની સુધારણા દેશ કાળની આવશ્યકતાના અનુસારે થવી જોઇએ દેશની ભાષામા મિડલ કલાસના ધોરણો પર્યંત શુદ્ધ શિક્ષા એવા પ્રકારની મળવી જોઇએ કે, બાળક ઇચ્છે તો માત્ર સૈદ્ધાંતિક ( Theoretical ) વિદ્યામાટે આગળ અભ્યાસ કરે, અથવા વ્યાવહારિક ( Practical ) વિદ્યાનો પ્રયત્ન કર

લેખકના અભિપ્રાય મુજબ વ્યાવહારિક તે બધુ જ્ઞાન છે કે જેમા સાધારણ અથવા તો અસાધારણ જ્ઞાનપૂર્વક હાથની સફાઇ તેમ જ કારીગરીની જરૂરત હોય, શીખનાર ક્રિયાકુશળ અને, ભવિષ્યમા એન્જીનિયર, યા વિજ્ઞાનવેત્તા કિંવા દરજી, લુહાર, મોચી, કુંભાર વગેરેને લગતુ કાર્યઆજીવિકાને માટે અગર તો શોધખોળમાટે કરી શકે સૈધ્ધાનિક જ્ઞાન તે ગણાય કે

જેથી મનુષ્ય, કાવ્ય, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજનીતિ, કાયદા વગેરે વિષયોનુ જ્ઞાન સપાદન કરીને સિદ્ધાન્તશિક્ષક, લેખક વા વકીલ વગેરે થઇ શકે અથવા વિચાર યા તર્કદ્વારા દર્શનોનુ નિદર્શન કરતા કરાવતા રહે આ શ્રેણીના આઠમા દરજ્જાને જ પ્રવેશક માનવો જોઇએ અને અંગ્રેજી શિક્ષણની શરૂઆત અહીં સુધી પહોચ્યા પછીથી થવી જોઇએ, જેઓને ઘણા ઉંચા જ્ઞાન વિજ્ઞાનનો સમીક્ષાત્મક કિવા શોધખોળ કરવારૂપ અભ્યાસ કરવાનો ઇરાદો હોય તેઓએ તે તે વિષયના શરૂઆતથી જ નાની નાની રીડરોદ્વારા યોગ્ય શબ્દો પર પૂરો પરિચય કરી લેવો જોઇએ, અને એટલે સુધી અંગ્રેજી અભ્યાસ પહોચવો જોઇએ કે પુસ્તક વાચીને તેમ જ ક્યારેક ક્યારેક તો કોશની મદદ લઇને પોતાના ખાસ વિષયના પુસ્તકો અંગ્રેજીમાં સમજી શકે ધારાનવાદ અંગ્રેજી બોલવાનો કે લખવાનો ઇરાદો જેઓનો હશે તેવાઓની સખ્યા તો જુજ નીકળશે, તેઓ પોતાનો પ્રબધ સ્વય કરી લેશે, તેઓને માટે સમગ્ર જનતાને શામાટે સતાવવામા આવે ? કોન્સીલની, સ્માર્ટની, કોર્ટોની, કે સભાઓની ભાષા આપણી દેશભાષા થવી જોઇએ તેમ જ અંગ્રેજી ભાષાની ઉચ્ચ વિદ્વત્તા આવશ્યક ન હોવી જોઇએ સિવિલસર્વિસ અને એજ્યુકેશનલ સર્વિસમા જે અંગ્રેજો આવે છે તેઓને આપણા દેશની ભાષા શીખવી પડે છે, પરતુ તે નામ માત્ર તેમ તેઓની સખ્યા પણ થોડી છે, તેઓને આગ્રહ કરવો જોઇએ કે તેઓએ અમારી ભાષા સારીરીતે શીખી લેવી ત્યારે જ તેઓ ભારતવર્ષમાં આજીવિકા સપાદન કરવાને યોગ્ય ગણાય જે અમારા જ દેશીભાઇઓ અંગ્રેજીનો પક્ષ લઇને અમ્હારા દેશના કરોડો મનુષ્યોની સગવડનો નાશ કરે છે તેમને બુદ્ધિ વિપર્યય અમને પ્રત્યક્ષ દેખાઇ આવે છે પરતુ દુર્ભાગ્યવશે એવા લોકો આંગળીને ટેરવે ગણી શકાય તેટલા જ માત્ર નથી અંગ્રેજીની માયાએ અમારા દેશને એટલો આવૃત્ત કરી દીધો છે કે જેથી માતૃભાષાના મહત્ત્વને તેમ જ મહાન દેશ વિષયક પ્રશ્નોને અમે ભુલી જઇએ છીએ

આપણે એ ભૂલી જવુ જોઇતુ નથી કે કારીગરીની ઉન્નતિ વિના આપણુ ભાવિ જીવન ઉજ્જ્વળ થનાર નથી કારકૂનપણું વકીલાત વગેરેમા હવે દમ રહ્યો નથી, માટે શિક્ષણ વિભાગમાં મહાવિદ્યાલયો તેમ જ વિશ્વવિદ્યાલયોમા પાઇએ પાઇનો વ્યય સાર્થક શિક્ષણ પાછળ થવો જોઇએ, આને માટે લોકમતની શિક્ષાની જરૂરીયાત છે

મિડલ પર્યતનુ શિક્ષણ દરેકનુ એકસરખુ હોવુ જોઇએ, ચાહે તો શાસ્ત્રી કિંવા પડિત બનવુ હોય, ચાહે તો લુહાર, સુતાર કે કડીયા બનવુ હોય, અને ચાહે તો હાઇકોર્ટની વકીલાત કે જડજપણું કરવુ હોય શાસ્ત્રી બનવામાટે હાલનું સમગ્ર વિજ્ઞાન તેમ જ દર્શન સસ્કૃતની પ્રાચીન પ્રથાને અનુકૂલ રીતે ભણવામાં આવે કે જેથી દરેક વિદ્વાન ઉંચા અભ્યાસી બનવા પામે, તેમ જ તેના વિષયમાં કૂપમડુકની કહેવત ચરિતાર્થ ન થવા પામે સાયન્સ, આર્ટ, તેમ જ ઓરીયન્ટલ, વા વ્યવહાર, સિદ્ધાન્ત, તેમ જ પ્રાચ્યવિદ્યા—આ વિભાગો કાયમ રહે પરતુ વિશેષતા (Specialization ) નવા ધોરણોથી જ શરૂ થવા પામે, વિદ્યાર્થીઓનો વિભાગ આ ધોરણોથી જ પૂર્ણ જવો જોઇએ

વિદ્યાર્થી એક મુખ્ય વિષયના અભ્યાસમાટે એક પ્રકારના વિદ્યાલયમાં દાખલ થાય, પરતુ તે વિદ્યાલયમા તે ખાસ વિષય મંબધ ધરાવનાર વિષયો તો અવશ્ય શીખવાના જ જોઇએ કે જેના વિના યોગ્ય અભ્યાસ ગણાય જ નહિ જેમકે વ્યાવહારિક રસાયણ શીખનારાઓને જેટલુ ભૌતિક તેમ જ ગણિત વિષયક જ્ઞાન સંપાદન કરવુ આવશ્યક છે તેટલુ ભણવવાનો અમધ રસાયન વિદ્યાલયમા અવશ્ય હોવો જરૂરનો છે રસાયન ભૌતિક વિગેરે મા। જ્યાં સિદ્ધાંતરૂપથી શીખવવામા આવતા હોય ત્યા તેની સાથે સબધ ધરાવનાર વિષયોનો એટલો જ સમાવેશ રહે જેટનો ભણતર માત્ર માટે જરૂરનો છે શુદ્ધ સૈદ્ધાંતિક અભ્યાસમા ક્રિયાત્મક જ્ઞાનની તલમાત્ર જરૂર નથી માત્ર સિદ્ધાંતોના અભ્યાસમા એટલો સમય પણ વ્યતીત થશે નહિ, જેટલો હાલમા લાગે છે

એમ કહેવામા અતિશયોક્તિ નહિ ગણાય કે અહિં અત્યત સૂક્ષ્મરીતે ઘણા મહત્ત્વના પરિવર્તનોનુ દિગ્દર્શન કરાવવામા આવ્યુ છે, તેમ જ આટલા ટુક નિર્દેશોથી કામ ચાલી શકે નહિ પરન્તુ એટલુ લક્ષ્યમા રહેવુ જોઇએ કે આ ફેરફારોનુ વિસ્તૃત રીતે વર્ણન કરવાનો મુખ્ય વિષય નથી

શાસ્ત્રીપરીક્ષા તૈયારી કરનારાઓને વિજ્ઞાન શીખવવામાં લેખકને એવો અનુભવ થયો છે કે, જેઓ વિજ્ઞાન વિષયક અભ્યાસ માત્ર સિદ્ધાંત જાણવા સારૂ કરે છે તેઓને ક્રિયાત્મક વિજ્ઞાનમા પરિશ્રમ કરવો બીનજરૂરી છે—શક્તિનો વ્યર્થ વ્યય કરવા બરોબર છે સાથે એ વાત પણ નથી કે ક્રિયાત્મક શિક્ષણ વગર તેઓને સિદ્ધાંતનુ જ્ઞાન પણ ન થવા પામે મુશ્કેલી માત્ર એટલી જ છે કે જે શિક્ષકે પાશ્ચિમાત્ય પદ્ધતિએ જ્ઞાન સપાદન કરેલુ છે તેને એ સમજાતુ નથી કે સિદ્ધાંતો ક્રિયાત્મક શિક્ષણ વગર શી રીતે સમજાવાય? પરન્તુ પ્રાચીન દર્શનોમા વૈશેષિક અને ન્યાય તેમ જ થોડ સાંખ્યભૌતિક વિજ્ઞાન જ સરખુ છે, પરન્તુ તેની શિક્ષામા ક્રિયાત્મક કર્મ કોઈ અગ નથી તેથી આને કોઇ દોષ ભલે ગણે પરન્તુ, જે વિષય દર્શનશાસ્ત્રીઓ પોતાની પ્રાચીન પદ્ધતિથી ભણાવે છે, તેમા કોઇ પણ પ્રકારે ખામી આવતી નથી બાકી રહી માત્ર પરીક્ષાઓ. તેમ જ પ્રયોગોની વાત, તે સુનાર, લુહાર વિગેરે કારીગરો, આયુર્વેદ, ધનુર્વેદ, ગાધર્વવેદ, વગેરે જ્ઞાનવિજ્ઞાનવેત્તાઓ આ સિદ્ધાંતોનો પ્રયોગ બરાબર રીતે કરતા હતા, તેમ જ અનુભવની કસોટીપર કસતા હતા આ પ્રાચીન પ્રથાનુ પુનરૂજ્જીવન કરવાથી સહજ જ એ ખામીઓ દૂર થઇ જવા પામશે લેખકે સ્વય અનુભવ કર્યો છે કે, સૂત્રો વડે વિજ્ઞાનનો અઘરામા અઘરો સિદ્ધાંત શીખવવો મુશ્કેલ નથી કેટલાક દિવસો આ પ્રાચીન પ્રથાપર શીખવવાના પ્રયત્નમા વિજ્ઞાનસબધી અનેક સૂત્ર રચવામા આવ્યા, અથવા કહો કે સૂત્રો રચવાનુ સાહસ કરવામાં આવ્યુ, પરિણામે જોવાયુ કે આ પદ્ધતિથી વિજ્ઞાન શિક્ષણ વિષયક સરલતામા વધારો થયો.

અમારા એક પરમ મિત્રે જ્યારે સસ્કૃત ભાષાનું એક પ્રકારનો વિચાર કેટલાએક વર્ષ પૂર્વે દેશના એક મહાન્ નેતા સમક્ષ રજુ કર્યો હતો ત્યારે એ મહાન્ નેતાએ ઉત્તર આપ્યો હતો કે " ઘરડી ડોશીને શણગારીને કરશો શુ? હિંદી ગુજરાતી વગેરે નવી વહુઓ ,

તેમ જ પુત્રીઓને સુશોભિત કરો કે જેની શોભા જોવાયોગ્ય થશે " પરન્તુ અમારા મિત્ર આવ્યુ નહિ, પર કાગળમાં આવ્યુ ચાલ્યુ પણ ખઈ બધ પણ થઈ ગયુ તેનો ઉદ્દેશ હતો કે વિજ્ઞાન સૂત્રો એકત્ર કરી છપાવવામા આવે, પરન્તુ આ ઉદ્દેશ મનમાં ને મનમા જ રહી ગયો નેતામહાશયની વાત અમને હજુ સુધી યાદ છે કારણ કે તેના મહાશય વયોવૃદ્ધ તેમ જ અનુભવી છે એવી રીતે અમે ઘણો વિચાર કરીને એવા સાર કર્યો કે સત્કૃત રૂપ ધરતી ડોશીના મુખમાથી નીકળેલા સૂત્રરૂપ " ઉપદેશ"ને અવાંચિ અધિક ગૌરવ, અધિક આત્મમાન તેમ જ મહત્ત્વ દઈને કઠસ્થ તેમ જ હૃદયગમ કરો એ ઉપદેશ ડોશીનું આભૂષણ થવા નહિ પામે પરતુ તે રત્નરૂપ થશે

જે વયોવૃદ્ધ અનુભવી ગુરુજનોદ્વારા બચ્ચાંઓને પ્રસાદીરૂપે મળે છે *

---

## સરલા.

લેખક—રા મંજુલાલ રણછોડલાલ મજમુદાર, બી એ

૧

" ગિરીશ, ગિરીશ, હજી ટ્રેનને આવવાને બે ત્રણ કલાકની વાર છે તો ચાલ આ પાસેના ટેકરીમાં ફરી આવીએ "

મ્હેં હા કહી હું અને શરચ્ચન્દ્ર નિકળ્યા મ્હારો આત્મા પ્રફુલ્લ હતો લીલા કુજગાર બેનરો અને પાસે જણાતા લ્હેરે દૂર રહેલા ડુગરા રળીયામણા લાગતા હતા મનુષ્યની ક્ષુદ્રતાને જાણે હસતા હોય એમ અડગ અમોન એ ઉભા હતા હમે ચાલ્યા

ચોપાસ નજર ફેંકતા હૃદય જાણે હલકુ થયુ, અને મ્હો ઉપર ધીમુ મીઠુ હાસ્ય ફૂરવા માડ્યુ મ્હેં ઉંચે જોયુ ઉપરનુ ભૂરૂ આકાશ અને તેની વિ પ ઈશ્વર કલ્પના આગી આગી ધર્મભાવના સ્ફુરી મ્હારામા રહેલો " હુ " ઓગળતો ગયો

ઘણ આખ હાલતી હતી લીલુ લીનમ જેવુ ઘાસ રતાની નાવી ઉપર પગ પથરાયું હતુ અને આસપાસ વાલીયા હતા ત્યાથી કોયલનો કોમળ વાણી બોલી રહી હતી એક ટહુકો થયો. શરદ થભ્યો, મ્હારે વાંસે હાથ મૂક્યો લ્હેની આખમાં એક અલૌકિક તેજ ચમકી રહ્યુ હતુ. કે લાણુ લાણુ જોઈ રહી, એ બોલ્યો –" જો સાભળ ગિરીશ, પક્ષીઓના કલરવમાં અજાણ્યુ અનાથી શાન્તિગીત ન્હેણે દિવ્ય સ્વર ગીતના સૃષ્ટિ જાણે થતી હોય એમ ત્હેં જોયું છે કદિ?"

હું શાન્ત રહ્યો સર્વત્ર શાન્તિની અસર અજબ હતી ટહુકો યે વિનાયેલ માત્ર અમારા હૃદયના ધબકારા સભળાતા હતા જાગૃત સ્વપ્ન જોતો હોય એમ શરદ બોલ્યો–" આ વિશ્વ કેવુ સુંદર છે ! પણ મનુષ્ય જ્યા ન વસે ત્યા જ હો !'

---

* 'વિજ્ઞાન' પરથી અનુવાદ.

---

હું હસ્યો —"ત્યારે શરદભાઇ, શું ત્હમે એમ કહોછો કે મનુષ્યનું સર્જન જ સહેતુક નથી ?"

" જો ભાઇ, સાભળ જ્યારે સાગર ઘુઘવે છે, પવન સુસવે છે, મોજા પર્વત જેવડા જેવડા ઉછળે છે ત્યારે કેવું લાગે છે ? જાણે હમણાં જ પ્રલય થઇ જશે ! પણ આ સર્વ પ્રભુની ઇચ્છાથી જ બ્રહ્માંડની શાન્તિનો ધ્વંસ કરનાર સકળ જળ આમા વસકાઇ જાય છે. જ્યાં ત્યા કાળા કાળા મોજા, આ દૃષ્ટિ પહોચે ત્યા સુધી એની એ કાળી તોફાની ઉથલપાથલ મેઘલી રાત જેવું જેવું બધુ કાળુ કાળુ ત્યા કડાકા થાય છે, અને મેઘની ભેરી ગર્જના હાથી જેવી દૂર રહી રહી ગગડે છે પણ, ગિરીશ, આવા તોફાનોમા યે વાદળોમા વિજળી ઝળકે છે, અને ગતમા વેળા દિવસ થઇ જાય છે કાળની દાઢ જેવી ભેખડોઉપર પ્રભુની એક દીવાદાંડી જે ભૂલે ત્હેને એ સૂઝે છે, અને એ ભેખડોની પેલી પાસ ઓચિંતો નિકળી આવતો સૂર્ય કેવો મોહરી ચળકાટ રેડી રહે છે ? આ બધા ધમસાણો પ્રભુની એક ભૂલ ન્હામે જ—આપણુ સર્જન '

" ગિરીશ, હું અને તું અહીની શાન્તિમા પ્રતિકૂળ છીયે આપણને દેખીને પખી કેમ ઉડી જતાં હશે ? કુણી કુણી દુર્વા ચરતુ હરણુ સ્હેજ ઘસારો થતાં કેમ હબકીને નાસતુ હશે ?—નહી તો, ઘડીભર જો, આ કુદરત કેવી મીઠી છે ! '

" પ્રભુની એ મહાન યોજનાના મેળમા ત્હારો સિતાર મેળવી દે ત્હેનાથી જૂદુ તે બધુ બસુરૂ જ છે ગિરીશ, આપણને આપણા જન્મ માટે ઉપકાર નથી, જરીયે સંતોષ નથી—આ પક્ષી કે પેલા ફુલ જેવા આપણે સરલ નથી, નિર્દોષ નથી પુરુષમા ઉણા છીયે !"

હું સાંભળી રહ્યો શરદ લાગણીના પૂરમા તણાતો, જાગ્યો હોય એમ અગાડી ચાલ્યો હું યે પાછળ ચાલ્યો

૨

ધીમે ધીમે ઝાડને ઓથે સન્તાકુકડી રમતા અમે એક પગથી વટાવી ચાલ્યા સ્હામે એક પર્ણકુટી દેખાઇ કુળા છોડ અને વેલાઓથી ઢંકાયલી એ લીલીછમ લાગતી ફરતી મેંદીની વાડ હતી આસપાસ ફુલક્યારીઓ હતી સ્હામે એક ફુલમાંડવો હતો.

શરદે પાસે જઇ ઘંટા વગાડી કોઈ આવ્યું " કુમારી સરના ઘેર છે ?" શરદે પ્રશ્ન કર્યો " હા, પણ મ્હને લાગે છે દેવી હમણા નિવૃત્ત નથી બેસો, હું જોઈ આવુ '—સેવિકાએ કહ્યું તે અંદર ગઇ આવી અમને અંદર આવવા કહ્યુ શરદ અને એના સૂત્રમા પરોવાયલો હું ત્હેની પાછળ દોરાયો

મ્હોટા ચોકમા એક માધવી મંડપ આવ્યો પાસે નવરંગ ફુલ કોઇ ખીલ્યાં, કોઇ અધઉઘડ્યા, સૃષ્ટિની લીલી સાડીમા ભાત પાડતાં હતા વિરાટ સૃષ્ટિ જાણે વામન રૂપમા સમાવી જ ન હોય એમ આ પર્ણકુટીમા ( કોઈ એને રસકુંજ કહેતું ) સૃષ્ટિસૌન્દર્ય સંગ્રહેલુ લાગતું

એમ સૃષ્ટિને ખોળે ઉછરેલી, પરમ પાવની સાધ્વી

" કુદરતની અધિદેવી શી અનમેનડી "

સરલ હૃદયની, પરન્તુ અનેરા રસની રસીયણ સરના રહેતી. હેણે કૌમારવ્રત લીધેલું હતું. ગગનના તારામંડળમાં ધૂમકેતુ જેવી એ એકલી રહેતી. એનું સરભરી હૃદય પ્રભુનાં સ્તોત્રોમાં રસ લેતું. લોકસંસ્થાના પ્રશ્નો, જનસમાજના આશ—અભિલાષે હેને હૈડે જડાઈ રહેતા. યથાશક્તિ યથામતિ તે હેમની સેવા આદરતી.

તે પુસ્તકો લખતી. જે લખતી તે ખરી લાગણીથી લખતી. "જગતની કુંજો નિર્જન નથી, કે કુંજવાસી સજ્જન સજ્જનીઓ એવાં બ્હેરાં કે અરસિક નથી કોયલ ખુલ્લે શબ્દે બોલશે તો સૌ સાંભળશે અને સત્કારશે—" એમાં એની દઢ શ્રદ્ધા હતી. કૈંક જીવનના ઝેર એની વાક્સુધાએ ઉતાર્યાં હતાં. કંઈક જીવોને વૈશાખના નૂ વરસના તાપમાં ગીળી ગય જેવા હેનાં બોધવચનો છત્ર બની રહેતાં. આમ હેનું સમસ્ત જીવન પ થિ પરાયણ હતું.

ઝુંપડી અંદરથી મ્હોટી હતી. જે ખંડમાં અમે ગયા તે સુંદર પણ સાદી રીતે શણગારેલો હતો. જ્યાં ત્યાં ફુલના લૂમખાં, ચોપડીઓ. પ્રસિદ્ધ જનોના સ્મારક અને એવું બીજું જોતાં સરલાની રસજ્ઞતા માટે ઉંચો મત બંધાતો. પાસે ટેબલઉપર હિન્દની પ્રખ્યાત વ્યક્તિઓ છબીરૂપે ગોઠવી હતી. પ્રત્યેક નીચે હેમની સહી હતી. શરદ જાણે ઓળખતો હોય એમ ખંડમાં ફરવા માંડ્યું —

"ગિરીશ, જો આ મહર્ષિ રાનડે એ ન્યાયમૂર્તિના હસ્તાક્ષર સમેત આ હિન્દના દાદા ! બુઝર્ગ દાદાભાઈ આ રામકૃષ્ણ પરમહંસ-વિવેકાનન્દના પૂજ્યપાદ ગુરુ આ ગોવર્ધનરામ— કલ્યાણગ્રામના આલેખક આ કલાપી—સ્નેહી કે કવિ આ વિષમ અસિધારાવ્રતી ગુજરાતના તપસ્વી મોહનદાસ ગાંધી-વળી જો, આ મહારાણા પ્રતાપનું અણવિંધ્યું બખ્તર આ શિવાજીનો વાઘનખ અને તેજીની ભવાની તલવાર–હવે જો પેલા ઉજળા મોગરાના ફુલ,આપણાથી યે રૂપાળા ને સુંવાળાં. સુગંધ હોયે જાણે વિશુદ્ધિના પાઠ ન ભણી ગયા હોય ! તેથી જ એ દેવને વ્હાલાં હો !"

એટલામાં અંદરનું દ્વાર ઉઘડ્યું જાણે આષાઢની મેઘઘેરી રાત્રિમાં વિદ્યુતનો લીસોટો ! સાદાં, શ્વેત વસ્ત્ર એણે સજેલાં હતાં. હેને જોઈને અમે આ રથી ઉભા. શરદ બોલ્યો — "દેવિ ! આપની દિનચર્યામાં વિઘ્ન નાખ્યું હોય તો અમે ક્ષમા યાચીયે છીયે. અહીંથી જતાં, આપનાં દર્શન લેવાની અભિલાષા થઈ. હેનો મોહ અટકાવ્યો નહીં—'

સરલા ( તે સરના જ હતી ) બોલી ઉઠી —"સન્તોના દ્વારો સૌને કાજે ખુલ્લા છે ભાઈ અહીં, બહુ આગન્તુકો આવી ગયા છે અને આવે છે એમ." "બિન્દુ, બેટા, ફળ લાવ"— આશ્રમની એક બાલિકાને કહ્યું.

પછી સ્હામી એક આસન ઉપર એ બેઠી. અમે યે પાસે બેઠા. થોડી થોડી પુસ્તકોની, જનસેવાની, અને એવી એવી વાતો કરવા માંડી. ટીકાકારોની ટીકાઓ પણ તપાસાઈ. બિન્દુ આવી. ફુલપાન અને જલપાન લાવી એણે મૂક્યાં. અમે એ આશ્રમનું ભાવભર્યું આતિથ્ય સ્વીકાર્યું. પાસેના ઝરણનું લાવી આણેલું કાચ જેવું ચોખ્ખું અને અમૃતથી યે મીઠું પાણી પીધું.

---

લલિતનાં કાવ્યો ૧ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

આ વખતે સરનાને ધારી ધારીને જોવાની તક અમને મળી એનામાં સૌંદર્ય ન્હોતુ પણ અતરાત્મા પ્રફુલ્લ હોવાથી મુખ ઉપર એક અજબ તેજ ઝળહળતુ ત્હેનામાં કઇક અણુ બોલ્યુ મોહ પમાડે એવુ હતુ વેલા નીચે સતાયલાં ફુલ જેવા ત્હેના પુષ્પ પમરતા–ને સુવાસ ફેરતાં

સરલાની લેખિકા તરીકેની ખ્યાતિ કેટનાક ખમી શકતા નહી દ્વ્યથી ટીકાકારો પાસે ત્હેના પુસ્તકોની કેટલાક ટીકા–નિન્દા કરાવતા કિન્તુ સરલાના હૃદયપટ તે બાધ કરતુ નહી. ત્હેને ત્હેમાં ઇર્ષ્યાનો આવિર્ભાવ પ્રત્યક્ષ થતો ત્હેમની ત્હેને દયા આવતી પોતે આત્માનુ સામ્રાજ્ય ભોગવતી વિશ્વમા સકલ વસ્તુ ત્હેને અનુકૂલ લાગતી

કોઇ નવી ટીકા એને બતાવતુ ત્યારે તે નીચેનુ શેલીનુ અવતરણ વચાવતી "*The Revolt of Islam*" ની પ્રસ્તાવનામાં એ કવિ લખે છે —

"વિવિધ વ્યક્તિઓની ટીકાઓ ન ગણકારતા હોમર, શેક્સપીયર, મિલ્ટન જેમ લખતા તેમ હુ લખુ છુ મ્હને શ્રદ્ધા છે કે મ્હારી નિન્દાથી મ્હને ત્હેમના ઉપર અનુકમ્પા જ થવાની અને મ્હારી શાન્તિ અખંડ રહેશે એ ટીકામા મ્હારા ખરા દોષો જે કોઇ આગળ ધરશે તે હુ ઉપકારથી ખોળી લઇશ ને માથે ધરીશ—જો ટીકાકારો, જ્હેવા એકપક્ષી છે ત્હેવા જ સ્પષ્ટ વકતા થાય તો લેખકોને તે કેટલા બધા માગસૂચક થઇ પડે! પણ હમ[illegible]ની પરિસ્થિતિ જોતાં તો મ્હારાથી એમના માર્મિકવિવેચનમાંથી વિનોદ જ લેવાનો [illegible]વિનય થવાનો–અને જો જનસમાજને જ મ્હારાં કાવ્યો નમાનાં લાગશે તો જે હાથે મિલ્ટ[illegible] જેવાને અમરત્વનો મુકુટ અપાયો છે તે હાથ હુ માથે ચડાવીશ, અને જો હુ જીવીશ તો ન[illegible]ુ જ બધ[illegible] એકઠુ કરી કઇક ઑર જ ત્હેને ચરણે ધરીશ તે નમાનુ નહી જ હોય!"

સાથે ભવભૂતિના 'માલતી માધવનો શ્લોક "ये सन्ति केचिदिह"ને નીચે [illegible]ર આપેલી એની ગુજરાતી છાયા સાથે લખાવ્યો હતો—

"છે યત્ન આ નહી કદી મમ નિ ૬ કાર્યે [illegible]ગ
તેઓ બધા કઇ કઇ મનમાહી જાણે [illegible]
છે કો સમાન મમ કે પછી કોઈ થાશે, [illegible]ણુ
પૃથ્વી વિશાળ વળી કાળ નિરત ભાસે"
—મ[illegible]લાલ

આ અવતરણ એણે પોતાના કાર્યખંડમાં લખાવેલું હતું સખ્ત ટીકાઓના [illegible] પ્રસંગોમા, પ્રસિદ્ધ વ્યક્તિઓની ટીકા તરફની દરકાર ત્હેને અપૂર્વ ચેતન આપતી અમને પણ [illegible]ાં હૃદ્ય એ મીઠા સ્વરથી બોલી બનાવ્યા

"ભાઇ, મ્હારાથી પ્રેસ વિરૂદ્ધ જ હોય છે પણ મ્હારા ટીકાકારોને માટે મ્હો[illegible] 'વ્હાલ' છે હો! વડીલર પણ હુ એમને સૂના મૂકતી નથી–હમે જોશો ત્હેમને ? આ વખતે જ એ મ્હારી વાટ જોતા હશે"

સરલા અમારા સ્હામુ પલકવાર જોઈ રહી હમે ઉભા થયા

૩

પર્ણકુટીના પાછલા ભાગમાં ન્હાનો સરખો બાગ કર્યો હતો વાંકી ચૂકી વાડથી ભૂલ ભૂલામણી રચી હતી-જાણે વર્ષામાં રસળતી જળભર નદી ત્યાં અનેક આકૃતિઓના ક્યારા કર્યાં હતા આમાં થઇને તે અમને દોરી ગઈ

જરા આગળ જતા એક વર્તુલાકાર મંડપ આવ્યો ત્હેમાં દહેરા જેવું એક કબુતરખાનું હતું અહીં અટકતાં સરલાએ તાળી પાડી શ્વેત, ભૂરા પચરંગી કબુતરનું વાદળું ઉતર્યું સરલાને પગે ઢળી પડ્યું

" આ મ્હારા ગુણદોષ પરીક્ષકો, " હસતા હસતા સરલા બોલી, " આમાંથી જેમને હું સારી પેઠે ઓળખું છું ત્હેમનાં નામ ત્હેમના 'પત્ર' ઉપરથી મ્હેં પાડ્યાં છે એમના નનામાં સહાયકો એ ઘણાં છે આ જૂવો-એક પરવાળાના પગવાળું ઠમકતું કબુતર ઉંચકી સરલાએ બતાવ્યું, 'આ હિન્દુસ્થાન,' જ્યાં હોય ત્યાં છાતી ફૂલાવી એ ઘૂમતું ફરે છે આ લીલી ડોકવાળું સૌનજું દેખાય છે તે 'સ્વરાજ' જૂવો જૂવો, પગમાં ઝાંઝરવાળું પ્હણે એકલું ચણે છે તે 'ગુજરાતી' ઘડીમાં રીઝે તો ઝમઝુમ કરતું બધામાં એ હળીમળે છે, તે જો રીસાયું તો મનાવવું જ અઘરૂં જોયો છે એનો ઠાઠ દિવાળીમાં ?"

"પેલું અસ્તવ્યસ્ત પાંખ ચોળેલું 'હિન્દીપંચ'-મનું મશ્કરૂં, તીખરી અને હોશીલું છે હો! આપણા સામું જોઇ રહ્યું છે તે બધામાં હળી ગયેલું અને ડાહ્યું 'પ્રજાબન્ધુ' આ હમણાં નવું પાળેલું પણ બધાંને મોહિની લગાડતું 'નવજીવન,' સરલ છે ત્હોયે અજબ છે એની ચમક, ભભક ને ખુમારી !

"કબુતરખાના ઉપર બેઠું છે તે 'વસન્ત' કેવું છે ધીર ગભીર ને ઠાવકું એ પોતાનું નામ બરાબર જાણે છે જૂવો વસન્ત, વસન્ત અહીં આવ" એકદમ કબુતર ઉડી આવ્યું સરલાને ખભે બેઠું

એ ફરી બોલી—" પેલું ભીંત ઉપર વિચારમાં પડ્યું હોય એમ બેઠું છે તે 'સમાલોચક' એની આંખ આગળ ચશ્મા પહેર્યાં ન હોય એમ ગોળ મુદ્રાળું છે પ્હણે કુલના કુંડા ઉપર ઝૂકે છે તે 'સાહિત્ય'-જૂનું જૂનું વાણી ખાઇ એ કલ્લોલ કરે છે બિચારૂં છે સીધું એ કેવું રમે છે એની મેળે !"

એક સગર્વ હીંડતું જાડું કબુતર બતાવી કહ્યું "જોયું પેલું રંગબેરંગી ને [illegible] એ 'વીસમીસદી' જૂવો ભાઇ, સરલાએ આંગળી કરી અમને બતાવ્યું, "પેલું [illegible] પણ અમને વ્હાલું લાગતું 'સુન્દરીસુબોધ' કોક કોકવાર જ એ બહાર [illegible]"

"પચરંગી પીંછાંવાળું છે તે 'ચિત્રમય જગત' એ દક્ષિણનું છે [illegible] હસમુખું લાગે છે તે 'જ્ઞાનસુધા' એનાથી યે મારે ત્યાં પહેલું પાળેલું આ [illegible]"

"બીજાં એવાં મ્હેં ઘણુંયે નવાં પાળ્યાં છે હજી કોઇને પત્ર નથી આવ્યા, તો કો મેવાના પહેલાં જ બિચારાં મરી જાય છે ઉછરતાં જ કેટલાં-તો માંડ [illegible]

"જ્યા મ્હારૂં-મ્હારાં પુસ્તકોનુ નિન્દાયુક્ત અવલોકન હું વાચુ છુ કે તરત જ હું અહી આની એક કબુતરનુ નામ પાડુ છુ એમાથી મ્હને અવનવો આનન્દ મળે છે "

"પેલાં દૂરદૂર બેઠા છે તે 'કેળવણી,' 'બાળશિક્ષક,' 'જ્ઞાનપ્રચાર'ને 'વનિતા વિજ્ઞાન ' હવે બધાને સામટા જો જો હો,–" એક ખૂણામાથી ટોપલી લઇ ત્હેણે અનાજ, વટાણા, વિગેરે વેરવા માડયુ થોડીવારમાં આકાશ છવાઇ ગયુ દિશાઓમાં પાખોનો ફફડાટ, ને કલરવ ફેલાયો બધાં ઉડીને આવ્યા પાછાં પોતાને ગમતે ઠેકાણે ગોઠવાઇ ગયાં, દાણા વીણુવા મચ્યાં

શરદ બોલ્યો—"ખરેખર, સરલા બ્હેન, ત્હમે તો પરમ જ્ઞાની, તાત્વિક છો ફીલસુફ છો–ત્હમારા ટીકાકારોને તો ત્હમે કબુતર બનાવ્યા !"

સરલા હસી " મ્હારાથી યે અધૂરાં લેખકોને સાગો અભિપ્રાય મળેના જોઈ મ્હને ઓછુ આવતું પણ પછીથી જનસમાજને ટીકાઓની રજ પણ દરકાર કે પરવા નથી એમ જણાયાથી મ્હારા મનને સહજ રમાડી વિનોદ લેવા આ પખી પાળવાનુ સઝયુ "

" ત્યારે કબુતરની પેઠે જ ત્હમે ટીકાકારોને ખવરાવો છો ખરૂં ને ?" મ્હે પૂછયુ

" બરાબર હું ધારૂં છુ, મ્હારા નિમિત્તે ત્હેમને કઇ ને કઇ મળે છે ત વીયો તરફથી મ્હારાં પુસ્તકોના અવલોકનો માટે ત્હેમની કોઇપણ રીતે સભાવના થતી રહે છે ત્હેનુ સરખાપણુ આ પારેવા પાળવામાં કેટલુ બધુ છે ?" આમ બોલતી બોલતી એ આગળ ચાલી ન્હાની પગથી વટાવી અહી અટકતા ત્હેણે કહ્યુ –" મ્હારો કાર્યખડ જોશો, ભાઇ ?"

અમે તો જોવા જ આવ્યા હતા, તેથી સૂચના હમને બહુ ગમી

૪

એક ન્હાની તોરણ બાધેલી બારીમાંથી તે અદર ગઈ તોરણ ઉપર છટાલીયન સ્ટોનરનુ વાકય લખ્યુ હતુ—'*Whoever tarries here must join in my labour*' ત્હેના દોર્યા અમે એક ખડમા પ્રવેશ કર્યો

તેમા પેસતાં જ વીણાધારિણુ સરસ્વતીની ઉજળાં દૂધ જેવી આરસની મૂર્તિ હતી, તે તરફ નજર ગઈ—જાણે ફૂલની લટકતી સેર જમણી બાજુની બ્હારી આગળ એક મેજ ગોઠવ્યુ હતુ તે ઉપર કાગળીયા પથરાયલા હતાં એક બાજુ 'धीर समीरे यमुनातीरे वसति वने वनमाली ' એ પ્રસગનુ સુંદર પીછીથી ભાર આલેખન હતુ બાંકે બિહારીલાલની અણીયાળી આંખ અને મધુર મુખ મોહક હતા ' મોરલી અધર ધરી ' હતી, જાણે હમણા જ મીઠી વાસલડીમાં ફુકથી દિવ્ય સરાવર જામશે એમ લાગતુ કઇ કઈ પીછીના નમૂના સા સઘર્યા હતા

પુષ્કળ પુસ્તકો ત્યા પડેલા હતાં કોઈ ઉઘાડા, કોઇ અડધા બધ, તો કોઇમા નિશાની મૂકેલી એનાં—ન્હાનાં સ્ટુલ કે ફરતા શેલ્ફ ઉપર તે પડી રહેતાં આથી ત્હેમાંથી ખપનુ પુસ્તક તરત ઉપાડી શકાતુ અને વચાતુ

ભીંતોની વ્યવસ્થા જોઇને અમને સાનન્દાશ્ચર્ય થયુ ફરતી ભીંતે પટીઓમા કોઇ સન્ત કે ફીલસુફનુ બોધવાકય અથવા કોઇ કવિનુ કા ય સોનેરી અક્ષરે કોતરેલુ હતુ–એક તરફ શેલીનુ અવતરણ હતુ તે નીચે તે કવિની છબી હતી વચ્ચે ભવભૂતિનો શ્લોક હતો

ગીતગોવિન્દ ૨ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

એની જોડે શેકસપીયરની છબી સાથે નીચેનું અંગ્રેજીમાં લખેલું હતું —

*' To thine own self be true,*
*And it must follow as the night the day*
*Thou canst not then be false to any man "*

વેદશ્રુતિ જેવુ *Deny yourself daily* નું મનોનિગ્રહ શિખવતું સૂત્રવાક્ય ત્હેની તળે હતું સાથે પ્રભુના પ્રેમનભક્ત પ્રીતમનાસના ઘોળમાંથી લખ્યુ હતું.—

" દયા, દાન ને દીનતા એ ત્રણ તરવાના ઉપાય
　　　　કરીયે શ્રીકૃષ્ણ ઉપાસના—"

મહા પ્રતાપી ગુરુ સમોવડી, પોતાની ફરજે સભારી આપનાર નેપાળી જોગણ પણ ઇન્દુકુમારને ઉપદેશતી ત્યાં ઉભી હતી —

" જોગણ —આત્માએ કોને કોને કોલ દીધા છે
યુવરાજ! એ યાદ છે?
ભગિનીને, દેશભગિનીઓને,
બાન્ધવને, મનુબાન્ધવને,
પ્રાણદાતા માતામ હને,
પ્રાણ સખા મિત્રસમાજને,
પિતાને, પિતાઓના પરમ પિતાને,
સ્નેહીને, સંસારને, દેશને, માનવ જાતિને—
કોનુ કોનુ મહાઋણ
તાતને ચોપડે ખડ્ છે? યુવરાજ!
ડગને ડગને કોલ દીધા છે—"

નીચે જ, દેશહિત સાધનાના સંકલ્પ મંત્રની પ્રતિજ્ઞાસમું

" ભારત હમારા દેશ હય, ઋણ ઉસકા હમપર હૈ બહુત!
ઉસકો ઉઠાને કે લીયે, હમ કુછ ન કુછ કર જાયેંગે—"

લખાયું હતું

બધુ જોઈ રહેતા આખો દિવસ જાય એમ હતું અને ઉપરાંત જેવા મગનુ સ્ત્રીઓને વ્હાલા શણગાર સરલાને પણ નિરખવા, પહેરવા ગમતા મીરાના પ્રભુ ગિરધર નાગરનાં ઘરેણામાંથી જ એ સજતી અને રાચતી 'મુજ અબળાને મ્હોટી નીરાત બાઈ, શામળો ઘરેણું મ્હારૂં સાચુરે' એ આખું યે પદ સરલાની શૃંગારસમૃદ્ધિ બતાવતું

નાગરભક્ત નરસૈંયાનુ ભક્તિની મસ્તી બતાવતું પદ
"એવા રે અમો એવા એવા રે, તમે કહોછો વળી તેવા રે
ભક્તિ કરતા ભ્રષ્ટ કહેશો તો કરશુ દામોદરની સેવા રે—"

---

૨, સરલા અને મિત્રમંડળ ૨ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# ગ્રન્થાવલોકન.

[ જુલાઇ માસના પૃષ્ઠ ૩૦૪ થી અનુસંધાન ]

## ૨ વીર અને વીરપૂજા.

[ કર્તા રા મણિશંકર દલપતરામ જોશી, બી એ., સુરત પૃષ્ઠ ૨૦૦, મૂલ્ય રૂપીઆ સવા બે ]

રા મણિશંકરનું આ પુસ્તક ગુજરાતી ભાષામાં કંઇક નવી લીટી દોરે છે ચારિત્ર્યવાન્ અને સદ્‌ગુણી દેશજનો અને પ્રતર મહાપુરૂષો અને સ્ત્રીઓનાં જીવનની ચિત્રરેખાઓથી અંકિત પુસ્તકો આપણે ત્યાં ઘણાંયે છે પણ એ પુસ્તકોમાં મ્હોટે ભાગે તેમના જીવનના જ પ્રસંગો દોરાયલા હોય છે રા મણિશંકરના આ પુસ્તકમાં યે એવું તો છે જ, પણ અંગ્રેજી સાહિત્યમાં વિશિષ્ટ ગણાતા અંગ્રેજી પુસ્તક 'હીરો અને હીરો વર્શીપ'—'વીર અને વીરપૂજા'નું આ એક આછું પણ સારૂં અનુકરણ છે ગુજરાતના ચિરસ્મરણીય વિચારક સ્વ ગોવર્ધનરામ, અમર ભારતવર્ષના વર્તમાન કવિવર રવિન્દ્રનાથ ટાગોર, જગ–ઉદ્ધારક કર્મવીર આપણા પ્રાતઃસ્મરણીય ગાંધીજી, ક્ષાત્રકુલાવતંસ પ્રતાપી રાણા પ્રતાપસિંહ, મહારાષ્ટ્રીય ઇતિહાસના નરરત્ન નાના ફડનવિસ અને શ્રીકૃષ્ણ પરમાત્મા આદિના જીવનપ્રસંગો અને ચારિત્ર્યોનાં અન્વેષણ આ પુસ્તકમાં કરાયાં છે ઉપરાંત, સર જગદીશચંદ્ર, ને સ્વ લોકમાન્ય ટીળક વિગેરેના પણ ઉલ્લેખો છે હિન્દુસ્તાનના વર્તમાન ઇતિહાસમાં આ વ્યક્તિઓ અમર પંક્તિથી કોતરાઇ રહી છે અને આપણા સંક્રાન્તિકાળમાં આ મહાજનોનાં ચારિત્ર્યો અને જીવનક્રમો આપણને અનેક રીતે સફલતાથી કર્મપ્રેરક બની રહ્યા છે રા મણિશંકરે એમના જીવનના અનેકવિધ મુદ્દાઓ યથાશક્તિ સ્પષ્ટરીતે ચર્ચ્યા છે અને આપણને વિચાર કરવાને એ સારો ખોરાક આપે છે રા મણિશંકર ખરૂં જ કહે છે કે, "વીર અને વીરપૂજાનાં વાચનની સાર્થકતા ત્યારે જ થઇ સમજવી કે જ્યારે જીવન વીર પંક્તિમાં મુકી શકાય, અહંમતા નષ્ટ થાય, અને 'આનન્દ અને ઓજસ્' પ્રકટે આમાં જ આપણું આર્યત્વ રહેલું છે ભારતવર્ષ ત્યારે જ ઓપશે કે જ્યારે ઉપર પ્રમાણેના વીરો 'આનન્દ અને ઉત્સાહ' સાથે કેસરીયા કરી પોતાના ઉજ્વલ ચરિત્રોથી તે દીપાવશે" આમ આ પુસ્તક સાહિત્યના વિલાસીજનોએ વાંચવા જેવું અને મનન કરવા જેવું છે પુસ્તકની ભાષા કોઇક કોઇક ઠેકાણે સંસ્કૃત, ગુજરાતી અને અંગ્રેજી શબ્દોના એક સાથે ઉપયોગને લીધે ભારે ને ક્લિષ્ટ પણ લાગી જાય છે રા મણિશંકર જેવા સંસ્કૃત અને ગુજરાતીના અભ્યાસકને નિરર્થક રીતે પુસ્તકમાં અંગ્રેજી શબ્દોનો ઉપયોગ કરતા જોઇને અમ્હને ખેદ થાય છે પુસ્તકની બાંધણી પુસ્તક પુરૂં કરતાં પહેલાં જ ઢીલી થઇ જાય છે છપામણી બહુ સાધારણ છે ને તેના પ્રમાણમાં કિંમત વધારે લાગે છે

રા મણિશંકરને આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાટે અમ્હે અભિનન્દન આપીએ છીએ અને ગુજરાતી સાહિત્યમાં પોતાનો ફાળો વધારે તીવ્રતાથી ઉદાર મને એ આપતા રહેશે એવું અમે ઇચ્છીએ છીએ

મુંબાઇ તા: ૮ ૭ ૨૧ —૨ ગો ત્રિપાઠી

---





૧૨. આપના ઑર્ડરમાં સમાલોચકની નોંધ લેશો.

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५.

પુસ્તક ૨૬ મું. ] સપ્ટેમ્બર, ઈ. સ. ૧૯૨૧. [ અંક ૯ મો.
તંત્રી—ર. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. વિષયાનુક્રમણિકા. પૃષ્ઠ

૧. તૃણપર્ણની આ નૈયા મ્હારી પાર ઉતારજે: કાવ્ય
રા. ભગવાનલાલ લક્ષ્મીશંકર માંકડ, બી. એ ... ૩૪૫
૨. અમ્હારો અસહકાર ઉલ્લાસ: કાવ્ય
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી. એ., એલએલ. બી. ... ૩૪૬
૩. ન્હાની ન્હાની વાતો
રા. ન્હાનો વિનોદકર. ... ૩૪૭
૪. સ્વર્ગીય સંદેશ.
રા. સ્વદેશહિતચિન્તક. ... ૩૪૮
૫. તે, હું અને પ્રભાત
રા. બટુભાઈ ઉમરવાડીઆ, બી. એ ... ૩૫૭
૬. અસહકાર અને અહિંસા
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી. એ., એલએલ. બી. ... ૩૫૯
૭. ચિત્તક્ષોભ: કાવ્ય
રા. વિનોદકાન્ત, બી. એ ... ૩૬૩
૮. ઑક્સફર્ડ હૉલની જંગી જાહેર સભા
પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ ... ૩૬૪
૯. એક કરૂણ કથા: કાવ્ય
રા. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા, એમ. એ ... ૩૬૯
૧૦. અસહકાર અને રાષ્ટ્રીય કેળવણી
રા. મૂળશંકર સુન્દરજી દવે, એમ. એ ... ૩૭૪
૧૧. જ્હૉન હૉવર્ડ અને તુરંગોના સુધારા
રા. બાપુલાલ ઇચ્છારામ દેસાઈ, બી. એ ... ૩૭૮
૧૨. મ્હારી દક્ષિણની યાત્રા
રા. પ્રહ્લાદ ચન્દ્રશેખર દિવાનજી, એમ. એ., એલએલ. એમ. ... ૩૮૭
૧૩. ગ્રન્થાવલોકન ૩ દક્ષિણનો વાઘ ૪ શિક્ષાનો આદર્શ [ ર. ગો. ત્રિપાઠી ]
૫ શ્રી સૌરાષ્ટ્ર-ઉદય [ ચ. ન. પંડ્યા ] ... ૩૯૮
૧૪. હિન્દની કસોટી
રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી ... ૪૦૬

વાર્ષિક લવાજમ રૂપીઆ છ,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચૌદ રૂ. ટપાલખર્ચ સાથે છુટક અંકની કિંમત દસ આના.
આ લવાજમ અગાઉથી જ લેવામાં આવે છે

સમાલોચક

પુસ્તક ૨૬ મુ,] સપ્ટેમ્બર, ઈ. સ. ૧૯૨૨ [ અંક ૯.

# તૃણપર્ણની આ નૈયા મ્હારી પાર ઉતારજે.

લેખક—ભગવાનલાલ લક્ષ્મીશંકર આકડ, બી એ

( લાવણી )

તૃણપર્ણની આ નૈયા મ્હારી પાર ઉતારજે,
પાર ઉતારજે—મ્હારી પાર ઉતારજે

તૃણપર્ણની—

એ રે નૈયાને નહિ સઢ કે સુકાન છે,
ને રે સાગરમાંહી અતિશય તુફાન છે,
તારજે થઈને તરૈયા—મ્હારી પાર ઉતારજે

તૃણપર્ણની—

પવન તુફાન—જળ ગિરિ ને ખાઈએ રમે,
ચોપાસ મૃત્યુનો અન્ધાર ઘોર ઝૂમે,
દેખાજે કનૈયા—મ્હારી પાર ઉતારજે

તૃણપર્ણની—

મૃત્યુસખી મહાકાળી—રાત્રી આકાશ ભરે,
ત્રિભુવન ઝબોળવે એ ઉન્મત્ત ઉભરે,
છોડજે ના બૈયાં—મ્હારી પાર ઉતારજે.

તૃણપર્ણની—

---

# અમ્હારો અસહકાર ઉલ્લાસ.*

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

( આશાની ધૂનમાં )

અમ્હારો અસહકાર ઉલ્લાસ !
દિવ્ય આત્મ-વિનાસ !

અમ્હારો—

માયાપાશે ફસાયા હોમે બની અમ્હે મોહાન્ધ,
પ્રાણ અમ્હે શોષાવા દીધા—દીઠો નહિ કૃતાન્ત

અમ્હારો—

પરાધીનતા પ્યારી લાગી, લાગ્યો એ જ ઉદ્ધાર,
"પરની આશા સદા નિરાશા" થઈ ગયા લાચાર

અમ્હારો—

સ્વતન્ત્રતા વિણ અન્ય નહિ છે હિન્દતણો ઉદ્ધાર,
સ્વતન્ત્રતાનું સાધન સાચું શાન્ત જ અસહકાર

અમ્હારો—

દ્વેષ લેશ ના છે કોઇનો—આત્મશ્રેય અમ સાધ્ય,
અહિંસાત્મક અસહકારે સાધશું શુદ્ધ સ્વરાજ્ય

અમ્હારો—

આ૦નાગાઁ, ગિરગામ,
મુંબાઇ,
તા ૨૮ ૭ ૧૯૨૧

---

* મ્હારા એક સ્નેહી પ્રો. મૂળશંકર સુંદરજી દવે એમ. એ એઓએ બરેલી કૉલેજની પ્રોફેસર-શિપ છોડી, અસહકારી બની બોરસદના વિનયમંદિરના આચાર્યની પદવી સ્વીકારી તે પ્રસંગના ત્હેમના ઉલ્લાસ વિષે ત્હેમણે પત્ર લખેલો તે ઉપરથી સૂચિત

# ન્હાની ન્હાની બાતો !

લેખક—ન્હાનો વિભાકર.

૧

અહો ! ન્હાની ન્હાની બાતોનો આ સંસાર બનેલો છે !

૨

ન્હાની ન્હાની રજનીઓથી પ્રભાતની પ્રફુલ્લતા સરેછે
ન્હાના ન્હાના પ્રભાતકિરણો બાદલને ધનઘોર ઘટાઓથી ભરે છે
ન્હાના ન્હાના મેઘબિન્દુઓવડે ગિરિઝરણાઓ ઝરેછે
ન્હાના ન્હાના ઝરણાઓ સરિતાઓના ધોધ વહાવેછે
ન્હાની ન્હાની સરિતાઓ સાગરો છલકાવેછે
ન્હાના ન્હાના સાગર-તરંગો સારા સંસારને હિંચાવેછે

૩

ન્હાની ન્હાની સંસાર-લહરીઓ સકલ વૃંદાવન ઝુલાવેછે
ન્હાના ન્હાના વૃંદાવન-વૃક્ષો કુંજ-કેલિઓ મનાવેછે
ન્હાના ન્હાના કુંજો “રાધિકે પ્યાર” ને મિહાવેછે
ન્હાના ન્હાના રાધિકા બાલમુકુન્દની બંસુરી ડોલાવેછે
ન્હાની ન્હાની બંસુરી ગોપગોપીઓને નચાવેછે
ન્હાનાં ન્હાના ગોપ-ગોપીઓ સારા સંસારને મોહાવેછે

૪

ન્હાના ન્હાના સંસારગ્રંથના પાનાઓ માનવપુરાણ સુણાવે છે,
ન્હાનાં ન્હાનાં પુરાણો પાક પયગમ્બરોની યાદ અપાવેછે
ન્હાના ન્હાના પયગમ્બરો યુગના યુગના અગ્નિ પ્રકટાવેછે
ન્હાના ન્હાના અગ્નિ પાપ-પાખંડના પહાડોને પ્રજાળેછે
ન્હાના ન્હાનાં પાખંડ મહાત્મા મોહનને જગાવેછે
ન્હાના ન્હાના મહાત્મા સારી સલ્તનતને થરથરાવેછે

૫

અહો ! નિરાગ્રહ સૌ સલ્તનતને ન્હાની ન્હાની બનાવેછે !

ચૌદ લાખની ન્હાની નગરી,
નાળિયેરી પૂર્ણિમા,
વિક્રમાર્ક ૧૯૭૭

# સ્વર્ગીય સંદેશ.*

લેખક—રા. સ્વદેશહિતચિન્તક.

સ્વર્ગના એક સુન્દર સ્થળમાં ગંભીર અને તેજસ્વી મુખમુદ્રાવાળા ચાર પુરૂષો સાથે ચાલતા જણાય છે. ત્હેમાંનો પ્હેલો પુરૂષ ગૌર વર્ણનો કાન્તિમાન્ મુખાકૃતિવાળો અને શરીરે ટુંકા કદનો હતો. ત્હેના સફેદ વાળની રૂપેરી દાઢી ત્હેના દેખાવમાં ભવ્યતા ઉમેરતી હતી. બીજો પુરૂષ શરીરે લંબો પ્હોળો તથા કદાવર બાંધાનો હતો. ત્હેના વિશાળ મ્હો ઉપરના વાળના થોભીયાને લીધે ત્હેની આકૃતિ સિંહના જેવી લાગતી હતી. માથા ઉપરના વાળ બહુ સંભાળથી હોળેલા હતા અને શરીર ઉપરનાં વસ્ત્રો બહુ ઉંચા પ્રકારનાં તથા શોભીતાં હતાં. ત્રીજો પુરૂષ એથી ઉલટી રીતે બહુ નમ્ર મુખાકૃતિવાળો હતો અને ત્હેનાં વસ્ત્રો પણ બહુ સાદાં હતાં પરન્તુ ત્હેના મ્હોં ઉપર બુદ્ધિનું અત્યન્ત તેજ હતું. ચોથો પુરૂષ આ ત્રણેથી જુદા જ પ્રકારનો હતો. એના મ્હો ઉપર માનસિક વેદના અને અદ્‌ભૂત બુદ્ધિપ્રભાવને લીધે ચળકાટ જણાઈ આવતો હતો. ત્હેણે સાદામાં સાદો પોશાક પ્હેર્યો હતો અને માથા ઉપર માત્ર ચોટલીના વાળો હવામાં ઉડતા હતા. ભરાવદાર મુછો એની મુખાકૃતિની વિશિષ્ટતામાં વધારો કરતી હતી. આ ચાર પુરૂષો થોડું ચાલીને એક શાંત જગોએ વિશ્રાન્તિ માટે બેઠા. થોડી વારે કદાવર બાંધાવાળો પુરૂષ સફેદ દાઢીવાળા પુરૂષને સંબોધીને બોલ્યો "દાદા! મ્હને તો આ ત્હમારા સ્વર્ગમાં કંઇ ગમતું નથી. અહીં આવે મ્હને પાંચ–૭ વર્ષ થયાં પણ હું તો કંટાળી ગયો છું અને મ્હારી પ્રિય મોહમયી નગરીમાં પાછો જવાને હું તલપી રહ્યો છું. સ્વર્ગની ભવ્યતા મ્હારે નથી જોઇતી!" દાદાએ કહ્યું "શું બાદશાહ! સ્વર્ગ કરતાં પણ ત્હમારી મોહમયી નગરી ત્હમને વધારે પ્રિય લાગે છે?" બાદશાહે જવાબ આપ્યો "ખરેખર દાદા! તેમ જ છે. તે નગરીની શોભા તથા ત્હેનું જાહેર જીવન ઉત્પન્ન કરવામાં મ્હેં મ્હારૂં આખું જીવન ગાળ્યું છે. ત્હેની ધારાસભાની, વિદ્યાપીઠની અને શહેરસુધારણાની સંસ્થાની સભાઓમાં મ્હારો સિંહનાદ હમેશાં સંભળાતો હતો. હું શું બોલીશ તે સાંભળવાને દરેકોઈ કાન માંડીને તૈયાર રહેતું હતું. મ્હારી ગર્જનાઓથી મ્હારા વિરોધીઓ અને ખાસ કરીને રાજ્યના અમલદારો ધ્રુજતા હતા. લોકો મ્હને મ્હારી નગરીનો તાજ વિનાનો રાજા કહેતા હતા. બસ મ્હને તો એ જ જીવન ફરીથી જોઇએ છીએ. મ્હેં શા પાપ કર્યાં હશે કે જેથી આખી જીંદગી છોડીને મ્હારે અહીં આવવું પડ્યું?" આ સાંભળી ચોટલીવાળો પુરૂષ બોલ્યો 'બાદશાહ! મ્હારે અને ત્હમારે ઘણા વિચારોમાં મતભેદ છે અને આપણે આપણી જીંદગીનાં છેલ્લાં દશેક વર્ષો તો દુશ્મન જેવા હતા. પણ આ બાબતમાં તો હું ત્હમારી સાથે સંમત થાઉં છું. સ્વર્ગનું જીવન તો મ્હને પણ શુષ્ક લાગે છે. જેમ ત્હમે ત્હમારી

* 'સ્વર્ગીય સંદેશ' એ વિદ્યમાન રાજકીય સ્થિતિ વિષેના સ્વપ્નાત્મક લેખના લેખક આપણા સાર્વજનિક પ્રશ્નોના અભ્યાસી છે.—તંત્રી

નગરીમા બાદશાહ જેના હતા તેમ હું પણ મ્હારા પુણ્યપુરમા તેમ જ ત્હેની આસપાસના ચોકમા ત્હેની જ પદવી ભોગવતો હતો તે ત્હમે સારી પેઠે જાણો છો છે" ॥ ચારપાંચ વર્ષમા અને ખાસ કરીને જ્યારથી આપણા દેશની મહાસભામાં મ્હે ફરીથી ભાગ લેવા માડ્યો ત્યારથી દેશની રાજકીય જાગૃતિ વધારવામાં હું દિવસે દિવસે સફળ થતો હતો પરન્તુ અચાનક રીતે આજથી બરોબર એક વર્ષ પ્હેના મ્હારે પૃથ્વીનો ત્યાગ કરવો પડ્યો હું તો માત્ર મ્હારી તબીયત સુધારવા થોડા દિવસ માટે ત્હમારી મોહમયી નગરીમા આવ્યો હતો ત્હેવામાં એક સ્હાંજે મોટરમા ફરવા જતા મ્હને નરદી લાગવાથી હું એકાએક ગભીર માદગીનો ભોગ થઇ પડ્યો અને અનેક ઉપાયો કર્યા છતા પણ તે બીમારીએ મ્હારા શરીર તથા દેહને ઘેરી લીધાં મ્હેં ડાકતરોને છેક સુધી કહ્યુ હતુ કે હુ મરવાનો નથી પરન્તુ યમરાજાના હુકમને વશ થઈ છેવટે મ્હારે ઇચ્છા વિરૂદ્ધ અહીં આવવુ પડ્યુ છે ત્હમારી પેઠે મ્હને પણ એમ થાય છે કે હુ પાછો આપણા દેશમા જઇ મ્હારા પક્ષની સરદારી લઉં પણ અત્યારે તો પરવશપણે મ્હારે ને ત્હમારે બન્નેને અહીં રહી આપણા દેશમા શુ થાય છે તે માત્ર દૂરથી જ જોવાનુ છે" બાદશાહે કહ્યુ "કેસરી ! ત્હમે તો અહીં છો તે જ સારૂ છે દેશને માટે ત્હમે બહુ સહન કર્યું છે તે હુ સ્વીકારૂ છુ અને ત્હમારી દૃઢતા તથા સહનશક્તિ માટે હુ ત્હમારા પ્રત્યે માન ધરાવુ છુ પણ મ્હારે કહેવુ જોઇએ કે ત્હમારી અદ્દભુત બુદ્ધિ ત્હમે ઘણી વખત ઉંધે રસ્તે વાપરી છે અને રાજ્યકર્તાઓ સામેની આપણી રાષ્ટ્રીય પદ્ધતિની લ્હડતમા ત્હમે અન્તરાય થયા છો સાથે મળીને કામ કરવાને બદલે જ્યા ત્યા ત્હને વિક્ષેપ પાડવાને તૈયાર હતા ત્હમે મોટા અનુયાયિ વર્ગ ઉભો કર્યો છે તે ખરૂ છે પણ ત્હમારામા મ્હોટો દોષ એ હતો કે ઘણી વખત ત્હમે ત્હમારા પક્ષની દોરવણી કરતા ત્હમારા પક્ષના ઉદ્ધત માણસોથી વધારે દોરાઇ જતા એ કંઇ નેતાનુ લક્ષણ ન કહેવાય આપણી રાજકીય લ્હડતની એકતામા વિક્ષેપ પાડનાર ત્હમે જ હતા સુરતના બનાવો સભારો ત્યારે ત્હીઓની જોડા હું હજી ભુલી ગયો નથી આને લીધે જ હમારે ત્હમારાથી જુદુ થવુ પડ્યુ હતું—" કેસરી વચમા બોલી ઉઠ્યા "જુઓ બાદશાહ ! અત્યાર સુધી આ વાત મ્હેં ત્હમારી પાસે ક્હાડી નથી પણ હવે ત્હમે પોતે જ જ્યારે ક્હાડી છે ત્યારે બાબતો સ્પષ્ટ કરૂ ચળવળની મ્હારી તથા ત્હમારી પદ્ધતિ પ્રથમથી જ જુદી હતી ત્હમે અમલદાર વર્ગ સ્હામે ત્હેમની સંસ્થાઓમાં દાખલ થઇને હિમ્મતથી લ્હડવામા વધારે ધ્યાન આપ્યુ હતું અને તે માટે લોકોને ત્હમારા તરફ અપૂર્વ માન હતું પરન્તુ ત્હમે ત્હમારી પદ્ધતિથી સામાન્ય જનસમુહને ખેંચી શક્યા નહોતા અર્થાત્ રાજકીય ચળવળને ત્હમે જોઇયે ત્હેવી પ્રજાકીય બનાવી શક્યા નહોતા મ્હારી પદ્ધતિ પ્રથમથી જ રાજકીય ચળવળને પ્રજાકીય પાયા ઉપર મુકવાની હતી અને તેથી અધિકારી વર્ગની સાથે કામ કરવાની દરકાર કર્યા વિના મ્હારા પ્રયત્નો પ્રજામાં સ્વદેશાભિમાન તથા આત્મશ્રદ્ધાના ગુણો ઉત્પન્ન કરવા તરફ હતા આમ કરવામા મ્હારે અનેક વિપત્તિઓ સહન કરવી પડી છે અને લાબા વખતની જેલ—જાત્રા પણ

કરવી પડી છે જ્યારે ત્હમે શીતળ ટેકરીઓ ઉપર સુન્દર બગનાઓમા લ્હેર મારી છે ત્હમારી લ્હેડલ સરકાર સ્હામે સચોટ હતી પરન્તુ પ્રજાનો આત્મા ત્હમે ઓળખી શક્યા ન્હોતા મ્હાર સઘળુ કાર્ય આપણા દેશના અનેક તત્વોમાંથી એક રાજકીય પ્રજા ઉત્પન્ન કરવાનું હતું આ કારણથી જ આશરે તેર-ચૌદ વર્ષો ઉપર મ્હારે ત્હમારાથી જુદા થવુ પડ્યુ હતુ પરન્તુ આપણા બેમાં કોણ ખરૂ હતું તે તે પછીના બનાવોથી જણાશે લગભગ દશેક વર્ષ સુધી તો ત્હમારા પક્ષે મહાસભાને પોતાની કરી પરન્તુ ત્હમારા અહીં આગમન પછી હમારો પક્ષ છેવટે વિજયવન્ત નીવડ્યો છે અને છેલ્લા ત્રણ ચાર વર્ષોથી તો નદીમા પૂર આવે તેમ પ્રજામતનુ જોર વધ્યુ છે અને ત્હેને પરિણામે ત્હમારા પક્ષને મહાસભા હમારા પક્ષને સોંપી દેવી પડી છે" બાદશાહ અત્યાર સુધી શાન્તપણે સાંભળતા હતા પરન્તુ હવે બોલી ઉઠ્યા "શુ કેસરી! ત્હમે એમ ધારો છો કે હુ અત્યારે જીવતો હોત તો મ્હારા પક્ષની આ દશા થાત?" "શુ થાત તે ચોક્કસ રીતે કહેવુ અશક્ય છે," કેસરીએ જવાબ આપ્યો, "પરન્તુ એટલુ તો નક્કી છે કે રાજકીય ચળવળની જુની પદ્ધતિ વડે તો ત્હમે દેશમાં ઉચ્ચ-સ્થાન ભોગવી શકત જ નહિ ત્હમે ત્હમારી વાત કરો છો પણ છેલ્લા ત્રણ-ચાર વર્ષમા તો દેશનું વાતાવરણ એટલુ બદલાઇ ગયું છે કે મ્હારાથી આગળ જાય ત્હેવો પણ સબળ પક્ષ દેશમાં ઉત્પન્ન થયો છે અને ત્હેની તુલનામાં મ્હારા વિચારો પણ વિનીત મ્હી ગણાય ત્હમારા વખતમા સ્વરાજ્યની અભિલાષા પણ રાજ્યદ્રોહ જેવી ગણાતી હતી પરન્તુ હાલ તો 'પ્રજાસત્તાક રાજ્ય' ની વાતો મહાસભાની બેઠકોના ભાષણોમા ચાલે છે એ ત્હમને ખબર છે?" અત્યાર સુધીની વાતોમા નમ્ર મુખાકૃતિવાળો પુરૂષ શાન્તપણે સાંભળ્યા કરતો હતો પણ હવે ત્હેનાથી રહેવાયુ નહિ "શુ એટલે સુધી વાત વધી છે?" ત્હેણે પુછ્યુ કેસરીએ જવાબ આપ્યો "હા, સેવકરામ! ત્હમારૂ રાજકીય વીલ તો પાછળ પડી ગયુ ત્હમારે અહીં આવે તો પાંચ ૭ વર્ષ થઇ ગયા તે દરમિયાનમાં તો દેશમાં અદ્ભુત ફેરફારો થયા છે પ્રજા-મન એટલો એકત્રિત અને બળવાન થયો છે કે અધિકારી વર્ગની દમનની રાજનીતિ પણ નિષ્ફળ નીવડી છે અને ત્હમે રાજ્યતંત્રમા જે જે સુધારાઓ તથા હકો માગતા હતા ત્હેમાના ઘણાઓ રાજ્યકર્તાઓએ અન્તે આપ્યા છે અને તે ત્હમારા વચનમા સંતોષકારક ગણાત ત્યાં હાલ તો રોટલાના ટુકડા સમાન ગણાય છે ધારાસભાઓમા પ્રજા નિયુક્ત સભાસદોની હવે બહુમતિ થઈ છે, પ્રાન્તિક સરકારનાં કેટલાએક ખાતાઓ ત્હેના લોકનિયુક્ત સભાસદોમાંથી પસંદ કરેલા પ્રધાનોના હાથ તળે મુકવામા આવ્યાં છે સ્થાનિક કાર્યવાહક સભામા દેશી સભાસદોની સખ્યા અર્ધી રાખવામા આવી છે તથા વડી કાર્યવાહક સભામાં એકને બદલે ત્રણ દેશીઓ નીમાયા છે અને એક પ્રાન્તમા તો સુબા તરીકે પણ દેશીની નીમણુક કરી છે અને—" બાદશાહ બોલી ઉઠ્યા "શુ કહો છો? એટલે સુધી સુધારાઓ થયા છે? ત્યારે હમારી વર્ષો સુધીની મહેનત છેવટે સફળ થઈ ખરી અહા! મ્હારૂ કેવુ કમભાગ્ય કે આ સુધારાઓનો લાભ લઇને અમલદાર વર્ગના તોરને તોડી પાડવાને હું આ નથી! મ્હારા અનુયાયિઓ શુ કરતા

હશે ? સારી સારી જગાઓથી લોભાઇ જતા હશે તથા રાજકર્તાઓની યુક્તિઓથી ભોળવાઈ જતા હશે કે નીડર સ્વતન્ત્રતાથી સચોટ લડત ચલાવતા હશે ? અહો ! આવી તક મ્હને મળે તો હું શું ન કરી શકું ?" સેવકરામે સવાલ કર્યો "મ્હારા ધારવા કરતા આ સુધારાઓ સારા છે ત્હેમા કંઇ શક નથી પણ મ્હને કહો કે નાણા સંબંધી બાબતોમા આપણને કંઈ સંગીન હક મળ્યો છે કે નહિ ? તે સિવાય બધું નકામું છે." કેસરીએ જવાબ આપ્યો "સેવકરામ ! એ લોકો એવા કાચા નથી કે એ બાબતમા આપણને એકદમ સ્વતન્ત્રતા આપી દે ! એને માટે તો હજી ઘણી લડત ચલાવવી પડશે. વાર્ષિક અંદાજપત્રની રકમોની મંજુરી માટે ધારાસભાના મતો લેવાની પદ્ધતિ દાખલ કરી છે પણ તે મતની અવગણના કરી ત્હેની વિરુદ્ધ વર્તવા માટે દરેક પ્રાન્તના સુબાને બહોળી સત્તા આપવામા આવી છે. વળી ધારાસભામા લશ્કરના ખર્ચના આંકડાઓમા એક પાઇ ઓછી કરવાની પણ નિરંકુશ સત્તા હજી મળી નથી. જકાતની રાજનીતિમા પણ કંઇ સ્પષ્ટ કલમ વડે સુધારો થયો નથી. માત્ર એટલી સમજૂત રાખી છે કે કોઈ પણ જકાતની રાજનીતિ વડી ધારાસભા બહુમતિથી પસાર કરે અને સરકાર ત્હેમા સંમત થાય અને સામ્રાજ્યની રાજનીતિથી તે વિરુદ્ધ ન હોય તો ત્હેને અમલમા મુકવા દેવી. આ બધું હજી અસ્પષ્ટ છે. અને વ્યવહારમાં કેમ ચાલે છે તે જોવાનુ છે." સેવકરામે કહ્યું "હા, તે ખરુ છે પણ પ્રથમ કરતા વધારે સારૂં છે અને ધીમે ધીમે ત્હેમાં પણ આપણા ઇચ્છિત સુધારાઓ થશે જ. પણ આ સર્વ સુધારાઓ પ્રજાએ આવકારદાયક ગણ્યા નથી ?" કેસરીએ કહ્યું "આવકારદાયકની ક્યાં વાત કરો છો ? હમણા તો પ્રજાનું ચિત્ત આ સુધારાઓ કરતા દેશના કેટલાએક ભાગોમા સરકારી તથા બીજા અમલદારોએ કરેલા અત્યાચાર તરફ તથા દેશની ૭ કરોડ મહમદીન પ્રજાની ધાર્મિક લાગણી ને થયેલા અપમાન તરફ વધારે ગયું છે અને મ્હારૂં અહીં આગમન થયું ત્હેવામા એ જ ચર્ચા ચાલતી હતી કે જ્યાં સુધી આ બે બાબતોમાં રાજકર્તાઓ તરફથી પ્રજાને ન્યાય ના મળે ત્યા સુધી આ નવા રાજકીય સુધારાઓનો બહિષ્કાર કરવો-" આ સાંભળીને ત્રણેના ત્રણે પુરુષો એક સામટા બોલી ઉઠ્યા "શું ? શું ? રાજકીય સુધારાઓનો બહિષ્કાર ? એ વળી કઇ વિચિત્ર રીતિ ?" કેસરીએ જવાબ આપ્યો "રાજકીય સુધારાઓનો માત્ર જ નહી પરન્તુ સરકારી શાળાઓ, અદાલતો અને માનચાંદોના પણ બહિષ્કાર કરવાની વાતો ચાલતી હતી અને આ સંબંધિ વિચાર કરવાને મહાસભાની એક ખાસ બેઠક કલકત્તામા મળવાની હતી તે પ્હેલા કમભાગ્યે મ્હારૂં અહીં આકસ્મિક રીતે આગમન થયું." આ સાંભળી ત્રણે પુરુષો સ્તબ્ધ થઈ એક બીજાના મ્હોં જોઇ રહ્યા. થોડી વારે બાદશાહે પુછ્યું "શું સરકાર તરફ એટલો બધો અસંતોષ થયો છે અને આપણો દેશ પણ એટલો જાગૃત થયો છે કે આ હદે સુધી વાત આવી છે ?" કેસરીએ ઉત્તર આપ્યો "અલબત્ત, છેલ્લા ચાર-પાંચ વર્ષોથી જે જે રાજનીતિ સરકાર તરફથી ગ્રહણ કરવામાં આવી હતી ત્હેનાથી દેશમા સર્વત્ર અસંતોષ

પોને શુ આપખુદ ન્હોતા અને ત્હમારો મહાત્મા પણ શુ હજી આપખુદી કરતો નથી? છતા અત્યારે દેશની ચારે દિશામાં એની " જે " બોલાય છે અને લોક એની પાછળ ગાડુ થઇ ગયુ છે " કેસરીએ તરત ઉત્તર આપ્યો " તે તો દરેક નેતાના વ્યકિત-બળ ઉપર આધાર રાખે છે-" દાદાએ ટુક કરવા કહ્યુ " એ તો બધુ ઠીક પણ બાઈ! ત્હમારૂ આગમન શા કારણથી થયુ છે તે તો કહો " બાઇએ જવાબ આપ્યો "દાદાજી! આપણો દેશ હમણા નજકીય વિનાશમા પડયો છે હાલ એક પુરૂષ દેશમા એવો ઉત્પન્ન થયો છે કે જે લોકોને પોતાની જાદુઇ શકિતથી વશ કરી ત્હેમને સરકારની સાથે અસહકારના વિકટ અને વિનાશ કારક માર્ગમા ઘસડી જાય છે અને દેશની સુખ અને શાન્તિ એ બન્નેનો નાશ કરે છે હુ ત્હેની સ્હામે હાલ લ્હડત ચલાવી રહી છુ પરન્તુ લોકો એનાથી એટલા મુગ્ધ બની ગયા છે કે મ્હારો અવાજ કોઈ સાંભળતું નથી ત્હેના અસખ્ય અનુયાયિઓ મ્હને તથા મારા શિષ્યોને બોલવા દેતા નથી અને હમારી સભાઓ વિખેરી નાંખે છે અનેક રીતે તેઓ મ્હને હેરાન કરે છે માટે નિરાશ થઇને છેવટે હુ ત્હમારી સર્વેની પાસે આવી છુ મ્હને તો કાઇ સાભળતુ નથી પરન્તુ દેશ! ડહાપણને માર્ગે પાછા આવવાનો સદેશ ત્હમે આપો તો તે લઇ હુ પ્રજા પાસે મુકુ " દાદાએ પછ્યુ "શુ ત્હમારા વિરોધીઓની સખ્યા દેશમા એટલી બધી જામી ગઇ છે કે ત્હમને પણ કોઈ નથી સાંભળતુ ?" બાઇએ કહ્યુ " દાદાજી! એમની સખ્યાનો ત્હમારે ખ્યાલ લાવવો હોય તો મ્હારી સાથે જરા આગળ આવો પૃથ્વી ઉપર આપણા દેશ તરફ અત્યારે નજર કરો તો ત્હમને ખબર પડશે" સૌ થોડે દૂર ગયા અને હેઠળ પૃથ્વી ઉપર પોતાના દેશ તરફ નજર કરી પાતશાહ બોલી ઉઠયા "અહા! દેશમા ગામેગામ આ લોકોની મેદની કેમ જામી છે? ઠેકાણે ઠેકાણે ધોળી ટોપીઓ પ્હેરેલા હજારો માણસોની-સભાઓ ભરેલી જણાય છે અને મ્હારી સુન્દર મોહમયીના દરીયા કીનારા ઉપર આ બધુ ધોળુ ધોળુ શુ જણાય છે? જાણે કીડીયો ઉભરાઇ હોય તેમ હજારો માણસો ધોળી ટોપીઓ પ્હેરીને ભેગા થયા હોય તેમ લાગે છે તેનુ શુ કારણ હશે?" બાઇએ કહ્યુ " આજે આપણા કેસરીની મરણતિથિનુ પ્હેલુ સવત્સરી છે અને તે નિમિત્તની આ ગામેગામ સભાઓ છે ત્હમારી નગરીમાં જે સ્થળે ત્હેમને અગ્નિદાહ દીધો હતો ત્યા આ સભા ભરાઇ છે પણ ત્હેની સાથે આ સભાની અગત્યતા એ છે કે આજથી લોકોએ વિદેશી કપડાનો બહિષ્કાર કરી સ્વદેશી કાપડ અને ખાસ કરીને હાથે કાંતેલો તથા વણેલો માલ વાપરવાનો નિશ્ચય કર્યો છે અને તેટલા માટે જ લોકોએ સફેદ ખાદીની ટોપીઓ પ્હેરી છે ત્હમારા નામનુ સ્મારક તો થશે ત્યારે ખરૂ, પણ કેસરીના સ્મારકમા તો હમણા જ એક કરોડ રૂપિયા ભરાયા છે અને ત્હેનો ઉપયોગ રાજકીય ચળવળમા કરવાનો છે હવે આ સભાની વચમા મોટો માચડો બાધ્યો છે તે તરફ જુઓ, ત્હેના ઉપર ઉંચી જગાએ પેલો સુકલકડી જેવો પુરૂષ ઉભો છે તે જોયો? તે મનુષ્ય નથી પણ દેવતાઈ જાદુગર છે હમારા પથના મહાત્માઓ તો હજી પર્વતમાં છે, પરન્તુ આપણા દેશમાં તો આ પુરૂષ

મહાત્માના નામથી ઓળખાય છે તે માણસોના મન ઉપર જાદુ કરી ત્હેમને પોતાના વિચારવાળા કરી દે છે અને જેમ તે નચાવે તેમ લોક નાચે છે ' સેવકરામે કહ્યું " તે જ મ્હારા મિત્ર ત્હેમના વિષે હમે હમણા જ વાત કરતા હતા. અહા! પણ શી આ સભા! આવી સભા તો દેશમા મ્હેં મ્હારા જન્મારામા જોઇ ન્હોતી કેમ બાદશાહ! ત્હમે શુ લાગે છે?" બાદશાહે જવાબ આપ્યો "હું તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો છુ શુ આપણા દેશમાં આટલી જાગૃતિ આવી છે? પણ આ મહાત્માની સાથે પેલો જાડો અને દાઢીવાળો પુરુષ ઉભો છે તે કોણ છે? મ્હારા કરતા પણ શરીરે વધારે કદાવર છે એ પણ મહાત્મા જેવો છે?" બાઇએ જવાબ આપ્યો "એ વળી મહાત્માનો મિત્ર મૌલાનાછે એની સોબત થી જ એ મહાત્મા બગડે છે એ જાડો સરકારનો કટ્ટો દુશ્મન છે અને પોતાનો સ્વાર્થ સાધવા આ પાતળા મહાત્માને પોતાના હથીયાર તરિકે વાપરે છે " કેસરી બોલી ઉઠ્યા "બાઇસાહેબ! ત્હમારૂ ધારવુ તદ્દન ખોટુ છે પાતળાનો લાભ જાડો નથી લેતો પણ જાડાનો લાભ પાતળો લે છે જાડાએ તો ક્યારની તરવાર પણ ખેંચી હોત, પણ એ પાતળાએ જાડાને સીસામા ઉતારીને રાખ્યો છે ને હજી સુધી દેશમાં એકદર રીતે શાંતિ રહી છે તે ત્હેને લીધે જ છે ' બાદશાહે કહ્યુ " વસન્તીબાઇ! ત્હમે હમારો સંદેશો લેવા આવ્યાં છો ત્યારે મ્હારો પ્હેલા લેતા જાઓ. જે લોકો હાલ પોતાને મ્હારા અનુયાયિઓ તરિકે ઓળખાવે છે ત્હેમને કહેજો કે નવા સુધારાઓથી ધારાસભાઓમા તથા ત્હેની બ્હાર ત્હમને કાર્ય કરવાની જે સોનેરી તક મળી છે ત્હેનો બેધડક હિમ્મત તથા બાહોશીથી ઉપયોગ કરજો. અમલદાર વર્ગમા જવાથી મ્હી જશો નહિ તેમ જ ત્હેમના હસવાથી છેતરા જશો નહિ રાજ્યકર્તાઓની યુક્તિઓ બહુ ઉંડી છે ત્હમને તેઓ અંદર અંદર લડાવશે ત્હમારા જ્યાં મતભેદ નહિ હોય ત્યા ઉભા કરવાનો યત્ન કરશે, પોતાનુ કામ કઢાવવુ હશે ત્યારે નમ્ર બની ત્હમને ફોસલાવવાનો પ્રયત્ન પણ કરશે, પરન્તુ આ સર્વથી ત્હમે સાવચેત રહી નિ સ્વાર્થ બુદ્ધિથી તેમ જ સગીન જ્ઞાનથી સહજ થઇ ધારાસભાઓની ભૂમિ ઉપર સ્વરાજ માટેનુ યુદ્ધ ચાલુ રાખજો " વસન્તીબાઇએ સેવકરામ તરફ ફરીને વદ્યુ ત્હમારી તરફથી શો સંદેશ છે?" સેવકરામે કહ્યુ " બાઇ! મ્હારો પ્રથમ સંદેશ તો મ્હારી સેવક સમાજને આપજો કે ત્હમે સર્વ નિ સ્વાર્થ તથા ખતથી કામ કરી રહ્યા છો તેથી હું ખુશી થયો છુ- પણ સરકાર પક્ષની સાથે જ જોડાઇને કામ કરવાનો મ્હારો ઉદ્દેશ ન્હોતો ત્હમે ભૂલી જશો નહિ કે ત્હમે પ્રથમ પ્રજાના સેવકો છો, સરકારના નથી પ્રજાની લાગણી ત્હમે ત્હમારી સામે ઉત્પન્ન કરશો નહિ પ્રજાકીય સસ્થાઓમાંથી નીકળી માત્ર એક પક્ષ સાથે જોડાવામા ત્હમે ભૂલ કરી છે ત્હમારા મત જુદા હોય તો મહાસભામા રહીને ત્હમે લ્હડો અને પ્રજાનો મત ત્હમારી તરફ લેવા પ્રયત્ન કરો, પરન્તુ ત્હમારૂ યોગ્ય સ્થાન છોડી સકુચિત ક્ષેત્રમા ભરાઇ પેઠા છો તે મ્હારા મત પ્રમાણે આપણી સમાજના આદર્શની વિરૂદ્ધ છે ધારાસભાના સભાસદોને કહેજો કે આપણા દેશના આર્થિક પ્રશ્નોનો અભ્યાસ ઉંડી રીતે કરજો ભવિષ્યમા આપણે સરકારની સ્હામે આર્થિક

રાજનીતિ સંબંધી જે લ્હડવાનું છે ત્હેને માટે ઉંડા જ્ઞાનથી સજ્જ થજો અને આ વિષયમાં પ્રવીણ વિદ્વાનો ઉત્પન્ન થાય ત્હેવી કેળવણીનો પ્રચાર વધારજો અને મ્હારા મિત્ર જે હાલ દેશમાં મહાત્મા તરીકે ઓળખાય છે ત્હેમને કહેજો કે ત્હમે જે નવીન પદ્ધતિની ચળવળ ચલાવી રહ્યા છો ત્હેમાં રહેલા નૈતિક તત્ત્વ માટે હું ત્હેને બહુ ઉચ્ચ પ્રકારની ગણું છું પરન્તુ ત્હેની સાથે એટલું ખાસ કહેજો કે હું પોતે સહકારમાં માનનારો છું અને સરકાર સાથે સહકાર કરીને પણ નૈતિક બળ વડે લ્હડત ચલાવી શકાય તેમ હું માનું છું કારણ કે આપણો પક્ષ ખરો અને ન્યાયી છે એટલે અન્તે આપણને વિજય મળ્યા વિના રહેશે નહિં પરન્તુ અસહકારની રીતિ પ્રજાએ પસંદ કરી હોય અને ત્હેને અજમાયેશ આપવી હોય તો આગળ પગલાં બહુ સંભાળીને ભરવાની જરૂર છે કારણ કે અસહકારનો ત્હેમણે જે ક્રમ રાખેલો છે તે થોડા વખતમાં કૃતિભૂત કરવાને આપણો દેશ હજી તૈયાર નથી માટે બહુ ઉતાવળ કરીને પ્રજાને આગળ ખેંચી જતા નહિ નહિ તો દેશમાં કુસંપ અને અવ્યવસ્થા થયા વિના રહેશે નહિ ” તે પછી કેસરીનો વારો આવ્યો ત્હેમણે કહ્યું “ બાઇસાહેબ ! મ્હારો પણ આટલો સંદેશો મ્હારા અનુયાયીઓને લઈ જજો ત્હેમને કહેજો કે મ્હારા મરણ પછી ત્હમે અન્દર અન્દર કલહ કરી રહ્યા છો તે આપણા કાર્યની સિદ્ધિ માટે અત્યન્ત અનિષ્ટ છે અત્યારે આપણે સંપ ને એકતાની ખાસ જરૂર છે તે ભૂલી જતા નહિ તથા દેશના આપણા વિભાગના શ્રેય ઉપર નહિ પરન્તુ આખા દેશના શ્રેય માટે ધ્યાન આપજો જે પુરૂષે આપણા દેશમાં અત્યારે અપૂર્વ એકતા ઉત્પન્ન કરી છે. ત્હેની સાથે થોડો મતભેદ હોય તો પણ સહકાર રાખજો મ્હારે પણ ત્હેની સાથે કેટલીએક બાબતોમાં મતભેદ હતો પરન્તુ આપણા વિજય માટે એકતાની જરૂર મ્હને વિશેષ જણાવાને લીધે મતભેદ છતાં પણ હું ત્હેની સાથે જ રહ્યો હતો આપણામાં અન્દર અન્દર સહકાર હશે તો જ સરકાર સામેનો અસહકાર સફળ થશે મહાત્માને મ્હારી તરફથી એટલું ખાસ કહેજો કે અસહકારના કાર્યક્રમમાં જે વસ્તુઓ માટે આપણામાં ઓછામાં ઓછો મતભેદ હોય તથા જેને માટે પ્રજા તૈયાર હોય તે પ્રથમ હાથમાં લેજો તેમ જ નૈતિક પ્રભાવ તથા સ્વાર્થત્યાગ ઉપર ત્હમારા યુદ્ધનો પાયો રચવામાં મનુષ્ય સ્વભાવના મૂળતત્ત્વો વિસરી જશો નહિ ” વસન્તીબાઈએ દાદા તરફ ફરીને કહ્યું “ દાદાજી ! આપનો શો સંદેશ લઈ જાઉં ? હું ખાસ તે માટે આવી છું ” દાદાએ ગંભીરપણે કહ્યું “ હું જુના જમાનાનો માણસ છું જે સ્થિતિમાં મ્હેં આપણા દેશને પ્રથમ જોયો હતો ત્હેના કરતાં હાલની સ્થિતિ બેશક ઘણી સુધરેલી કહી શકાય પરન્તુ રાજકીય પ્રગતિ માટેની ચળવળ હમેશાં એવી હોય છે કે જેમ જેમ લોકોમાં પ્રજાકીયતા વધતી જાય તેમ તેમ તે ચળવળ વધારે વિશાળ તથા બળવાન થતી જાય છે આપણા દેશમાં પણ તેમ જ થવા પામ્યું છે હમે હમારા વખતમાં ઉદ્દામ પંથના ગણાતા અને અધિકારી વર્ગનો તિરસ્કાર તથા ગાળો પણ સહન કરતા હવે એવો સમય આવ્યો છે કે તે જ વર્ગ હમને આદરરૂપ ગણી પ્રજા

આમળ ધરે છે અને પ્રજા તે જોઠ સ્વાભાવિક રીતે હમે છે જેમ જેમ આપણી પ્રજામા ઐક્યના આવતી જાય છે તેમ તેમ ત્હેને પોતાનુ આત્મજ્ઞાન થતુ જાય છે તથા તેમ તેમ આપણા વિરોધીઓ પણ આપણી સ્હામે વધારે બળવાન્ વિઘ્નો મૂકતા જાય છે અને ત્હેને પ્હોચી વળવા માટે આપણી રીતિ પણ કાળે કાળે વધારે બળવાન્ તથા અસરકારક થતી તરફ મનાતી જતી જોઈએ આ સર્વ સ્વાભાવિક છે અને તેથી જ એક કાળનો ઉદ્દામ પક્ષ તે પછીના કાળમાં વિનીત ગણાય છે અને તે કાળનો આદર્શ પોતાનામાં અઙ્ગીભૂત કરી નવો જ નેતા હમેશા દરેક કાળે ઉત્પન્ન થાય છે આવો નવીન અને અપૂર્વ નેતા જે હાલ વાજબી રીતે મહાત્માના નામથી ઓળખાય છે તે આપણા દેશમા સદ્‌ભાગ્યે ઉત્પન્ન થયો છે હુમારા માનવા પ્રમાણે તે પુરુષ જો પ્રજાને ઉંધી દીશામા ઘસડી જતો હોય તો ત્હેમા તે પુરુષનો તેમ જ પ્રજાનો વાંક નથી પરન્તુ ખરો વાંક સરકારનો છે કે જેના કૃત્યોથી આવી પ્રચણ્ડ લાગણી દેશમાં ઉત્પન્ન થઈ છે અને દેશનો મોટો ભાગ અન્તે અસહકારના અન્તિમ તથા વિકટ માર્ગને પણ ગ્રહણ કરવા તૈયાર થયો છે માટે બાદશાહ ! મ્હારો સદેશ તો સરકારને છે અને તે એ જ છે કે જે વિવિધ કારણોથી હાલનો ભયંકર અસંતોષ દેશમા ઉત્પન્ન થયો છે તે સર્વ કારણો મૂળથી ઉખેડીને પ્રજાની સુખશાન્તિ માટે તેમ જ સરકારના પોતાના અસ્તિત્વ માટે લોકોની ઇચ્છાને અનુસરતુ સ્વરાજ્ય સરકાર જેમ બને તેમ જલદી સ્થાપે ”

આ વાક્ય પુરૂ થતાની સાથે સ્વર્ગની ચારે દિશા ‘તથાસ્તુ’ના દિવ્ય અવાજથી ગાજી રહી અને વસન્તીબાઈનુ સૂક્ષ્મ શરીર ત્હેના સ્થૂળ શરીર તરફ ઉતરી ગયુ

---

# તે, હું અને પ્રભાત.

લેખક—રા બટુભાઈ ઉમરવાડીયા, બી એ

નિત્ય રોજ અમ્હે જગતને જગાડવા જતા—હું અને પ્રભાત પ્રભાત રોજ મ્હને તેડવા આવતો કાને પણ વેળાસર ત્હેણે મ્હારાં દ્વાર ખખડાવ્યાં

“ અલ્યા પ્રભાત ! અહિ આવ તો ! ” મેં ત્હેને કહ્યુ પણ તે તો અધીરો થઇ રહ્યો હતો અન્દર આવવા તેણે ના કહી જેમતેમ—મહામહેનતે તે અન્દર આવ્યો

“ પ્રભાત ! ” કોઈ ન સાભળે તેમ મેં ત્હેને કહ્યુ “ આજ આપણે મોડા જઇએ તો ? ”

પ્રભાત તો બેબાકળો થઇ ગયો !

“ કેમ ? ” અધિરતાથી ત્હેણે પૂછ્યુ

મેં પણ કંઇક ચપળતાથી ઉત્તર આપ્યો.

"ને પ્રભાત! એમ ઉતાવળ કર્યે નહિ ચાલે તું જાણે છે, ત્હારી સાથે આવવા માટે મ્હારે રજા લેવી પડશે તે?"

"રજા! વળી રજા કોની?" તે ભભકયો

"ત્હારી ઉષા જેવી એક છે મ્હારેયે, ત્હેની" મેં કહ્યું

પ્રભાતે બારીમાથી દેખાતા આકાશ તરફ નજર કરી એની ઉષાની યાદમાં ત્હેના ભવ્ય મ્હોંપર એક લજ્જિત હાસ્ય રમી રહ્યું વિચારમાથી જાગતા ત્હેણે કહ્યું

"ઠીક, ચા ય હુ જરાક મોડી થઇશ પણ—"

"હા–હા–બહુ વાર નહિ થાય પછી કાંઈ?"

અમ્હે મ્હારી ઉષાના ઘર તરફ ગયા

ઘરપાછળની વાડીમા તે ફુલો ચુટતી હતી વાડ કૂદી હું અંદર ગયો એની ઉષાનાં સ્વપ્નો અનુભવતો પ્રભાત બ્હાર ઉભો હતો

મોગરાના ક્યારાઓ પાસે તે હતી ત્હેણે મ્હને જોયો પણ તે કંઈ જ ન બોલી તે તો એનાં ફૂલો વિણ્યે જતી હતી

હું ત્હેની પાસે ગયો ત્હેણે મ્હને ના પણ ન કહી, ને મ્હને બોલાવ્યો યે નહિ તે તો એના ફુલો વિણ્યે જતી હતી, ને વાડની પાછળ પ્રભાત અધીરો થઈ ગ્યો હતો

હુ સ્તબ્ધ ઉભો રહ્યો, મ્હને કે જ સમજ ન પડી, માત્ર નિરકુશ એને હું જોઈ રહ્યો હતો, પણ એ તો એના ફૂલો વિણ્યાં કરતી, ને વાડી બહાર પ્રભાત બાઉંબાઉં કરી રહ્યો હતો.

ફુલો વિણતી તે હોજ પાસે ગઇ ને હોજના પત્થરપર ફુલો ઉછાળતી બેઠી

હુ ત્હેની નજીક ગયો, ને ત્હેના પગ આગળ બેસી પડયો ને નીચા નયને ધીરેથી ત્હેના ચીરનો મ્હેં સ્પર્શ કર્યો, પણ તે તો ફુલો ઉછાળ્યા કરતી ને વાડી બહાર પ્રભાત બૂમો માર્યે જતો

કેટલીક વારે મ્હેં આંખો ઉંચી કરી, ને એને જોતા મ્હને કેક થઇ આવ્યુ અકસ્માત હું ત્હેના પગે બાઝી પડયો પણ તે તો એના ફુલો ઉછાળ્યાં કરતી ને વાડી બહારનો પ્રભાત બૂમો માર્યે જતો

વાડીના ગુનગુનો શાન્ત થયાં હતા, હોજનું પાણી બધ પડયુ હતું, પ્રભાત જતો રહ્યો હતો ને હુ ત્હેના ચર્ણો ચૂમ્યા કરતો પણ તે તો એના ફુલો ઉછાળ્યા કરતી હતી

---

# અસહકાર અને અહિંસા.

લેખક —રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

૧

"It is my conviction that we are in sight of the promised land but the danger is the greatest when victory seems the nearest No victory worth the name has ever been won without a final effort, more serious than all the preceding ones God's last test is ever the most difficult Satan's last temptation is ever the most seductive We must stand God's last test and resist satan s last temptation, if we would be free"

"*Non violence is the most vital and integral part of non co-operation* We may fail in everything else and still continue our battle if we remain non-violent But we capitulate miserably if we fail in adhering to non violence"

ચાલુ સાલના જુલાઇ માસની ૨૮મી તારીખના "યંગ ઇન્ડિઆ"ના અંકમાં "*Non-violence*" એ નીંક નીચે લખેલા લેખમાં ગાંધીજીએ ઉપરના શબ્દો લખ્યા છે જેઓએ ગાંધીજીની પ્રવૃત્તિઓનું સૂક્ષ્મ અવલોકન કર્યું હશે ત્હેમને જણાયું હશે કે ગાંધીજીનામાં સાવધતાનું અને સાહસિકતાનું અદ્દભુત સમિશ્રણ છે ઇ સ ૧૯૨૦ ના એપ્રિલમાં એમણે સત્યાગ્રહ મૂક્યો એ અસામાન્ય સાહસિકતા સિવાય અશક્ય હતું ત્હેમણે જોયું કે પોતે 'હિમાલય જેવડી ગજબની" ભૂલ કરી કે આત્મસંયમને ન ટેવાયલી પ્રજા ઉપર વિશ્વાસ મૂક્યો ત્હેમના કડવા અનુભવે ત્હેમને શીખવ્યુ કે જ્યાં સુધી પ્રજા આત્મસંયમ માટે કેળવણીથી કસાઇને તૈયાર થાય નહિ ત્યાં સુધી "અહિંસાત્મક અસહકાર" કે "સત્યાગ્રહ" સંપૂર્ણ સફલતા ન મેળવી શકે તે પછી ત્હેમણે સ્તુત્ય હિમ્મતથી ને દૃઢતાથી સત્યાગ્રહ મુલતવી રાખ્યો, લોકોને સ્પષ્ટતાથી ત્હેમનો દોષ બતાવ્યો, અને ક્રમે ક્રમે લોકોને કેળવવાનું અને કસવાનુ કામ હાથમાં લીધુ ત્હેમણે અત્યાર સુધી જે જે રાષ્ટ્રીય ક્રમો હાથમાં લીધા છે ત્હેમાં લોકોની કેળવણીનું અને કસોટીનું તત્ત્વ પ્રધાનપદ ભોગવે છે એ જેઓ જોઇ નથી શક્યા તેઓ ગાંધીજીને ન્યાય નથી કરી શક્યા એ સ્પષ્ટ છે સરકારી ખેતાબો, શિક્ષણસંસ્થાઓ, ન્યાયસંસ્થાઓ ધારાસભાઓ આદિનો ત્યાગ એટલે અંશે સરકારને પ્રજાકીય અંકુશમાં લાવવાના હેતુથી પ્રેરાયલી હતી તેટલે જ બલ્કે તેથી વધારે અંશે લોકોને આત્મભોગથી આત્મસંયમ શીખવવાના અને આત્મશુદ્ધિ કરાવવાના હેતુથી પ્રેરાયલી હતી ગાંધીજી જોઈ શક્યા કે કેટલાક ધારતા હતા ત્હેના કરતા લોકોએ કૉંગ્રેસના ક્રમનો વધારે અમલ કરી બતાવ્યો, પણ તેઓ એ પણ જોઇ શક્યા કે એ અમલ પૂરેપૂરો ન્હોતો એટલું જ નહિ, પણ જોઇએ તેટલો સ્વયંભૂ પણ ન્હોતો જેઓ ગાંધીજીના અક્ષરોને વળગી રહે છે તેઓ ત્હેમના ક્રમોને "નિષ્ફલ" કહી કૃત

ફુલ થયા માને છે જેઓ ગાધીજીના પક્ષપ્રવાહમા તણાયે જાય છે તેઓ ત્હેમની પ્રવૃત્તિઓમાંથી સફળતાના અંશો તારવી કાઢી, ત્હેમને વખાણી કારીગરીથી ગોઠવી, કાચી હકીકતો ઉપર પડદો નાખી, "સફલ" ખેતાબ આપે છે ખાસ હેતુપૂર્વક બન્ને પક્ષો આમ કરતા હશે એવુ વક્તવ્ય નથી એમ થાય છે—જાણ્યે કે અજાણ્યે—એ કાચી હકીકત છે તટસ્થ પરીક્ષક ગાધીજીના મુખ્ય આશય ઉપર અને તાત્પર્યાર્થ ઉપર દૃષ્ટિ રાખીને સલામતીથી કહી શકે એમ છે કે ગાધીજી લોકોની કમોટીમા એટલા ખાચ્યા છે કે તેઓ લોકોને ક્રમે ક્રમે સ્હેજ આગળ લઇ જઇ શકે, પણ તેઓ એટમા નથી ફાવ્યા કે લોકોની પાસે "સત્યાગ્રહ" ના ઉગ્ર તપ માટે પૂરતી તૈયારીની આશા રાખી શકે ગમે તેમ હોય, ગાધીજીએ બોરસદના ક્રમની યોજનાથી એ જ બાબીત કરી બતાવ્યુ કે લોકો અમુક અંશે તૈયાર છે, અને અમુક અંશે તૈયાર નથી, તે ક્રમના અમલે પણ એ જ દર્શાવ્યુ "સત્યાગ્રહ"ને મુલતવી રાખવાનો ઠરાવ પણ એ જ સૂચવે છે સક્ષેપમા, ગાધીજી જો ફૂલાવી શકે છે તો ગાધીજી જવાબદારી પણ બતાવી શકે છે, ગાધીજી જો ગજાવર સાહસો ખેડી શકે છે તો ગાધીજી અતિશય સાવધતા પણ રાખી શકે છે, ગાધીજી જો લોકોની શક્યતા ઉપર પોતાની પુષ્કળ શ્રદ્ધા બતાવે છે તો ત્હેમની મર્યાદાઓની પણ સૂક્ષ્મ સમજણ દર્શાવે છે જે "અહિંસા" વિષેના લેખમાંથી આરભના શબ્દો ઉતાર્યા છે તે એકીવખતે ગાધીજીની સાહસિકતા અને સાવધતા સાબીત કરે છે.

૨

ગાધીજીએ પોતાની પ્રવૃત્તિને "અહિંસાત્મક અસહકાર" એવુ સ્પષ્ટ નામ આપેલુ છે. તે ઉપરાત, જ્યારે જ્યારે જરૂર જણાઇ છે ત્યારે ત્યારે ત્હેમના ભાષણોમાં અને ત્હેમના લેખોમા ત્હેમણે અતિશય સ્પષ્ટતાથી અને વિસ્તારથી "અહિંસા"નો બોધ કરેલો છે તેઓ વારવાર કહે જાય છે કે તેઓ પશુબલ કરતા આત્મબળને વધારે સફળ અને સબલ માને છે, એટલે હિન્દને તેઓએ "અહિંસાત્મક અસહકાર" નો ઉપાય બતાવ્યો છે તે માત્ર હિન્દ નિ શસ્ત્ર છે ને લશ્કરી દૃષ્ટિથી લડવા તૈયાર નથી માટે જ નહિ, પરતુ શસ્ત્રાસ્ત્રથી લડવુ એને તેઓ જંગલીપણાની નીશાની માને છે માટે સક્ષેપમા, ગાધીજીને તો અચલ શ્રદ્ધા છે કે જો હિન્દના લોકો "અહિંસાત્મક અસહકાર"નુ વ્રત યથાવિધિ પાળે તો પજાબ અને ખિલાફતના સવાલોનું નિરાકરણ સરકાર પાસે કરાવી શકે એટલું જ નહિ, પરન્તુ સ્વરાજ્યનું સાધ્ય પણ સાધી શકે તેઓ તો એટલે સુધી આગળ જતા લાગે છે કે હિન્દ જો ત્હેમણે સૂચવેલા ઉપાયનો યથાવિધિ અમલ કરશે તો તેથી માત્ર પોતાનો જ ઉદ્ધાર કરશે એટલું જ નહિ, પરન્તુ આત્મોદ્ધાર કરવાનો એક ઉત્તમ માર્ગ જગત સમક્ષ રજુ કરી જગતનો ઉદ્ધાર સાધવામા નિમિત્તરૂપ થશે નામદાર ડ્યૂક ઑફ કૅનૉટને ગાધીજીએ લખેલા ખુલ્લા પત્રમા ઉપરનો ભાવ સ્પષ્ટ રીતે વ્યાપી રહેલો હતો વ્યાધિગ્રસ્ત હિન્દ અને વ્યાધિગ્રસ્ત જગત ત્હેમનો ઉપચાર કેટને અંશે અજમાવશે તે જોવાનુ છે, અને તે અજમાવશનુ પરિણામ શુ આવે છે તે એથી યે વધારે જોવાનુ છે

અને "અહિંસા"નો આગ્રહી અચૂક ઉપદેશ ગાંધીજી કરે છે છતાં એમની "અહિંસાત્મક અસહકાર"ની મહાપ્રવૃત્તિ સ્હામે જે ગંભીરમાં ગંભીર વાંધો રજુ કરવામાં આવે જાય છે તે એ છે કે ત્હેને પરિણામે અશાન્તિ થશે, અવ્યવસ્થા પ્રસરશે અને લોહીની નદીઓ વ્હેશે. આ વાંધો માત્ર અમેજ અમલદારો તરફથી જ રજુ કરવામાં આવે છે એમ નથી, આ વાંધો આપણા અનુભવી દેશભક્તો તરફથી પણ રજુ થાય છે. જે અત્યુક્તિભરી કલ્પનાઓથી આ વાંધો રજુ કરવામાં આવે છે ત્હેમની આપણે ઉપેક્ષા કરીશું. જે હેતુઓથી આ વાંધો રજુ કરવામાં આવી શકે ત્હેમના પૃથક્કરણમાં પણ આપણે પ્રવેશ નહિ કરીએ. જે છૂટા છવાયા અપવાદોને અથવા શંકાસ્પદ બનાવોને બરાબર ગોઠવી ત્હેમની પાછળ રહેલા "મહાભય"નો "હાઉ" ખડો કરવામાં આવે છે ત્હેનાથી આપણા જ્ઞાનતંતુઓના તંત્રને આપણે આઘાત થવા નહિ દઈએ. આપણે તો સ્વસ્થતાથી તપાસીશું કે "ગાંધીજી શું કહે છે? ને ગાંધીજી કહે છે તેમ થવાનો સંભવ છે કે નહિ? જે ભીતિ ગાંધીજીના ટીકાકારો બતાવે છે તે સાધાર છે કે નિરાધાર?—અને જો એ ભીતિ સાધાર હોય તો ત્હેના સંભવનું પ્રમાણ કરવામાં ટીકાકારો ખરા છે કે ખોટા?"

ગાંધીજી શું કહે છે તે તો આપણે જોયું. ગાંધીજી એમ કહે છે કે જો લોકો પૂરતો આત્મસંયમ બતાવે, અને સરકાર ગમે તેટલી હિંસા કરે છતાં લોકો "અહિંસા"ના વ્રતનું બરાબર પાલન કરે તો આખરે જરૂર સરકાર હારે અને લોકો જીતે—અર્થાત્ સરકારને લોકોની ઇચ્છાને માન આપવું પડે. ગાંધીજીના ટીકાકારો એમ કહી રહ્યા છે કે સરકાર પોતાની પ્રતિષ્ઠા જાળવવા દમનની—*Repression* ની—કાર્યનીતિ જરૂર અખત્યાર કરવાની, લોકોમાં તેથી ઉશ્કેરણી અને અશાન્તિ થવાની, ત્હેને પરિણામે સુલેહના અને સુવ્યવસ્થાના ભંગ થવાના અને તે થશે એટલે સરકાર છેવટના સખત પગલાં લેવાની, ને પરિણામે જાનમાલની ખુવારી થવાની. સંક્ષેપમાં, ગાંધીજીના ટીકાકારોનો મુદ્દો એ છે કે ગાંધીજીનો પોતાનો આશય ગમે તેટલો સારો હોય, પરન્તુ મનુષ્ય સ્વભાવ એવો છે કે સરકાર અને લોકો વચ્ચે મારામારી થયા વિના રહેવાની નથી, અને તે મારામારીને પરિણામે આખરે લોકોને જ સહન કરવું પડશે.

હવે, તટસ્થ પરીક્ષક જોઈ શકે એમ છે કે ગાંધીજીના કહેવામાં પણ સત્યાંશ છે, અને ત્હેમના ટીકાકારોના કહેવામાં પણ સત્યાંશ છે. ગાંધીજીની જેમ લોકો ઉપરની શ્રદ્ધા વધારે પડતી દેખાય છે તેમ ટીકાકારોની અશ્રદ્ધા પણ વધારે પડતી જણાય છે. માલેગાંવ, અલીગઢ વગેરે સ્થાનોના બનાવો બતાવી આપે છે કે ગાંધીજી આશા રાખે છે ને માગે છે તેવા તૈયાર લોક નથી, ટીકાકારો માનતા હતા અને કહેતા હતા તેમ "લોહીની નદીઓ" હજી નથી વહી એટલું જ નહિ, પરન્તુ સરકારી ઉશ્કેરણી પુષ્કળ હોવા છતાં વ્યક્તિઓએ તેમ જ લોકસમૂહોએ વિસ્મયજનક આત્મસંયમથી શાન્તિ જાળવ્યાના પણ અનેક દૃષ્ટાંતો રજુ થતા જ આવે છે. સંક્ષેપમાં, વ્યક્તિગત કે ગણોના સત્યાગ્રહ માટે અધીરાઈ બતાવનાર અત્યુત્સાહીઓને 'સાવધાન' થવાનું ઉદ્બોધન કરનાર પ્રસંગો

ઊંડીઊંડી તદપિ આશ મ્હને રહે કે,
અન્તે-કદિક-ક્દિ એ પરમાન્તવેળ,
સૌનાં ય દુ:ખ મગી શાન્તિ થશે જ સ્હેલ,
જાતાં શિશિર જ્યમ ધન્ય વસન્ત આવે

એ સ્વપ્ન મ્હારું, પણ હું છઉં કોણ જેવો ?—
અંધારી રાતમહીં રોતું અનાથ બાળ,
અંધારથી ઉગરવા ચહતું પ્રકાશ,
ના જેની રુદન વિનાઅન્ય વાણી,—એવો

---

# આલ્બર્ટ હૉલની જંગી જાહેર સભા.*

લેખક—પ્રો કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ

આ શનિવારે આલ્બર્ટ હૉલમાં મ્હોટી જાહેરસભા થઈ હતી આયર્લેન્ડની સાથે સુલેહ કરાવનાર ( કરવા યત્ન કરનાર ) કાઉન્સિલે—*Peace with Ireland Council*—તે બોલાવી હતી એસ્કિવથ એમાં સામેલ થયેલ હોવાથી મ્હારી આતુરતા વધી હતી બપોરે ત્રણ વાગ્યે સભા હતી હૉલ મ્હારી કૉલેજની પડોશમા જ છે, અને જો કે કામ છોડીને જતા જીવ કપાઇ ગયો, છતાં એસ્કિવથને સાંભળવાની તક ન ખોવી એ લાગણી જીતી ગઇ—ખાસ કરીને જમનાદાસભાઇ ટીકીટ લઇને લૅબોરેટરીમાં આવ્યા ત્યારે. જો કે ઘણી ટીકીટો મફત હતી, પણ અમે રા શિલિંગની લીધી હતી, તેથી બહુ પાસે ને સ્હામે જ બેસી શક્યા હતા.

આલ્બર્ટ હૉલ—વિક્ટોરીઆના પતિ પ્રિન્સ આલ્બર્ટના નામ ઉપરથી એમના જ સ્મારક તરીકે બંધાયલો છે "રૉયલ આલ્બર્ટ હૉલ" આજથી લગભગ પચાસ વર્ષ ઉપર એ લાખ પાઉન્ડને ખર્ચે બંધાવાયો હતો તે આખી દુનિયામાંના મ્હોટામાં મ્હોટા "હૉલ"માંનો એક ગણાય છે નવ હજાર કરતાં વધારે માણસોને તે સમાવી શકે છે એમાં રાજકીય સભાઓ ઉપરાંત, સંગીતના જલસાઓ, *boxing* ની કુસ્તીઓ વગેરેના પ્રખ્યાત તમાશા થાય છે. વચ્ચોવચ્ચ ચોગાનમાં જ એક હજાર માણસો બેસી શકે, એની આસપાસના "ઍમ્ફીથીએટર"માં લગભગ દોઢ હજાર; એથી ઉંચે "*boxes*" ની ત્રણ હાર, એથી એ ઉંચે "*balcony, picture-gallery and promenade*" ( આપણે હજી એટલે ઉંચે ચઢ્યા નથી ) મ્હોટુ બીમમેનીઆ "ઑર્ગન" છે પહેલી વાર હું ત્યાં ગયો ત્યારે રશિયાના પ્રજાસત્તાક રાજ્યની નીજી જયંતી હતી, તે વેળાએ એની લગભગ નવ હજાર

* ઇન્ગ્લડથી લખાયેલો આ પત્ર પ્રકટ કરવાના મૂળ હેતુથી લખાયલો ન હતો, પરંતુ ગુજરાતના સામાન્ય વાચકવર્ગને તેમાં રસ પડે તેવો લાગવાથી પ્રકટ કરવામાં આવ્યો છે

ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા

સંધ્યા, શ્રાદ્ધ વગેરે કરવા માટે જુદો એમ અનેક કુંડો બાંધવામાં આવ્યા છે વળી થોડે થોડે દિવસે જુનુ પાણી કાઢી નાખી નવુ પાણી છોડી શકાય એવી વ્યવસ્થા બારીઓ મુકીને તેમાં કીધેલી છે તથા ત્યા બંદોબસ્ત રાખવામાટે મ્યુનિસિપાલીટી તરફથી સિપાઇઓ હમેશાં ત્યાં રહે છે નાશક તરફના ઘાટ ઉપર દક્ષિણ તરફ અનેક સાધુઓની સમાધિ છે તથા વચના ભાગમાં મારૂતિ, રામ વગેરેનાં દેવળો તથા કપરથલાના મહારાજાની સમાધિ છે આ સમાધિનુ બાંધકામ બહુ સારૂ અને જોવા લાયક છે તે ઉંચી અને બરોબર મધ્ય ભાગમાં હોવાને લીધે ખાસ ધ્યાન ખેંચે છે કિનારાની જોડાજોડ ટેકરી છે તે ઉપર જુદા જુદા ઘાટના રંગીન ઘરો આવી રહેલા છે તેને લીધે કિનારો ઠીક દીપી નીકળે છે-નાશક શહેર "નવશિખ" યાને નવશિખરોનુ બનાવેલુ કહેવામા આવે છે તેથી જ કરીને ત્યાંના રસ્તાઓમાંના ઘણા ખરા એક સપાટી ઉપર નહી પણ વચ્ચે વચ્ચે ઉંચાણ નિચાણ છે આ શહેરમા મુસલમાનો તથા મરાઠાઓના વખતમા મોટા વધારાઓ કરવામા આવેલા એમ કહેવામાં આવે છે મુસલમાનોએ તો એનું નામ પણ બદલીને ગુલશનાબાદ રાખ્યુ હતું પરતુ થોડી ઘણી તેમની વસ્તિ અને એકાદ બે મસીદ અને કબરો શિવાય તેમના વખતનું કાંઈ ચિહ્ન જોવામા આવતુ નથી ત્યાંના મુસલમાનો ઉત્તર હિંદુસ્થાન અને ગુજરાતના જેવા મૂર્તિભંજક ન હોવાને લીધે ત્યાંના દેવળોમા પણ તેમની સત્તાનું કાંઈ ચિહ્ન નથી મરાઠાઓના વખતના પેશ્વા અને તેના સરદારોના વાડાઓ છે તે ખણુની પદ્ધતિ ઉપર બાંધેલા છે અને પ્રત્યેક ખણુ જુદો દેખાઇ આવે તે માટે તેને દરેક ખુણે એક એક થાંભલો મુકવામાં આવેલો છે સતારાના રાજાના મહેલો પણ આ જ પદ્ધતિ ઉપર બાંધેલા છે નાશકનો પેશ્વાનો વાડો હજી ઘણો મજબુત છે અને તેમા સરકારી કચેરીઓ ભરાય છે તેમના વખતનું એક ખાસ નોંધ લેવા લાયક મંદિર ગોરા રામનું છે અહીંની રામલક્ષ્મણ સીતાની મૂર્તિઓ સફેદ આરસ પહાણુની તથા ઘાટદાર છે વળી તેમા જોવાલાયક એક આઠ મુંડના ગણપતિની મૂર્તિ પણ છે પચવટીમા સારાં મકાનોમાં મુંબાઈના સખી ગ્રહસ્થોએ બાંધેલી ધર્મશાળાઓ મુખ્ય છે-તે શિવાય ત્યાં જોવા લાયક એક કાળા રામનુ મંદિર છે. આ મંદિરનુ ચોગાન ઘણુ મોટું છે અને તેની આસપાસ ફરતી પથ્થરની દિવાલો છે અને તેમાં ત્રણ તરફ દરવાજાઓ છે મુખ્ય મંદિર પણ પથ્થરનુ જ બાંધેલુ છે અને તેમા થોડુ થોડુ નકશી કામ પણ છે તેનો મુખ્ય દરવાજો પૂર્વાભિમુખ છે રામલક્ષ્મણ અને સીતાની મૂર્તિઓ ચળકતા કાળા પાષાણુની છે તે ઘણી મોટી નથી પરતુ દેખાવડી છે ખરી મંદિરની સામે હરિકીર્તન વગેરે માટે પથ્થરનો બાંધેલો એક મોટો મંડપ છે અને તેમા પણ સરકારવાડાની પેઠેમ અનેક થાંભલાઓ ધ્યાન ખેંચે છે અહીંથી થોડે દૂર પશ્ચિમ તરફ શંકરાચાર્યનો મઠ છે ત્યાં સન્યાસીઓ આવીને રહે છે, તેના વચલા ભાગમા આદિ શંકરાચાર્યની આરસ પહાણની મૂર્તિ છે તેમની છબીઓ ત્યા આગળ ઠેકાણે ઠેકાણે જોવામા આવે છે તેની સાથે તથા શિવ કાંચીમા કામાક્ષી દેવીના મંદિરમાં તેમની કાળા પાષાણુની મૂર્તિ છે તેની સાથે સરખાવતા એમ

લાગે છે કે આની મુખાકૃતિ બરાબર કાઢેલી નથી. અહીંથી પૂર્વ તપોવનતરફ જતા વચ્ચે સીતાગુફા આવે છે એમ કહેવામાં આવે છે કે જ્યારે રામચંદ્રને પચવટીમાંના ગક્ષસો સાથે લડાઈ થઈ ત્યારે સીતા આ ગુફામા ભરાયાં હતા પરન્તુ તેની સ્થિતિ જોતા લાગે છે કે આ ગુફા તે વખતે હોય એ શક્ય નથી-કદાચ એમ હોય કે પરંપરાથી મનાતી આવેલી સીતાગુફાની જગાએ સો દોઢસો વરસ ઉપર કોઇએ આ ગુફા બધાવી હોય તેમા જવા માટે માણસ દીઠ એક પૈસો ત્યાંનો પુજારી લે છે તે પૂર્વાભિમુખ છે અંદર ઉતરવા માટે બારણાની આગે જ એક છોબંધની સીડી છે તેની ઉપરની છત એટલી નીચી છે કે લગભગ ચતા સુઇને જ અંદર ઉતરવુ પડે છે અદરની છત માણસ ખુબાસેથી ઉભો રહી શકે એટલી ઉંચાઇ ઉપર છે ત્યા રામલક્ષ્મણ તથા સીતાની મૂર્તિઓ છે તે કાંઇ બહુ ઘાટદાર નથી આ ઓરડામાં દક્ષિણ તરફની ભીંત છે તેમા વળી એક બારણું છે તેમાં થઇને એક બીજો ઓરડો છે ત્યા જઈ શકાય છે ત્યાં મહાદેવનું લીંગ તથા માતાની મૂર્તિ છે અહીં કેટલાક લોકો ગુગળાઇ જાય છે તેથી સરકાર તરફથી તેમા કોઇને ન જવા દેવા માટે પુજારીને હુકમ છે પરંતુ તે બારણું પૂરી નાખેલું ન હોવાને લીધે રાતને વખતે તે કોઈ કોઈ લોકોને વધારે પૈસા લઇને જવા દે છે.

૨. તપોવન.

અહીંથી ઉત્તર તરફ લગભગ ત્રણ માઇલ તપોવન દૂર છે ત્યા જવા માટેનો રસ્તો થોડેક લગી સારો બાંધેલો છે રસ્તામા બન્ને બાજુએ ઠેકાણે ઠેકાણે બાવાઓની ઝુપડીઓ, મઠો તથા અખાડાઓ નજરે પડે છે તેમા કોઇક ઠેકાણે પિત્તળની દેવની મૂર્તિઓ, કોઇક ઠેકાણે ભેંસ ભાડે એવું, તિલક વગેરે રસ્તા ઉપરથી દેખાય છે કોઈ કોઈ બાવાઓ પચાગ્નિ સાધના કરતા, કોઇ લોખંડના ખીલાની શય્યા ઉપર સુતેલા, કોઇ એક પગ ઉપર ઉભા રહેલા, કોઈ નખ વધારી ઉંચો હાથ રાખીને ઉભા રહેલા વગેરે અનેક કાયાકષ્ટ કરનારા નજરે પડે છે દિવસે દિવસે વનમાથી ઝાડી ઓછી થતી જાય છે અને તેની જગાએ લોકો દ્રાક્ષના, કેળના વગેરે ફળોના બાગો બનાવે છે ઝાડી પૂરી થતા એક ભોગ અતિ વૃદ્ધ વડ આવે છે અને ત્યાંથી આગળ ખડકમા થઇને જવુ પડે છે તે ખડક પોચી હોવાને લીધે પાણીના પ્રવાહથી તેમા ઘણા ખાડા ખબોચીઆ થએલા છે આમાના ખાડાઓને જુદા જુદા તીર્થો તરીકે ઓળખાવવામાં આવે છે પાપપુણ્ય ની કોડીઓ જેમાથી નિકળતા ઘણુ અઘરૂં પડે છે તે પણ અહીં જ છે બ્રાહ્મણો ત્યા સકલ્પ કરાવે છે અને પૈસા કઢાવે છે ત્યાથી સ્હેજ આગળ જતા ઉંચાણમા રામ, લક્ષ્મણ સીતા, કપિલમુની સુર્પણખા વગેરેની મૂર્તિઓ દેખાય છે ત્યાં પણ દાન તો કરાવે જ છે

૩. પાંડવગુફા.

નાશકથી દક્ષિણે આશરે સાડાપાંચ માઇલને અંતરે એક પહાડ કોરીને તેમા ગુફાઓ બનાવેલી છે તેને લોકો પાંડવગુફા કહે છે ત્યા જવાનો રસ્તો લગભગ ૪॥ માઇલનો છે અને તે સારો બાંધેલો છે ગુફાઓમાં પાંડવો, યાદવો વગેરેના પુતળા જોવાને લોકો જાય છે અને દેખે છે જૈન ધર્મમા મનાતા તીર્થંકરો, અર્હતો, અને દેવોનાં પુતળા અને ત્યાનુ કોતર કામ ઘણું ઉંચા

પ્રકારનું છે તે બદામીની ગુફામાંના કામને ઘણે અંશે મળતું આવે છે થાંભલાઓ કેટલાક પડી જવા આવેલા તેને લૉર્ડ કર્ઝનની કારકીર્દિમાં ટેકાઓ આપવામાં આવ્યા છે. આ ગુફાઓની ઉપર એક ઇંદ્રસભાના નામથી ઓળખાતી ગુફા છે ત્યાંના પુતળાંઓ તો જૈનધર્મના માણસો દેવોનાં જ છે ત્યાં ચઢવા માટે અગાઉ સીડી હશે એમ લાગે છે પણ તે નાદુરસ્ત થઇ ગયલી હોવાને લીધે તેને બદલે લાકડનો દાદર મુકવામાં આવેલો છે ત્યાંથી આસપાસનું સૃષ્ટિસૌન્દર્ય જોઈ ઘણો આનંદ થાય છે હવે પહાડ ઉપર શુદ્ધ પાણી નથી

૪. અંજનીપર્વત

નાશકમાં ચારપાંચ દિવસ આમ ફરવામાં કાઢીને અમે ત્ર્યબક જવા નિકળ્યા ત્યાં જવા માટે બેત્રણ કંપનીઓની મોટારો માણસ દીઠ રથી ૩ રૂપીઆને ભાડે મળી શકે છે પણ રસ્તામાં અંજનીપર્વત ઉપર જવું હતું તેથી અમે એક સ્વતન્ત્ર ટાંગો જ ભાડે કીધો તેના અગીઆર રૂપીઆ આપવા પડયા જો ત્યાં ન જવું હોય તો એટલામાં ત્ર્યબક જઇને પાછા આવી સકાય છે અંજનીનો પહાડ એક હવા ખાવાના ઠેકાણા તરીકે ગણાય છે તેમ ત્યાં જૈન લોકોની ગુફાઓ તથા એક દેરાં પણ છે–ત્ર્યબકને રસ્તે લગભગ ૧૨॥ માઇલ જઇએ છીએ એટલે દક્ષિણ તરફ એક રસ્તો ફંટતો દેખાય છે તે રસ્તે લગભગ એક માઇલ જઇએ છીએ એટલે અંજની ગામ આવે છે અહીં લગભગ ૧૦૦૦ માણસોની વસ્તિ છે દેરીની પૂજા માટે એક પુજારી ત્યાં રહે છે અને રોજ ઉપર જઇને પુજા કરી આવે છે યાત્રાળુઓ તથા પ્રેક્ષકોને પણ તે સારી મદદ કરે છે ઉપર જવામાટે ગામમાંથી ડોળીઓ મળી શકે છે અને લોકો કહે છે કે યુરોપીઅન લોકો તો તેમાં જ બેસીને ઉપર ચડે છે પણ અમે તો માત્ર એક ભોમીઓ લઇને જ ઉપર ચડવા માંડયું લગભગ અર્ધા માઇલ લગી તો ઠીક ઠીક ચાલ્યા જવાયું પણ પછી તો કવચિત પથ્થરમાં થઇને અને કવચિત માટીમાં થઇને આમ વળતાં અને તેમ વળતા લગભગ બીજો અડધો માઇલ ચાલ્યા અને આગળ જોઇએ તો જેમ જોરમા પવન ફુંકાતો હોય તે વખતે કનકવો જેમ ચઢે તેમ પથ્થરના ઢગલાઓમાં થઇને લગભગ પાએક માઇલ ચઢવાનું આવ્યું એટલું ઠીક હતું કે બન્ને બાજુએ ઉંચી ઉંચી કરાડો હતી એટલે પગ નીચે એકાદ પથ્થર ખસી ગયો તોયે પડવાની ધાસ્તિ ન રહેતી. નારાયણનું નામ લઇને તે ઉપર પણ ચડી ગયા. એટલે આવી એક ગુફા તેમાં પેસવાને એક બારણાને માટે બારસાખ જેવી આકૃતિ કાપેલી હતી અંદરના ભાગમાં બારણાની સામે એક ઉંચા ઓટલા ઉપર ત્રણ જૈન તીર્થંકરોની મૂર્તિ હતી અને પશ્ચિમ તરફ એક બીજો ઓરડો હતો તેમાં પણ કેટલીક એવી જ નાની મૂર્તિઓ હતી અહીંનું કામ એટલું હલકા પ્રકારનું હતું કે પાંડવ ગુફાના પ્રમાણમાં તે બહુ જ તુચ્છ લાગ્યું તેની દેખરેખ પણ કોઈ રાખતું હોય એમ જણાતું ન હોતું કારણકે અંદરથી ઘણી દુર્ગંધ નિકળતી હતી આ ગુફાની પાસે એક ટાંકી હતી તેમાંનું પાણી સ્વચ્છ હતું આ ગુફાને વળી થોડુંક ઉંચે ચઢવાનું હતું અને પછી લગભગ અડધો માઇલ રહેજસાજ ઉંચી નીચી જમીનમાં થઇને જવાનું હતું તેટલો રસ્તો કાપતાં એક તળાવ તથા એક બગીચો આવ્યા એ તળાવનું પાણી સ્વચ્છ અને ઠંડું

હતું બંગલો પડી જવા આવેલો હોવાને લીધે તેની દુરસ્તી ચાલતી હતી ખબર કાઢતાં માલમ પડ્યું કે તે મુસાફર બંગલો હતો ત્યાં થોડું ભાગ્યું તુટ્યું ફરનીચર પણ હતું ત્યાં નાસ્તો પાણી કરીને બીજા બે ત્રણ મિશનરીઓના બંગલા છે તે જોયા વળી બીજો માઇલ દોઢ માઇલ ઉંચે જઇએ તો અંજનીનું દહેરું દેખાશે એમ ભોમીઆએ કહ્યું પણ આટલું જ જોઇને ક્યાસ કીધો કે તે કેવું હશે અને વખત ઘણો થઇ ગયો હતો અને થાક પણ ઘણો લાગ્યો હતો, એટલે ત્યાં જવાનું માંડી વાળ્યું ખબર કાઢતાં માલમ પડ્યું કે અહીં હનુમાનનું એક પણ સ્થાનક નથી લોકો એમ વાત કરે છે કે ઉપર જણાવેલી ગુફામાં હનુમાનને જન્મ આપીને અંજની પહાડની ટોચે જઇને રહી છે પણ એકંદર પરિસ્થિતિ જોતાં એમ જ લાગ્યું કે એ તો ગપ જ છે તેથી વિશેષ વખત ન ગાળતા નીચે ઉતર્યા ગામથી પૂર્વે તરફ અડધા પોણા માઇલ ઉપર બીજા કેટલાંક જૈનોનાં મંદિર છે એમ ત્યાંના પાટીલ, તલાટી, પુજારી વગેરે લોકો મળવા આવ્યા હતા તેમના કહેવાથી જાણ્યું પરન્તુ આટલું જોઇને જ ધરાઈ ગયેલા હોવાને લીધે ત્યાં ન જતાં અમે ત્ર્યંબકનો જ માર્ગ લીધો.

૫. ત્ર્યંબક.

ત્ર્યંબક ત્યાંથી ૫-૫ા માઇલ દૂર છે રસ્તામાં કાંઈ વિશેષ ધ્યાન ખેંચે એવું કાંઇ નથી ત્ર્યંબક ગામ નાનું સરખું છે આશરે ૫-૬ હજાર માણસની વસ્તિ હશે એમ કહેવાય છે ઘરોની બાંધણી સામાન્ય છે ગામની અન્દર પેસતાં મ્યુનિસિપાલીટીનું નાકું આવે છે ત્યાં સિંહસ્થના વર્ષોમાં માણસ દીઠ ચાર આના અને બીજા વર્ષોમાં બે આના કર લેવામાં આવે છે ગામમાં મ્યુનિસિપાલીટી તેમ જ પોલીસનો બન્દોબસ્ત સારો દેખાય છે ત્યાં મ્યુનિસિપાલીટી તરફનાં તેમ જ ખાનગી ધર્માદા દવાખાનાંઓ ત્રણ ચાર છે પાણીને માટે કુવાઓ તથા નળ છે. ગામમાં પેસતાં ડાબી બાજુએ બ્રહ્મગિરિ તથા જમણી બાજુએ નીલ પર્વત દેખાય છે લગભગ મધ્ય ભાગમાં ત્રણ ધર્મશાળાઓ છે તેમાંની જેઠાભાઇ ધનજીની ધર્મશાળા નવી તથા સગવડ વાળી હોવાને લીધે અમે ત્યાં મુકામ કીધો ત્યાંથી લગભગ દક્ષિણ તરફ પચાસ કદમ દૂર ત્ર્યંબકેશ્વર મહાદેવનું દહેરું છે બ્રહ્મગિરિની તળેટીમાં તથા નીચાં નીચાં ઘરોની વચમાં આવેલું હોવાને લીધે આ દહેરું શોભી નિકળે છે મુખ્ય દેવાલયની આસપાસ ચોમેર ફરતી ત્રણ ફુટ પહોળી પથ્થરની દિવાલ છે તેમાંની ઉત્તર તરફની દિવાલમાં મુખ્ય દરવાજો અને તે ઉપર નગારખાનું છે તેની પાસે ડાબી બાજુએ રથગૃહ છે અહીંનો રથ ઘણો ઉંચો છે અને તેમાં સારૂં નકશી કામ છે દરવાજા ઉપર પણ થોડુંક તેવું કામ છે તેની અંદર જતાં બીજે તરફ કમાનવાળા ઓટલાઓ દેખાય છે ત્યાં ઘણે ભાગે સાધુ સન્યાસીઓ ઉતરે છે તેને છોડીને આગળ જતાં એક મોટો ચોક આવે છે તેમાં પથરાઓ જડેલા છે શિવાલય પૂર્વાભિમુખ છે તેનું શિખર પણ ઉંચું છે અને ઉપરથી તે નીચે સુધી તેમાં સાધારણ નકશી કામ કાપેલું છે તેની નીચેના ભાગમાં નાનાં નાનાં ચડતા ઉતરતા શિખરોની આકૃતિ કાઢેલી છે અને ઠેઠ ઉપરનો ભાગ ગોળાકૃતિવાળો છે તેના ઉપર એક સોનાનો કળશ છે તેની પાસે સોનેરીપતરાથી મઢેલી એક છડી ધ્વજા ચડાવવા માટે રાખેલી

બ્રહ્મગિરીનો ગાઇડ ( સચિત્ર નકશા ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

પ્રકારનું છે તે બદામીની ગુફામાના કામને ઘણે અંશે મળતું આવે છે થાભનાઓ કેટલાક પડી જવા આવેલા તેને લૉર્ડ કર્ઝનની કારકીર્દિમા ટેકાઓ આપવામા આવ્યા છે આ ગુફાઓની ઉપર એક ઇંદ્રસભાના નામથી ઓળખાતી ગુફા છે ત્યાના પુતળાઓ તો જૈનધર્મના માણસો દેવોનાં જ છે ત્યા ચઢવા માટે અગાઉ સીડી હશે એમ લાગે છે પણ તે નાદુરસ્તી થઇ ગયલી હોવાને લીધે તેને બદલે લોખડનો દાદર મુકવામાં આવેલો છે ત્યાંથી આસપાસનું સૃષ્ટિસૌન્દર્ય જોઈ ઘણો આનદ થાય છે હવે પહાડ ઉપર મુદ્દલ પાણી નથી

## ૪. અજનીપર્વત

નાશકમા ચારપાંચ દિવસ આમ ફરવામા કાઢીને અમે ત્ર્યબક જવા નિકળ્યા ત્યાં જવા માટે બેત્રણ કપનીઓની મોટરો માણસ દીઠ ૨થી ૩ રૂપીઆને ભાડે મળી શકે છે પણ રસ્તામા અજનીપર્વત ઉપર જવુ હતું તેથી અમે એક સ્વતત્ર ટાગો જ ભાડે કીધો તેના અગીઆર રૂપીઆ આપવા પડ્યા જો ત્યા ન જવુ હોય તો એટલામા ત્ર્યબક જઇને પાછા આવી શકાય છે અજનીનો પહાડ એક હવા ખાવાના ઠેકાણા તરીકે ગણાય છે તેમ ત્યા જૈન લોકોની ગુફાઓ તથા એક દેવળ પણ છે–ત્ર્યબકને રસ્તે લગભગ ૧૨॥ માઇલ જઇએ છીએ એટલે દક્ષિણ તરફ એક રસ્તો ફુટતો દેખાય છે તે રસ્તે લગભગ એક માઇલ જઇએ છીએ એટલે અજની ગામ આવે છે અહીં લગભગ ૧૦૦૦ માણસોની વસ્તિ છે દેવીની પૂજા માટે એક પુજારી ત્યા રહે છે અને રોજ ઉપર જઇને પુજા કરી આવે છે યાત્રાળુઓ તથા પ્રેક્ષકોને પણ તે સારી મદદ કરે છે ઉપર જવામાટે ગામમાંથી ડોળીઓ મળી શકે છે અને લોકો કહે છે કે યુરોપીઅન લોકો તો તેમા જ બેસીને ઉપર ચઢે છે પણ અમે તો માત્ર એક ભોમીઓ લઇને જ ઉપર ચઢવા માંડ્યું લગભગ અડધા માઇલ લગી તો ઠીક ઠીક ચાલ્યા જવાયુ પણ પછી તો ક્વચિત પથ્થરમા થઇને અને કવચિત માટીમા થઇને આમ વળતાં અને તેમ વળતાં લગભગ બીજો અડધો માઇલ ચાલ્યા અને આગળ જોઇએ તો જેમ જોરમા પવન ફુકાતો હોય તે વખતે કનકવો જેમ ચઢે તેમ પથ્થરના ઢગલાઓમા થઇને લગભગ પાએક માઇલ ચઢવાનુ આવ્યુ એટલુ ઠીક હતુ કે બન્ને બાજુએ ઉંચી ઉંચી કરાડો હતી એટલે પગ નીચે એકાદ પથ્થર ખસી ગયો તોયે પ[illegible] ધાસ્તિ ન હોતી નારાયણનુ નામ લઇને તે ઉપર પણ ચઢી ગયા. એટલે આવી એક [illegible] પેસવાને એક બારણાને માટે બારસાખ જેવી આકૃતિ કીધેલી હતી અદરના [illegible] સામે એક ઉંચા ઓટલા ઉપર ત્રણ જૈન તીર્થંકરોની મૂર્તિ હતી અને પ[illegible] ઓરડો હતો તેમા પણ કેટલીક એવી જ નાની મૂર્તિઓ હતી અ[illegible] પ્રકારનુ હતું કે પાડવ ગુફાના પ્રમાણમાં તે બહુ જ ક્ષુલ્લક લાગ્યુ તે[illegible] હોય એમ જણાતું ન હોતું કારણકે અદરથી ઘણી દુ ર્ગંધ નિ[illegible] એક ટાકી હતી તેમાંનુ પાણી સ્વચ્છ હતુ આ ગુફાને વ[illegible] પછી લગભગ અડધો માઇલ સ્હેજસાજ ઉંચી નીચી [illegible] રસ્તો કાપતાં એક તળાવ તથા એક બગનો આ મ[illegible]

હતું બંગલો પડી જવા આવેલો હોવાને લીધે તેની દુરસ્તી ચાલતી હતી ખબર કાઢતાં માલમ પડ્યું કે તે મુસાફર બંગલો હતો ત્યાં થોડું ભાંગ્યું તૂટ્યું ફરનીચર પણ હતું ત્યાં નાસ્તો પાણી કરીને બીજા બે ત્રણ મિશનરીઓના બંગલા છે તે જોયા. વળી બીજો માઈલ દોઢ માઈલ ઉંચે જઈએ તો અંજનીનું દહેરૂં દેખાશે એમ ભોમીઆએ કહ્યું પણ આટલું જ જોઈને ક્યાસ કીધો કે તે કેટલું હશે અને વખત ઘણો થઈ ગયો હતો અને થાક પણ ઘણો લાગ્યો હતો, એટલે ત્યાં જવાનું માંડી વાળ્યું ખબર કાઢતાં માલમ પડ્યું કે અહીં હનુમાનનું એક પણ સ્થાનક નથી લોકો એમ વાત કરે છે કે ઉપર જણાવેલી ગુફામાં હનુમાનને જન્મ આપીને અંજની પહાડની ટોચે જઈને રહી છે પણ એકંદર પરિસ્થિતિ જોતાં એમ જ લાગ્યું કે એ તો ગપ જ છે તેથી વિશેષ વખત ન ગાળતાં નીચે ઉતર્યાં ગામથી પૂર્વ તરફ આશરે પોણા માઈલ ઉપર બીજા કેટલાંક જૈનોનાં મંદિર છે એમ ત્યાંના પાટીલ, તલાટી, પુજારી વગેરે લોકો મળવા આવ્યા હતા તેમના કહેવાથી જાણ્યું પરન્તુ આટલું જોઈને જ ધરાઈ ગયેલા હોવાને લીધે ત્યાં ન જતાં અમે ત્ર્યંબકનો જ માર્ગ લીધો.

૫. ત્ર્યંબક.

ત્ર્યંબક ત્યાંથી પન્દર માઈલ દૂર છે રસ્તામાં કાંઈ વિશેષ ધ્યાન ખેંચે એવું કાંઈ નથી ત્ર્યંબક ગામ નાનું સરખું છે આશરે ૫-૬ હજાર માણસની વસ્તી હશે એમ કહેવાય છે ઘરોની બાંધણી સામાન્ય છે ગામની અન્દર પેસતાં મ્યુનિસિપાલીટીનું નાકું આવે છે ત્યાં સિંહસ્થના વર્ષમાં માણસ દીઠ ચાર આના અને બીજા વર્ષોમાં બે આના કર લેવામાં આવે છે ગામમાં મ્યુનિસિપાલીટી તેમ જ પોલીસનો બન્દોબસ્ત સારો દેખાય છે ત્યાં મ્યુનિસિપાલીટી તરફના તેમ જ ખાનગી ધર્માદા દવાખાનાંઓ ત્રણ ચાર છે પાણીને માટે ફુવારો તથા નળ છે ગામમાં પેસતાં ડાબી બાજુએ બ્રહ્મગિરિ તથા જમણી બાજુએ નીલ પર્વત દેખાય છે લગભગ મધ્ય ભાગમાં ત્રણ ધર્મશાળાઓ છે તેમાંની જેશંગભાઈ ધનજીની ધર્મશાળા નવી તથા સગવડ વાળી હોવાને લીધે અમે ત્યાં મુકામ કીધો ત્યાંથી લગભગ દક્ષિણ તરફ પચાસ કદમ દૂર ત્ર્યંબકેશ્વર મહાદેવનું દહેરૂં છે બ્રહ્મગિરિની તળેટીમાં તથા નીચાં નીચાં ઘરોની વચમાં આવેલું હોવાને લીધે આ દહેરૂં શોભી નિકળે છે મુખ્ય દેવાલયની આસપાસ ચોમેર ફરતી ત્રણ ફુટ પહોળી પથ્થરની દિવાલ છે તેમાંની ઉત્તર તરફની દિવાલમાં મુખ્ય દરવાજો અને તે ઉપર નગારખાનું છે તેની પાસે ડાબી બાજુએ રથગૃહ છે અહીંનો રથ ઘણો ઉંચો છે અને તેમાં સારૂં નકસી કામ છે દરવાજા ઉપર પણ થોડુંક તેવું કામ છે તેની અંદર જતાં બીજે તરફ કમાનવાળા ઓટલાઓ દેખાય છે ત્યાં ઘણે ભાગે સાધુ સન્યાસીઓ ઉતરે છે તેને છોડીને આગળ જતાં એક મોટો ચોક આવે છે તેમાં પથરાઓ જડેલા છે શિવાલય પૂર્વાભિમુખ છે તેનું શિખર ઘણું ઉંચું છે અને ઉપરથી તે નીચે લગી તેમાં સાધારણ નકસી કામ કીધેલું છે તેની નીચેના ભાગમાં નાના નાના ચડતા ઉતરતાં શિખરોની આકૃતિ કાઢેલી છે અને ઠેઠ ઉપરનો ભાગ ગોળાકૃતિવાળો છે તેના ઉપર એક સોનાનો કળશ છે તેની પાસે સોનેરીપતરાથી મઢેલી એક છડી ધ્વજા ચડાવવા માટે ગોઠવી

ત્યાનુ લિંગ ત્ર્યબકેશ્વરની નકલ છે–ત્યાંના લોકો કહે છે કે શ્રીમા પેશ્વા અહીંના કિલ્લામાં રહેતો હતો તે વખતે તેણે આ દહેરૂં બંધાવ્યું હતું પિપળાની આસપાસના ચોતરામા એક બોયરૂ છે તે જ ગૌતમ ૠષીની ગુફા એમ લોકો કહે છે પણ તે ખરૂ લાગતુ નથી કારણ કે ચોતરો કાઇ બે ત્રણ હજાર વર્ષનો જુનો હોય એમ દેખાતુ નથી ત્યાથી પાછુ ઉત્તર તરફ આશરે અડધો માઇલ જવુ પડે છે તેટલુ ચાલીને જઇએ છીએ એટલે શકરે જ્યા જટા ભ્પછાડીને ગગાને વહેતી કરી હતી તે જગા આવે છે મનમા તો કઇ કઇ તર્ક હતા કે ત્યાં કોણ જાણે શું જોઇશુ રવિવર્માના ચિત્રનો દેખાવ કાઇક નજર આગળ આવશે એમ લાગતુ હતુ પરતુ જઇને જોઇએ તો એક ૫–૭ ફુટ લાબી તથા ૨–૨॥ ફુટ પહોળી શિલા દેખાઈ તે ઉપર જટાની ધીરો વળી જાય છે તેવી દશ બાર ચીરો ઉપસી આવેલી અથવા કોતરેલી દેખાઈ પાણીનુ તો ત્યાં નામ પણ નહોતુ જો અહીંથી જ પ્રવાહ શરૂ થયો હોય તો આ શિલા આવી સુકી ખડગ ટી રીતે હોઇ શકે એમ વિચાર પણ આવ્યો પરતુ કાઇક અશે હૃદયમા સસ્કારનુ બીજ હોવાને લીધે, થોડે અશે આટલું કષ્ટ વેઠીને ત્યાં લગી ગયલા હોવાને લીધે, તથા થોડે અશે ત્યાના એકાતપણા તથા આસપાસના ભવ્ય દેખાવને લીધે જે શકરના નામથી એ જગા પવિત્ર ગણાતી હતી તેનુ સ્મરણ થયુ અને હૃદયમા તેને માટે પ્રેમ અને આદરભાવનુ ઝરણ ફુટ્યું ખરેખર જેને આત્મસાધન કરવુ હોય તેને માટે આવી જ જગાની જરૂર છે એમ લાગ્યુ તથા અહીં થોડા દિવસ રહેવાય તો કેવુ સારૂ એમ પણ વિચાર આવ્યો પરતુ માયાથી બધાયલા અને અનેક કુતર્ક કાઢ્યા અને પગને પાછા ફેરવ્યા પાછા ફરતી વખતે પાસેનો એક બીજો રસ્તો લીધો ત્યાથી જે થોડોક ભાગ ચઢીને પહાડની ટોચ ઉપર જવાતુ હતુ તેણે તો દમ આખર કરી નાખ્યો એક જગાએ તો એમ જ લાગ્યુ કે આ પગ સરક્યો ને ગયા પણ જેમતેમ કરીને ભયનુ સ્થાન વટાવીને ઉપર ચઢ્યા ત્યાંથી પાછા ઉતરવુ એ તો રમતની વાત હતી જે પહાડ ચઢતા સુમારે બે–અઢી કલાક થયા હશે તે ઉતરતાં પૂરો એક કલાક પણ ભાગ્યે થયો હશે

૭. ગગાદ્વાર.

બીજે દિવસે સવારે ગગાદ્વાર આગળ જવા નિકળ્યાં. ત્યા જવાનો રસ્તો ગૌતમાલયની પાસે થઇને છે ગામની હદ છોડીએ કે થોડા જ વખતમા પગથીઆંઓ આવે છે આ પગથીઆં બ્રહ્મગિરિ કરતા લાબાં તથા પહોળા અને ઓછા ચઢાણવાળા છે તેથી તે ચઢીને જવુ એ કાઇ અઘરૂ લાગ્યું નહીં પગથીઆની બાજુમા ઠેકેઠેકાણે ગણપતિ, નૃસિંહાવતાર, રામલક્ષ્મણ વગેરેના દહેરાંઓ, તથા રામકુડ, લક્ષ્મણકુડ વગેરે આવ્યાં તે જોતા જોતા સાડીસાતસો પગથીઆ ચઢીને પહાડની લગભગ ¾ જેટલી ઉચાઇ ઉપર ચઢ્યાં ત્યા એક ગોખનામા ગગાની મૂર્તિ નજરે પડી તેની નીચેની એક મોરીમાથી પાણી પડતુ હતુ તે જ ગગાદ્વાર એમ અમને કહેવામાં આવ્યુ અહીંથી પણ નીચેનો દેખાવ ઠીક દેખાતો હતો પણ બ્રહ્મગિરિની વાત તો ઓર જ ગગાની મૂર્તિની બાજુમાં એક ટાકુ હતુ તેમા પણ પાણીનુ તો એક સમ ખાવા જેટલું પણ ટીપું નહીં આના કારણ ગયા વરસની વરસાદની અછત અને ઉનાળાની મોસમ હતા જે ગગાદ્વાર તરીકે

ઓળખાવવામાં આવતું હતું ત્યાંથી ગંગાનો પ્રવાહ કયાં થઈને નીચે ઉતરતો હતો તેનું તો અજ્ઞાન જ રહ્યું અહીંથી થોડાક સાંકડા રસ્તા ઉપર થઈને એક મહાદેવનું દહેરૂં હતું ત્યાં ગયા આ દહેરૂં ગંગાદ્વારથી એકાદ ફરલોંગ દૂર હશે, ત્યાં જવાનો રસ્તો જરાક વિકટ છે તેથી ઘણા લોકો ત્યાં જતા નથી પણ અમે તો હિંમત ભીડી તે દહેરામાં શંકરનાં ૧૦૮ લિંગ છે તથા એક માતાની મૂર્તિ છે અહીં કોઈ મહાત્મા અગાઉ રહેતા હશે એમ લાગ્યું ત્યાંથી વળી આગળ ૧-૧॥ ફરલોંગ ઉપર મત્સ્યેન્દ્રનાથની ગુફા છે ત્યાં ગયા રસ્તો આગળના જેવો જ હતો પગથીઆં હતાં પણ તે સારા પથ્થરનાં બાંધેલાં નહીં આ ગુફા સ્હેજ ઉંચાણ ઉપર છે તથા ત્યાં ચઢવાનું જરા અઘરૂં છે તેમાં એક બાવાજી રહીને આત્મસાધન કરે છે તેનાં દર્શન કર્યાં તે સિવાય ગુફાના છેક અન્દરના ભાગમાં એક શિવલિંગ તથા નાથના પગનાં છે તેનાં દર્શન કર્યાં-અહીં એક શિલા છે તેને વિષે એવી આખ્યાયિકા છે કે કોઈ પણ માણસ નાથની દિક્ષા લઈને અહીં એક વર્ષભર રહીને શિલા ઉપર બેસીને આત્મસાધન કરે છે કે તે તદ્દન વીતરાગી થાય છે તે જોઈને અમે પાછા ફર્યાં

## ૮. નીલપર્વત.

ગંગાદ્વાર ઉપરથી નીચે ઉતરીને અમે મુકામ ઉપર પાછા જવાને બદલે ત્યાંથી સ્હેજ દૂર નીલ પર્વત છે તે ઉપર ચડ્યા જો કે આ નામ ઉપરથી એમ લાગે છે કે તે ઉપલા જેના જેવો જ મોટો પહાડ હશે પરન્તુ વાસ્તવિક રીતે તે એક ટેકરી જ છે તેની ઉપર જવા માટે ગંગાદ્વારનાં જેવાં પગથીઆં બાંધેલાં છે તેની સંખ્યા ૨૫૦ ની છે ચઢીને જતાં પ્રથમ સાધુઓનો એક અખાડો આવે છે આ જ જગાએ સિંહસ્થનું વર્ષ શરૂ થતાં આખા હિંદુસ્થાનના જુદા જુદા પંથના સાધુઓ એકઠા થાય છે જે સાધુઓ ત્યાં કાયમના રહે છે તેમાંનો મુખ્ય ઘણી પવિત્ર બુદ્ધિનો અને પવિત્ર જીવન ગાળનારો હોય એમ એની મુખાકૃતિ ઉપરથી લાગ્યું તેની પાસે જ નીલદેવીનું મંદીર છે અહીં જે મૂર્તિ છે તે ખરેખર કોઈ દેવીની નહીં પણ રાક્ષસીની હોય અને લાગે છે તે મૂર્તિ આખી નહીં પરન્તુ છાતી લગીની છે તે આબેહુબ એક ભીલડીની મુખાકૃતિને મળતી છે. સાધારણ સ્ત્રીના કરતાં બમણું એનું મ્હોઢું છે અને તેનું સ્વરૂપ, ચીબું નાક, આગળ પડતા ડોળા, ઉપસી આવેલા ગાલ, પહોળી મ્હોફાડ વગેરેને લીધે વિકરાળ લાગે છે એ દહેરાની જમણી બાજુએ ૫-૭ પગથીઆં છે તે ચઢીને જતાં દત્તાત્રેયનું મંદીર આવે છે અહીંની મૂર્તિ ઘણી સૌમ્ય છે તેની આગળ એક આરસપહાણના કકડા ઉપર દત્તાત્રયની પાદુકા છે તે ઉપરથી એમ લાગે છે કે ત્યાં કોઈ મહાપુરૂષની સમાધિ હશે ત્યાં એક બ્રહ્મચારી રહે છે તે વેદાન્તનો અભ્યાસી તથા ઉપાસના માર્ગનો સેવક હોય એમ તેની વાતચિત ઉપરથી લાગ્યું આ ટેકરી ઉપરની હવા ઘણી ઠંડી તથા સુખાવહ છે ઉન્હાળામાં થોડા દિવસ ત્યાં જઈને રહ્યા હોઈએ તો દિવસ આનંદમાં જાય એમાં શંકા નહીં

આટલી જગાઓ જોઈને અમે નાશક પાછા ફર્યાં પાછા જવાને માટે ત્યાં મોટરો, ઘોડાના ટાંગાઓ તથા બળદની ગાડીઓ હોય છે તો પુષ્કળ પણ ઘણાખરા વાહનો લોકોએ

આવવા જવાની ખોથી કરીને રોકી રાખેલા હોય છે તેને લીધે જ્યારે, જોઇએ ત્યારે વાહને મળી શકતા નથી મોટોર એજન્ટ સાથે આગના દિવસનો બંદોબસ્ત કીધો હોય તો તે ઘટ ભાગે મીટની ગોઠવણ કરી આપે છે-નાશકથી ત્રીસેક માઇલ દૂર સપ્તશૃંગી દેવીનુ દેવાલય એ પહાડ ઉપર છે ત્યાના હવાપાણી બહુ સારા છે પણ ત્યા જતા ઘણો વખત લાગતો હોવાને લીધે ત્યા ન જતા અમે એલોરા કેવ્ઝ જેને મરાઠીમા વેરૂળચીં લેણીં કહે છે તે જોવા જવા મા. તા ૨૭ મી માર્ચને દિવસે અમે દૌલતાબાદની ટીકીટ લઇને નિકળ્યા —ચાલુ

## ગ્રન્થાવલોકન.

[ ઑગસ્ટમાસના પૃ૦ ૩૪૪ થી અનુસધાન ]

૩ દક્ષિણનો વાઘ અથવા આદિલશાહીની પડતીનો પ્રારભ સચિત્ર ઐતિહાસિક નવલકથા

[ કર્તા રા ગોવધનદાસ કહાનદાસ અમીન સિનેર પ્રકાશક પુ જાલાન ભગવાન પારેખ, વડ્વાણ પૃષ્ઠ ૩૪૨ કિંમત રૂપીઆ ત્રણ ]

રા જયન્તના ઉપનામથી રા ગોવધનદાસ ગુજરાતના વાચકો સમક્ષ કેટલાયે સમયથી જાણીતા થયા છે રા ગોવર્ધનદાસ સ્હેલાઇથી સ્હમજી શકાય તેવી સારી ગુજરાતી ભાષામાં સારા અનુવાદો કરી શકે છે અમ્હારા અનુભવ ઉપરથી અમ્હે કહી શકીએ છીએ કે ત્હેમના લેખો સમાજને અનુકૂળ થઇ પડ્યા છે ઉંચા પ્રકારની સરકારિતાનો બહુ ભાર એમના લેખોમાં નથી હોતો એ ખરૂ પરન્તુ, એ સાથે કેટલાક નવલકથાકારોના આડમ્બર વિના ત્હેમના લેખો સ્હજ અને સરલ ભાષામાં લખાયલા હોય છે વાંચકોને આવા લેખો પસદ પડી શકે છે

દક્ષિણનો વાઘ એ આ પુસ્તકનું નામ સુન્દર અને આકર્ષક અમ્હને નથી લાગતું પુસ્તકના અદરના ગુણ સાથે પુસ્તકના બાહ્ય આકર્ષણ-નામ, બધામણી, છપાઇ વિગેરે પણ સુન્દર અને આખને જોતાં જ ગમી જાય એવાં હોવાની જરૂર છે શિવાજી મહારાજના દક્ષિણનાં પરાક્રમ વર્ણવતી આ નવલકથા છે વસ્તુ ઐતિહાસિક છે વસ્તુનો નાયક હિન્દનું અભિમાન છે પ્રજાપાસે રજુ કરાયેલા અસત્ય અને અપમાનિત ઇતિહાસના શિક્ષણકાલમા હિન્દના સન્તાનોએ નવલકથાઓનાં આવાં આલેખનોમાંથી જ પોતાના દેશના ગૌરવ ની બની શકે તેટલી ઝાંખી મેળવવાની છે શિવાજી મહારાજને ઇતિહાસકારોએ લૂટારૂ તરીકે ચિતરવામાં મ્હોટાઇ સ્મહજી છે દેશની સાચી રગ ના પારખી શકનારને એ લૂટારૂ લાગે એમા આશ્ચર્ય નથી આ અવલોકન લખનાર કોઇ ઇતિહાસવેત્તા નથી કે ઇતિહાસકાર નથી, અને એવુ હોવાની ધૃષ્ટતા કરી શકે એમ નથી પરન્તુ એક નમ્ર અભ્યાસક તો છે જ અને શિવાજી મહારાજને જગતના મ્હોટા વિજેતાઓ, મહાન્ દેશપ્રેમી વીર સુભટોની કક્ષામાં સ્હેજ પણ સંકોચ વિના મુકે છે જો શિવાજી મહારાજને દક્ષિણની પ્રજાસમસ્તે, દક્ષિણના ન્હાનામ્હોટા

શાલીઓ અને રાજપુરુષોએ ઉદાર દિલથી અને એકનિષ્ઠાથી હિંમતભેર સાહાય્ય આપ્યું હોત તો હિન્દની સ્વરાજ્ય જરૂર સ્થપાયુ હોત, હિન્દનો ઇતિહાસ કોઈ જૂદા જ સ્વરૂપમાં લખાયો હોત ને હિન્દની ભૂગોળ જૂદા જ આકારમા ચિતરાઈ હોત.

પ્રસ્તુત નવલકથામાં શિવાજી મહારાજના હિન્દની સ્વરાજ્ય સ્થાપનાને અગે એમણે આદરેલા અનેક સાહસો પૈકી કોઈકના ચિત્રો છે બીજાપુરની બાદશાહત સ્હામે શિવાજીએ જે સ્વાતંત્ર્ય ઝુંડો ઉગામ્યો હતો તેનો અહિ પ્રસગ છે શિવાજીના પિતા શાહજી બીજાપુરના બાદશાહ આદિલશાહના દરબારમાં ઉંચુ માન ધરાવતા હતા. પુત્રના કારસ્તાન અને પરાક્રમથી પિતાને કારાગૃહ સેવવો પડ્યો બાદશાહે પોતાની નિબલતાનો ક્રોધ શાહજી ઉપર ઉતાર્યો શાહજીને દગાથી કેદ કરાવી, કારાગૃહમા પુરી છેવટે નિર્દયતાથી એનુ ખૂન કરવા સુધીનો પ્રયાસ કર્યો હિન્દમાં ખુશામતીઆ અને ભ્રષ્ટ રાજસેવકો આજ જ જન્મે છે એવુ નથી પણ પુરાણા કાલથી એ ભ્રષ્ટસતતિ જન્મતી આવી છે આદિલશાહના દરબારમાં આવા અનેક મરાઠા હતા, છતાં કોઇ વધારે સ્વતંત્ર અને વીરપુરુષો પણ હતા અને તેમા પ્રધાન જગદેવ મુરાર ખાસ ધ્યાન ખેંચે છે જગદેવ સ્વામીભક્ત અને રાજભક્ત પુરેપુરો હોવા છતાં દેશભક્ત પણ એટલો જ સાચો હતો શાહજીનો એ પરમ મિત્ર હતો અને શાહજીને મુક્તિ પ્રાપ્ત કરાવનાર પણ એ જ હતો નવલકથામાં મિત્રદ્રોહી બાજી અને બીજી તરફ વફાદાર જગદેવનાં પાત્રો મનુષ્યજીવનના બે વિરોધક ચિત્રો ચિતરે છે

શિવાજી હિન્દુ અબલાઓના રક્ષણ માટે કોઈ આશ્ચર્યકારક રીતે હમેશા ખડો રહ્યો છે જાવળીનો રાજા ચંદ્રરાવ મોરે બાદશાહને વફાદાર હતો શિવાજીને લુટારૂ અને ઉચ્છૃંખલ ગણતો હતો એ ચદ્રરાવની પુત્રી મોહના અને સુભાન પટેલની પુત્રી અનસૂયાને યવનના હાથમાંથી એણે એવી વીરતાથી બચાવ્યાં છે કે એ ચિત્ર આપણને શિવાજીમાટે જરૂર જ માન ઉપજાવે સુભાન પટેલ ત્યારથી શિવાજીનો મિત્ર થઇ રહ્યો ચદ્રરાવે પોતાની બાનમ્હોને શિવાજીના રક્ષણમાં સોંપવાનો વિચાર કર્યો, ને શિવાજી માટેનો પોતાનો વિચાર પણ ફેરવ્યો–શિવાજીના ચારિત્ર્યમાં દૂષણતા ઓછી જોવા લાગ્યો પણ વિધિના કરવાં કોણ ફેરવી શકે ? હિન્દની સ્વરાજ્યના સ્વપ્ન પ્હોંચાડતાં શિવાજીના મગજમાં વધુ ને વધુ વિકસતાં ગયા–વધારે સ્પષ્ટ આકારે રચતાં ગયા ને એની ધૂનમાં ના કરવાનાં કામો પણ થઇ ગયા સ્વરાજ્યની સ્થાપના માટે જાવળી પ્રાન્તનો અધિકાર વધુ જરૂરનો લાગ્યો અને ચદ્રરાવની સાહાય્ય માંગી, એણે મોહનાનો હાથ માગ્યો પણ મોહનાના પ્રેમી–શિવાજીના વિશ્વાસુ સહાયક મુરારે શિવાજીને સત્ય હકિકતોથી અજ્ઞાન રાખ્યો, ને પરિણામે શિવાજીએ ચદ્રરાવનો ઘાત કર્યો–ખૂન કર્યું ! ચદ્રરાવે શિવાજીને અતકાળે ઠપકો આપ્યો ! મુરારે પોતાનો દોષ કબુલ કર્યો અને શિવાજીના ખોળામાં ચદ્રરાવે દેહ મુક્યો ! ચંદ્રરાવે મરતાં મરતાં શિવાજીને વિજય ઇચ્છ્યો ! આશીર્વાદ આપ્યા !

આ ટુંકુ વર્ણન વાચનાર ! અનેક સુન્દર પ્રસગોથી રંગાયેલી આ નવલકથામાં વધારે વિસ્તારપૂર્વક તું વાંચી શકશે શિવાજીના પાત્ર ઉપરાંત ચદ્રરાવ મોરે, જગદેવ મુરાર, અહમદ

મુંજાલ જેવા વીર પાત્રોનાં સુન્દર ચિત્રો તું જોઈ શકશે અહમદ મુનાના ઉપર શિવાજીનો એક ઉપકાર અને મુનાના શિવાજીનો એક પરમ-સત્યનિષ્ઠ મિત્ર, આદિલશાહનો વફાદાર એ સેવક, પણ બાદશાહથી એક વખત અપમાનિત તે એનો, કેટો શત્રુ ! આમ આ નવલકથામાં ઘણુ સુન્દર પ્રસંગો સરલ ને મીઠી ભાષામાં આલેખાયા છે વાચકને એકવાર વાંચી જવાની મોજ જરૂર લાગે એમ છે આપણી નવલકથાઓમાં એનું સારૂં સ્થાન છે અશ્લીલ સંવાદો કે એવી ભાષાથી આ પુસ્તક તદ્દન રહિત છે પુસ્તકની છપામણી વિગેરે સાધારણ સારાં છે. આશા છે કે ગુજરાતી આલમ એનો સત્કાર કરશે પુસ્તકમાં રા રવિશંકર પંડિતની પીંછીથી ચિતરાયેલા ચિત્રો મુકવામાં આવ્યાં છે ને સચિત્ર બનાવવામાં આવ્યું છે

૪ શિક્ષાનો આદર્શ

[ લેખક રવિન્દ્રનાથ ટાગોર અનુવાદક રા. દલપતરામ ભાઈશંકર રાવળ, અમદાવાદ પ્રકાશક રા જીવનલાલ અમરસી મહેતા, અમદાવાદ. પૃષ્ઠ ૧૫૨ કિંમત રૂપીયો એક

વિદ્યાર્થીઓ-યુવાનવર્ગને માનવજીવનના વિકાસ અર્થે રવિન્દ્રનાથ ટાગોરે જૂદા જૂદા પ્રસંગોએ ભાષણો આપ્યાં હશે તેવાં ચાર ભાષણોનો એકત્ર સંગ્રહ મૂળ બંગાળી ભાષામા શિક્ષા નામથી પ્રસિદ્ધ કરાયો છે તેના હિન્દી અનુવાદ ઉપરથી રા. દલપતરામ રાવળે આપણુ ગુજરાતીમાં અનુવાદ કર્યો છે પુસ્તકનો વિષય આપણા વિદ્યાર્થી વર્ગે જ નહિ પરન્તુ સર્વ કોઇએ ઘણા જ ધ્યાનપૂર્વક વાંચવો, સમજવો ને વિચારવો જોઇએ આખા માનવજીવનને તેમાં યે આપણા દેશના જીવનને-અવશ્ય ઉપયોગી એવા આ વિચારો મનન માટે યોગ્ય જ છે રવિન્દ્રનાથના એ વિચારો છે એ માટે નહિ, પરન્તુ દર્શાવાયના વિચારો ઉપર, આપણે આપણુ પ્રજાજીવન જો વધારે સબલ ને તેજસ્વી કરવા ઇચ્છતા હોઇએ તો અવશ્ય કરીને આપણે, વિચાર કરવો જોઇએ આપણા વર્તમાન જીવનની વર્ણસંકરતા, ગુલામીજીવનને સ્વતંત્ર જીવન માનવાની ભ્રમજનક માન્યતા સ્હામે આ પુસ્તકમાં ઘણી વાતો કહેવાઇ છે આપણી વર્તમાન શિક્ષણપ્રણાલિકા કેવી ભૂલભૂલામણીમાં ભૂલી પડી આપણને અથડાવી રહી છે તે ઉપર રવિન્દ્રનાથના વિચારો જાણવા જરૂરના છે પશ્ચિમની પ્રજાને જ્યારથી એશીયામાં રાજ્યસત્તાનો નાદ લાગ્યો ત્યારથી એશીયાનુ એશીયાઇપણુ અને હિન્દનુ હિન્દીપણુ નષ્ટ થઇ ગયાં અંગ્રેજી રાજ્ય હિન્દની આંતર ગેરવ્યવસ્થા દૂર કરવાને મિષે ને હિન્દની પ્રજાને અજ્ઞાનના અન્ધકારમાંથી જ્ઞાનના પ્રકાશમાં લાવવાના બ્હાનાનિમિત્તે હિન્દની પ્રજાને નષ્ટપ્રાય કરી આજ હિંસકવાદના નાદથી પ્રજાને મારી રહ્યુ છે માનસિક કે આધ્યાત્મિક કે આર્થિક વિષમતા અંગ્રેજી કેળવણીપદ્ધતિ વધારી રહી છે વર્ષો પછી હિન્દની પ્રજાને પોતાની નિર્બલતાનુ ભાન આવતુ જણાય છે રવિન્દ્રનાથે આ પુસ્તકમા આ પ્રચલિત પદ્ધતિ સ્હામે ભયંકર વિરોધ ઉઠાવ્યો છે અને જેમને આ દેશનુ હિત હૈડે દાઝે છે તેમણે આ વિચારો ઉપર વિચાર કરવાની જરૂર છે વિદ્યાર્થીઓને કેળવણી આપતા આપણા અનેક શિક્ષકો અને કેળવણીમા રસ લેતા કેળવણીકારોએ આ પુસ્તક

૧ ઉષાકાન્ત ( સચિત્ર નવલકથા ) રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# સમાલોચક. [રજિસ્ટર્ડ

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ. गी १७-१५.

પુસ્તક ૨૬ મુ. ] ઑક્ટોબર, ઈ. સ. ૧૯૨૧. [ અંક ૧૦ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.


વિષય. વિષયાનુક્રમણિકા. પૃ


૧. હવે દિલને દરિયે કાવ્ય
રા. લલિત ... ૪૦
૨. ગાંધીજી કાવ્ય
રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા ૪૦
૩. 'સમુદ્રયાન'નું પાતક અને નાનાગે
રા. કલ્યાણરાય જોશાભાઈ બક્ષી. ... ૪૦
૪. પ્રાચીન ભારતના ઇતિહાસક્રમના કેટલાંક સીમાચિન્હો
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, એમ એ, એલએલ બી ... ૪૧
૫. રે થાકી ગયા હિન્દી જનો કાવ્ય
રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી ... ૪૨
૬. ઉત્સવનો તહેવાર
પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ ૪૨
૭. ચરખાનો સ્વર્ગારોહણ
રા. મંજુલાલ ઇશ્વરલાલ યાજ્ઞિક, બી એ ૪૨
૮. ભૂમિ ભારતી કાવ્ય
રા. કેશવ હ. શેઠ ૪૩
૯. 'દુર્ગગીતા' પરત્વે કંઈક
રા. નટુભાઈ જશુમરીઆ, બી એ ૪૩૧
૧૦. મ્હારા પ્રિયતમ પરણ્યા વાર્તા
રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા ૪૩૫
૧૧. રાષ્ટ્રસાધના
રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી ... ૪૩૮


---


વાર્ષિક લવાજમ રૂપીઆ ૭;
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચૌદ રૂ. મ્હાડાસાત છુટક અંકની કિંમત દશ આના.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે.

# ગાંધીજી.

લેખક—રા ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

મનમોહન બલિહાર ગાંધીજી !
સુર સૈન્ય સરદાર ગાંધીજી !
નૂતન યુગ ઘડનાર ગાંધીજી !
દૈવી તેજ ચમકાર ગાંધીજી !

ગુર્જરી કુંજે ગાજે ગાંધી !
નંદનવન વન વાજે ગાંધી !
રાજ બને વિણ તાજે ગાંધી !
દિન દિલ સર્વે નવાજે ગાંધી !

જગત માનનું નૂર ગાંધીજી !
જ્ઞાનામૃતનું પૂર ગાંધીજી !
ભારત-બસી સૂર ગાંધીજી !
દિલ દરિયે ભરપૂર ગાંધીજી !

ગાય ગોપ ગોપાનક ગાંધી !
સત્યાગ્રહ ભયાનક ગાંધી !
હિંદીજનોના તારક ગાંધી !
જગત સર્વ ઉદ્ધારક ગાંધી !

ખાદી મુગુટ તાન ગાંધીજી !
આભૂષણ અનુમાન ગાંધીજી !
કુંજ કુંજ ક નોલ ગાંધીજી !
રાષ્ટ્ર ચેતના ભાન ગાંધીજી !

જ્ઞાનમાર્ગમાં બ્રાહ્મણ ગાંધી !
રણશૂરવીર રણાંગણ ગાંધી !
વૈશ્યકુળનું ભૂષણ ગાંધી !
શોભાને સેવકગણ ગાંધી !

સાધુજીવન સુહાણ ગાંધીજી !
સત્ય વચનની ખાણ ગાંધીજી !
રાષ્ટ્ર પ્રમારો ભાણ ગાંધીજી !
ભારત જીવન પ્રાણ ગાંધીજી !

---

શ્રીયુત ગોવર્ધનરામ રૂ ૧-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની. મુંબાઈ

# 'સમુદ્રયાન'નું પાતક અને નાગરો.

લખક —રા. કલ્યાણરાય જેઠાભાઈ બક્ષી

## પ્રશ્નનુ સ્વરૂપ

યુરપાદિ જનારાની સામે, ધર્મશાસ્ત્રની નજરે જોનાર મુખ્ય બે દોષ મૂકે છે, (૧) સમુદ્રયાન અને (૨) અભક્ષ્યાન્નભક્ષણ આ બેમાથી 'અભક્ષ્યાન્નભક્ષણ'ના દોષનુ પ્રાયશ્ચિત્તથી સર્વથા નિવારણ થાય, ને તે કૃત-પ્રાયશ્ચિત્ત વ્યવહાર્ય બને, અર્થાત્ ગ્નાતિમા પુનપ્રવેશ કરે, પરતુ "સમુદ્રયાન" માટે તો પ્રાયશ્ચિત્ત કર્યા છતા વ્યવહાર્યતા મળતી નથી, એવી માન્યતા નાગર ગ્નાતિમા હજુ ટકી રહી છે "મદિરાપાન" તથા "માસાહાર" વિના એ પરદેશોમાં નથી રહી શકાતું, એવી ભ્રાન્તિ હતી, તે તો હવે દૂર થઇ છે, એટલે એ દોષો ત્યા જનારને અવશ્ય લાગે તેવા રહ્યા નથી બાકી તો એ દોષો જ્યા થાય ત્યાં સરખા અધર્મોત્પાદક છે, તેમાં સ્થળભેદથી કઈ ફરક પડતો નથી

૨. જ્યા ધર્માધર્મનો પ્રશ્ન ઊઠે ત્યા તેનુ નિરસન શાસ્ત્રથી જ થવુ ઘટે ધર્માધર્મ આલોક કરતા પરલોકમા સદ્અસદ્ ગતિના હેતુ લેખાય છે, એટલે એવા પ્રશ્નોના નિર્ણયમા આપણને આ લોકમા થતી સગવડ વગેરેની દલીલો શ્રદ્ધાળુ જનસમાજ ઓછી વજનદાર ગણે તો તે અકારણ ન ગણાય; માટે જ મેં આ સવાલનો વિચાર, મારી શક્તિ તથા સમજ પ્રમાણે શાસ્ત્રાધારે જ રજુ કરવા ધાર્યો છે મૂળમા તો, દ્વિજ સત્તાથી ઓળખાતા ત્રિવર્ણને આ સવાલ જોડે સરખો સબન્ધ હતો છતા, ક્ષત્રિઓ તથા વૈશ્યોએ તો પોતાની વ્યવસ્થા ઘણો કાળથી કરી લીધી છે, અને, થોડા સમયથી, ઇતર બ્રાહ્મણોએ પણ વિલાયત–અમેરિકા વગેરે દેશોમાં દરિયા માર્ગે જઈ આવેલાઓને, પ્રાયશ્ચિત્ત આપીને, પાછા ગ્નાતિમાં ભેળવ્યા છે આથી આ સવાલ કેવળ નાગરોનો આગવો બન્યો છે

## સર્વોત્કૃષ્ટ શ્રુતિપ્રમાણ પ્રતિકૂળ નથી.

૩. ધર્મશાસ્ત્રને લગતા પ્રશ્નોના નિર્ણય માટે શ્રેષ્ઠ પ્રમાણ શ્રુતિ છે (જૈમિની ૧–૩–૩. મનુ ૨–૧૩) અને શ્રુતિના અભાવે જ અનુમાનથી સ્મૃતિ માન્ય થાય છે શ્રુતિઓમા તો "સમુદ્રયાન"નો નિષેધ ક્યાઇ જોવામા આવતો નથી, પણ તેથી ઉલટુ તેમાથી તો પસંદગી [illegible] —

(૧) "હે! અશ્વિનો! જે ચાચીયા તેની રૈયતને હેરાન કરતા હતા તેમને શિક્ષા કરવા પોતાનુ ઘર છોડી જવાને નાખુશ અતની ઘડીએ આવેલા માણસની જેમ, દુ ખ અને આના કાનીથી, જ્યારે તુગ્રે પોતાના વ્હાલા પુત્ર ભુજ્યુ સમુદ્રપાર મોકલ્યો, અને તે વખતે તેનુ વહાણ ભાગી ગયુ, ત્યારે તમે તેને બચાવી લીધો અને મજબુત, અંદર પાણી દાખલ ન થાય તેવા, અને આકાશમા ઊડતા હોય તેવી રીતે હંસની જેમ હળવેથી હંકારાતા તમારા પોતાના વહાણમા તમે તેને લઇ ગયા અને વળી જળ સમુદ્રની પાર રેતીના રણમા, દરેક છ ઘોડાની એવી

ત્રણસો ગાડીમા તમે તેને લઈ ગયા, ત્યારે તમે બહાદુરીનુ કામ કર્યું છે હે અશ્વિનો! તમારાં વ્હાણમાં હલેસાવાળા વહાણમા બેસારીને કાંઈ પણ આશ્રમસ્થાન અથવા કઇ પણ આધાર સિવાય અગાધ સમુદ્રમા તમે ભુજ્યુને લઇ ગયા" ( ઋગ્વેદ પ્ર અ અ અષ્ટ વર્ગ ૮ ૮-૯-૧૦ )

( ૨ ) વસિષ્ઠ કહે છે —"જ્યારે હું અને વરૂણ વહાણમા બેસીને સમુદ્રની અધવચ ગયા ત્યારે જાણે કે અમે આનદથી હીંચમા ખાતા હોઇએ તેમ, એક બાજુએથી બીજી બાજુએ ડોલતા હતા, અને મોજાવાળા સમુદ્રની સપાટીપર અફળાતા હતા ( ૧,૧૧૬-૩ )

( ૩ ) "જેવી રીતે વહાણો સમુદ્રપાર જવાને મદદ કરે છે તેવી રીતે અગ્નિ પાપમાથી મુક્ત થવાને આપણને મદદ કરે છે" ( અષ્ટક ૧ અધ્યાય ૭, વર્ગ ૭ )

( ૪ ) "સમુદ્રમા મુસાફરી કરતા વહાણોની વિદ્યા વરૂણ જાણે છે ( અષ્ટક ૧-૨-૧૯ )

( ૫ ) "જે માણસોને નફો મેળવવો હોય, તે માણસો સમુદ્રપર સાથે જાય છે, તેવી રીતે સ્તુતિપાઠ ગાયકો પ્રદક્ષિણા ફરતા ફરતા તેને નમન કરે છે

( ૬ ) "( રોહિતે ) પૃથ્વી અને સમુદ્રપર મુસાફરી કરી ( ૧-૫૬-૨ )

( ૭ ) "સમુદ્રપર જે વહાણો છે તેને તે જાણે છે" ( ૧-૧૫૭-૪ )

( ૮ ) "દેવોથી પ્રેરિત, મુનિને, બન્ને સમુદ્રમા પોતાના ઘર છે ( ૧-૨૫-૭ )

( ૯ ) જ્યારે વરૂણ અને હું ( વસિષ્ઠ ) વહાણપર બેસીએ છીએ અને અમારાં વહાણને સમુદ્રમાં મુકાવીએ છીએ, અને જ્યારે બીજા સફર કરતાં વહાણોની સાથે અમે પાણીમા ફરીએ છીએ ત્યારે મોજાને લીધે આમતેમ, ઉપર નીચે, ઉછળતા સુદર ઝુલામા અમે સુખરૂપ હીંચકા ખાઇએ છીએ" ( ૭-૮૮-૩ )

( ૧૦ ) વરૂણે વસિષ્ઠને પોતાના વહાણમાં બેસાર્યા અને પોતાની શક્તિથી તેને પવિત્ર ઋષિ બનાવ્યા" ( ૭-૮૮-૪ )

( ૧૧ ) "તેજસ્વી ઋષિઓ, સમુદ્રની ઊંડાણમાં, હમેશા નવુ જ રહે એવુ જાળ ગુથે છે" ( અથર્વ વેદ ૧૩,૨-૪૦ )

૪. આમ વેદમા તો વ્યાપાર માટે આનદ માટે, અને બુદ્ધિવિકાસ માટે, સમુદ્રસફરને સાધક માનેલી જોવામા આવે છે વળી મિમાસાના નિયમ પ્રમાણે "વેદના દૃષ્ટાન્તો શ્રોતાઓના કર્ણને ખુશી કરવાને વપરાયલા કવિતાના અલકારો નથી, પણ તેમા લોકોએ પાળવાના ધર્મના નિયમોનો સમાવેશ થાય છે" અને એવા દૃષ્ટાન્તોના સ્વરૂપમા "સમુદ્રયાન"નો બોધ તો અનેક સ્થળે થયેલો છે

૫. શ્રીકાશીના સબજજ્જની અદાલતના ના ૮૮ સને ૧૯૧૦ ના મુકદમામા કુશળ માણસ તરીકે અભિપ્રાય આપતા, ત્યાના પડિત મહામહાપાધ્યાય ડા ગગાનાથ ઝા કહે છે કે "વેદના આ ઊતારા, અચૂક રીતે સાબીત કરે છે કે, તે સમયમા આર્યોમાં સમુદ્રગમનનો પ્રસિદ્ધ રીવાજ હતો હાલના સમયમા એ વાતની ના કહેવી એ બહુ જ અપ્રાસગિક છે"

## સ્મૃતિ પણ વિરૂદ્ધ નથી.

૬ જ્યા આ મુદ્દાના પ્રશ્નનો નિર્ણય આ પ્રમાણે શ્રુતિવચનોથી થઇ જાય છે ત્યાં, કોઇ વિરૂદ્ધ વચન સ્મૃતિ ના પુરાણોમાથી નીકળે તો તે નિરર્થક છે, પરતુ હકીકતમાં આ બાબતમા સ્મૃતિઓનો પણ વિરોધ જોવામા આવતો નથી —

(૧) બૌધાયન ( ૧-૧૭-૧૪ ) —" દરિયામાર્ગ આવતા માલપરની જગાત નીચે પ્રમાણે છે,—સૌથી સારામા સારી વસ્તુ ધણીમાટે રાખ્યા પછી, બાકીના માલપર કીંમત ઉપર સેકડે દશ ટકા "

(૨) મનુ ( ૮, ૧૫૭ ) —" સમુદ્રસફરમા જે પ્રવીણ હોય અને સ્થળસમય તથા વ્યાપારની ચીજ લક્ષમા લઇને નફો ગણવાને શક્તિવાન હોય, તેઓ જે ભાવ ઠરાવે, તે ભાવ ( સમુદ્રગમનથી વ્યાપાર કરનારે આપવાના વ્યાજના દરનો ) લેવાની કાયદાપૂર્વક સત્તા ગણવી "

(૩) વ્યાજનો ચોકસ દર જે મનુએ ઠરા વ્યો નથી તે માટે યાજ્ઞવલ્કય સ્પષ્ટ કહે છે (વ્યવહાર અધ્યાય શ્લોક ૩૮ ) —" જે માણસો જગલમાં મુસાફરી કરતાં હોય તેવા દેવાદારે સેંકડે દશ ટકા, અને જેઓ સમુદ્રપાર જતાં હોય તેમણે વીશ ટકા આપવા-સધા વર્ગોએ પોતે જે કબુલ કર્યું હોય તે સર્વેએ આપવુ "

(૪) યાજ્ઞવલ્કયના ઉક્ત શ્લોકપર ટીકા કરતા વિજ્ઞાનેશ્વર કહે છે —"મુદ્દત રકમમા નુકશાનનો સભવ છે તેથી જ વીશ ટકા જેવુ મોટુ વ્યાજ સ્વીકારવામાં આવ્યુ છે "

(૫) વહાણ દ્વારા ચાલતા વ્યાપારનાં નૂર ની તકરારો ઉઠતી તે વિષે મનુ ( ૮,૪૦૬ ) " લાંબી મુસાફરી માટે નૂર, જગ્યા અને સમયના પ્રમાણમાં નક્કી કરવું જોઇએ, જાણવુ કે નદીના કીનારાપરના રસ્તા માટે આ નિયમ લાગુ પડે છે દરિયામાર્ગે કાઇ પણ નક્કી દર નથી "

(૬) વિષ્ણુસ્મૃતિ (૭૫-૩-૨૫) સમુદ્રસફરમા ફતેહ મળે તે આશયથી કહે છે કે —"અષ્વા નક્ષત્રમાં શ્રાદ્ધ કરવાથી સમુદ્રસફરમા ફતેહ મળે છે "

૭ મનુમાં (૩-૧૫૮) "સમુદ્રયાયી" બ્રાહ્મણને શ્રાદ્ધમા આમત્રણ કરવુ નહીં એવુ ઠરાવેલુ છે ખરૂં, પણ ત્યા 'સમુદ્રયાયી"નો અર્થ પ્રવાસીનો ધધો કરનાર, એવો થાય છે ( પાણિની ૩, ૨, ૭૮ અથવા ૮૧ ) વળી મનુસ્મૃતિમાંનો પ્રસગ પણ એ જ અર્થ સૂચવે છે, કેમ કે ( ૩, ૧૫૦ થી ૧૬૭ સુધીમાં ) વૈદ્ય, રાજ્યસેવક, નાટ્યપાત્ર, ગાયક, ઠરાવેલા મેહનતાણાથી ભણાવનાર શિક્ષક, ભાટ, જ્યોતિષી, ઘર બાંધવાની વિદ્યા જાણનાર અને ખેડૂત વગેરે ધધાદારી બ્રાહ્મણોને માટે પણ એ જ આજ્ઞા આપેલી છે એ બધાને એક સરખા અપાક્તેય ઠરાવેલ છે તો પછી, "સમુદ્રયાયી"નો અર્થ સાદી સફર કરનારનો લેવામાં આવે, તો બીજા સઘળા પરત્વે સ્મૃતિનો અમલ થતો નથી તેનું શુ સમજવુ ! વર્તમાનમા તો શ્રાદ્ધનાં આમત્રણ પૂરતો પણ આ નિયમ પળાતો નથી

## પુરાણો પ્રમાણે પણ સમુદ્રયાનમા દોષ નથી.

૮ જે ૧૮ પુરાણો મુખ્ય મનાય છે તેમા પણ કયાંઇ " સમુદ્રયાન "ને પાતક ગણેલુ જોવામા નથી આવતુ તેથી ઉલટુ તેમાથી સમુદ્રસફરનાં વર્ણનો નીકળે છે, જેમ કે,

( ૧ ) વારાહ પુરાણમાં ( પ્રકરણ ૧૭૦-૧૭૩ ) ગોકર્ણ નામના વૈશ્યનો એહેવાલ છે એ કથાનો સાર એવો છે કે શકિત ઉપરાન્ત ધર્માદામા પૈસા વાપરીને ગોકર્ણ ગરીબ થઇ ગયો હતો, તેથી તેણે બીજા વેપારીઓની સાથે સમુદ્રસફર કરી ને વાઝીયો હતો અને તેટના માટે ખારવાઓની દૃષ્ટિમાં અપશુકનીયો હતો જ્યારે ભરદરિયે વાહાણને સામો પવન નડયો ત્યારે તેને એક દ્વીપમા ઉતારી દઇને વાહાણને બચાવ્યુ-વગેરે

( ૨ ) " કલ્કી "-પુરાણમાં કલ્કી લંકા કેવી રીતે ગયો અને ત્યા તે દ્વીપના રાજાની દીકરીને પરણ્યો તેનુ વર્ણન છે

( ૩ ) વત્સ રાજાના પ્રધાન બાભન્ય તથા યૌગધરાયણ, રાજાની આજ્ઞાથી સમુદ્ર માર્ગે ગયા હતા

( ૪ ) શ્રીમત્ નામનો વૈશ્ય પ્રવાસ અર્થ સિંહલદ્વીપ ગયો હતો

( ૫ ) પાડવો પકી નકુલ સમુદ્રમાર્ગ દ્વીપાન્તર ગયો હતો

( મહાભારત, સભાપર્વ અધ્યાય ૨૨ )

## પુરાણ પછીના પણ આધાર મળે છે

૯ તે પછીના કાળમા ભાસ્કરાચાર્ય "રોમકપદ" ગયા હતા અને તેમણે 'રોમક સિદ્ધાંત ગ્રંથ રચ્યો છે તેમ જ વિક્રમાદિત્ય ' રૂમશામ ' દેશ ઉપર સ્વારી કરી ગયા હતા (જ્યોતિર્વિદાભરણ, પ્રશસ્તિ ) મિહિરાકુલ જે ઈસ ૫૧૦ મા રાજ્ય કરતો હતો, તેણે લંકાપર ચડાઇ કરી હતી, અને જયાપીડ જે આઠમા સૈકાના છેલ્લા ભાગમા રાજ્ય કરતો હતો, તેણે તે જ ટાપુ ઉપર પોતાના એલચીને દરિયામાર્ગે મોકલ્યો હતો ( રાજ્યતરંગિણી તરંગ ૧૦ શ્લોક ૨૯૬ અને તરંગ ૪ શ્લોક ૫૦૩-૫૦૬ )

## સમુદ્રની પવિત્રતા.

૧૦ આમ શ્રુતિ, સ્મૃતિ કે પુરાણો વગેરેમાં પણ " સમુદ્રયાન " પાપની ગણનામાં પણ નથી, ત્યા તે માટે પ્રાયશ્ચિત્તનો વિધિ પણ શાનો હોય ? કયા આ ખરી સ્થિતિ અને કયા અમારી અસારની ભ્રાંતિ, કે ' સમુદ્રયાન " એક એવુ પાપ છે કે જે માટે પ્રાયશ્ચિત્ત કર્યા પછી-પણ મુક્તિ મળી શકે જ નહી ? તેથી ઊલટુ ધર્મશાસ્ત્રમા તો સમુદ્રની ગણના પવિત્ર વસ્તુઓમાં છે, કે જેનુ દર્શન માણસને શુદ્ધ કરે છે ( પરાશર સ્મૃતિ ૧૨, ૪૬, તથા કૂર્મ પુરાણ ભાગ બીજો, અધ્યાય ૩૬, શ્લોક ૪૭ ) જે બ્રહ્મહત્યાના માહાપાતક માટે અગ્નિપ્રવેશથી, હિમાળે ગળી, સમુદ્રમા ડુબીને કે અરવજપ ખાઇને મરવુ એ જ પ્રાયશ્ચિત્ત હતું તેને બદલે કલિમાં પ્રધાન ગણાતી પરાસર સ્મૃતિમા ( અધ્યાય ૧૨ શ્લોક ૬૪-૬૮-૬૯ ), અમુક પ્રકારે પાપ પ્રકટ કરતા કરતા જઇ, સેતુદર્શન કરવાથી એ મહાપાતક નિવૃત્ત થઈ શકે એમ ઠરાવ્યુ છે —

दशयोजनविस्तीर्णं शतयोजनमायतम्
रामचन्द्रसमादिष्टं नलर्मचयसंचितम्
सेतु दृष्ट्वा समुद्रस्य ब्रह्महत्या व्यपोहति ॥

આ પ્રમાણે આ સેતુદર્શન, જે વાહાણમા બેસ વિના સિદ્ધ થઈ શકે નહીં તે તો બ્રહ્મહત્યા જેવા અઘોર પાપથી છોડાવનારૂં ગણાયું છે એટલે ત્યા સુધીમાં તો "સમુદ્રયાન"ને કોઈએ પાપ મનેલું હોય તે સભવતું નથી

## બૌધાયને નોધ લીધેલા વાદગ્રસ્ત શિષ્ટાચાર

૧૧ બૌધાયને ( ૧, ૧, ૧૯ તથા ૨૦ ) દક્ષિણ તથા ઉત્તર હિંદુસ્તાનના અમુક ખાસ શિષ્ટાચાર વર્ણવ્યા છે, જે એમણે વિવાદગ્રસ્ત માન્યા છે "દક્ષિણ" એટલે કન્યાકુમારી ભૂશિરની ઉત્તરે તે નર્મદા નદીના દક્ષિણે "ઉત્તર" એટલે હિમાલયની દક્ષિણે તે વિંધ્યાની ઉત્તર સુધી ઉત્તરના શિષ્ટાચાર, ( ૧ ) ઊનનો વેપાર કરવો, ( ૨ ) સીધુ નામે દારૂ પીવો, ( ૩ ) બન્ને જડબામાં દાત હોય તેવા પ્રાણીઓને વેચવાં, ( ૪ ) લશ્કરી ધંધો કરવો અને ( ૫ ) "સમુદ્રસયાન" કરવુ દક્ષિણના શિષ્ટાચારમા ( ૧ ) ધર્મના સસ્કાર નહીં કરેલા માણસ સાથે જમવુ ( ૨ ) સ્ત્રીની સાથે જમવુ ( ૩ ) વાસી ખોરાક ખાવો, ( ૪ ) અને ( ૫ ) મામાની દીકરી અથવા ફૂઈની દીકરી સાથે લગ્ન કરવુ આ ઉપરથી કોઈ એવી દલીલ કરે છે કે, "સમુદ્ર ઊપર જવુ" એ જો કે ઉત્તરમાં શિષ્ટાચારમા દાખલ થઈ જવાથી ધર્મ્ય લેખાયુ, પણ દક્ષિણના બ્રાહ્મણો માટે તો તે અધર્મ્ય છે આમ કહેનારા એક કરતાં વધુ પ્રકારે ચૂકે છે પ્રથમ તો બૌધાયન આ બધા પ્રસંગોને જાણે તે ધર્મશાસ્ત્ર વિરુદ્ધ હોય એમ માની લઈને લખે છે, જે વસ્તુત તેમ નથી દક્ષિણમા જે માતુલ કન્યા પરણવાનો વ્યવહાર ચાલે છે તે વેદમૂલક છે એમ ઋગ્વેદ( ૭ ૫૫-૮ )ના નીચે લખેલા મત્રથી સાબીત થાય છે --

आयाहीन्द्र पथिभिरीळितेभिर यज्ञमिम नो भागधेय जुषस्व ।
तृप्तां जुहुर्मातुलस्येव योषा भागस्ते पैतृष्वसेयी वपामिव ॥

" હે ઇદ્ર ! જે રસ્તા પ્રશસ્ત ગણાયા છે તે રસ્તે અમારા યજ્ઞમાં આવો અને બલિદાન સ્વીકારો જેવી રીતે મામાની દીકરી અથવા ફઈની દીકરી પરણવા અમારો હક છે તે પ્રમાણે સારી રીતે પકાવેલા માસનો તુ હકદાર છે, તે અમે બલિ તરીકે આપીએ છીએ "

બીજુ, આ રીવાજ આપણી જ્ઞાતિમા નથી, એટલે આપણે સર્વથા દાક્ષિણાત્યમા આવીએ એમ પણ દેખાતુ નથી જે હદ બાંધીને બે વિભાગ પાડ્યા છે તે પ્રમાણે આપણો જ્ઞાતિસમુદાય ગુજરાત, કાઠિયાવાડ તથા કચ્છમા વસે છે તે સઘળો પ્રદેશ ઉત્તર હિંદમા જ આવે છે અને આપણા બીજા જ્ઞાતિબધુઓ પણ ઠેઠ કાશી સુધી ઉત્તરમા જ છે દક્ષિણમા આપણો વસવાટ થયો જ નથી અને સમુદ્રમાર્ગે બેટની યાત્રા તથા જાપાન તથા આફ્રિકા જવાનો આપણો પ્રચલિત શિષ્ટાચાર છે તે પણ બૌધાયને નોધ લીધેલો

ઈન્ડિઆનો ઇતિહાસ. ૨ ૧-૮--એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

ઉત્તર હિંદ પ્રમાણેનો ગણવો જોઇએ ત્રીજું, "સમુદ્રસયાન"નો અર્થ સાદી મુસાફરી નહીં પણ સાથે મળીને ખલાસી તરીકે, વ્યાપાર અર્થે કે લડાઇમા જવુ એવો થાય છે (અમરકોષ પાનું ૫૭, પચતત્ર પાનું ૬૬, વશિષ્ઠ ધર્મસૂત્ર ૧૮–૧૯) અને નાપસદગી તેવા ધધા પરત્વે જ બતાવાયેલી, તેથી તેનો બચાવ કરવાની જરૂર થઇ હશો ચોથુ, ગૌતમ તો સ્પષ્ટપણે બોધાયનના આ સત્રો સ્વીકારવાની ના પાડે છે—

दुनयमेव नाद्रीयेन शिष्ट स्मृतिविरोधदर्शनादिति

## સમુદ્રસફર વિરુદ્ધ બતાવવામાં આવતા આધારો

### (૧) બૃહન્નારદીય તથા તેના ટેકણો

૧૨ હવે જે બે શ્લોકઉપર આધાર રાખીને, વર્તમાન સમયે "સમદ્ર સફર"ને પાપ ગણવામા આવે છે તથા તે માટે પ્રાયશ્ચિત્ત કર્યા છતાં પણ "વ્યવહાર્યતા" મળતી નથી એવુ મનાય છે, તે બે શ્લોક તપાસીએ સમુદ્રસફરને પાપ ગણવાના આધારમાં "બૃહન્નારદીય" નામના એક ઉપપુરાણનો નીચેનો શ્લોક લેવાય છે—

समुद्रयानास्वीकार कमण्डलुविधारणम् ।
द्विजानामसवर्णासु कन्यासून्त्र पयमस्तथा ॥
देवरेण सुतोत्पत्तिर्मधुपर्के पशोर्वध ।
मांसदान तथा श्राद्धे वानप्रस्थाश्रमस्तथा ॥
दत्ताक्षताया कन्याया पुनर्दान परस्य च ।
दीर्घकाल ब्रह्मचर्य नरमेधाश्वमेधकौ ॥
महाप्रस्थानगमन गोमेध च तथा मखम् ।
इमान् धर्मान् कलियुगे वर्ज्यानाहुर्मनीषिण ॥

**પ્રથમ તો** આ શ્લોક પોતે કોઇ ધર્માચમના નિયમ બાંધવા માટેનો અસલ લેખ નથી, પરતુ તે તો યાજ્ઞવલ્ક્યના નીચેના શ્લોકમાં સમાયના નિયમનાં ઉદાહરણો આપનારો માત્ર છે—

कर्मणा मनसा वाचा यत्नाद्धर्मं समाचरेत् ।
अस्वर्ग्यं लोकविद्विष्ट धर्म्यमप्याचरेन्न तु ॥

(યાજ્ઞવલ્ક્ય ૧, ૧૫૬)

"મનથી, વાણીથી અને શરીરથી ધાર્મિક ફરજો માણસ ખતપૂર્વક બજાવે, પણ જે ધાર્મિક ક્રિયા લોકોમા તિરસ્કાર પામેલી હોય તે જો સ્વર્ગપ્રાપ્તિ માટે જરૂરની ન હોય તો, કરવી નહીં"

આ સિદ્ધાન્ત પ્રમાણે–અભ્યાસ અનુભવ ધર્મવૃદ્ધિ અથવા જ્ઞાન પ્રાપ્તિ માટે કરેલી સમુદ્ર-સફર સાજ્ય કોટિમા શી રીતે આવે તે સમજાતું નથી એવી સફર લોકોમા તિરસ્કાર પામ્યાનું સમ્ભવતું નથી, તેવુ બન્યાનુ કોઇએ જાણ્યુ નથી એટલુ જ નહીં પણ એવી સફર લોકો ખુશીથી કરતા રહ્યા છે એટલે યાજ્ઞવલ્ક્યનો બાંધેલો નિયમ સ્વીકૃત કરતા છતા "સમુદ્ર સફર" નો તેમા સમાસ થઇ શકતો નથી અને તેટલા પુરતું બૃહન્નારદીયે આપેલુ દૃષ્ટાન્ત અસગત ઠરે છે



સમાલોચક,] દુલારી દુધવાળી. [ ઑકટોબર ઈસ ૧૯૨૧
ચિત્રકાર રા. જેઠાલાલ પટેલ ] —કૉપીરાઈટ

સાતમુ, બૃહનારદીય ઉપપુરાણ છે તેના વિદ્વાન શોધક-પ્રકાશક પંડિત હૃષિકેશ શાસ્ત્રી કહે છે કે શ્રીરામાનુજ અને માધવ વૈષ્ણવધર્મના કૈનાના કરતાં બહુ આગના સમયનુ તે નથી વિજ્ઞાનેશ્વરના સમયમા તે અસ્તિત્વમા હશે નહીં, કેમ કે મધુપર્કમાં બળદની હિંસા નહીં કરવી એવા પોતાના વિચારના ટેકામા તેમણે આ કલિવર્જ્યનો શ્લોક ટાંક્યો નથી યાજ્ઞવલ્ક્યના ૧, ૧૦૯ ના શ્લોકમા મધુપર્ક સારૂ હિંસાની છૂટ છે તે ઉપરની ટીકામા "હાલના સમયમાં આ કરવુ જોઈએ નહીં, કારણ કે લોકોને તેનાપર તિરસ્કાર છે" એમ લખે છે, અને યાજ્ઞવલ્ક્યનો પોતાનો જ પ્રસિદ્ધ શ્લોક ૧, ૧૫૬ વાળો ટાંકે છે ( જુઓ ઉપર કલમ ૧૨) પણ બૃહન્નારદીય વિષે ઈસારો પણ કરતા નથી વળી યાજ્ઞવલ્ક્યના ટીકાકાર અપરાર્ક પણ આ કલિવર્જ્યનો શ્લોક જાણતા ન હોતા, એમ માનવા સબળ કારણ છે તેઓ પોતાથી કલિવર્જ્યના મુદ્દા ગણાવે છે કે, "કલિયુગમા ગૌહત્યા કરવી નહીં, મૃત પતિના કનિષ્ઠ બંધુથી પુત્ર ઉત્પન્ન નહીં કરાવવો, હોમ નહીં કરવો, કમંડલુ ધારણ નહીં કરવુ, યજ્ઞમાં મદિરા નહીં આપવો, અને ભિન્નુ આશ્રમમા દાખલ નહીં થવુ;" તે જ પ્રમાણે "કલિમા પાંચ બાબત કરવી નહીં-નારી વિધવાને પરણાવવી, મનુષ્યહોમ, ગૌનો હોમ, કમંડલુ ધારણ અને પતિના નાના ભાઈથી પુત્ર ઉત્પન્ન કરાવવો" એમ બના આ ચર્ચાનો વિષય જે શ્લોક છે તે અપરાર્ક ટાંકતા નથી આમ પાંચમા તથા છઠ્ઠા કારણમા ટાંકેલા તથા આ મજાગો એકઠા લેતા, એવી સબળ શંકાને કારણ મળે છે કે, એ કલિવર્જ્યનો આખો ફકરો બૃહન્નારદીયમાં પણ પાછળથી દાખલ થયો હોય

આઠમુ અને ખરા મુદ્દાનુ એ છે કે "સમુદ્રયાત્રા' પારિભાષિક શબ્દ છે તેનો શબ્દાર્થ એવો થાય છે કે સમુદ્રસફરની ( પ્રતિજ્ઞા ) કબુલાત, અથવા સ્વીકાર પ્રાચીન ધર્માચાર્યોએ ફરમાવેલી, જેણે બ્રાહ્મણનુ જાણી બુઝીને ખુન કર્યું હોય અથવા તેવો બીજો ભયંકર ગુન્હો કર્યો હોય તેને માટે, જાતિભોગની એ એક રીત હતી કૂર્મપુરાણ ( પ્રકરણ ૩૦ ના શ્લોક ૧૮) માં કહે છે જે તેવા માણસે ભુખમરાથી, અથવા ખડકની ટોચપરથી પડીને, અથવા પ્રજ્વલિત આગમાં પડીને, અથવા પાણીમા ડુબી જઈને, પોતાની જીંદગીનો અંત આણવો જોઈએ. ખરેખરી રીતે જોતાં, 'યાત્રા' શબ્દ આવાં મરણોનાં સંબંધમા વપરાય છે પરાશરસ્મૃતિપરની પોતાની ટીકામા માધવાચાર્ય બ્રહ્મગર્ભમાથી નીચેનો શ્લોક લે છે —

योऽनुष्ठातु न शक्नोति मोहस्थ्याप्युपपीडित ।
सोऽग्निचारियात्राम् कुर्वन् नामूत्र दुष्यति ॥

આ પ્રમાણે સમુદ્રયાત્રા પારિભાષિક શબ્દ છે આમ બળી મરવુ વા ડુબી મરવુ વગેરેની ગણના પ્રાયશ્ચિત્ત ધર્મોમાં હતી તેને ઉવેખીને જ બૃહન્નારદીયના ફકરામા "સમુદ્રયાત્રા સ્વીકારા' ને કલિવર્જ્યમાં લીધેલ સમજાય છે જે યાજ્ઞવલ્ક્યના મૂળ શ્લોક ઉપરની ટીકામા બૃહન્નારદીયે દૃષ્ટાન્ત આપેલ છે, તે મૂળ શ્લોકના ભાવ જોડે પણ આ અર્થ જ બંધ બેસે છે "આત્મઘાત" જે ધર્મમાં ગણાતો હતો તે "લોકોમાં તિરસ્કાર" પામે એ બુદ્ધિમા બેસે તેવી વાત છે.

આખી સમુદ્ર સફર જે મૂળમાં ક્યાંય ધર્માચરણમાં લેખાયેલ નહીં તે તો કનિત્ય 'ગૌમા' હોય જ કેમ ? બંગાળમાં એકમો કરના વધુ વર્ષો પહેલાં થઇ ગયેલા એક પંડિત કાશી(મ વાચસ્પતિએ, રઘુનંદનના ઉદ્વાહતત્ત્વપર ટીકા લખી છે ને જે કલકત્તા સંસ્કૃત કૉલેજના માજી વિદ્યાગુરૂ પંડિત હૃષિકેશ શાસ્ત્રીએ પ્રસિદ્ધ કરી છે તેમાં, "સમુદ્રયાત્રાસ્વીકાર" પદનો આ જ અર્થ કરેલો પણ છે તેઓ લખે છે કે "मरणबुद्ध्या समुद्रयात्रास्वीकार" એટલે સમુદ્રમાં મજ્જન થવાના હેતુથી સમુદ્રયાત્રાની પ્રતિજ્ઞા લેવી વળી એવો જ બીજો બૃહન્નારદીયમાં "મહાપ્રસ્થાન ગમન" છે તેનો પણ પંડિત મોસુફ એવો જ ખુલાસો કરે છે કે "मरणबुद्ध्या हिमालयगमनम्" આ બંગ પંડિતનો લેખ સમુદ્રસફર સામેના વાંધા ઉપજ્યા પહેલાંનો છે એટલે અમુક પક્ષના મમતમાં પડી લેહેવાયેલાઓની કમાડી સ્થિતિથી તેઓ મુક્ત હતા

૧૩ ઉપર પ્રમાણે બૃહન્નારદીયનો ખરો ઉદ્દેશ નહીં સમજવાથી, પાઠ(થી-નો સમજ ફેરથી ગહણ થયેલો અર્થ મધમેસનો કરવા આ૩, નિર્ણયસિંધુએ જે "સમુ યાત્રા"ને બદલે "સમુ-યાત્ર" કરી નાખેલ છે તે ત્યાર ફેર થયો હોય તો આશ્ચર્ય નહીં, પણ એ "સમુદ્રયાત્" ત્યાર પણ કલિવર્જ્યમાં આત્મઘાતીનો ડુબી મરવાનો ધર્મ નીકળી ગયો અને તેના પાપીનો માન મેતુદર્શન કરી આવવાનો ધર્મ હતો તેને વાંચી પાડી શકાય તેમ છે બૃહન્નારદીયના મૂળ લોકનો ખુલાસો થઇ ગયા પછી તેના અર્વાચીન બીજા ગ્રંથોમાં લેવાયેલા ઉતારાની ચરચા અપેક્ષિત રહેતી નથી

## (૨) આદિત્યપુરાણમાંનો કહેવાતો શ્લોક

૧૪ આ શ્લોકની શબ્દરચના આ પ્રમાણે છે—

द्विजस्याब्धौ तु नौ यातु
शोधितस्यापि संग्रह

તેનો શબ્દાર્થ એવો થાય કે "સમુદ્રમાં વહાણમાં મુસાફરી કરનાર દ્વિજનું ( પ્રાયશ્ચિત્તથી ) શુદ્ધ કરાયા પછી (વર્ણમાં યા જ્ઞાતિમાં) દાખલ થવું" અર્થાત્, એ પ્રમાણે દાખલ થવાનો ધર્મ હતો તે ધર્મ કલિમાં વર્જ્ય છે પણ મૂળમાં "સમુદ્રયાન" પાપ હતું અને તે માટે પ્રાયશ્ચિત્ત કરાવીને જ્ઞાતિમાં લેવાનો ધર્મ હતો એનું કશું જ્યાં શ્રુતિ, સ્મૃતિ કે પુરાણોમાં જ નહીં ત્યાં એને વર્જ્યા ન વર્જ્યાનો પ્રસંગ જ શી રીતે આવે ? આ લોક આદિત્યપુરાણનો કહીને હેમાદ્રિએ ટાંક્યો છે, પણ એ પુરાણની મૂળ નકલ છાપેલી મળતી નથી, અને કાશીના વિદ્વાન પંડિત શિવકુમાર શાસ્ત્રીની જુબાની કાશીના સબોર્ડિનેટ જડજની કોરટના મુ નં. ૯૮ સને ૧૯૧૦ માં, લેવાયેલી છે તેમાં, એમણે લખાયું છે કે "મારી પાસે જે ( હસ્તલિખિત આદિત્યપુરાણની ) પ્રત છે તેમાં હેમાદ્રિનો ટાંકેલો લોક નથી" હેમાદ્રિએ ટાંકેલા અવતરણ સબંધે આ બનાવ કાંઈ આશ્ચર્યજનક નથી હેમાદ્રિના પ્રાયશ્ચિત્તના વિદ્વાન તંત્રી, પંડિત પ્રમથનાથ તર્કભૂષણ પ્રસ્તાવનામાં કહે છે કે "મનુ અને બીજા ગ્રંથકર્તાઓમાંથી હેમાદ્રિએ આપેલાં અવતરણો તે

ગ્રંથોમાં જડતા નથી, અને એક બે દાખલામાં નહીં પણ એવા કેટલાક અવતરણોમાં" આથી ઘણું સભંવિત છે કે આદિત્ય પુરાણનો કહેવાતો લોક ખરેખર હેમાદ્રિનો પોતાનો જ બનાવેલો હોય. આ લોક માટે હવે આથી વધુ ખુલાસાની જરૂર પડવી ન જોઇએ

## આટલી ચરચાનું પરિણામ.

૧૫ આમ છતાં પ બૃહન્નારદીય તથા આદિત્યપુરાણને નામે હેમાદ્રિએ ચલાવેલ લોકોનો ખરો અર્થ આપણા ભાઇઓએ ભ્રમિત બનીને, આફ્રિકા-જાપાન-હિંદનો કિનારો વગેરેમાં રૂઢથી સમુદ્રયાન ચાલતુ હતુ તેને ચાલતું રહેવા દઇને, જે રોડી બેસાડ્યો, છે, તે ખરો હોય અને એ ઉપપુરાણોનુ વજન ધર્મનિર્ણયમાં, સ્મૃતિની બરાબરનુ હોય તો પણ, તન્ત્રવાર્તિકમ્ ૧ ૯ મે પાને કહ્યુ છે કે,

> 'એ બધાનો અમે નીચે પ્રમાણે જવાબ આપીએ છીએ જે કે કોઇ બાબતમાં જ્યા આપણને કોઇ સ્મૃતિનો લોક માલુમ પડે, સા જો આપણને તેનાથી ઊલટો વેદનો મંત્ર માલુમ ન પડે તો, તેટલા વખત માટે, કઇ પણ અડચણથી મુક્ત તે સ્મૃતિના આધારમા વેદનો મન્ત્ર છે એમ આપણે સલામતીથી અનુમાન કરી શકીએ પણ જો ભવિષ્યમાં તેનાથી ઉલટો વેદનો કોઇ મંત્ર આપણને માલુમ પડે તો, સ્મૃતિનો આગલો શ્લોક સત્તાપૂર્વક નથી, એમ ગણ્યા વિના ચાલશે નહીં અને આ પ્રમાણે વેદમા તેનુ મૂળ હોવાનો બધો સભવ દૂર થવાથી, આપણને એમ અનુમાનપર આવવાની ફરજ પડશે કે, તે શ્લોક કઇ ભૂલથી દાખલ થયો છે અને આ પ્રમાણે વિરોધી વેદનો મંત્ર માલુમ પડયા પછી કુદરતી રીતે આપણને એવુ માનવુ પડે છે કે સ્મૃતિમાથી જે વિચાર આપણે લીધા હતો તે ખોટો છે, અને આ ઉપરથી આપણને એવુ કબૂલ કરવાની ફરજ પડે છે કે પેહેલી વખત જ્યારે આપણને સ્મૃતિનો શ્લોક મળ્યો ત્યાર પણ આ વિચાર ખોટો હોવો જોઇએ સાધારણ અનુભવથી પણ આપણે જોઇએ છીએ કે જે માણસ ખોટા અને ખરા રૂપૈયા વચ્ચે ફેર સમજી શકતો નથી તે ખોટા રૂપયાને ખરા તરીકે વાપરે છે પણ આ ઉપરથી એમ અનુમાન થતું નથી કે ખોટા રૂપૈયાને ખોટા જાણવાની શક્તિ આવ્યા પછી પણ તે ખોટાને ખરા ગણીને લેવાનુ અને વાપરવાનુ કાયમ રાખશે"

આ પ્રમાણે સમુદ્રસફરને માટે આપણને શ્રુતિસ્મૃતિના આધાર બધા રૂપમાં મળ્યા છે, ત્યાં આપણા વડિલો, જે આપણા કરતા ધર્મઉપરની શ્રદ્ધામાં વધુ દઢ હતા, તેમણે આફ્રિકા જાપાન વગેરે જોડે તેમ જ આહીંના દરિયાઉપર પણ સફર વગરવાંધે ચાલુ રાખેલ છે તેથી, સુરપાનિ પગલે જ સમુદ્રસફર વિરૂદ્ધ, કલિવર્જ્ય જેવી સ્મૃતિઓના ખોટા અર્થ થઇને જે નવીન અને વિચિત્ર બાધ ઉભો કરાયો છે, તેને અનુસરવાનુ કંઇ કારણ નથી આ શ્લોકો તેના ચલાવનારાના અર્થમા તો ખોટા રૂપૈયા જ છે, એવુ જાણ્યા પછી જે માણસ તે ચલાવે તે ગુનો કરે છે

---

પ્રેકટીકલ એસ્ટ્રોલોજી રૂ ૩-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

૧૬ પરિણામે આપણુ ધર્મ કર્તવ્ય એ ઠરે છે કે મ્લેચ્છઅન્ન(પદાર્થો ખાવા અને તે મ્લેચ્છે પકાવેલાનુ )ભક્ષણના દોષ માટે પ્રાયશ્ચિત્ત લઇને શુદ્ધ થયેલાં ભાઈ બ્હેન હોય તેમને આપણે પક્તિ પાવન કરવા જ જોઇએ

## ધર્માચાર્યોના નિર્ણય.

૧૭ સવત ૧૯૨૯ પેટેના ઓંકેશ્વર પિઠાધિકારી સ્વામીએ ( મહારાજ હોળકરના અરસુમા ) ગણેશ સીતારામ શાસ્ત્રીને પ્રાયશ્ચિત્ત આપીને જ્ઞાતિમાં લેવરાવ્યા હતા

સવત ૧૯૨૯ ચૈત્ર વદ ૯ સોમવારે મુકામ નડિયાદ પ્રાત ગુજરાતથી જ્યોતિર્મઠાધીશ્વર સ્વામી કૈલાસાનદ પુરુષોત્તમાનદે ઠરાવ આપેલો છે તેમા (૧) કૃષ્ણરાવ ગોપાલ દેશમુખ તથા (૨) નારાયણભટ્ટ બાપુભ વિલાયત જઇ આવેલા હતા તેમને પ્રાયશ્ચિત્ત આપીને સર્વથા વ્યવહાર્ય ઠરાવ્યા હતા

શારદાપીઠ શકરાચાર્ય સ્વામી રાજરાજેશ્વરાશ્રમે પોતે " પર્યટનમીમાસા " લખી છે તેમા પણ, એવો જ નિર્ણય છે

એમના પછીના શ્રીમન્માધવતીર્થ સ્વામીએ આાંડી રાજકોટ મુકામે વિલાયત જઇ આવેલા આપણા પ્રસનોરાભાઈ પાર્વતિપ્રસાદ વિશ્વનાથ ભટ્ટને પ્રાયશ્ચિત્તથી શુદ્ધ કર્યા તથા તુરત જ શ્રીચદ્ર મૌનેશ્વર સહિત આચાર્ય મહારાજે પોતે એમને ત્યા પધારી ભિક્ષા લીધી હતી અને અન્ય પ્રસગે પણ પ્રાયશ્ચિત્ત આપીને તેવા ભાઇઓનો જ્ઞાતિમાં પુન પ્રવેશ કરવો યોગ્ય છે એવા નિર્ણય તેઓશ્રીએ આપ્યા છે *

---



* રાજકોટ ' નાગર મિત્રમડળ ' પાસે તા ૭-૮-૧૯૨૧ રવિવારે આપેલુ વ્યાખ્યાન

બીજી ખોટ પૌરવ વંશમા છે પણ પાંડવોની વિજયકથા રચવાના હેતુથી લખાયેલા ભારતમા તેમના કુટુબના સસ્મરણો વિશ્વાસપાત્ર અને તાજા હોય એ અસ્વાભાવિક નથી, એટલે તે સસ્મરણોના કાન માટે આ ખોટ પૌરવ વંશાવલિમા ન જ હોવી જોઇએ

મહાભારતના યુદ્ધ પછીના રાજાઓના રાજ્યકાનનાં વર્ષો પુરાણોમા આપેલા છે, પણ તે તદ્દન ખોટા લાગે છે વખત છે ને તે રાજ્યકાનના વર્ષો ન હોય ને રાજાઓની જીદગીનાં વર્ષો પણ હોય પણ ઇતિહાસક્રમ નક્કી કરવા માટે એ તદ્દન નકામાં છે

૨૫૦ વર્ષમા ઇગ્લડના રાજાઓની વંશાવલિમા રાજા દીઠ સરાસરી ૨૫ ૨ વર્ષની આવે છે અને આપણે ત્યાં એથી વધારે નહિ આવવી જોઇએ છતા પુરાણોમાં આપેલા રાજ્યક્રમમા એથી ઘણી જ વધારે સરાસરી આવે છે દાખલા તરીકે અજાતશત્રુથી ચદ્રગુપ્ત સુધીનો રાજ્યકાન આ પ્રમાણે આપ્યો છે [1]

શૈશુનાગ વંશ

| | |
|---|---|
| અજાતશત્રુ | ૨૭ વર્ષ |
| વંશક | ૨૪ |
| ઉદાસી | ૩૩ |
| નદિવર્ધન | ૪૦ |
| મહાનદી | ૪૩ |
| **નંદ વંશ** | |
| મહાપદ્મ<br>સુકલ્પ | ૧૦૦ |
| **મૌર્ય વંશ.** | |
| ચદ્રગુપ્ત | |
| | ૨૬૭ |

આ પ્રમાણે જોતા દરેક રાજાની સરાસરી ૩૮ ૧૪ વર્ષની આવે બીજા ભરોસાદાર આધારપરથી ચદ્રગુપ્ત ને અજાતશત્રુ વચ્ચે (૫૦૦-૩૨૨) ૧૭૮ વર્ષ થઈ ગયા તે આપણે જોયુ અને તે જોતાં સરાસરી ૨૫-૪ ની આવતી જાય છે

આ ઉપરથી ૨૫ થી વધારે વર્ષની સરાસરી આપે એવા રાજ્યકાળો ખોટા છે એમ સ્પષ્ટ લાગે છે અને અસલના દીર્ઘાયુ જોતા ૨૫ વર્ષની સરાસરી બરોબર છે એમ લાગે છે

**સીમાચિન્હ ૪ થુ.**

પુરાણો વિષે આટલુ ધ્યાનમા રાખી તેમાં ઇતિહાસક્રમના જ્ઞાનનો શા ઉપયોગ છે તે જોવા જઇએ તો પહેલો વિચાર મૂળ લેખકના સમયનો કરવો જોઇએ ૫૫ નૈમિષારણ્યમા શૌનકના સત્રમા બધા પુરાણો વચાયા તેના સમયનો આધાર તેમાથી જ મળે છે

(૧૦) મત્સ્ય ૨૭૨.

તે વખતે અધિસીમ કૃષ્ણ ઇન્દ્રપ્રસ્થમા, દિવાકર અયોધ્યામા ને સેનાજીત મગધમા રાજ્યકર્તા હતા"

હવે આ રાજાઓની વંશાવલિ જોઇએ —




આ પેઢીઓ જોતાં અધિસીમકૃષ્ણના સમયમા પ્રતીપ સુધીની વાતો કુટુંબમા જ ઉતરી આવી હોવી જોઇએ, અને તેમાં કુરૂ સુધીની વાતોનાં સસ્મરણો કયા તો કવિઓ કે ચારણોને મોઢેથી કે દુરયોગનાં આખ્યાનોથી સમાજમા પ્રચલિત હોવાં જોઇએ, અને તે પોતાની વાતો માર મોટા બનાવોની દંતકથાઓને રૂપે જ રહેલી હોવી જોઇએ દક્ષ કે

(૧૧) સૂત — ઋષિઓ ' આ અધિસીમ કૃષ્ણ હમણા રાજ્ય કરે છે અને તેના રાજ્યમા તમે આ મહાન યજ્ઞના અધિવેશનમા રોકાયા છો આના ત્રણ વર્ષ પુષ્કરમા ગયા, અને બે કુરુક્ષેત્ર ને દૃશદ્વતીમા ગયા છે '

ઋષિઓ - સૂત ' આ તો ભૂતકાળનો ઇતિહાસ થયો હવે ભવિષ્યના તત્સબંધી કહો મત્સ્ય ૫૦, ' મધ્યદેશમા રમ્ય અયોધ્યામા હાલ દિવાકર છે મત્સ્ય ૨૭૧ વાયુ ૭ ૨૬૮–૨૭૬–૨૯૬ Pargiter Dynasties of the Kali Age

૧૨ આ લેખમા ભારત યુદ્ધ પહેલાની વંશાવલિ અને તેના ક્રમના આધાર માટે Matsya Puran ( Panini Office ) ના Appendix VI આપેલા કોઠાપર આધાર રાખ્યો છે અને તેમ જ Pargiter's Geneology of the Purans J R A S (1910 ) & Dynasties of the Kali Age મા આપેલી વંશાવલિની પણ મદદ લીધી છે

ઈક્ષ્વાકુ કે યયાતિ જોડે પેઢીઓને સાધવાના પ્રયત્નો બધા કાલ્પનિક છે એમ લાગ્યા વિના રહેતુ નથી

અધિસીમકૃષ્ણથી માંડીને ઇ સ ૪૦૦ સુધીની વંશાવળિ તથા હકિકતો પુરાણોમાં વખતો વખત પાંચ પચાસ વર્ષના અંતરમાં જ ઉમેરવામાં આવી હોવી જોઈએ, અને તેથી તે વધો અંશે ભરોસાદાર જ મનાવી જોઇએ

ઉપર આપેલા ૪ થા સીમાચિન્હનો સમય નક્કી કરવા માટે સેનાજીતથી ચંદ્રગુપ્ત વચ્ચેના રાજાઓના રાજ્યકાળનો વિચાર કરવો જોઇએ

બૃહદ્રથે મગધનુ રાજ્ય સ્થાપ્યુ ત્યારથી તે આશરે ઇ સ પ૩પ પછી ગુપ્તવંશનો અસ્ત થયો ત્યાંસુધી મગધ આર્યસંસ્કૃતિ ને સત્તાનુ કેન્દ્રસ્થાન રહ્યુ હતું, અને પરિણામે તેના રાજાઓની વંશાવળિ અને તેને લગતો ઇતિહાસ વધારે ચોકસ રીતે સાહિત્યમાં રહેલો હોવો જ જોઇએ તે રાજ્ની યુદ્ધ પછીની વંશાવલિ આ પ્રમાણે છે

**મગધ—બૃહદ્રથવંશ-મત્સ્ય પ્રમાણે**

૪૬ જરાસંધ
૪૭ સહદેવ
૪૮ સોમાધિ
પ૪ સેનાજીત
પ૯ રિપુંજય ૯૪૦ [૧૩]
**પ્રદ્યોતવંશ.**
૭૦ પ્રદ્યોત
૭૩ અજક ૧૩૮ વર્ષ
**શૈશુનાગ વંશ.**
૭૪ શિશુનાગ
૭૯ અજાત શત્રુ
૮૩ મહાનંદી ૩૬૦ વર્ષ
**નંદ વંશ.**
૮૪ મહાપદ્મ
૮પ સુકલ્પ ૧૦૦ વર્ષ
**મૌર્ય વંશ.**
૮૬ ચંદ્રગુપ્ત

૧પ૩૮

આ પ્રમાણે ૩૮ રાજાઓ માટે ૧પ૩૮ વર્ષનો કાળ મુકાય છે; એટલે સરાસરી રાજ્ય દીઠ લગભગ ૩૯ ૪ની આવે પણ ૨પ વર્ષ ગણતા ૯૭પ વર્ષ આવે આ જોતા પુરાણો સહદેવ ને મહાપદ્મ વચ્ચે ૧૦પ૦ વર્ષ મુકે છે તે ખરૂ લાગે છે

(૧૩) કેટલીક પ્રતો ત્રણ રાજાઓ સેનાજીત ને રિપુંજય વચ્ચે ૧૨ રાજાઓ મુકે છે અને બધા થઈને વધા ૭ ૨ ગાય છે

સોમાધી ને સેનાજીત વચ્ચેના ૬ રાજાઓ માટે ૧૫૦ વર્ષ કની નાખીયે તો અભિમન્યુ કૃષ્ણ ને સેનાજીતનો અને પુરાણની નૈમિષારણ્યની આવૃત્તિ સમય (૪૦+૯૦૦) ઇ પૂ ૧૨૦૦ થી ૧૩૦૦ માનો આવે

સ્મીથ આથી પણ ઓછો કાલ થયો હોય એમ ધારે છે [૧૪] પણ પુરાવો આપેના પરીક્ષિત ને મહાપદ્મ વચ્ચેના અન્તરમા સત્ય સમાયેલું છે એમ લાગે છે [૧૫] આ ઉપરથી નીચના કોઠો ઉપજાવી શકાય

બૃહદ્રથવંશ.

મહાભારત યુદ્ધ–સહદેવ ઇ પૂર્વે

| | | |
|---|---|---|
| ૪૮ | સોમાધિ | |
| ૫૪ | સેનાજીત | ૧૨૦૦–૧૩૦૦ |
| ૬૯ | રિપુંજય | |
| ૭૦ ૭૩ | } પ્રદ્યોતવંશ[૧૬] | ૮૫૦૦–૯૦૦ |
| | શૈશુનાગવંશ. | |
| ૭૪ | શિશુનાગ | ૬૫૦–૭૦૦ |
| ૭૯ | અજાતશત્રુ | |
| ૮૩ | મહાનન્દી | |
| | નંદવંશ. | |
| ૮૪ | મહાપદ્મ | ૪૦૦ |
| | મૌર્યવંશ. | |
| ૮૬ | ચંદ્રગુપ્ત | ૩૨૨ |

—અપૂર્ણ

## જોઇએ છીએ

૧ અંગ્રેજીમાંથી શુદ્ધ સારા ગુજરાતીમાં ભાષાન્તર કરી શકે તેવા સાહિત્યપ્રિય લેખકો કોઈ બીજી ભાષા "સંસ્કૃત" હોવી જોઇએ

૨ અંગ્રેજીમાં સ્વતંત્ર પત્ર વ્યવહાર કરી શકે એવો પ્રમાણીક, ખતીનો અને મહેનતુ કારકુન.

—મળો મેનેજર, સમાલોચક, મુંબાઈ નં ૪

( સવારના ૧૧ વાગ્યા સુધી )

(૧૪) Smith p 40 (૧૫) આ લેખનો વિભાગ બી તે ૧૬ પ્રદ્યોતવંશ આરમ્ભને ૮૨ (૮૦૩,ઈ પૂર્વે) જુઓ History of Antiquity,IV 75

સાક્ષરજીવન રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# રે ! થાકી ગયા હિન્દી જનો.

લેખક—રા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી

૧.

કોઇ કહે ' ઓહો થયુ ! સિરાફરો ! સતોષ હ્યો !
ધીરે ધીરે આગળ જશુ, ના ધૈર્ય કો ગુમાવજો !
વિશ્વાસ ને સહકારથી સિદ્ધિ બધી તમ પામશો '
પણ હાય હા ! આવુ સુણી થાકી ગયા હિન્દીજનો

૨

શુ દુખ કે શુ ત્રાસ કે શુ ધૈર્યને અવધિ નથી ?
વર્ષો થયા ' ધીરજ ધરો–ધીરા બનો ' પાઠો ભણી,
યુગો થયા સતોષ ને વિશ્વાસના વચનો સુણી,
રે હાય હા ! થાકી ગયા મુજ ભાઇ હિન્દીજનો

૩

દિવસ ઉગે ત્યા ' શુ થશે ? ' ' હા, શુ થશે ? ' ' શુ શુ થશે ? '
' શા કાયદા આ દેશને ક્ષણુ એ પછી કે બાધને ? '
કે ' જીવને શા ત્રાસથી જકડાઇને મરવુ થશે ? '
ચિન્તા બધી એવી જથી કાઇ ગયા હિન્દીજનો

૪

કળિકાળ ગો જન્મ્યો હજુ મુજ દેશમા વ્યાપી રહ્યો ?
નિર્વીર્ય છે એવા જનો મુજ દેશના માર્યા ગયે,
કકળી ઉઠ્યા તો પણ નહિ આત્મા જરી જેહના
એ દ્રોહીથી છે હાય હા ! થાકી ગયા હિન્દીજનો

૫

આ દેશના ધર્મીજનોનો ધર્મ રે અવળો થયો !
ક સ્વાર્થ કે કે લોભમા, કે મોહમા કે કીર્તિમાં,
નમનસ બની નાહી રહ્યા ને ધર્મને અળગો કર્યો—
કળજુગના અવતારથી થાકી ગયા હિન્દીજનો

એપ્રીલ ૧૯૨૦,
મુબાઈ

# ઈસ્ટરનો તહેવાર.*

લેખક—શ્રી કાન્તિલાલ છગનલાલ પડ્યા, એમ એ

ઈસ્ટરની રજાની શરૂઆત મ્હેં શુક્રવારથી કરી એક અઠવાડીઉ બહુ સારી રીતે ગાળ્યુ. નાતાલના કરતાં પણ કેટલેક અંશે વધારે સારૂ મ્હને વિશ્રામની જરૂર વધારે હતી તેથી તેમ લાગ્યુ હોય કે આઠ દિવસનો વિવિધ પ્રોગ્રામ વધારે સારી રીતે અમલમા મૂકી શકાયો તેથી હોય

શુક્ર—ટપાલ લખીને બપોરે "ફુ. રીફૉર્મ રેસ્ટોરા" મા જમ્યા વનસ્પતિ-આહારનુ આ જાણીતુ ઉપાહાર-ગૃહ હૉલ્બર્નમા આવેલુ છે પહેલા ત્યા જવાનો પ્રસગ આવ્યો ન્હોતો ખોરાક એકદરે સારો ને કાંઈક સસ્તો મળ્યો એની પાસે "ગેમેજીઝ" ( *Gamages* ) ની પ્રખ્યાત દુકાન છે, તેમાં બધી ચીજો મળે છે, ખાસ કરીને રમકડા, યત્રો, રમતગમતનો સામાન વગેરે ત્યાથી "એરોપ્લેન" ના રમકડા ખરીદી મુબાઈ રવાના કર્યાં તે પછી "વૉટરમેન ફાઉન્ટનપૅન" વાળાની દુકાને ગયા દુકાન સરસ, વ્યવસ્થા સરસ, બહાર જાહેરખબરની બારીમા નવીન કરામતવાળી રીતિથી આકર્ષણ પદર મિનિટની અદર, બે પૅનની નીબ બદલી આપી, એકમાથી શાહી ચુતી હતી તેમા રબ્બરનો દાટો બદલી આપ્યો, ને મ્હારી પૅન સાફ કરી આપી એ ઉપરાત ઘણી પેનો અમને બતાવી ! રબ્બરના દાટાનો એક શિલિંગ આપવો પડ્યો બાકી બધુ મફત ! !

પાસે લન્ડનનુ મ્હોટામા મ્હોટુ *Picture-Theatre* છે બહારથી જેટલુ ભવ્ય છે તે કરતા અદર વધારે છે દશ વર્ષ ઉપર ૩૦ લાખ રૂપિયાના ખર્ચે નાટક માટે બધાવેલુ ૨૬૦૦ માણસ બેસી શકે એવડુ મ્હોટું છે નાટક માટે મહુ મ્હોટુ પડ્યુ એટલે હવે સિનેમા ચાલે છે *London Opera House* હવે સ્ટૉલ થિએટરને નામે વધારે પ્રખ્યાત છે કારણ કે એનો માલેક *Stoll* ( સર છે ) આ ધધામા બાહોશ ગણાય છે સારામા સારા ફિલ્મો પસદ કરી એ મેળવે છે તે દિવસે મેરિ કૉરેલીની "*Innocent*" નામની નવલકથાનુ એક ફિલ્મ હતું, ને બીજુ સર જેમ્સ બેરીની "*The Will*" (વસીઅતનામુ) એ નવલકથાનુ હતું એ સારા ફિલ્મ ને આ જાણીતું થિએટર જોવાની આકાક્ષા, ફાઉન્ટનપેનવાળાએ બચાવેલા પૈસા, ને રજા-સયોગો અનુકૂળ હતા ને અમે અદર ગયા અદરની રચના પણ બહુ ભવ્ય હતી ખાણાપીણા માટે કેટલાય ઓરડાઓ હતા અદર બહુ ગજાવર કામ લાગ્યુ ફિલ્મના દેખાવો ઘણા સરસ હતા, ખાસ કરીને કૉરેલીની વાર્તાના કૉરેલીની વાર્તાનું વસ્તુ સાદું હોય છે અસાધારણ માનવભાવને તથા નૈસર્ગિક પ્રેમ તથા પવિત્રતાને પ્રકટ કરનાર હોય છે અન્ત કરુણ હતો બેરીએ વ્યાપારી જીવનમાથી ઉચ્ચ સત્ય સારની સચોટ રૂપમા મૂક્યુ હતુ

* ઇગ્લડથી લખાયેલો આ પત્ર કાંઈ પ્રકટ કરવાની મૂળ ઇચ્છાથી લખાયેલો નથી. ગુજરાતના સામાન્ય વાચક વર્ગને તેમા રસ પડશે એવી આશાથી પ્રકટ કરવામા આવે છે —વ દયાશકર નમદાશકર પડ્યા.

શુક્રવાર—ગુડ ફ્રાયડે-શહેરમા ઇસ્ટરની રજા આજથી તે સોમવાર લગી વર્ષની આખામા લાંબી રજા આ ગુરુ ને શુક્ર બન્ને દિવસ હવા સરસ હતી તડકો મઝાનો હતો આજે બપોરે વેસ્ટમિન્સ્ટર ઍબિમા જઇ પ્રાર્થના સાભળી ખાસ સગીત સાભળ્યુ ન્હાના છોકરાઓ ભેગા મળી સ્તોત્રો ગાતા હતા—એને *Choral songs* કહે છે—ઑર્ગનમા તેમ જ એક જણના સ્વરમા હૃદયને પવાળી નાખે એવી મીઠાશ ને કોમળતા હતા સાંજે સેન્ટ નિહાલસિંહને ત્યા ગયા હસન ઇમામને ત્યા એમને રોકાઇ રહેવુ પડ્યુ એટલે બે કલાક મિસિસ સિંહ સાથે વાતો કરી સિંહના જીવનની કેટલીક વાતો જાણી પડદા પાછળ એ ને પોલક ઘણુ કામ કરે છે—જુદી જુદી રીતે સિંહ શિયાળામા હિન્દ જવાની તૈયારી કરે છે ક્યા વધારે ઉપયોગી કામ થશે એ સવાલ છે મ્હને ને મિસિસ સિંહને લાગે છે કે અહીં એવુ કામ કરનાર બીજો કોઇ નથી, તેથી પાછા આવી અહીં રહેવુ સારૂ છે મ્હને તો એમ પણ લાગે છે કે હિન્દમા પક્ષાપક્ષીના ઝગડામા એ કટાળી જશે ને નિષ્ફળ પણ જાય . રાત્રે ત્રણે જણને—સન્મુખભાઇ આવે આપણા સાહિત્ય–આપણા કવિઓ વગેરે ઉપર લાબી વાત કરી

શનિ—પ્રખ્યાત મેડમ ટુસોડનુ (*"Tussaudo"*) મીણના પૂતળાનુ પ્રદર્શન જોયુ આખો દિવસ એમા ગયો ભીંડ ઘણી હતી, પણ જોવાનુય બહુ હતુ મઝા બહુ આવી એની ૨૧ શિલિંગની કીમતની ચોપડી-વાચી ગયો હતો, વણા ટૂચકાઓ વગેરે જાણતો હતો, છતા એકવાર હું ને સન્મુખભાઈ છેતરાયા "કેટલૉગ" વેચનારાજીનુ પૂતળુ એવુ આબેહુબ હતું કે હુ પૈસા લઈ એની પાસે ગયો-પછી જ તે હાલી નહિ ત્યારે યાદ આવ્યુ કે આ પૂતળુ છે ચૌનિસમેનના પૂતળા પાસે તો વણાઓ રસ્તો પુછવા જાય છે ને મ્હારા કરતાં ય વધારે "મને" છે ચાર મ્હોટા હૉલમા નામાકિત સ્ત્રીપુરુષોના પૂતળા શોભવ્યા છે પૃથ્વી ઉપરના વણા ખરા મ્હોટાં લોકો આવી જાય છે મેડમ ટુસોડ એ ફ્રાન્સના બળવાના જમાનાની બાઇ એના પ્રદર્શનનો સોમો વાર્ષિક ઉત્સવ કેટલાક કાળ ઉપર ઉજવાઈ ગયેલો એની ચોથી પેઢીના પુત્રે (પ્ર-પ્ર-પૌત્ર !!) એનુ જીવન વગેરેનુ પુસ્તક લખેલું જે મ્હેં વાચ્યું હતું હજી આ કળા એના વંશમા જ સારી રીતે જળવાઇ રહી છે એ વિરલ ભાગ્ય આ ચાર હૉલમાંના એકમા ઇંગ્લંડના સઘળા રાજાઓ-પહેલા *William the Conqueror* થી માંડીને આજ લગી ! રાણીઓ પણ-પોતપોતાના જમાનાના પોશાકમાં કેટલાંક ઘણાં સુન્દર પુતળાં હતા રાણી મેરી ને વિકટોરીઆની મૂર્તિ સુન્દર હતી આ એક હૉલમાં જ વ્યવસ્થા હતી બાકીના ત્રણેમા ખીચડો-ક્રમ કે વ્યવસ્થા વિના કેટલેક સ્થળે ઘીચોઘીચ ભરેલાં, પણ જોવા લાયક ખરાં ઇંગ્લંડ, અમેરિકા ને ફ્રાન્સના રાજપુરુષો, ઇગ્લંડના યોદ્ધા, કવિઓ, જુદા જુદા ક્ષેત્રમા મશહુર થયેલા મ્હોટા માણસો ને સ્ત્રીઓ *The Sleeping Beauty*–જાણે ખરેખર ઉંઘતી હોય ને છાતી શ્વાસથી હાલતી હોય એમ દેખાતું હતું ટેનિસન, રાણી વિકટોરીઆ ને બીજા બે જણા પોતપોતાના અભ્યાસગૃહમા કે કાર્યાલયમા બેઠેલા બહુ આકર્ષક દેખાતાં હતા સૌનુ કદ, મુખ ઉપરનો ભાવ, રગ, વાળ, કરચલી, કપડા-સર્વાંને તાદૃશ્ય હતા, ને તેથી આશ્ચર્ય થાય એમ હતુ.

આ ચાર હૉલની બાજુએ ત્રણ ન્હાના ઓરડા હતા, ત્હેના બેમાં નેપોલિઅનના સ્મારકોના ઢગ હતા વૉટરલુમા પકડાયલી ગાડી જોવા જેવી હતી પુષ્કળ ચિત્રો વગેરે હતા. ત્રીજા ખંડમા ફ્રાન્સના બળવામા પ્રખ્યાત થયેલ શિરચ્છેદ કરવાનું યંત્ર "ગિલોટીન" રાખી રાખેલું હતું, જેણે સેંકડો મ્હોટા માણસોના ગળા કાપ્યાં હતા એનો એક નમૂનો-મૉડેલ-પણ હતો જેથી ત્હેના કામની સમજ પડે એ સિવાય અસલમા કેદીઓને રીબાવવાના જે જે યંત્રો વપરાતા હતા તેમાના ઘણા ચિત્રો સહિત ત્યા હતા

ત્રીજા ખંડમાથી નીચે ઉતરી "પચ" એ જેનુ નામ "*Chamber of Horrors*" ("ત્રાસગૃહ") આપ્યુ છે તેમા મેડમ ટુસોડના "નામાંકિત" ખૂનીઓ ત્યા અમારી સમક્ષ ખડા હતા દેખાવે કેટલાક ક્રૂર, કોઈક જંગલી તો કેટલાક "ગૃહસ્થ" હતા એના દેખાવ ઉપરથી માણસોને રસ્તામાં આપણે મળીએ ત્યારે કાંઈ વિચાર આવે નહિ પણ એમના પરાક્રમો "કેટલૉગ"મા વાચીએ ત્યારે જ એમની "મહત્તા" સમજાય જરા ગ્લાનિકારક દેખાવ હતો, પણ અંગ્રેજો એમનાથી પરિચિત હતા ને રસથી નિહાળતા હતા કેટલાક ન્હાના "દ્રશ્યો" સારા ગોઠવ્યા હતા ત્રીજા ખંડમા એક વસ્તુ ચમત્કારિક હતી જે લખવી જોઇએ ફ્રેન્ચ નેતા-નાયકો જ્યારે કોઇ મ્હોટા માણસને "ગિલોટીન" કરતા કે તરત એના માથાની મીણની આકૃતિ કરી લેવા મેડમ ટુસોડને હૂકમ કરતા આ ત્રાસદાયક કામ એ બાપડીને કરવુ પડતું, કારણ કે આનાકાનીનો અર્થ દ્રોહ, ને દ્રોહની શિક્ષા ગિલોટીન આ પ્રમાણે નિગળતા લોહીવાળા મસ્તકોની થોડીક આકૃતિઓ-લુઇ, મેરિ એન્ટોઇનેટ, રૉબ્સપીઅરી, વગેરેના કરુણાજનક માથાઓ હતા સૌથી વધારે ચમત્કારિક *Marat*-જેનુ એક ફ્રેન્ચ વીર બાઇએ એના ન્હાવાના ટબમાં છરીથી ખુન કર્યું હતું ત્હેનું એ જ હાલતમા-ટબ-મા પૂતળુ બનાવ્યું છે, ને મુખ ઉપરનો ભાવ-વિસ્મય-દર્દ-નિરાશા મિશ્રિત આ કળાના એક વિજય સમાન લાગ્યો

પણ આ ખંડની બહાર નીકળ્યા ત્યારે મનને કાંઇક નિરાંત થઈ બહાર એક ઘણો મ્હોટો ખંડ હતો, તેમાં-આખા પ્રદર્શનની શ્રેષ્ઠ વસ્તુઓ હતી દશબારેક દ્રશ્યો-મનોહર, અસરકારક અને અનુરૂપ ભાવને ઉત્તમ રૂપમાં પ્રકટ કરનાર. એનાં કેટલાંક પોસ્ટકાર્ડ ચિત્રો લીધાં છે ને મોકલ્યા છે પણ એમા મૂળની સોમા ભાગની ખુબી પણ નથી ખાસ કરીને મેરી *Queen of Scott* નો વધ, ટાવરમા બે નિર્દોષ નિરાધીન રાજકુમારોનો વધ, રાજા જૉન પાસે *Magna Charta* ઉપર કરાવાવેલી સહી નેપોલિઅનના શબ પાસે વેલિંગટન, નેલ્સનનું મરણ, સિન્ડેરેલા, *Babes in the Wood*, અને વિક્ટોરિઆને ગાદી મળ્યાનું નિવેદન-એ બહુ ગમ્યાં એ ભાગ ફરીથી જોવા જવાનુ મન છે

પ્રદર્શનમાથી બહાર નીકળી પાસેના રીજન્ટસ પાર્કમાં ગયા, ફરવાથી પગે ગરમી આવી, બાગની લીલોતરી, ને સરોવરનું સુન્દર નાવહોડા જોઇને આનન્દ થયો કોઈ રવિવાર ગાળવાનું આ સુન્દર સ્થળ છે એટલી નોંધ કરીને આ પાર્કના આ ભાગમાં પહેલાં ગયો ન્હોતો

રવિ —સ્હવારે પટનિ ખીણુમા ફર્યા, સન્મુખભાઇએ છબી લીધી બપોરે ઘરમા વધુ છબી લીધી રજીત બપોરે આવ્યો શરીર ખૂબ સારૂં થયુ છે આઠ દિવસ એ "સ્વાનિટ" રહી આવ્યો કહતો હતો કે અર્ધા ભૂખ્યા રહેવુ પડતું હતું મ્હેં કહ્યુ કે એ ત્હેને એટલુ બધુ સહ્યુ છે કે ત્હારે રોજ એમ જ રહેવુ પડે એમ ત્હારા હિતને ખાતર ઇચ્છવાનું મન થાય છે મે કનાક મિસિસ નાઇટના હારમોનિઅમ ઉપર ગાજ્યા રજીત ને નાયકે પણ ગાયુ રહાજે "બનુ હૉલ"મા એક પ્રખ્યાત પુસ્તકની ફિલ્મ જોઇ જેરોમ કે જેરોમની "*Three Men in a Boat*" કરીને ચોપડી છે ત્રણ લન્ડનવાસીઓ-દોસ્તો-રોજના વૈતરાથી કેવી રીતે કટાળે છે, પછી ઇસ્ટરની રજા ભોગવવા એક હોડીમા બેસી ટેમ્સમા જાય છે, ત્યા તોફાન, ગડમડ, વગેરેનું પહેલેથી છેલ્લે સુધી બહુ હસાવનાર વર્ણન છે, હસવાથી ફાયદો થાય છે, ને હસવાનો-સારૂ ને પેટ ભરીને હસવાનો લાગ મળે તો ચૂકવો નહિ, એ માન્યતા પ્રમાણે મ્હને બહુ ગમ્યુ મિસિસ નાઇટ કહે છે કે ફિલ્મ કરતા ય પુસ્તક વધારે સારૂ છે વાચીશુ ત્યારે બીજો શો ઉપાય ઘણા લોકો રજા ભોગવે એવે, આ કાળ છે એટલે એ ફિલ્મ અત્યારે બહુ સમયોચિત છે

સોમ —લન્ડનની બીજી એક પ્રખ્યાત જગ્યા જોઇ *Hampton Court* ટેમ્સને તીરે, બહુ સુન્દર સ્થળ હજારો લોકો ભેળા થયા હતા જતી વખતે ટ્રામમાં બહુ વખત ખોયો, "બસ'મા પાછા આવતા ફક્ત એક કલાક થયો ઘરથી સ્હેજ ૧૫ માઇલ હશે આઠમા હેન્રીના બળવાન સચિવ કાર્ડિનલ વુલ્ઝીએ બધાવેલ આ મહેલ આખરે રાજાને "ભેટ" આપવો પડેલો હજારેક ઓરડાઓ ને સુન્દર બાગ બગીચા, તળાવ, ફુવારા, નહેરો, વગેરે છે ઓરડાઓમા હાલ સરકારી પેન્શન ખાનારા વગેરે રહે છે, બાકીના થોડા જોવા માટે ખુલ્લા છે બીજા જ્યૉર્જની પછીથી કોઈ અંગ્રેજ રાજાએ એનો ઉપયોગ કર્યો નથી. મ્હોટા મ્હોટા ઓરડાઓમા હાલ તો ચિત્રો જ જોવાના છે, તેમાના કેટલાક પાચ છ સદી સુધી જળવાઇ રહેલા છે ચિત્રોની વ્યવસ્થા સારી નહિ, વિષય મ્હોટે ભાગે ધર્મ, પુરાણનો શૃગાર, કે ગજપ્રસગ અથવા રાજમનુષ્યો તેમા નેલરની "*Hampton Court Beauties*" અને એથી ય જૂના બીજા ચાર્લ્સના દરબારની લેલીની "*Windsor Court Beauties*" ની ચિત્રમાળાઓ વિખ્યાત છે તે ઉપરાત દિવાલ ઉપર ને સીલિંગ ઉપર ગ્રીકપુરાણનાં જોવા લાયક ચિત્રો પ્રચડ જગા ઉપર દોરેલા હતા. રેશમી પડદા ઉપરનાં ચિત્રો-*Tapestries* બહુ વિસ્મયકારક લાગી સૈકાઓ પહેલા આ મહાભારત કામ કેમ થઇ શક્યું હશે એ સમજવુ સ્હેલુ નથી ખરે ચિત્રકળામા યૂરોપના મધ્યકાળે જે આપ્યું છે તે કદાચિત્ જગતના કોઇ દેશે કોઇ કાળમા આપ્યુ નહિ હોય છતા એ કાળનાં ચિત્રો યૂરોપમા જોવાની તક અહીં કરતાં વધારે છે

બાગમા એક પુરાતન, ૧૭૬૮ મા વાવેલ દ્રાક્ષનતા છે-અત્યારે તો આ મ્હોટા ઝાડ જેવી છે સફળ હતી જો કે કાઇક કુમળો ફૂટતી હોય એમ દેખાતું હતુ "ભુલભુલામણી" છે,

જેની રચના જૂનાગઢના મોતીબાગમાં ખુનનુમારી હતી તેવી જ છે–એના ઉપરથી એ લીધી હશે–તેથી હું ભુલ વિના અન્દર જઈ શક્યો લંડનમાં ન્યુરેનિયામાં પણ એ જ રચના હતી

નંતુ બહુ અનુકૂળ ન્હોતી જરા વર્ષા, પુષ્કળ વાદળાં, ઠંડા પવનના ઝપાટા ને તે કાને અભાન–ભર્તા મઝા બહુ આવી અન્દરનું જોવામાં વખત ગયો તેથી બાગોમાં યથેચ્છ ભમી શક્યા નહિ–જો કે મે કલાક તો ગાળ્યા હશે જ ઉનાળો બેસશે ત્યારે વધારે સુન્દરતા થશે ને નદીની સેર પણ કરી શકાને

મંગળ —બપોરે વર્ષાદ પડ્યો એટલે પ્રોગ્રામ ફેરવી "નૅશનલ ગૅલેરી"માં પૈસા ગાળવા ગયા–ત્યાંના દમામ ટ્રફાલ્ગર સ્કેવેર, નૅલ્સનના જયસ્તમ્ભની પેઠે સુન્દર મકાન, નૅલ્સનનો સ્તમ્ભ ૧૪૫ ફીટ ઉંચો છે, એની ઉપર નૅલ્સનનું ૧૬ ફીટ ઉચું પુતળું છે સ્તમ્ભની નીચે નૅલ્સનના વિજયપ્રસંગોના કાંસા ઉપર ચિત્રો (*relief*) ઉપસાવેલા છે બે મ્હોટા ફુવારા ચાર પ્રચંડ સિંહો આસપાસ છે

આ રાષ્ટ્રીય ચિત્રસંગ્રહનો આરંભ ૧૮૨૪થી–એક શતી પૂર્વે થયેલો જુદા જુદા ચિત્રકારોના અને ખાનગી માલેકોના સંગ્રહો બક્ષીસથી અને પૈસાથી મળ્યા છે હાલ લગભગ ૩૦૦૦ ચિત્રો છે, જેમાંનો ત્રીજો ભાગ–અર્વાચીન બ્રિટિશ ચિત્રકારોનો "ટેટ ગેલેરી"માં છે, જે અહીંથી જરા દૂર છે ઇટેલિયન, ડચ વગેરે જુદી જુદી શાખાના મ્હોટા ચિત્રકારોની કૃતિઓ છે વ્યવસ્થા ઉત્તમ છે દરેક ચિત્ર એવી સારી રીતે, ઘણીવાર બહુ સુન્દર ફ્રેમમાં, હમેશાં જોનારને બહુ ઉંચું નીચું ન પડે એવી જગ્યાએ, અને વિષયનું નામ, ચિત્રકારનું નામ ને કાળ, તથા એની શાખાનું નામ–ભેટ કરનારનું નામ એ સૌ વિગતો સહિત ગોઠવેલ છે કે એ ચિત્રો નિહાળવામાં શ્રમ પડતો નથી કાચના નળીઆઓ ઉપરથી પ્રકાશ આપે છે બ્લૅન્ક "ફ્રેમિંગ," ચિત્રોના ફોટો જુદા જુદા કદના, ઉપરાંત અમુક અમુક કાળે અમુક અમુક શાખા ઉપર વ્યાખ્યાનો આપનાર માહેર માણસો–વગેરેથી, જેમ ચિત્રસંગ્રહથી આ રાષ્ટ્રીયધનનું સરવાળું થાય છે, તે ચિત્રના અભ્યાસીઓને પ્રકાશ પ્રેરણા તથા ઉત્સાહ મળે છે

મ્હોટે ભાગે ધર્મના ચિત્રો ક્રાઇસ્ટ ને માતનાં વિવિધતા બહુ જ કેટલાક ખરેખર અદ્ભુત કોઈક મ્હોટાઇને લીધે કોઈ અગણિત વિગતોથી, કોઈ ભાવ ને ભાવનાથી, કોઈ રંગ-તરેહ તરેહના છ આઠ સૈકા ઉપરના ચિત્રો હજી સુરક્ષિત કેમ રહી શક્યા હશે ! ઘણા ગમ્યા તેમાંયે એ માં મ્હોટો ફોટોગ્રાફ ચિત્રનો સીગ્ના–ક્રાઇસ્ટ સમ્બન્ધી છે

પાછા ફરતાં ટેમ્સ–તીરે ફર્યો ચેરિંગ ક્રૉસથી વેસ્ટ મિન્સ્ટર પુલ ઓળંગી પેલે પારથી પાર્લમેન્ટ–હાઉસના દર્શન કર્યાં મ્હારી પાસે સેન્ટ ટોમસ હૉસ્પિટલનું મ્હોટું મકાન ને પછી કૅન્ટરબરીના આર્ચબિશપનો "લૅમ્બથ પૅલેસ" હતા

ગઇ રજિત જમવા આવ્યો હતો જમીને *Palace Theatre* માં ગયા એવું ઉચે ચઢીને બેસવાનું હતું–જાણે આસમાનમાં ચઢ્યા "*The Dawn of the World*" કરીને (વિશ્વનું પ્રભાત) બાઇબલના પૂર્વાર્ધનું ફિલ્મ હતું ઇટલિમાં બનેલું પાંચ વર્ષે તૈયાર થયેલું.

---

¹ ફુવારાઓ સામે ૨૯–૪–૦ એમ એમ ત્રિપાઠી ઍન્ડ કંપની મુંબાઈ

ને લાખો રૂપિયાનુ ખર્ચ ૩૭ હજાર ફીટ લાબુ તેમાથી કાપીકુપીને ૧૦ હજારનું કરી બતાવ્યું તેથી સક્ષેપ તથા ત્વરા બહુ જણાયા દશ્યો મનોહર હતા. એડમ ઇવ, જોસફ ને મોઝીઝના વૃત્તાન્ત ઘણા સરસ હતા આરભમા નણ બાળકો રમે છે ને માની પાસે જઇ એને વાર્તા કહેવાનુ કહે છે મા વિશ્વની જૂનામા જૂની વાત કહે છે જે પડદા ઉપર દેખાય છે આમ નાટક ને સિનેમા નવી રીતે ભેગા થયા બાળકોનુ બોલવુ, રમત ને અભિનય હૃદયસ્પર્શી હતા.

બુધ —મ્હારા અઠવાડીઆનો છેલ્લો દિવસ ખરેખરો બનાવ *Oxford* ને *Cambridge* ની *Boat-race* નો હતો પટનિનો મ્હોટામા મ્હોટો વાયક બનાવ ૭૩ મી સરત હતી આઠેક દિવસ થયાં બન્ને યુનિવર્સિટિના યુવકો મ્હાવરો પાડતા આવ્યા હતા, ત્યારથી પટનિમા એ જ વાત ચાલતી હતી કોઇ કહે હુ કેમ્બ્રિજ, કોઇ કહે હું ઑક્સફર્ડ · કોઇ કહે આ જીતશે ને કોઇ કહે આ જીતશે ને કોઇ કહે એ હવા જોઇએ તેવી સારી હતી તડકો હતો ને પવન ન્હોતો ટેમ્સ ભરપૂર હતી, પાણી માતા ન્હોતા લોકો પણ ન્હાકો પ્હેર્યાં આવી ઉભેલા ૩॥ વાગ્યે હમે ગયા, ત્યારે પટનિના પૂલ ઉપર ને બન્ને કાંઠે હજારો માણસો, નદીના પ્રવાહની સ્હામે નાવ જવાના ૪॥ માઇલ સુધી લગી બન્ને બાજુએ અસાધારણ ગીરદી હતી એમ આજના છાપા કહે છે પાચ વાગ્યે પૂનની તજે બન્ને હોડીઓ હાજર થઈ. બન્ને પક્ષના રગમા જરા ફેર હતો, તે હલેસાને નગીએ દેખાતો હતો ને બધા હલેસા એક વખતે એકસરખાં હાલે ત્યારે રગ ચોખ્ખો દેખાતો હતો દેખાવ આકર્ષક હતો પા વાગ્યે બન્ને હોડીઓ તીરની પેઠે છૂટી એમની પાછળ "એમ્પાયર"ની મોટોર-બોટ, બીજી બોટ, ને તેથી ય પાછળ પ્રેક્ષકોને લઈ જનારી ચાર ન્હાની સ્ટીમરો એક જ હારમા હતી શરૂઆતમા કેમ્બ્રિજ આગળ થઇ, ને અમ્હારી આગળ એ હાલતમા બન્ને પસાર થઈ દૂરથી નજર પ્હોંચી ત્યાં લગી દેખાય ત્યા લગી જોયા કર્યું પછી અમે પાછા ફરવા માંડ્યુ રસ્તામાં ભીડને લીધે વાર લાગી, અને એક સ્થળે અટકવુ પડ્યુ, એ સ્થળે જ "બોટ-હાઉસ" હતી ને તેણે જાહેર કર્યું કે કેમ્બ્રિજ જીતી કેમ્બ્રિજનો વાવટો બધે ચઢી ગયો કેમ્બ્રિજને માનનારા નાચવા કૂદવા લાગ્યા રોળુ વળ્યુ. સો વાર ગયા નહિ હોઇએ તેટલામા છાપાવાળા એ પરિણામની બૂમ પાડી છાપા વેચતા હતા! શુ ભીડ હતી સાધારણ રીતે અમે જ્યાં ઉભા હતા ત્યા ઘેરથી પહોચતા ૧૫-૨૦ મિનિટ થાય આજે ઘેર આવતાં ૫૦-૫૫ મિનિટ થઇ! લોકો ઉપરાન્ત, મોટરો, બસ, ટ્રામ, સાઇકલ છતાં શાન્તિથી સૌ પોતપોતાને રસ્તે. પડ્યુ ગુરુવારે ટાઇમ્સમા વાચ્યુ કે ૧૯ મિનિટ ને ૪૫ સેકન્ડમા કેમ્બ્રિજે સરત પૂરી કરી: શરૂમાં કેમ્બ્રિજ સ્હેજ આગળ, પછી *Oxford* આગળ અસાધારણ બળથી વળી કેમ્બ્રિજ હારમા આવી વળી *Oxford* આગળ નીકળી છેલ્લા બાર્નેસના પુલ આગળ-૧૬ મિનિટ ૨૧ સેકન્ડે *Oxford* આગળ હતી પણ છેલ્લી ૩॥ મિનિટે કેમ્બ્રિજે ભગીરથ પ્રયાસથી જય મેળવ્યો મુકામે પહોચતી વખતે આખી હોડી ॥ નમાઇ જેટલે આગળ કેમ્બ્રિજ હતી તેઓનુ કૌશલ ને *Grace* વખણાયાં છે, ને જીતને લાયક હતા એમ કહે છે. બન્નેની રીતિમાં એક ક્ષણ મ્હને પણ ફેર દેખાયો હતો કેમ્બ્રિજ વધારે કુશળ, સમર્થ ને *Grace* એકસરખા હલેસા નિયમસર શાન્તિથી ચાલતા હતાં *Oxford* નો શ્રમ વધારે હતો, થાક્યા પણ તેઓ વધારે છતાં આખી સરત અસાધારણ સરતોમાની એક ગણાય છે

---

# ચરખાનો સ્વરાજ્યમંત્ર.

લેખક—રા મંજુલાલ ઈશ્વરલાલ યાજ્ઞિક, બી એ

'સર્વ મૂર્ખ પ્રવૃત્તિઓની મૂર્ખમાં મૂર્ખ પ્રવૃત્તિ''ના—''અસહકાર'ના—દિનમાં પ્રસારનાર મહાત્મા ગાંધીજીએ પરદેશથી દેશતીરે પગ મૂક્યો ત્યારથી ચરખા પુરાણનો મહિમા ગાયાં કર્યો છે અને આજે તો ''ચરખાનો પ્રચાર'' અને ''સ્વદેશીનો વિસ્તાર'' એ બે મુક્તિસૂત્ર એ તપસ્વીનો સચોટ બોધ છે કેટલાક લોકો શંકા કરે છે કે દુનિયાની સ્હામે ટકવા માટે ચરખો શક્તિમાન થઇ શકે નહિ અને મિલો એ જ માલ સોંઘો અને મ્હોટા પ્રમાણમાં કાઢશે એટલે ચરખાની નિશાની સરખી રહેશે નહિ પરન્તુ આવી જાતના બધા એ પ્રશ્નોનો પ્રચાર કરવામાં અર્થશાસ્ત્રના નિયમો કામ લેવા જ જોઇએ એવું નથી મહાધર્મને પ્રસંગે અર્થશાસ્ત્રનો અવિચાર એક મહાધર્મ થાય છે કોઇ રાજકીય કે ધાર્મિક મહાપ્રવૃત્તિના કાળમાં અર્થશાસ્ત્રનો વિચાર અકાલીન બને છે જેમ યુદ્ધ-કાળે લોકો માત્ર જીવનનિર્વાહ કરી વિલાસોનો પરિત્યાગ કરતા અને વિજયનો જ વિચાર કરતા તેમ જ દેશના માનગૌરવ જાળવવા માટે આરંભેલા આ અસહકારના આધ્યાત્મિક મહાસંગ્રામ વખતે ન ઘટે વિલાસોના વહાન કે અર્થશાસ્ત્રનો વિચાર અમ્હારી સામે તો દેશદ્રોહ અને દેશાપમાન હૃદય વલોવતા ઊભું છે ત્યાં ચરખાનો પ્રચાર અને વિદેશીનો વિનાશ જ નહિ સ્વરાજ્યના મહાસંગ્રામમાં કોઇ એ સ્વાર્થ ત્યાગનું મૂલ્ય નથી દેશમુક્તિના મહાયજ્ઞમાં બલિ એ ભોગ નિર્મૂલ્ય છે

દેશના પુણ્ય ખુટવા માંડ્યાં, દુષ્કાળોના કેર વર્ત્યા રહ્યા અને દેશનો આધાર ખેડુત અશક્ત બન્યો, દુઃખે દીને શહેરો તરફ આવ્યો. મિલોમાં તે દાખલ થવા લાગ્યો અને કુદરતી ખુલ્લી ખુલ્લી હવાને ત્યાગી, ઘરબાર સૂના મૂકી, અક્ષયપાત્ર જેવી પિતૃભૂમિ ત્યજી, શહેરોના રોગમય [illegible] દુર્ગંધમય ઉદ્યમાલયોમાં ગયો પૈસા કમાયો પણ દીને ને દેહે કરમાયો સુખી કેમ થયો તે તો 'દેશ'ને વળગી રહેનાર અને દુઃખે સુખે પણ પૂર્વવત્ દિવસ ગુજારનાર. આવા દેશત્યાગથી ખેડુત બગડ્યો અને ખેતી કથળી

ચરખો એ ખેડુતના અને ગરીબોના દર્દનો એક ઉપાય છે એમની ખેતી ઉપર નિર્વાહ કરનો ખેડુત અઋતુમાં ચરખો ચલાવે અને આજીવિકા મેળવે, ઋતુએ ખેતી કરે અને બજારો ભરે ઉમરવાળો માણસ ચરખાથી ભલે નજીવું કમાય ત્હોયે નિરાધારી કરતા ચરખાધારી સારો શેરો વધ્યા નહિ અને મજુરો વધ્યા પરિણામે નોકરીની હાડમારી થાય ત્યારે માણસ ચરખો કરવે અને પોતે જ પોતાનો શેઠ રહે અન્નછત્રોમાં અને અનાથાશ્રમોમાં ચરખાની પુનઃપ્રતિષ્ઠા થાય, ગરીબોના ગૃહવાસોમાં અને ધનિકોના શૂન્યમહાલોમાં ત્હેની ચિરપ્રતિષ્ઠા થાય, મજુરોની ચાલીઓમાં અને ત્હેમના બગાનાઓમાં ચરખાનો સ્વર દેશગીતન કરે તો ''સ્વરાજ્ય'' આવીને ઊભું રહે

પણ ચરખાનો સર્વાસર્વત્ર દેશોદ્યમ કરવો એ કહેવુ નથી એ તો ગૌણોદ્યમ (*Supplimentary occupation*) તરિકે ગરીબોને અને મધ્યમોને ધનદાયી અને શક્તિદાયી અને અંગ્રેજ સરકારે નાશ કરેલી જૂની કળા પાછી ગરીબોને હાથ થાય અને હેમના દુખમા દીલાસો થાય એ ચરખાની જરૂર "વીનાયતી" એ કાંઇ ગરીબોનુ પાપ નથી અને હેમની અસખ્ય સખ્યા ખાદી જરૂર વાપર્યે જશે મિલોનો માન વધશે હોયે ટકશે નહિ દેશની નિર્ભાગી ગઈ તો સ્વરાજ્યનો જન્મ થયો જ

---

## ભૂમિ ભારત.

લેખક—રા કેશવ હ શે૦

તેજ તારના વસુવા ન પૂજે સહે તાપ જ હોય રવિ-શરણે,
ભયા ગૌરવથી અમ શિર ઝુકે જગમા ભૂમિ ભા તને ચરણે
　　　　　　　　　　　　　　　　—તેજ

પૂજ્ય એ પ્રતિમાને જડયા ઉરથી,
ચળે ચિત્ત ન પ્રનયના પૂરથી,
સૂર એક જ અન્તર તમ્બુરથી, ભૂમિ ભારત ! તુહિ તુહિ ઝણે
　　　　　　　　　　　　　　　　—ભર્યા૦

એક ઝાંખી સદા મન-લોચનમા,
વાનુ નામ જ એ જડ-ચેતનમા,
રસના રસ પૂરતી જીવનમા, નિશ-દિ ભૂમિ ભારતના રટણે
　　　　　　　　　　　　　　　　—ભર્યા૦

ઇતિહાસ કથા જેની જયે ભરી,
અભિલાષ રહ્યો એક ઉંડો કરી —
"છે નો શ્વાસ તૂટે જયઘોષ કરી" અવતાર ટળ્યો સુખી એ મ્મ ણે.
　　　　　　　　　　　　　　　　—ભર્યા૦

---

# "રસગીતો" પરત્વે કંઈક.

લેખક—રા. નટુભાઈ જમુભગીઆ બી. એ.

'રસગીતો'નું બાહ્ય નિરીક્ષણ કરતા સામાન્ય પ્રશ્ન એમ થાય છે કે "આને 'રસગીતો' કહી શકાય કે કેમ? આ નાનકડી પોથીનું એ અભિધાન તેને યોગ્ય છે કે નહિ? એમ લાગે છે કે આને લેખકે 'ગદ્યકાવ્ય' કહ્યાં હતે, તો કંઈક ઠીક દેખાત। પરંતુ આનું કંઈક એવું નામ ન આપતા 'રસગીત' એવું અભિધાન લેખકે આપ્યું। લેખકે આ અભિધાન સાર્થ આપેલું છે કે અસાર્થ? માત્ર 'રસગીત'—એ શબ્દ મગજમા સ્ફુરી આવતા ને તે મધુર ને સુકુમાર નામનાની વાત જ કંઈ પણ ઉંડો વિચાર કર્યા વગર જ એ નામ આપી દીધું? લેખકગત અમુક શક્તિના અભાવે તથા પોતાની કૃતિને જનસમાજમા માત્ર આકર્ષક કરવાની પ્રબળ ઉત્કંઠાએ લેખકે અહુધા આવા આવા નામ આધુનિક સાહિત્યક્ષેત્રમા આપે તો છે જ. આવું તો કંઈક આ લેખકમા નથી?

સ્વ. સુરસિંહજીએ પોતાનું ઉપનામ 'કલાપિ' રાખ્યું હતું, અને તેમની કૃતિનું નામ તેમણે 'કેકારવ કલાપિનો કેકારવ' રાખ્યું। પુસ્તક વાચતાં શું આપણને એ કેમ ન નથી સમજાતો? સારાંશ કે—લેખકોથી રખાતા ઉપનામો તેમ જ તેમની તે તે કૃતિઓના અભિધાનો પણ સાર્થ ને સ્થાનોચિત હોવાં જ જોઈએ।

વાક્ય રસાત્મક કાવ્ય। લેખકની પુસ્તિકાની, તેમા નજરે પડતી પ્રત્યેક ભાવનામાથી ભાવનાના ઉદ્ગારમાથી પ્રત્યેક વાચક કંઈક અવનવીન ને અવ્યક્ત રસપાન તો કરે છે જ। તેમની પ્રત્યેક ભાવના, ભાવના ઉદ્ગારમાથી રસનાં ઝરણાં ઝરે છે। આ રસઝરણાનું ઝાપું એકઠું થઈને, એક નાના પ્રવાહમા સતત વહ્યા જ કરે છે, એ રસઝરણાં પ્રેમરસનું કંઈક વાચક તેમ જ હિન્દ રસપાન કરાવે છે જ. આ રસપાન કરનાર રસિક તે રસપાનથી તૃપ્ત થતો નથી, પરંતુ આ રસપાનની લહે તેને એવી લાગે છે કે તેને તે સિવાય અન્ય તે રુચતું નથી। એટલે કે આ 'રસગીતો'ને 'રસકાવ્યો'નું અભિધાન આપ્યું હતે, તો તે ઠીક યથાર્થ દેખાત। વિશેષમા આ 'રસગીતો'નું રસશ્રવણ ગદ્યવાણી—સ્ફુરિત છે એટલે" —

"રસગીતો એ એક ગદ્યકાવ્ય છે"

આવા ગદ્ય કાવ્યને રસગીત—ગીત કહેવું, એ કેવી રીતે શોભે? યથાર્થ તે કેવી રીતે દેખાય?

સંગીતશાસ્ત્રમા અમુક શબ્દો અનેકાનેક અર્થમા વપરાય છે। સામાન્યતઃ 'ગીત' એ શબ્દનું શ્રવણ થતાં જ આપણને તેમા કંઈક સંગીત છે, એમ ભાસ થાય છે। અને તેને આપણે ધ્યાનભૂત થવું પણ જોઈએ છીએ। આ તેનો સામાન્ય અર્થ। પરંતુ આ સિવાય તેનો કંઈક અર્થ થાય છે કે કેમ? તે અર્થ ઉપરોક્ત અર્થને અંગીભૂત છે, કે ઉપરોક્ત અર્થ આને અંગીભૂત છે, કે ઉભય અર્થ પરસ્પરથી નિરપેક્ષ છે—એ જાણવાની અત્રે જરૂર છે। વિશેષમા આ ઉભય અર્થ અંગી-અંગી જેવા કંઈક સંબંધમા હોય, તો તેમા પ્રથમ કે ઉચ્ચતમ અર્થ કયો?

આનુ કંઇક પ્રતીત થાય તો ત્યારપછી પણ લેખકને ન્યાય આપવામા ઉતાવળા થવાનુ નથી! લેખકે અન્ય સ્થળાએ એ શબ્દ વાપર્યો છે કે કેમ? વાપર્યો હોય તો ત્યા તે કેવા અર્થમા? આ અર્થ અને આપણો અર્થ એક થાય છે કે નહિ? ઇત્યાદિનો વિચાર કરવો ઘટે છે ' એમા જ લેખકને ન્યાય મળ્યો કહેવાય

ત્યારે 'ગીત' એટલે શુ? વાણી-વ્યવહાર સ્થૂળ શરીરગત છે, સસારગત છે! પ્રભુને વાણી છે કે નહિ, હશે કે નહિ, હશે તો કેવી હશે,-એનુ સત્ય આલેખન આપણે કેવી રીતે કરી શકીએ? સસારમા રહેનાર માનવ તેમ હોવાનુ તેમા કલ્પે પરતુ તે સત્યાત્મક કેવી રીતે કહી શકાય?

હવે ગીત એમા આનદ, માધુર્ય, સુકુમારતા, ગુજન-આદિ અનેક ભાવોનો સમાવેશ થાય છે પ્રભુ ભાવનાના ભાગી કહેવાય છે હવે એ જે આનદઘન, માધુર્યભર, સુકુમારતા-ભર ગુજારવ કરતું ભાવ-આલેખન, ભાવનાગીત, પ્રભુગીત (અવ્યક્ત ને અતિમધુર) તેનાં આદિસસારગત માનવીય વાણી-ઉદ્ગાર ગદ્યમા હોય તો શુ ને પદ્યમા હોય તો ય શુ? પશુપક્ષીઓ પણ પ્રભુનાં ગીતગાન કરે છે, પ્રભુની આ પ્રભુલીલા, પ્રભુસર્જન પણ એ પ્રેમી પ્રભુના ગીતગાન કરે છે' સકલ સાહિત્યક્ષેત્રમા પણ એમ કહેવાયુ છે! કહેશો કે—આના ગીતગાન ગદ્યમા છે કે પદ્યમા છે? ભાષા તેની કઈ છે? એટલે કે આ ભાવનાગીતોમાં, પછી ભલે પ્રભુને બદલે ત્યા પ્રિયતમ જન હોય પરતુ, જ્યા સુધી ઉપરોક્ત ગુણો છે, ત્યાં સુધી તે ગીત તે 'ગીત' જ રહેવાનું, ગાન તે 'ગાન' જ રહેવાનુ! પછી ભલે તે ભાવનામા દર્શ થાય વા ચેષ્ટામા વા હાવભાવમા, વા અવ્યક્ત એવી ગુજનમા, વા વ્યક્ત ભાષામા, વા નયન-હૃદયની મરોવટમા! આ પ્રકારો સાથે તે આત્મોલ્લાસી ગીત વા ગાનને શુ સબધ? "ગીત એ તો પ્રભુપ્રિય પ્રેમપ્રિય એક અદૃશ્ય, અવર્ણનીય, પ્રેમકળા છે પા તેનો કોણ પામને!"

'સુપ્રેમી અલ્પભાષી છે' *Pure Love is always dumb* આ પણ પ્રભુના પ્રેમ ગીતની પ્રેમભાવનાભર ગીતની એક કક્ષાનું આલેખન કરાવે છે, તેની દિ યતાને સ્થાપિત કરે છે! એ આતર્ગીત કદાચ વાણી-વ્યવહારમા બ્હાર આવે તો તે માત્ર વ્યક્તાવ્યક્ત તુટક તુટક બબ્દોમા, ઉદ્ગારોમાં! માનવગત વાણી-વ્યવહારની ગદ્યના વા પદ્યના સાથે તો નામે પણ સબધ નથી સબધ માત્ર તેને છે ઉત્કૃષ્ટ ભાવનાની ઉત્કૃષ્ટતા સાથે! (રસગીતો મને કઇક વધુ મણીય લાગ્યા તેનું આ એક મુખ્ય કારણ છે)

કેટલીકવાર દારિદ્ર પીડિત જનપર પ્રભુ અચાનક અમીના છાંટા નાખે છે આ ઉપકારના આભારમા તેનુ આભાર દર્શ કઇક એવી ગુજન, અવાચક-અકથ્ય, કરી ઉઠે છે! વાચક, આ ગુજન, આ ગીત, આ ગાન તે સાભળ્યુ છે? તેના હોઠ ફરકતા લાગે છે, વાણી બ્હાર આવતી નથી! નયન નમે છે, શિર નમતું નથી! મૂક જેવો દેખાય છે, આત્મા ઉન્નમે છે! વાચક, આનુ ભાન તને હશે, તો ઉપરોક્ત સર્વેને તું લહીશ!

ક્યા આ ગીતનું આનંદઘન દિવ્ય સ્વરૂપ ને ક્યા એક માનવનું કલ્પનાકલ્પિત સંગીત બદ્ધ પાર્થિવ સ્વરૂપ ! વાચક, ક્યું ઉચ્ચતમ ?

[ અને લખવું એ ઉચિત લાગે છે કે-મને પોતાને 'અગેય પદ્યને પદ્યમાં ખપાવવાની પ્રવૃત્તિ, તે ધારીએ લખવાની રીતિ અરુચિકર છે ! આવી કંઈક ગડભાટ આપણામાં આવે તો તે સર્વમાં ગોટાળો લાવે ! નિયમોની ક ક જરૂર છે ! સંસ્કૃતમાં જે વિભાગો પાડેલા છે-તે જ અને તો જ છે ઉપરોક્ત ગીત ન તેમાં હશે તો તે કાવ્ય જ કહેવાશે. ગેયતા હશે તો પદ્ય કહેવાશે અને અગેયતા હશે તો ગદ્ય કહેવાશે ! તે કૃતિની કાવ્યતાની આમાં ક્ષતિ નથી થવાની ! ગેયતામાં સૂરાવટ—રસતાન આવશ્યક છે. માટે તેના કાવ્યને તો આનર, તેમાં કદી ક્ષતિ ન થાય તેને ખાતર 'પદ્ય' કહેવામાં આ વા તેમાં પદ્યરચના આવશ્યક લેખાઇ ! અગેયતામાં તે આવશ્યક નથી, તેથી તેમાં તેની ક્ષતિ થવાનો સંભવ નથી-તેથી તેને ગદ્ય કહેવામાં આવ્યા ! અસ્તુ ! અત્રે તો આટલું જ કંઈક પ્રાસંગિક ! દોહન-દોહન તો વક્તાના વક્તૃત્વમાં પણ આવે છે જ ! ચાલવા દો વ્યર્થ વિવેચનો ને થવા દો પુન પુન ધુવડનાં એ તેજ નિરીક્ષણો ! ]

વાચક તું મારે માથે દોષ મૂકીશ !—આવું અકલ્પ્ય કલ્પવા માટે, પરન્તુ ધીરો થા ! આ આદ્ય ભાવનાના ગુંજન, ગીત ભણકાર આપણું વાણીવ્યવહારરૂપ સ્થૂળ પાર્થિવ સ્વરૂપમાં દૃશ્ય થાય છે. અને તે ભણકારના સત્ય સ્વરૂપને ન સમજતા આપણે તેના આ પાર્થિવ મૂર્તિમત સ્વરૂપને જ તેના સત્ય સ્વરૂપ તરીકે માની લઈએ છીએ ! માનવ, કેટની તારી ભ્રમણા, કલાપણું ?

પ્રશ્ન એમ થશે કે—આવો આ લાગો ચર્ચા 'હસ્તીના ડામા કાન' જેવો અર્થ સાહિત્ય ક્ષેત્રમાં ક્યાં દીઠો ? સાહિત્યક્ષેત્રમાં નજર ફેરો ! 'પ્રભુના માટે ગીતગાન કરવા છે પ્રભુના ગુણગીત માટે, તારે ખડ તેમ જ ચેતન્યને ગાવાના છે'—આવા આવા અનેક વાક્યો આપણે જોઈએ ટીએ—જોતાં છે ! આજે સમયે આ ગીત ગાન પણ ગદ્ય તેમ જ પદ્યમાં, ચેષ્ટામાં તેમ જ હાવભાવમાં ગવાયાં છે ! પશુપક્ષિઓ પણ આ ગીતગાન ગાતા આલેખાયાં છે ! ભૂલી જા, માનવ હવે આ તારી રચના ને એ પાર્થિવ મૂર્તિમત સ્વરૂપ ઓળખી લે તેના સત્ય સ્વરૂપને !

સત્ય છે ! આ ભાવનાગીત આત્માની, જીવની, હૃદયની મનની, બુદ્ધિની અને વાણીની જ્યારે તન્મયતા થાય છે, ત્યારે તેવા દિવ્ય જનોના વાણીવ્યવહારમાં તે ભાવનાગીત અસ્ખલિત પ્રવાહે [ પ સૂરાવટમાં, [ ય રસતાનભર ઉતરી આવે છે' આ પરે તેમાં તે પ્રભનાદની સૂરાવટ ઉતરી આવી ગેયતા અપૂર્વ બતાવી અપૂર્વ ચમત્કાર જવે છે ! આથી જ કહેવાય છે કે—*Poets are born and not made* પરંતુ આટલા ઉપરથી જ ગીતના જ સ્વરૂપનું આવું આલેખન કરવું એ અઘટિત !

હવે લેખકે એ નામ ઉપરોક્ત અર્થમાં વાપર્યો છે કે કેમ ?—એ બીજો પ્રશ્ન લેખના તે શબ્દ માં તે અર્થ પ્રતીત થાય છે કે કેમ તે આપણે જોવું જોઈએ

પેચતા-ઘડીકમા એક વતુળમાં ગસ લેતા-કુદ કરતા અમ્હે જલક્રીડામા ક-ોન કરતા હતા. ત્હા અમ્હારાથી થાડે દૂર જ્યહાં યાત્રાળુઓ ન્હાતા હતાં ત્યા એક બાજુપર બે સ્ત્રીઓ મ્હે જોઇ એક સ્ત્રી એટની બધી ખુબસુરત હતી કે જાણે કોઇ દેવાંગના દુનિયાપર અંવતરી છે સ્વભાવિક રીતે ત્હેના તરફ બે ચાર પાણીમા ગેલ કરતી હુ તે તરફ ગઇ હુ તો નદિમાં જ હતી જ્યહારે તે બન્ને કાંઠે બેસી સ્નાન કરતી હતી તે બન્ને અંદર અંદર કંઇ વાત કરતી હતી મ્હે તે સાભળવા પ્રય ન કર્યો તે ખુબસુરત સ્ત્રી બોલી "બ્હેન! સરસ્વતીમા ન્હાતી વખતે પ્રભુનુ નામ લ્યો"

બીજી સ્ત્રીએ જવાબ આપ્યો કે "પેટમા લાહ્ય બળે છે ને પ્રભુનુ નામ તે ક્યાથી લેવાય?"

"એવુ તે શુ દુખ છે?"

"મ્હારો વર પરણ્યો" બીજીએ જવાબ આપ્યો

હજી મ્હારાથી એ વખતનુ દ્રશ્ય ભુલાતુ નથી મ્હારા કાનમા એ રણકાર હજુ તાજા જ છે

૩

યુવાનાના તેજભર્યા મનોહર ઉદ્યાનમા હુ આમ કરતા દાખલ થઇ મ્હારી માતા મ્હારી લગ્ન માટે હવે તો બહુ જ ઉતાવળ કરવા લાગ્યા મ્હારા પિતાને પણ હવે કઇક મ્હારે માટે ચિંતા થવી લાગી હુ પાટણની કુમારિકાઓમા સર્વ થી સુન્દર ગણાવા લાગી પાટણની સર્વ કુમારિકાઓના મંડળની હુ સરદાર હતી મ્હારી ગેરીમાથી હુ મ્હારી બ્હેનપણીઓ સાથે જ્યહારે પાણી ભરવા નિકળતી ત્હારે અનેક જાતના લોકો અમ્હારા તરફ આકર્ષાતા કઇક યુવાનોના નયનો મ્હને જોઇને થાકતા-કઇક બિચારા નિરાશ થતા ને કઇક આશાને હિંડોળે ઝૂલતા મ્હે જોયા જનતની સર્વ કુમારિકાઓમા ગુજરાતી કુમારિકાનો આકર્ષક પોષાક હુ સજતી ફુલવેલના બુટાની ભાતનો ચણીઓ, સાટીનની તસતસતી ચોળી ને મહેંદીના રંગની ઓઢણી મ્હને બહુ પ્રિય હતી માથે કીડીયા મોતીની હિંડોણી ને પીતળના બેડલાની જોડથી યુવાન હાથીણી માફક ડોલતી મ્હને જોવાને માટે પાટણના નવરસિક યુવકો સરસ્વતીને પાણી શેરડે ઉભરાઇ જતા હું જોતી

મ્હારી બ્હેનપણીઓ સરસ્વતીને કાંઠે બેસી માજતી માજતી ગાતી

"પાણીને શેરડે ઉભો યુવાન કઇ આશા ધરીરે
જોતા મીટનડી ભાવિની પત્નીને દષ્ટે ફરીરે
ભામીને દેખાડે નવલુ પોતાનો વીરે,
પનઘટ યુવતી પ્રભાતમા પાણી ભરે"

યુવાનોનો ઉત્સાહ આ નદિને કાંઠે નાચતો-રમરમતો સર્વ કુમારિકાઓમા દેખાતો અમ્હે કુમારિકાઓ જ્યારે આમ આનન્દમા પાણી શેરડો ગજવતી ત્હારે પરણેલીઓની સ્થિતિ પણ કઇક જોવા જેવી હતી પનઘટ એ વનિતાઓની વાતોનુ બઝાર થઇ પડે છે જગતની બધી સભાઓના કરતા પનઘટપર જામતી સભાઓમાં આખા ગામની સુખદુખની કથની

ભાતથી બહુ સમજાય છે કોઇ વહુ સાસુના દુઃખે રડતી તો કોઇ નણંદના કનેશ માટે નસીબને દોષ દેતી કોઇ પોતાની ગરીબ સ્થિતિ માટે નિઃશ્વાસ નાંખતી તો કોઇ છોકરા માટે વલખાં મારતી આવી આવી જૂદી જૂદી સ્થિતિનુ રોજ પ્રદર્શન દેખાતું એક દિવસ પોતાનું એવું માજતી માજતી એક વીસ વર્ષની સ્ત્રીએ ધ્રુસ્કો મૂક્યો બીજી સ્ત્રી હેને શાન્ત કરતી હતી. જેમ જેમ હેને શાંત કરવાનો પ્રયત્ન થતો ગયો ત્યમ તેના ધ્રુસ્કાની ગતિ વધતી ગઈ

"અરે! પણ! મ્હારો નર પરણ્યો!"

"એમ જ ચાલે એ તો સંસારના ઘાટ એવા જ છે" એવું કહેતા બીજીએ હેને શાન્ત પાડી મ્હારી ચુનાનીની મસ્તી આ દ્રશ્ય જોઈ શિથિલ થઇ ગઇ કોણ જાણે મ્હને એ વાક્ય સંભળાવવાનો કુદરતનો કંઇ સંકેત હશે!

૪

મ્હેં મ્હારા પિતાની ઇચ્છાથી અભ્યાસ તો બહુ સારો કર્યો મ્હને નવલકથાઓ વાંચવી બહુ ગમતી–તેમાં યે સરસ્વતીચંદ્રે મ્હારાપર બહુ કાબુ મેળવ્યો એ પુસ્તકને હું મ્હારી સાથે ને સાથે રાખતી ઘણી વખત મ્હને 'કુસુમ'ના પાત્રમાં ગોઠવી દઈ 'સરસ્વતીચંદ્ર' જેવો પતિ મ્હને પ્રાપ્ત થાય એવી ઇચ્છા મ્હારામાં જાગ્રત થતી આખરે મ્હારો 'સરસ્વતીચંદ્ર' મ્હને મળ્યો, મ્હારો 'સરસ્વતીચંદ્ર' અને સ્વ ગોવર્ધનભાઇનો સરસ્વતીચંદ્ર એ બે વચ્ચે મ્હને બહુ તફાવત લાગ્યો. સ્વ ગોવર્ધનભાઇના સરસ્વતીચંદ્ર જેવો મ્હારે મ્હારા સરસ્વતીચંદ્રને ઘડવા પ્રયત્ન કરવો પડે તેવું હતું

મ્હારા પિતાએ મ્હારા લગ્ન પાટણના એક ગર્ભશ્રીમંત યુવાન સાથે કર્યા લગ્નપ્રસંગની ધામધુમ હજી પણ મ્હારી દ્રષ્ટિસમક્ષ તરવરી રહી છે મ્હારી માતાનો મ્હને સાસરે વળાવતી વખતનો પ્રેમનો ઉભરો—મ્હારી બહેનપણીઓનો પ્રેમપૂર્ણ વિનોદ અને મ્હારા હૃદયમાં તે વખતે થતી અવનવી ભાવના જોવા જો કોઇપણ ત્યાં હાજર હોત તો તે જરૂર એક નવલકથાનું સુન્દર પ્રકરણ લખી શકે

હું સાસરે ગઇ મ્હારા સસરા અને સાસુ બન્ને વર્ષો પહેલાં સ્વર્ગ સિધાવ્યાં હતાં મ્હારા ગૃહની હું એકલી જ માલેક હતી માત્ર મ્હારા પતિ જ કોઇ કોઇ કોઇ વાર મ્હારી ખબર લેતા મ્હારા પતિ સાદા અને શાંત સ્વભાવના હતા ગર્ભશ્રીમંત હોવા છતાં હેમને કોઇ પ્રકારનો શોખ હતો નહિ મ્હારા કરતાં ઓછું ભણ્યા હતા એટલે હું હેમનું કંઈ જ્ઞાન વધે તે જોવા હમેશાં ઇન્તેજાર રહેતી પોતે શોખીન ન્હોતા છતાં મ્હારા કોડ પુરવા તેઓ હમેશ તૈયાર રહેતા મ્હારા પિતા અને માતા મ્હારી પરણેતર જીંદગી જોઇ પોતાને સુખી માનતા બે વર્ષ પછી એક-એક વર્ષને આંતરે એ કૈલાસવાસી થયાં. મ્હને હેમના વિના આ સંસાર ખારો લાગ્યો–પણ એ સ્મશાનવૈરાગ્ય ઝાઝો વખત ટકી શક્યો નહિ દિવસો જતાં એ વિયોગનું દુઃખ પણ ઓછું થયું

## ૫

મ્હારા પતિને હવે મુંબાઇ જઇને પોતાનો વેપાર વધારવાની ઇચ્છા થઇ પાટણના ધનાઢ્યો મુંબાઇથી વધારે ધન ખેંચી લાવે છે એ માન્યતાનો ચેપ ત્હેમને પણ લાગ્યો.

અમ્હે મુંબાઈ આવ્યા સેન્ડહર્સ્ટરોડ ઉપર એક મકાનમાં ચાર સુન્દર ઓરડા ભાડે લીધા. મ્હારા પતિએ હીરાનો વેપાર શરૂ કર્યો વેપારમાં પૈસો વધતો ચાલ્યો પણ શરીર સુખાકારીનું માપ ઘટતું. શરીરની કીમતે થી વધી મુંબાઇના વિવિધ આકર્ષણોએ પણ મ્હારા પતિને બહુ બન્ધ ન કર્યા પણ એક બે મિત્રો સાથેની ગાઢમૈત્રીએ મ્હારા પતિપર ઘણા પ્રકારે અસર કરી.

મ્હને પરણ્યાને ૭ વર્ષ થઇ ગયા પણ હજુસુધી કંઈ સન્તાન આપવાની પ્રભુએ દયા કરી ન હતી. મ્હેં ખાનગીમાં ઘણી યે બાધા લીધી ઘણી યે દેવમૂર્તિઓ ઘડાવી ત્હેનું રાત-દિવસ પૂજન કર્યું ઘણાયે નજૂમી પાસે મ્હારૂં ભવિષ્ય ભખાવ્યું ઘણા યે રમલશાસ્ત્રીઓને ખટાવ્યા પણ હજુ પરિણામમાં શૂન્ય હતું.

મ્હારા મોટાજી મુંબાઇ આવ્યા. કઇક ચર્ચાનો જન્મ થયો કે હજુ સૂધી રાંગને ત્યાં સન્તાન નહિ તેનું શું કરવું ? સન્તાનની ચિન્તામાં મ્હારા પતિને સરસ્વતીચન્દ્ર બનાવવાની મ્હારી ઇચ્છાઓ અભરાઇએ ચડાવવી પડી. આ ચર્ચાનો જન્મ આપનાર મ્હારા પતિના મિત્રો હતા ને ત્હેને ટેકો આપનાર મ્હારા મોટાજી હતા. એક વાત રોજની રોજ ગોખાયા કરે તો ત્હેની સ્હામે જ ઉભી રહે તેમ એ જ ચિંતન મ્હારા પતિને હમેશા થયા કરતું. મ્હારે માટે વિચારવું આ એક નવું પ્રકરણ હતું ' મ્હારા પતિને હું જ મ્હારે હાથે પરણાવું તો? ' આ પ્રશ્ન મ્હેં મ્હને પોતાને અનેકવાર પુછ્યો. જો હું એમ કરું તો ખરેખર મ્હારી ખાનદાનીનો એ નમુનો જગત જરૂર વખાણશે. જગત વખાણે કે ન વખાણે પણ મ્હેં મ્હારા પતિ તરફ મારી ફરજ બજાવી ગણાશે, મ્હારા બહોળા વાચને મ્હને આ વિચારોમાં પોષણ આપ્યું.

મ્હારા પતિને ત્હેના પેલા બે મિત્રોએ બહુ જ સ્હમજાવ્યા હતા તેથી તે સ્હેજ વિચારમાં હતા તેવામાં મેં એ વાત છેડી અને ત્હેમને પરણવા માટે મ્હેં વિનતી કરી. પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી એ ન્યાયે મ્હેં પતિને સુખી થવાની તક આપી. મ્હારા પતિએ કેટલીક આનાકાની પછી એ વાત સ્વિકારી.

## ૬

મ્હારા પતિ એક ઇસ્ટી–બ્હેન મુંબાઇના મોહમાં નપગાયની શ્રીમત કુટુમ્બની કન્યા સાથે પરણ્યા. આ લગ્નમાં ત્હેમના પેલા બે મિત્રોનો મુખ્ય હાથ હતો. લગ્ન વખતે મ્હારા પતિ સુખી થશે અને ત્હેમના વંશની વૃદ્ધિ થશે એ વિચારે બહુ જ આનંદ માન્યો. હર્ષભર્યા હૃદયે મ્હેં મ્હારી નવી આવનાર બ્હેનને વધાવી. મ્હારા હૃદયમાં હેતનો ઉમળકો પણ આવ્યો.

થોડો વખત તો બધું ઠીકઠાક ચાલ્યું. મ્હારા પતિ જેઓ સાદા હતા ત્હેમણે પણ હા આ નવી શેઠાણી માટે ટાપટીપ કરવા માંડી. જ્હેમને બીલકુલ કોઇ પણ જાતનો શોખ ન્હોતો ત્હેમનામાં નવા નવા શોખ જાગૃત થયા. સીનેમા–નાટક–મીજલીસ અને તમાશાએ હવે મ્હારા પતિનું ધ્યાન ખેંચ્યું. અંગ્રેજી રીતરિવાજે પણ મ્હારા હિંદુગૃહમાં સ્થાન લીધું.

વખત જતા મ્હને તો મ્હારા ગૃહમાં ભ્રષ્ટાચાર પણ મ્હારી કમનસીબી વચ્ચે દેખાયો. જે મિત્રોએ મ્હારા પતિને આ નવી વહુ શોધી આપી હતી તેમાનો એક આ નવી સાથે બહુ અનિષ્ટ છુટ લેતો દેખાયો મ્હને લાગ્યુ કે નક્કી હવે અમ્હારો નાશ થવાનો વખત આવ્યો છે

મ્હારા પતિના શયનગૃહનો રંગ હવે બદલાઇ ગયો જે દિવાલો ઉપર સ્વામિ રામતીર્થ, વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ, નેપોલીઅન, ને કાઉન્ટ ટોલ્સ્ટોય જેવા જગતની હસ્તીઓ ઓપી રહેતી તે દિવાલો ઉપર અશ્લીલ દેખાવો રજુ કરતા નાગા યુરોપી ચિત્રો દાખલ થઈ ગયા. જે શયનગૃહમા પ્રભુ રામ-કૃષ્ણના, દાદાભાઇ, તીલક અને ગોખલેના પુતળા ઠેકઠેકાણે ઉભા હતા ત્હેને બદલે અંગ્રેજ સુન્દરીઓના નગ્ન પુતળાં આવી ઉભા જાણે આખી ભાવના ફરી ગઇ હોય તેવુ વાતાવરણ બદલાઇ ગયું આ ફેરફાર કરવાનું સઘ માન મ્હારા પતિના પેલા મિત્ર અને નવી વહુના એ ખાનગી દોસ્તને હતુ

મ્હને ઘણા લોકોએ આ નવી વહુ ને પેલા ભાઈ વચ્ચેના સબધની વાત કરી હતી પણ મ્હેં તે માની નહિ મ્હને ઘણાં વખતે એમ પણ જણાયુ કે આ નવી વહુને બહિ ગોકડી એના માટે એ ન તરફથી એમના મિત્રને લગભગ દસહજાર રૂપિયા તો અત્યારસુધી મળી ગયા છે

મ્હારા ઘરમા થયેલો આ ફેરફાર હુ કેમ સાખી શકુ? મ્હેં મ્હારા પતિનુ આ વિષયમાં ધ્યાન ખેચવાની મ્હારી પવિત્ર ફરજ સ્હમજી ત્હેમને આ સર્વ બાબતથી વાકેફ કરવામાટે વિચાર કર્યો પણ હજી હુ મ્હારો વિચાર અમલમા મુકુ કે કેમ એ નિશ્ચય કરુ તે પહેલા તો નવી વહુએ મ્હારા પતિને મ્હારે વિષે તૈયાર કરી દીધા મ્હારી પહેલા નવી વહુ અને ત્હેના મિત્રે મ્હારા જીવનમાં સુરંગ ગોઠવી દીધી

(૭)

"કેમ રમા! ત્હારા દિવસ ભરાઇ ગયા છે કે?" મ્હારા પતિએ મ્હારી અજાયબી વચ્ચે આજે મ્હારુ નામ લઇ મ્હારા તરફ ગુસ્સો બતાવ્યો

આ વખતે મ્હારાપર તો પહાડ તુટી પડયો હોય તેવી ભાવના થઇ

"નાથ! ત્હમે શુ કહો છો તે હું સ્હમજી શકતી નથી"

"નથી સ્હમજતી? નથી જાણતી? તું મ્હારી નવી વહુની અદેખાઈ કરે છે તે હું પોતે નથી જાણતો?" ક્રોધનું માપ વધ્યુ હોય તેવા અવાજે મ્હારા સ્વામિ બોલ્યા

મ્હને ઇચ્છા થઇ કે એ નવી વહુ ને ત્હેના મિત્રનુ બધુ પોગળ ફોડી દઉં પણ મ્હારા ભલા સ્વભાવે મ્હને રોકી

"એ તો મ્હારી સગી બ્હેન છે એમ હું માનુ છુ ત્હમે બન્ને સુખી થાઓ એ માટે હુ હમેશા બની શકે તેટલા પ્રયત્નો કરું છુ" મ્હેં સદ્‌ભાવથી ટુકો જવાબ આપ્યો

"કુજાત! જુઠુ બોલે છે! મ્હારી ભલાઇનો ગેરઉપયોગ કરે છે! ખબરદાર! જો એને માટે એક શબ્દ પણ ઉચાર્યો તો"

પેસી ચુક્યા છે એથી આપણુ કર્તવ્ય પુરૂ થઇ શકતુ નથી એટલાથી જ કંઇ આપણુ નહી સધાય નહિ ગાંધીજી સારા સમાજ પાસે આજે ત્યાગ માંગી રહ્યા છે સ્વાશ્રય માંગી રહ્યા છે આત્મસયમ માંગી રહ્યા છે શ્રદ્ધા અને પુરૂષાર્થ માગી રહ્યા છે જે દેશ આત્મવિક્રમવાન્ થવા માગતો હોય, જે દેશ દિગન્તનો વિજય કરવા માગતો હોય, જે દેશ પ્રતિષ્ઠા ગૌરવ અને સ્વમાન માગતો હોય તે દેશે ઉપલી સિદ્ધિઓ માટે સાધના કરવી જ જોઇએ જે દેશની પ્રજા આ સિદ્ધિઓ સાધવા પ્રયત્ન પણ નથી કરતી તે દેશની પ્રજા જેટલી વહેલી અસ્ત થાય તેટલું જ જગતને માટે અને એ દેશને માટે ઇષ્ટ જ ગણાય હિન્દવાસીઓએ આ પ્રશ્નને નિકાલ હવે જેમ બને તેમ જલદીથી—દૃઢતાપૂર્વક કરવો જ જોઇએ જો ઉપલી સાધનાની એમને તીવ્ર ઇચ્છા હોય, અને એ અભિલાષ એ રાખતા હોય તો ત્યાગ સ્વાશ્રય, આત્મસયમ શ્રદ્ધા અને પુરૂષાર્થ એમણે ગમે તે ભોગે પણ આદરવા જ જોઇએ ત્યાગ—એ પરદેશી કાપડનો સપૂર્ણ બહિષ્કાર—આવશ્યક જ છે પરદેશી પ્રજાના મોહપાશમા ઘેરાયલા અનેક હિન્દીજનો હજી આટલુ પણ કરી શકતા નથી, વિચારવાન્, અને શક્તિવાન એવા અનેક ધનિક અને લોકનાયક હોવાનો દાવો કરતા હિન્દવાનો હજી પે પરદેશી કાપડનો ત્યાગ કરી ખાદીનો અંગીકાર કરી—પોતાના જ દેશના બન્ધુઓના ઉત્સાહ ને—ઉદ્યોગને ઉત્તેજન આપતા નથી એ દેશદ્રોહ જ કહેવાય ને ? વ્યાપારીઓ હવે અંગ્રેજી કે અમેરિકન કે જપાનીઝ કે કોઇ પણ ઇતર પરદેશી કાપડનો ધંધો અમે નહિ કરીએ કે નહિ નવો માલ મગાવીએ એટલુ વચન પણ પોતાના દેશના કલ્યાણને માટે આપી શકતા નથી એમા પણ દેશદ્રોહ જ ગણાય ને ? હા, આર્થિક દુ સ્થિતિ અને આર્થિક વિષમતાઓ અભિન બ્રમણાઓથી પગથી બાનકોની માફક આજ આપણી આગળ ધરવામા આવે છે ખરી પણ એ દલિલ પાયાવિનાની છે ખાદી પહેરવામા—પરદેશી કાપડ નહિ મંગાવવામાં આર્થિક દુ સ્થિતિઓ કેવી રીતે ઉભી થાય છે તે બીલકુલ સમજી શકાય તેવુ નથી ખાદી દેશમાં નથી બનતી—દેશના સર્વ લોકને પુરી પડે તેટલી ખાદી નથી તૈયાર થઇ શકે એમ—એ દલિલ એટલા જ માટે એ લોકો કરે છે કે જેને ખાદી પહેરવી જ નથી! હૃદય હજી પોતાની માતૃભૂમિને માટે એટલુ એ શુદ્ધ કરી શક્યા નથી કે એટલી ન્હાની સરખી ઉદારતા પે એ બતાવી શકતા નથી એટલે બાળખેલની એ વિચિત્ર રમતો આદરી રહ્યા છે સ્વાશ્રય એ દેવીઓ છે સરખા છે દેશનો વૈભવ આ દેવીઓ ગયે ગયો જ છે એ તો આજ દીવા જેવી સ્પષ્ટ વાત, છે ભારતનો વર્તમાન ગુલામી ભરેલો ઇતિહાસ એ વાતની સબળ સાક્ષી પુરે છે અનેક ગરીબ જનોનો આ ગૃહઉદ્યોગ હતો બીજા અનેક ઉદ્યોગો સાથે આ પણ એક પ્રધાનઉદ્યોગ હતો પણ પરદેશી વસ્ત્રોના મોહે આપણે પગપીઠ સેવી ગૃહદેવીનો ત્યાગ કર્યો! આ હીન પાતકના પ્રાયશ્ચિત્તે સારો હિન્દુસ્તાન કંગાલ—દરિદ્રી અને નિર્મલ બની રહ્યો આજ ગાંધીજીના આત્મવિક્રમે દેશમા ચોમેર દેવીના પ્રકાશ પડી રહ્યા છે, અનેક બુદ્ધિશાળી દેશપ્રેમી અગ્રગામીઓ જુદા જુદા પ્રકારના નવી દેવીઓ બનાવી રહ્યા છે દેશના ગરીબ પણ સાચા સસ્કૃત ઉન્નત હૃદયો આ સદેશને કોઇ એક ચમત્કૃતિથી ઝીલી રહ્યા છે દેશબધુઓ ને દેશભગિનીઓને સ્વાશ્રયના પાઠ પઢાવી રહ્યા છે એ મહાત્માઓના ધન્યજીવનને જેટલો ધન્યવાદ આપણે આપીએ તેટલો ઓછો જ છે આત્મસયમ પણ સૌથી અધિક આવશ્યક છે આ દેશમા રાજ્યસત્તા પરદેશી પ્રજાના અમલદારોની છે તદ્દન સ્વાભાવિક છે કે પારકાને કોઇ પોતાનુ કરી શકે જ નહિ અંગ્રેજી પ્રજાને મન હિ દની

પ્રજા જ્યાં સુધી જીવશે ત્યાં સુધી પારકી જ રહેવાની ને હિન્દની પ્રજાને મન અંગ્રેજ પ્રજા પણ પારકી જ રહેવાની વિજાતીય એ આ મનુષ્યસ્વભાવ ફરવી શકે એમ નથી ત્યા શાને નહિ સ્નાનસુનક જેવા સમન્વયવાળી પ્રજાઓ વચ્ચ મિત્રભાવના અમરપટ, તે કેમ કરી લખી શકે ? એવી ઇચ્છા રાખવી એ જ મનુષ્યસ્વભાવના સ્હમજવાની આપણી અને તેમની અશક્તિ—અજ્ઞાન બતાવે છે, તેમા યે જ્યારે પરદેશી રાજતન્ત્ર જ એવુ વર્તાયલુ છે કે હિન્દને લૂંટવામાં ને પાયમાલ—નિર્વીર્ય અને મુગ્ધ કરવામાં જ પોતાનું ધન્યજીવન માને છે ત્યારે તો ખાસ કરીને મિત્રભાવ રહી શકે જ નહિ ગાંધીજીના નેતૃત્વ નીચે હિન્દની પ્રજાએ અસહકારનો પ્રચંડ નાદ કર્યો છે હિન્દની રાજસત્તા—અમલદારીસત્તા સ્હામે આ નાદ છે પ્રજાપાને એ સત્તાને નમાવવા કોઈ બીજા સાધન નથી પ્રજાની લાંબા કાળથી ચાલતી આવેલી નિર્બલતાએ પ્રજાને એવી કાયર અને પુરૂષત્વહીન કરી મૂકી છે કે હિંસામય સિવાય બીજી કોઈ પણ શક્તિથી—સાધનથી એ સત્તાનો મદ ઉતારી શકાય એમ નથી પણ અસહકાર એ મદનું મર્દન કરી જ શકશે અને અસહકાર એટલે રાજ્યની અમલદારી સત્તા સાથે સખ્તમાં સખ્ત અસહકાર સ્વાભાવિક છે કે અમલદારો પોતાની સત્તા તે સ્હામે અજમાવે જ પરિણામે પરસ્પર ઘર્ષણ થાય જ આ ઘર્ષણકાળે પ્રજાનુ કર્તવ્ય શાન્ત અવરોધ સહિષ્ણુતા એમા પરિણામે છે અમલદારો પાસે અમુક જેટલી વિગત સત્તા છે કાયદાની, લશ્કરી બળની અને કોને ખબર નથી ?) બધી જ છે પ્રજાએ એમની બધી સતામણી શાન્તિથી મૂંગે મ્હોંયે સહી જવી અને પોતાના કાર્યની સિદ્ધિમાટે પરમ અડગ શ્રદ્ધાથી પુરૂષાર્થમા મંડ્યા રહેવુ અને આત્મસંયમ જીવથી યે વધારે સાચવવો એ જ એક સિદ્ધસ્વરૂપનું પરમ બનવા શકે કે અમલદારો પોતાની સત્તાનો દોર હવે બગાસરના અજમાવી રહ્યા છે આ વિશ્રમનાશે વહેલા હિન્દના તેત્રીસ કરોડ દેવો અને પાક પયગમ્બર હિન્દવાસીઓને શક્તિ આપો એ જ આપણે ઇચ્છવુ જોઇએ—પ્રાર્થવુ જોઇએ

આપણા શુભ તહેવારો–ઉત્સવના દિનોએ જ્યારે દેશ આજે દુઃખમા રડી રહ્યો છે ત્યારે આપણે દૃઢનિશ્ચય કરવો જોઇએ કે હવે પરદેશી કાપડ ત્યજવુ જ, ખાદી સ્વીકારવુ જ અને અસહકારના સૈનિક બનીશુ જ અને અમારા દેશના સ્વતન્ત્રજીવનને પોષક બનીશુ જ જે હિન્દવાનને હિન્દને માટે સાચી લાગણી છે, જે હિન્દવાનને પોતાના કુળનુ અભિમાન છે, જે હિન્દવાનને હિન્દની પ્રજામાટે શુદ્ધ પ્રેમ છે, તે ચારિત્ર્યવાન્ અને સાચો હિન્દજન અસહકારી જ હશે અને હોવો જોઇએ હિન્દના દર્દ એટલાં ગહન વિષમ અને ઝેરી છે કે એ દર્દમાંથી છૂટવાનો એક જ ધોરી માર્ગ—અસહકાર અને તેનાં સૂત્રો છે અસહકાર રાષ્ટ્રસાધનાનુ પ્રચંડ શસ્ત્ર છે પ્રજા શુદ્ધ ભાવથી અને ચારિત્ર્યથી એનો સ્વીકાર કરી સ્હમજે તો રાષ્ટ્રસાધના–સ્વરાજ્ય ચયમેવ જ પ્રાપ્ત થશે દેશજનો ! દીપોત્સવીના શુભ તહેવારો યાદ કરો, તે મંગળ દિવસોએ પ્રતિજ્ઞા લ્યો કે સ્વરાજ્ય મળે નહિં ત્યાંસુધી અસહકાર અમારો જીવનમન્ત્ર રહેશે હિન્દની સ્વરાજ્ય એ સર્વ દેશજનોનુ એક જ ધ્યેય બનો

—વન્દેમાતરમ્

મુંબઈ, ગીરગામ,
તા ૨ ઑક્ટોબર ૧૯૨૧

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ० गी० १७-१५

પુસ્તક ૨૬ મું ] નવેમ્બર, ઈ. સ. ૧૯૨૧. [ અંક ૧૧ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. વિષયાનુક્રમણિકા. પૃ૦

૧. સ્વરાજ્ય ને સ્વદેશી
રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી . ૪૪૩
૨. મહાત્મા ગાંધીજીને કાવ્ય
રા. ચુનીલાલ વર્ધમાન શાહ . ૪૪૭
૩. પ્રાચીન ભારતના ઇતિહાસક્રમના કેટલાક સીમાચિન્હો
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, બી. એ., એલએલ. બી. . ૪૪૮
૪. ગાંધીજીનું હાલરડું કાવ્ય
રા. મૂળજી દુર્લભજી વેદ ૪૫૨
૫. આ શું ?
રા. ઠાકોર . . ૪૫૩
૬. નાનાસાહેબની ન્યાયભિક્ષા
રા. મૂળશંકર કાનજી ભટ ૪૫૬
૭. આપણી શિલ્પકળાનો નાશ
રા. માનજી દામજી શાહ ૪૬૩
૮. ગામઠી નિશાળમાં ફરી એક ડોકિયું
રા. હરિલાલ પ્રભુલાલ છાયા, બી. એ., એલએલ. બી. . ૪૬૯
૯. યોગીનો ભેદ (વાર્તા)
રા. હરગોવિન્દ કાનજી ભટ ૪૭૨
૧૦. ચિત્રપરિચય . ૪૭૮
૧૧. એક રાજકુમારીનું વિચિત્ર સાહસ (વાર્તા)
રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ. . .. ૪૭૯

---

વાર્ષિક લવાજમ રૂપીઆ છ,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચૌદ રૂ. સ્હાડાસાત છુટક અંકની કિંમત દસ આના.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

કંઇ સ્વરાજ્ય મળે નહિ પરદેશી વસ્ત્રોનો બહિષ્કાર અશક્ય છે–કારણ કે આપણા દેશમ પરદેશી કાપડનો ધંધો કરતા અનેક વ્યાપારીઓ છે, અને આ વ્યાપારીઓ પાસે મહામોટા જથ્થામા પરદેશી કાપડનો જથ્થો પડયો છે તેને એ લોકો શુ કરે? વળી, અંગ્રેજી માલની કિંમત દિવસ દિવસે ઘટતી જાય છે એટલે સોઘુ કાપડ મુકીને મોંઘુ સ્વદેશી કાપડ વાપરવુ એ આપણા ગરીબ દેશને પરવડે નહિ અને લોકો પણ આથી સ્વદેશી મોઘુ કાપડ વાપરશે નહિ વળી, એમ પણ કહેવામા આવે છે કે સ્વદેશીની વર્તમાન હીલચાલ એ એક ઉભરો છે અને એ ઉભરો શમી ગયેથી પ્રજાજનો ફરી અંગ્રેજી–પરદેશી કાપડ જરૂર જ વાપરશે, અને પોતાની આ દલિલના સમર્થનમા ૧૯૦૫–૬ ની લોકજાગૃતિને એ ટાંકે છે વળી કોઈ કોઇ જનો એમ પણ કહે છે કે ગામઠી માલના વેપારીઓ પણ અભિપ્રાય આપે છે કે દિવસ જતા ગામઠી માલનો અને ખાદીનો તો ખાસ કરીને ઉપાડ ઓછો થતો જ જાનો આ બધી દલિલો દેશના કયા ભાગોમાથી કરાય છે તેની ખાસ નોંધ લેવા જેવી છે–એ દલિલો હિન્દુસ્તાનના આપણા મ્હોટા શહેરોમા વસતા વ્યાપારીઓ કે જેમના વ્યાપારનો સબંધ એક અથવા બીજી રીતે અંગ્રેજી અને ઇતર પરદેશી કાપડના વ્યાપારીઓ સાથે હોય છે તે લોકો કરે છે, અગર તો જેમના હૃદય વર્ષોથી વિલાસી વસ્તુઓથી જ રંગાઇ રહેતા હોય છે અને આપણે વિલાસી છીએ, અગર તો મોજ શોખના અત્યંત ભોગી છીએ એટલે कामी स्वतां परयति ना ન્યાયે આસ-પાસના બધાને મોજીલા–રંગીલા અને ભોગીઓ જ માની બેસેલા હોય છે તે લોકો કરે છે આવા લોકોને ઇશ્વરના ઐશ્વર્યની અને પરમ સત્તાની ખબર નથી હોતી એમને ઇશ્વરની શ્રદ્ધા નથી અને એ શ્રદ્ધા નથી એટલે પુરૂષાર્થને સમજી શકતા નથી તો આચારમા તો ક્યાંથી જ મુકી શકે? પ્રજા અમુક વસ્તુ નહિ પાળી શકે એ જ દલિલ વારવાર રજુ કરવાને બદલે જો દરેક પ્રજાજન એકવાર સાચો પુરૂષાર્થ આદરે અને કેવલ સેવા જ વૃત્તિથી સૌ કોઇ સાથી કર્મમા પ્રેરાય તો આ દલિલો કેટલી ખોટી છે ને કેટલી ભ્રમજનક છે એ વિગેરે વાતો સ્વયમેવ સ્પષ્ટ થઇ જ જાય

અર્થશાસ્ત્રીઓ પશ્ચિમના અર્થશાસ્ત્રના જ અભ્યાસે પશ્ચિમમા જ એના મુગ્ધ થઇ ગયા છે કે એમને એમની ગણત્રીઓ પણ કરવાનું ભુલાવી દીધું છે, અગર જો એ સાચા અર્થશાસ્ત્રીઓ હોય, જો એ લોકો આ દેશની આજ દોઢસો વર્ષની કારકિર્દીનો પુરેપુરો અભ્યાસ કરે, આ દેશના જ લાભાલાભનો વિચાર હિન્દની જ દ્રષ્ટિથી કરી જુવે અને ઘડીભરને માટે તો સ્વતંત્ર બની જાય તો જરૂર જ એમની ભૂલો નજરે પડી શકે પણ ઘણુ જ શોચનીય છે, અને ઘણું જ શરમાવનારી એ વાત છે કે હિન્દની જ દ્રષ્ટિથી જોઇ વિચારી શકે કે પ્રજાને દોરી શકે, માર્ગ બતાવી શકે એવા સાચા ઇતિહાસકારને જેમ હિન્દુસ્તાને જન્મ આપ્યો નથી તેમ અર્થશાસ્ત્રીઓને પણ નથી જ આપ્યો અર્થશાસ્ત્રના જાણકાર–અર્થશાસ્ત્રના અભ્યાસીઓથી હિન્દ શૂન્ય છે ત્યાં ગુજરાતની વાત તો શી જ કરવી રહી?

સ્વદેશીની વર્તમાન હીલચાલમા કેવળ ક્ષણિકતા જ જોનાર વર્ગ પછી ભલેને એ વ્યાપારી હોય કે પશ્ચિમની મ. સંસ્કૃતિથી અંજાઇ ગયેલો કોઇ ગુલામ હોય, કે પછી ઉપર ગણાવેલ

ઈ અર્થશાસ્ત્રવિશારદ હોય પણ એ સર્વેને માટે કહેવું જોઈએ કે એમને પોતાના દેશનો ...થી; ઇતિહાસ જેમ વાંચી શકવાની શક્તિ નથી તેમ જ હિન્દનું ખરું અન્ન કરણ સમજવાની અને હિન્દનાં અનેક દુખોની બળી રહેલી રગ જોવાની અને પારખવાની પણ શક્તિ અને બુદ્ધિ નથી ૧૯૦૫ ની સ્વદેશીની હીલચાલ સાથે વર્તમાન હીલચાલને કોઈ પણ રીતે સરખાવી શકાય તેમ નથી એ હીલચાલ પ્રાન્તીય હતી, એ હીલચાલની પ્રવૃત્તિમાં કેવળ રોષ હતો, તેમાં હિન્દના રાષ્ટ્રીય તત્ત્વને કોઈ રીતે આમેજ કરવામાં આવ્યું ન હતું, એ હીલચાલને બંગાળ સિવાય અન્ય પ્રાન્તોએ સબળ સમર્થન આપ્યું ન હતું અને સૌથી વધારેમાં તો એ સમસ્ત પ્રવૃત્તિના મહારથી બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીમાં ગાંધીજી જેવું કોઈ જાતનું ચારિત્ર્ય ન હતું, સેવાભાવ ન હતો અને ક્રોધથી એ વિમુક્ત ન હતા આવી આવી અનેક વિરોધી વાતોથી એ સમયની સ્વદેશી હીલચાલ અને તેનો ઇતિહાસ રંગાયેલો રહ્યો હતો વળી એ વખતે સરકારી દમનનીતિ સ્હામે પ્રજા ટક્કર ઝીલી શકે એટલી ઉચ્ચ કોટીએ એ પહોંચી પણ ન હતી પ્રજામાં પોતાની શક્તિનું યથેચ્છ માપ કાઢવાનું બળ ન હતું અને પરિણામે એ પ્રવૃત્તિ ક્ષણિક નીવડી જો સુરેન્દ્રબાબુમાં પોતાનામાં પુરેપુરી શ્રદ્ધા હોત સાચા પુરુષાર્થમાં સચોટ આશાવાદી બની એ માનતા હોત, અને ગાંધીજીના જેટલી અચળ શક્તિથી અને દૃઢતાથી કાર્યપરાયણ રહેવા જેટલું ચારિત્ર્ય તેમણે વિકસાવ્યું હોત તો હિન્દનો ઇતિહાસ આજ દસકા પહેલાં જ જૂદો લખાયો હોત અને સુરેન્દ્રનાથ નામને એ જરૂર સાર્થક થયા હોત પણ એ વાત ન બની અને જૂદી રીતે ઇતિહાસ લખાઈ આજ સુધી આપણે સરકારની દમનનીતિ ગુલામોની માફક સહેવી પડી આપણા દેશનું દારિદ્ર આપણે વધવા દીધું અને આપણાં પાપ આપણે હાથે કરીને વધવા જ દીધાં પણ આજ વસ્તુસ્થિતિ તદ્દન જ બદલાઈ ગઈ છે જે લોકો એમ માને છે કે ૧૯૦૫ ના વર્ષની માફક આ હીલચાલ પણ વખત જતાં શમી જશે એ ખોટી જ ગણના કરે છે એટલું અત્યારે તો લખવું ઠીક લાગે છે

આપના પરદેશી કાપડના બહિષ્કારના નામથી હજી ઘણાએ હિન્દીઓ કમકમી ઉઠીને ધ્રૂજારી પામે છે, ઘણાઓ સરકારી ઑફિસોમાં અને શાળાઓમાં સરકારી નોકરી કરીએ છીએ ઘણાઓ સરકારી અદાલતોમાં વકિલાતો કરીએ છીએ, ઘણાઓ અંગ્રેજ વ્યાપારીઓ અને તેમની ઑફિસો સાથે અમ્હારે રાતદિવસનો વ્યવહાર પડે છે, ઘણાઓ અમ્હારે 'કાઉન્સીલો, અને મેળાવડાઓમાં જવું પડે છે—એ વિગેરે કારણો આગળ ધરીને ખાદી પહેરી શકતા તથા સ્વદેશી કાપડ વાપરવાની તરફદારી યે કરી શકતા નથી આ વસ્તુસ્થિતિ ખરી જ છે હકિકત તરિકે પણ આ વાત સાચી જ છે, અને એવી અનેક વાતો યે સાચી હશે પરન્તુ, રે ત્યાંથે એ વાત—એ હકિકત વધારે સત્ય છે કે, દેશમાં ખાદીનો ઉપયોગ ઘણો મ્હોટો થતો જાય છે, અને સ્વદેશી કાપડનો ઉપયોગ પણ તેટલો જ મ્હોટો વધતો જાય છે ઘણા લોકો પાર પરદેશી કાપડના કોટ જૅકીટો હજી યે છે અને તે ખરું છે કે ત્યાગવૃત્તિથી એ પ્રેરાયેલા ન હોવાથી તુરત ખાદી કે સ્વદેશી કાપડનો સ્વીકાર એ કરતા નથી પણ એવું તો ~~એ કહે~~

હિન્દનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ

છે કે આ જૂના વસ્ત્રો ઉતરેથી નવી ખરીદીમા પરદેશી વસ્ત્રોને સ્થાન નહિ જ આપવામાં આવે. રાષ્ટ્રીય દૃષ્ટિથી આ જાગૃતિ અને આ ભાવના પણ બેશક અભિનંદનને યોગ્ય ગણાઈ જ શકે. ખાદી પહેરવી કે સ્વદેશી વસ્ત્રો ધારણ કરવા એ તો કોઇ પણ સાચો હિન્દીજન કરીજ શકે છે. અસહકારી હોય તે જ એમ વર્તી શકે અને બીજો ના વર્તી શકે એવુ હોઇ જ શકે નહિં સ્વરાજ્યની ભૂખ જો સાચી જ હોય તો ગમે તે ભોગે પણ પ્રથમ ખાદી અને પછી ના છૂટકે સ્વદેશી કાપડ જ આપણે વાપરવુ જોઇએ સ્વદેશી કાપડની મોધારત, આપણા 'ટેસ્ટ' અને આપણી 'ફેશન'ને યોગ્ય એ જરીકે હોય નહિં, તેમા જોઇએ તેટલી કુમાશ અને સફાઇ હોય નહિં, અને તેથી ય વધારે ખરમચડી, જાડી અને 'ગદી' દેખાતી ખાદી મોઘી હોય તો પણ એનો સ્વીકાર અને એ વડે આપણા શરીરને શોભાવવા એ જ ધર્મ છે, અને એ જ આપણી. આપણા અનેક દુઃખી અને ભૂખે મરતા કગાલ ભાઇબ્હેન અને ભાડુઓની, અને ટંકમાં કહીએ તો આપણા આખા દેશની ચિરઞ્જીવ સપત્તિ છે એ સપત્તિની વિશિષ્ટતા ક્યારે બ્હાર વધી શકે કે જ્યારે દેશજનો માન સ્વદેશી કાપડનો અને ખાદીનો પુરેપુરો અગીકાર કરશે ત્યારે જ જે દેશજનો આ આર્થિક પ્રશ્ન પોતે સ્હમજતા નથી, સ્હમજવાની શક્તિ હોવા છતાં યે સ્હમજવાની દરકાર પણ નથી કરતા, અને જે બડી બડી આડી અવળી વાતો કરી આ ફુટ પ્રશ્ન તરફ આંખમીંચામણા કરવાની ધૃષ્ટતા બતાવે છે એ દેશજનો સ્પષ્ટપણે આપણે કહેવુ જોઇએ કે આ ભૂમિની એ સતતિ નથી જે બાલક પોતાનો ધર્મ ભૂલી જઇ રડતા, રોગગ્રસ્ત અને દુખી અને કગાલ માતાપિતાનો ઘાત કરે છે એ બાળકને માતૃ અને પિતૃદ્રોહી શાસ્ત્રો ગણે છે, નીતિશો ત્હેમને પતિત ગણે છે, અને એ શિવાય તેમને માટે બીજો શો નિર્ણય આપી શકાય? વ્યાપારીઓએ પરદેશી કાપડનો વ્યાપાર સદતરનો બધ જ કરવો જોઇએ અને જે વ્યાપારીઓ આમ દેશની આર્થિક સપત્તિનો ગ્રાસ કરવામાં સહાયભૂત બને છે અને એ વ્યાપાર બધ કરતા નથી તે વ્યાપારીઓનો પ્રજાએ છચોક ઉઘાડો બહિષ્કાર કરવો જોઇએ. એવા થોડા વ્યાપારીઓ કદાચને ભૂખે મરે, દેવાળા ક્હાડી નાદાર બને તે વધારે ઇષ્ટ છે, પણ દેશનો ગરીબ વર્ગ કગાલ અને ભૂખે મરે એ જોવુ સહી શકાય નહિં. આપણે પાછના કેટલાક મહિનાઓ થયે 'સ્વદેશી ભડારો' જોઇએ છીએ એ દુકાનોની સખ્યા વધતી જતી પણ જોઇએ છીએ અને એ રીતે આપણા સ્વદેશી વ્યાપારને ઉત્તેજન મળતું જોઇને પરમ સતોષ અને આનન્દ અનુભવીએ છીએ ખરા, છતાં યે સ્વદેશી કાપડના વ્યાપારની વધારે સુદૃઢ વ્યવસ્થા કરવાની જરૂર છે આપણી કાપડ મારકીટોના માલિકોએ પરદેશી કાપડના વ્યાપારીઓને દુકાનો ભાડે ના આપીને એમનો બહિષ્કાર કરવો જોઇએ, આપણા સ્વદેશી કાપડના વ્યાપારીઓએ પોતાના મડલો ઉભા કરીને પોતાની પડોશમા પરદેશી કાપડના વ્યાપારીઓને દુકાનો ખોલવા ના દેવી જોઇએ અને તે માટે ઘરધણીઓ સાથે અને આસપાસના દુકાનદારો સાથે લેખી કબુલાતો કરવી જોઇએ, પ્રજાજનોએ એકસપથી દઢતાપૂર્વક પરદેશી કાપડનો અને તેના વ્યાપારીઓનો બહિષ્કાર કરવો જોઇએ અને સ્વરાજ્ય સઘોએ, સ્વદેશી સઘોએ અને એવી એવી બીજી રાષ્ટ્રીય સસ્થાઓએ પગમાડીને ખેધ શિવાય આ બહિષ્કાર માટે સતતતાથી

લોકને જાગૃત રાખવા જોઇએ, મ્હોટા શહેરોમા અને ગામડાઓમાં એ જાગૃતિની નિરંતરતા માટે વ્યવસ્થાપૂર્વક ભાવણો અને તેને લગતા સાહિત્ય જનસમાજમા વિનાવિશ્રામે પ્રસારવા જોઇએ આ સિવાય સ્વદેશીના વિસ્તારપૂર્વક પ્રચારમાટે બીજી જે જે આવશ્યક પ્રવૃત્તિઓ હોય તે સર્વ વિચારપૂર્વક આપણે ઘડી જોઇએ અને બહિષ્કારની સંપૂર્ણ પૂર્ણાહુતિ કરવી જ જોઇએ આમ સ્વદેશીના આગ્રહી જ સ્વરાજ્યને લાયક ગણાઇ શકે છે, અને સ્વદેશીથી જેમના મ્હો એરંડીઆ જેવા થાય છે અગર એને અસ્પર્શ્ય ગણી એથી દૂર ભાગે છે-એ કદાપિ પણ સ્વરાજ્ય મેળવી શકતા નથી, એ સ્વરાજ્યવાદી હોઇ જ શકતા નથી

वन्दे मातरम्।

ગીરગામ,
તા ૨૪ ઑક્ટોબર,૧૯૨૧

---

# મહાત્મા ગાંધીજીને.

લેખક—ગ ચુનીલાલ નવમાન શાહ.

હે મૃત્યુલોકવાસી! હે દિવ્ય દેવઅંશી
તુજ નીતિનિર્મળા સચ્ચારિત્ર્યને નમામિ ૧
તેજસ્વી આંખ તારી, ને દૃષ્ટિ નિર્વિકારી,
ગાંભાર્યયુક્ત તારા મુખચિત્રને નમામિ ૨
સિદ્ધાંત એક તારો, ને રાહ નેક ન્યારો,
જન-જીવ-જંતુ કેરા એ મિત્રને નમામિ ૩
સુજનતાની સાથ ઉલટું કરતાય એકરૂપી, *
નવજીવનદ તારા વાદિત્રને નમામિ ૪
સત્યાગ્રહી તું શૂરો, સાધુત્વ માહિ પૂરો
જન દીન સર્વ કેરા માવિત્રને નમામિ ૫
હે શ્વેત વસ્ત્રધારી, નિષ્કામ્ત સુ વિચારી,
તુજ દેહ ગેહ કેરા પાવિત્ર્યને નમામિ ૬

---

* નવજીવન શબ્દને ઉલટો કરીને વાચતા પણ એકરૂપી-એકસરખો વંચાય છે

# પ્રાચીન ભારતના ઈતિહાસક્રમનાં કેટલાંક સીમાચિન્હો.

લેખક—રા કનૈયાલાલ માણેકલાલ મુનશી, બી એ., એલએલ બી

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૨૧ થી)

૨.

## સીમાચિહ્ન ૫ મુ-મહાભારતનુ યુદ્ધ.

હિન્દના આખા પ્રાચીન ઇતિહાસમાં મોટામા મોટો બનાવ પાંડવ કૌરવનું યુદ્ધ છે બધા ઇતિહાસનો પ્રવાહ ક્યા તો તેમાં મળે છે કે ક્યા તો તેમાથી નીગળે છે જે વ્યક્તિઓ દેશની સસ્કૃતિ સુદઢ કરવાનાં સાધનો થઇ પડી છે તે બધીએ તે યુદ્ધમા ભાગ લીધો હતો તેથી તેનો સમય નક્કી કરવો એ ઘણું જ જરૂરનું છે પણ એ કામ જેટલું જરૂરનુ છે તેટલું અસાધ્ય છે, કારણ કે બે વિદ્વાનો હજુ એ વિષયપર એકમતના થયા નથી, અને થશે કે કેમ એ પણ શકાસ્પદ છે અનેક વિદ્વાનોના નિર્ણયો વાચતા મને જે સતોષકારક લાગ્યો તે અહિયાં આપ્યો છે છતાં, એટલું તો કહેવુ જ જોઇએ કે એ નિર્ણય માટે પણ જેટલા ચોક્કસ પુરાવા હોવા જોઇએ એટલા હાથ લાગતા નથી

ભારત, પુરાણ ને બીજા પુસ્તકોની મદદ લેતા યુદ્ધ ક્યા સમયમાં થયુ એમ ગણી શકાય એનો વિચાર કરવો જોઈએ તેને માટે આ પ્રમાણે સાધનો પુરાણમા મળે એમ છે

૧ પુરાણોએ આપેલી ગણત્રી

૨ પુરાણોની વંશાવલિથી કરવામા આવેલી ગણત્રી

૩ સપ્તર્ષિ સવત્સરપરથી ગણત્રી

મત્સ્યપુરાણ પ્રમાણે પરીક્ષિતના જન્મથી તે મહાપદ્મના અભિષેકસુધી ૧૦૫૦ વર્ષ થયા[1] વિષ્ણુપુરાણ પ્રમાણે ૧૦૧૫ વર્ષ થયા[2] આ જોતા ૪૦૦+૧૦૫૦ એટલે ઈ પૂર્વે ૧૪૦૦ થી ૧૫૦૦ મા યુદ્ધ થયુ ગણાય

હવે જો બૃહદ્રથથી વંશાવલિમા આપેલા રાજ્યકાળનો સરવાળો લઇએ તો સોમાધિ ને મહાપદ્મ વચ્ચે ૧૫૩૮ વર્ષ થાય પણ એ સરવાળો સમયનું અતર માપવા માટે ઉપયોગી નથી એ આ લેખના પહેલા વિભાગમાં આપણે જોયુ અને રાજા દીઠ ૨૫ વર્ષની સરાસરી ગણતા ૮૭૫ વર્ષનો અતર સોમાધિ ને ચદ્રગુપ્ત વચ્ચે થવા જાય આ જોતા પુરાણની ૧૦૫૦ની ગણત્રી લગભગ ખરી છે એ સ્પષ્ટ લાગે છે

એ ઉપરાત પુરાણોમા સપ્તર્ષિ સવત્સરની ગણત્રી મુકેલી છે આપણે ત્યા સપ્તર્ષિ સવત્સર અથવા લોકકાલ એ ઘણો જુનો સવત્સર છે, અને મધ્યકાળ સુધી એ ઉપયોગમા હતો

(૧) ૨૭૩ ૩૬ (૨) ૪ ૨૪ ૩૨

તેની ગણત્રી પ્રમાણે સમર્ષિઓ દરેક સૈકે એકેક નક્ષત્ર બદલે છે પણ વપરાશમાં માત્ર સૈકાના વર્ષો જ, એટલે ૧૦૨૫ મુ વર્ષ હોય તો ૨૫ ના આંકથી તે ઘણોખરો લખાય છે વળી પછીથી થયેલા ખગોળવેત્તા ને જ્યોતિષીઓએ પોતાના સિદ્ધાન્તો પુરવાર કરવા તેની શરૂઆત જુદે જુદે વર્ષેથી મુકી છે[1] તેથી શરૂઆતથી ગણાતા વરસોપર ભરોસો મુકાય એમ નથી. પણ કયા બનાવો વખતે સમર્ષિ કયા નક્ષત્રમા હતા તે જો મળે તો જુદા જુદા બનાવો વચ્ચેનું અતર આપી શકાય

૧ પરીક્ષિત ગાદીપર હતા ત્યારે સમર્ષિ મધ્યમા હતા[2],

૨ મહાપદ્મથી નદના સમયમાં પૂર્વાષાઢામા હતા ,

૩ આંધ્રરાજ્યના વિનાશ વખતે કૃત્તિકામાં[3]

૪ પ્રતીપના સમયમા જે નક્ષત્રમા સમર્ષિ હતા તેમા જ પાછા આંધ્રરાજ્યના વિનાશ વખતે[4]

૬ આંધ્ર રાજ્યના અત વખતે સપ્તર્ષિ ૨૪ માં નક્ષત્રમા હતા[6]

- બ્રહ્માંડ પુરાણ પ્રમાણે જ્યારે આંધ્ર રાજ્યની શરૂઆત વખતે ૨૪ મા નક્ષત્રમાં સમર્ષિ હતા[7] આ બેમાં ઉલટું થઈ લાગે છે

૭ મહાપદ્મ ને આંધ્રરાજ્યના વિનાશ વખતે ૮૩૬ વર્ષ થયાં[8]

અશ્વિનિથી નક્ષત્રમાના લઈએ તો નીચે પ્રમાણે આવે

| | | |
|---|---|---|
| ૧ અશ્વિનિ | | |
| ૩ કૃત્તિકા .. .. | આંધ્ર રાજ્યનો અત | |
| ૧૦ મઘા | પરીક્ષિત | |
| ૨૦ પૂર્વાષાઢા | નન્દ | |
| ૨૪ સતભિષા | | આંધ્ર રાજ્યની શરૂઆત |
| ૨૭ રેવતી | | |

પરીક્ષિતથી મહાપદ્મ વચ્ચે ૯૦૦ થી ૧૧૦૦ વર્ષનો અન્તર પરીક્ષિત ને આંધ્ર રાજ્યની શરૂઆત વચ્ચે ૧૩૦૦ થી ૧૫૦૦ વર્ષનો અન્તર, ને પરીક્ષિત ને આંધ્રરાજ્યના વિનાશ વચ્ચે ૧૯૦૦ થી ૨૦૦૦ વર્ષનો અન્તર.

(૧) Cunnigham s Indian Eras p 6

(૨) મત્સ્ય ૨૭૩ ૪૪ વિષ્ણુ ૪ ૨૪ બ્રહ્માંડ ૩ ૭૪ ૨૩૫ ભાગવત ૧૨ ૨ ૨૬ (૩) વિષ્ણુ ને ભાગવત (૪) મત્સ્ય (૫) ની પાઠ રચના ધારવા પ્રમાણે જો મત્સ્ય ૨૭૩ ૩૮ શ્લોક હોય તો આ ભાવ આવે.(૬) મત્સ્ય ૨૭૩ ૪૫ (૭) ૩ ૭૪ ૨૩૫ (૮) મત્સ્ય ૨૭૩ ૩૬ બ્રહ્માંડ ૩, ૭૪, ૨૨૮

આંધ્રરાજ્યનો વિનાશનો મહાપદ્મથી ૮૩૬ વર્ષ મુકીયે તો ઉપરની ગણત્રી બરોબર આવે મત્સ્ય પુરાણ આંધ્ર વંશના ૩૧ રાજાઓ વચ્ચે ૪૩૭ વર્ષ મુકે છે[1] આ ગણત્રી સ્વાભાવિક લાગે છે અને મત્સ્ય પુરાણ આંધ્રરાજ્યના વિનાશ પછી તરત હાલના સ્વરૂપમા લખાયેલું હોવાથી તેમની માહિતી ખરી હોવાનુ કારણ રહે છે[2]

આધાર લેતા પણ યુદ્ધનો કાલ ૪૦૦+૧૦૦૦ એટલે આશરે ઈ પૂર્વે ૧૪૧૦ આવે છે

આ ગણત્રીને જ્યોતિર્વિદ્યાનો પણ ટેકો મળે છે યુદ્ધની વખતે વસંત સંપાત કૃત્તિકામા હતો, અને સંપાતચલનને ( *Precession of equinoxes* ) ને લીધે શકે ૪૯૬ મા લગભગ રેવતિમા હતો[3] આ જોતા યુદ્ધ આશરે ઇ પૂર્વે ૧૪૦૦ થી ૧૫૦૦ મા થયુ હોવુ જોઇએ[4] ડા. રે પણ યુદ્ધની ત્રણ ગણત્રી આપી છે તેમાંથી એકને પરિણામે ઇ પૂર્વે ૧૪૩૮ આવે છે.[5]

મહાભારતનો કાલ નક્કી કરવાના ઘણા પ્રયત્નો થયા છે આ પ્રયત્નોમાથી બે વિચારવા જેવા છે, પણ મને તે માન્ય ન થઇ પડ્યા.

એક મત એવો છે કે યુદ્ધ ઇ પૂર્વે ૩૦૦૦ પહેલાં થયુ

આને માટે પ્રમાણ તો એ જ છે કે કૃષ્ણનું નિર્વાણ થયુ ત્યારે કલિયુગ બેઠો ને કલિયુગનો કાલ ઇ પૂર્વે ૩૧૦૨ મા બેઠો

કલિયુગની આ ગણત્રી કૃત્રિમ છે ને પાછળથી જ્યોતિર્વિદોએ ને ગણિતશાસ્ત્રીઓએ કરેલી છે[6] પુરાણ, જ્યોતિષ અને વેદાદિ સાહિત્યનો કાલનિર્ણય અને ઐતિહાસિક સ્વાભાવિકતા બધા આ નિર્ણયની વિરૂદ્ધ છે, અને મી વૈદ્યના એ નિર્ણયને પુષ્ટિ આપવાના પ્રયત્નો નિષ્ફલ ગયા છે એમ મને લાગે છે[7]

બીજા કેટલાક યુદ્ધને ૧૧૦૦ ને ૧૨૦૦ ની વચ્ચે મુકે છે આયર[8] ના મત પ્રમાણે યુદ્ધ ૧૧૭૨ ઇ પૂર્વે થયુ પણ તે માટે આપેલા આધાર મને ખેંચીતાણીને ઉભા કરેલા લાગે છે એ મત પ્રમાણે પુરાણમા આપેલાં વર્ષો તેમ જ સપ્તર્ષિ ને નક્ષત્રોના પ્રમાણ ખોટા ઠરે છે, વેદાંગ જ્યોતિષને છેક ઇ પૂર્વે ૧૧૦૦ મા મુકવુ પડે છે દેવાપિ ને શાંતનુ જેના નામ વેદમા આવે છે તેમને ૧૪૦૦ માં ને વેદના તે વિભાગને ત્યાર પછી મુકવા પડે અને શતપથ બ્રાહ્મણ, જે જનમેજયની પછી લખાયુ તેને ઇ પૂર્વે ૧૦૦૦ પછી મુકવુ પડે અને તે વખતે કૃત્તિક

(૧) મત્સ્ય, ૨૭૩

(૨) સ્મીથ (3) see Tilak s Orion વરાહમિહિર બૃહત્સંહિતા

(૪) Prof M Rangacharya s Yugas. (૫) Dunker s History of Antiquity IV p 74, 75 જુઓ Wilson s Vishnu Puran by Hall Vol IV P 230

(૬) Tilak s Arctic Home in the Vedas XIII Aiyar s chronology of Ancient India Chap. I Ranga Chariar s Yugas (૭) Vaidya's Mahabharat (૮) Aiyar's Chronology of Ancient India

પૂર્વમાં ઉગતું હતું એમ એ શ્લોકપરથી માનવું પડે મી દિક્ષિત[1] તેમ જ મી તિલક[2] બન્નેની ગણત્રી પ્રમાણે કૃત્તિકા ઇ પૂર્વે ૧૫૦૦ પછી પૂર્વમાં ઉગે જ નહિ

પણ આ બધી વિદ્વત્તાભરી ગણત્રી કરતા એક વિચાર મને વધારે ઉપયોગી લાગે છે અધિસીમ કૃષ્ણના વખતમા પુરાણોની અસલ આવૃત્તિ થઇ ત્યારે યુધિષ્ઠિર વખતે સપ્તર્ષિના નક્ષત્રનું સ્મરણ તો તાજુ જ હોવુ જોઇએ, અને નન્દના સમયના નક્ષત્ર અને પરીક્ષિત ને નન્દ વચ્ચેનો અન્તર વિષે ઉલ્લેખ કર્યા તો ઇ પૂર્વે ૨૦૦–૩૦૦ માં કે મોડામા મોડો આન્ધ્રરાજ્યના વિનાશ વખતે ઇ સ ૪૦૦ મા ઉમેરાયો હોવો જોઇએ પુરાણના રાજ્યકાલની ગણત્રીથી ૧૫૩૮ વર્ષનો અન્તર આવે છતાં ૧૦૫૦ અથવા ૧૦૧૫ નો અન્તર શા માટે મુકયો ? એ પ્રમાણે પૂર્વાભાદ્રપદા નક્ષત્ર આવે ત્યારે પૂર્ણાંક શા માટે લખ્યું ! અને આંધ્રાનો સમય પુનર્વસુ કે પુષ્યમા થતા જાય તો પણ કૃત્તિકામાં શા માટે મુકયો ? તે જ પ્રમાણે જો પરીક્ષિત ને નન્દ વચ્ચે ૭૦૦ વર્ષ હોય તો આ પ્રમાણે ગણત્રી શા માટે આવે ?[3]

આ જોતા આપણે પાંચમુ સીમાચિહ્ન મહાભારતનું યુદ્ધ અને યુધિષ્ઠિરનુ રાજ્યારોહણ ને કલિયુગનો પ્રારમ્ભ ૧૪૦૦ થી ૧૫૦૦ મા મુકી શકાય તે ચિહ્નપરના અધિકારપી રાજાઓનાં જગજાહેર નામ નીચે પ્રમાણે હતા

| | | |
|---|---|---|
| ઇન્દ્રપ્રસ્થ | યુધિષ્ઠિર | પૌરવ વંશ |
| મગધ | સહદેવ | બૃહદ્રથ વંશ |
| અયોધ્યા | બૃહદ્બલ | ઇક્ષ્વાકુ વંશ |
| દ્વારકા | કૃષ્ણ | યાદવ વંશ |

જો અધિસીમ કૃષ્ણના સમયનુ દૃષ્ટિબિન્દુ રાખીયે તો ભારતનુ યુદ્ધ અને તેના પહેલા પણ બેચાર પેઢી સુધી કુરુવંશના સસ્મરણોની મર્યાદા પહોચે

૪૪ પ્રતીપ
૪૫ શાતનુ
૪૮ યુધિષ્ઠિર
૪૯ પરીક્ષિત
૫૩ અધિસીમ કૃષ્ણ

પણ ઋગ્વેદ તેમ જ બીજા આધારપરથી લાગે છે કે પ્રતીપ અને શાતનુ વચ્ચે એક બે પેઢીઓ થઇ હશે[4] તે ગણીયે તો પ્રતીપ ને પરીક્ષિત વચ્ચે સાત પેઢી થાય. તે વખતે સપ્તર્ષિ કૃત્તિકામા હતા એવો આધારથી ૨૭૦૦ વર્ષ પહેલા પ્રતીપ થયો એ ગણત્રી મી પાર્ગીટરના સુધારેલા શ્લોકપરથી નીકળે છે પણ સાત પેઢીમા ૭૦૦ વર્ષ એ તદ્દન અસભવિત વાત છે તે જોતા એ સુધારો ઉપયોગ વિનાનો લાગે છે

છતા શાતનુથી માંડીને જે સસ્મરણો કુરુવંશમા ચાલી આવેલા હોય તે ઘણા ખરા આધારભૂત મનાય અને તે માટે ભારત તેમ જ પુરાણો ભરોસાદાર સાધન લેખી શકાય

—અપૂર્ણ

( 1 ) ભારતીય જ્યોતિ શાસ્ત્ર (૨) Orion & Arctic Home in the Vedas.

( ૩ ) આ વિષે મી આયરે તેમના Chronolgy of Ancient India ૨ ૫૩ ઉપર આપેલો ખુલાસો વ્યાજબી નથી લાગતો

( ૪ ) J R A S ( 1910 ) 52

# આ શું ?

લેખક—રા ઠાકોર.

આકાશ—'અહા ! દુઃખ ! દર્દ ! પીડા ! જીંદગી એટલે અમુંઝણ બોલાય નહીં બતાવાય નહી એવી શબ્દમા ના ગોઠવાય એવી પીડા-અમુંઝણ-એટલે જીંદગી ગભીર પાતાલ નસાતલ ઉંડાણમાંથી ઉભરાતી હાય એટલે જ જીવન (એમ કહી નિઃશ્વાસ નાખે છે પાછળથી ગ્રીષ્મનો ગરમ પવન આવે છે )

ગ્રીષ્મનો પવન—અરે ! આકાશ ! કેમ ? તારૂં મુખ ઉતરી કેમ ગયું છે ? તારી નીલ ગભીર કાયામા આજે દર્દ કેમ દેખાય છે ?

આકાશ—કોણ ! સમીર ? ગ્રીષ્મનો સમિર ? હા, જોને મારી કાયા જાણે નિરાશાનો સમુદ્ર એમાંથી કેવું ભયાનક સુમધુર ગીત વહ્યાં કરે છે સમિર ! મને માલમ નથી કે આવી સુંદર પણ દર્દભરી કાયા હું ક્યાંથી પામ્યો ? અને એ ગીત કોણ વગાડે છે તેની પણ મને ખબર નથી કેવું મધુર અને હૃદયભેદક છે ! જો કોઈ જીવન અને મૃત્યુને ત્રાજવે તોળે તો ભાગ્યે જ એકે પલ્લું નીચું નમે ઓહ ! કેવું દર્દ

સમિર—પ્રિય આકાશ, આમ ઓહ કર્યા સુધી કરીશ ? ચાલ મારી સાથે આપણે દોડાદોડ કરી મુક્રીએ તું ચાલ તો ખરો પેલાં સમુદ્રવિચિઓને નચાવવાની, તરૂવરોને હલાવવાની, પેલી રૂપાળી વેલીને ગભરાવાની ખુબ મજા પડશે ચાલ દોસ્ત, આમ શોકાતુર થઈ ઉભા રહે જીંદગી ખુટશે ?

આકાશ—સમિર ! તારા ઉપર તો કોઈ નિ આશીર્વાદ ઉતર્યો હોય એમ લાગે છે વાંસની ઝાડીમાંથી ગાતા ગાતા નાસવું, ગમે ત્યાં ગમે ત્યારે સુંદરીઓના કપડા અસ્ત વ્યસ્ત કરી નાખવા એમાં તને મજા લાગે છે પણ મને કાંઇ એમાં મજા નથી ઘણા ઘણા કાળ પહેલાં કદાચ ત્યારે એવું હશે એમ હું માનીશ. સમિર ! જુઠી માન્યતામા પણ જો સંતોષ મળતો હોય, અહા ! અંધ શ્રદ્ધામા પણ જો આશ્વાસન હોય તો તે શાને ન લેવું ! પણ અત્યારે તો મને તેમાંનું કશું ગમતું નથી

સમિર—યાર, તું તો ઘરડા સાધુ જેવી વાત કરે છે પેલી સસલા જેટલીએ તારામાં અક્કલ નથી. જ્યારે શિકારી કુતરા તેને પકડવાની તૈયારીમાં હોય છે ત્યારે તે પોતાની આંખ આડા પોતાના કાન કરે છે અને એમ માને છે કે હવે મને કોઇ જોઇ શકતું નથી, કારણકે એ કોઇને જોતું નથી તું એમ ના કરી શકે ? ચાલ-યાર-ચાલ (એટલામાં સૂરજ આવે છે )

સૂરજ—હા, તારી વાત સાચી છે પણ જ્ઞાન થયું તે શી રીતે ના થયુ થાય ? એકાદ વખતે આપણે આનું અમૃત પીધું અને માલમ પડ્યું કે એમાં અમૃત પણ નથી અને વિષ પણ નથી, માત્ર શૂન્ય જ છે એ વાત કેમ ભુલાય ? ઓહ ! જીંદગી એટલે ઘટમાળ-ચક્કર માર્યા કરવું.

શ્વાસ ખાધા વગર-વિશ્રાંતિ લીધા વગરનુ પર્યટન, જેનો અંત નથી,-જેની શરૂઆત નથી એવો પ્રવાસ તે જ જીંદગી

સમિર—યો વળી આ એક બીજા વૈરાગી બાવા આ યા ઉભો રહે જરી, ઉભો તો રહે, બાપુ તુ કયા જઈશ ? ( મધ્યાહ્નનો ભાનુ થોડીવાર ચુપચુપ ઉભો રહે છે ) બોલ તો ખરો ભના, જવાબ તો દે ?

સુરજ-કયા જઈશ ? કયા જવાનુ છે ? અનંત પર્યટન

સમિર—અરે, પણ આ કોણ ? આના છુટા વાળવાળી લુગડાના ઠેકાણા વગરની ગરમ શ્વાસોશ્વાસ વાળી ?

મધ્યાહ્ન—ઠીક તો સમિર તેં મને ના ઓળખી ? હું તો મધ્યાહ્ન

સમિર—મધ્યાહ્ન ! અહો ! મધ્યાહ્ન ! તારૂં રૂપ તો અલબેલું લાગે છે હો ધીકતા અંગારાની લાલી જેવી લાલી તારા ગાલપર છે

આકાશ—સાચે જ પણ સમિર આ મધ્યાહ્નમા તને સંધ્યાનુ પ્રતિબિંબ નથી દેખાતુ ? એના પ્રકાશિત અંગમાથી અન્તનુ મનહર ભયાનક ગીત તું નથી સાભળતો ? ઓહ !

સમિર-પણ મધ્યાહ્ન આ તારા રાતા હોઠ

સુરજ—પણ એ હોઠમા કશુયે નથી સમિર હું તને સાચુ કહું છુ કે એમા કશુયે નથી. મેં એ હો૦ ચુમ્યા છે

સમિર—કશુ નથી છતાં એમા કશુક છે મધ્યાહ્ન તું શુ કહે છે ? તારા હોઠમાં કશુ છે કે નહી ? હું કહું છુ કે છે અને આ સાચુ કહે છે કે નથી, પણ હવે તુ કહે જોઇએ એમાં કશું છે કે નહી ?

મધ્યાહ્ન—ભના ! મારા હોઠમા કશુ છે કે નહી એની મને શાની ખબર પડે ? તને તો ખબર છે કે મારા હોઠમા કશુક છે અને આ સુરજ મારા હોઠ નિતનિત ચુમે છે છતાં કહે છે કે એમા કશુ નથી જીંદગીમાં શું છે ? કશુ નથી છતાં જીંદગીમા શુ છે ? તો બધું છે -

સમિર—મધ્યાહ્ન તારા હોઠ હું ચુમુ ?

મધ્યાહ્ન—જેવી ઈચ્છા

( સમિર મધ્યાહ્નના હોઠ ચુમે છે તેના કપાળમા કરચલી પડે છે )

મધ્યાહ્ન—સમિર ! કપાળમા કરચલી કેમ પડી ?

સુરજ—સમિર, કેમ કરચલી કેમ પડી ? જોયુ મધ્યાહ્નના હોઠમા શુ છે ? સમજ્યો, શુ છે ?

આકાશ—અહો ! સમિર સમજ્યો જીવનમા શુ છે

સમિર—નથી સમજાતુ છતા સમજ્યો છુ એમ લાગે છે જીવન છે અને નથી, નથી અને છે જીવનમાં સુંદરીના હોઠ છે અને નથી અરે, કેવી મજા !

મધ્યાહ્ન—શેની મજા ?

[illegible]

સમિર—તે છે અને નથી નથી, તેની

આકાશ—ત્યારે જીવન એટલે શું ? જીંદગી શું ?

સમિર—જે સમજાય નહી તે જીવન, જે અનંત વિશ્રાંતિ એ જીવન, જે અવિશ્રાંત પરિ-
તે જીવન. ( ખડખડ હસી પડે છે )

સુરજ—મધ્યાહ્ન ! સમિર ! હું તો જઇશ આકાશ ! રજા લઇશ

આકાશ—ક્યાં જઇશ ! જઇને શું કરીશ ?

સુરજ—ઉભા રહીને કશું કરવાનું નથી માટે જઇશ

સમિર—આકાશ ચાલને અહીં રહીને તું શું કરીશ ?

આકાશ—મારે જઇને કશું જ કરવાનું નથી માટે હું તો અહીં જ રહીશ ( સમીર હસે છે )

મધ્યાહ્ન—સમિર, તને હસવું આવે છે ?

સુરજ—મને પ હસવું આવે છે

આકાશ—મને પણ હસવું આવે છે

મધ્યાહ્ન—ત્યારે હું પણ હસી લઉં, નહી વારૂ ?

મધ્યાહ્ન, સમિર, સુરજ, આકાશ—હા, હા, ચાલો હસી લઇએ કારણ કે રડવાનું કશું નથી જીવનમાં મૃત્યુ નથી, વિશ્રાંતિ નથી, કાર્ય નથી, ઉદ્દેશ નથી, આદર્શ નથી, જીવન—સત્ય નથી, અસત્ય નથી, અનન્ત નથી, અંત નથી ઓ મારા પ્રભુ ! કશું નથી, અરે ! કશું નથી ચાલો હસી લઇએ સુખ નથી દુઃખ નથી સુંદરીના હોઠમાં કશું નથી, રૂદન નથી, આનન્દ નથી માટે આવો એ બ્રહ્માંડનાં તત્વો, આવો આપણે અટ્ટહાસ્ય કરી લઇએ

# નાનાસાહેબની ન્યાયભિક્ષા.

લેખક — શ્રી મૂળશંકર કાનજી ભટ્ટ

સને ૧૮૧૮ ના યુદ્ધમાં પૂનાના છેલ્લા પેશવા બાજીરાવે પોતે પોતાનું રાજ્ય અંગ્રેજ સુપરત કરી દીધું. અંગ્રેજોએ તેના રાજ્યનો કબજો કરી લીધો અને તેને કેદ કર કાનપૂર જીલ્લાના બિઠુરમાં ગંગા સેવન કરવાને મોકલાવી દીધો. તેને કંપની સરકાર આઠ લા રૂપીઆનું વાર્ષિક પેન્શન દેતી રહી. તેણે રાજ્યપાટના ઝઘડા છોડી દીધા અને ૧૮૫૪ સુધી આ જના પેન્શનપર સુખની સાથે પોતાનું જીવન વીતાવ્યું. જ્યારે તેનો આખર વખત આ અને તે આ ફાની સંસાર છોડીને ચાલતો થયો ત્યારે તેની આખી જાયદાદ તથા તેના પ વારનાં ભરણપોષણનો ભાર તેના પોષ્ય પુત્ર ધોંધુપંત-ઉપનામ નાનાસાહેબપર પડયો. પેશવા પરિવાર ભારે હતો. એ સિવાય નોકરચાકર પણ બહુ હતા. રાજ્યાધિકાર ન રહેવા છ પણ નોકરોની સંખ્યા સાત આઠ હજાર સુધી હમેશાં રહેતી. પેશવાની જે સંપત્તિ નાનાસા ને મળી હતી તેની વિગત જુઓ:—સોળ લાખના કંપનીના કાગળો-દસ લાખનું જવાહિરા ત્રણ લાખ મહોર-એંશી હજારની કીંમતનું સોનાનું ઝવેર અને વીસ હજારની ચાંદીનાં વ હતાં. પરન્તુ પેશવાના પરિવારનો ખર્ચ ચલાવવાનું આટલા ધનથી નાનાસાહેબને અસંભવિ લાગ્યું. એ વખતે લોક સમજતા હતા કે પેશવાના પરિવારના ભરણપોષણને માટે થોડું ઘ પેન્શન કંપની સરકાર જરૂર આપતી રહેશે. આ સમજણની ઝડપ પકડવાનું કારણ એ હતું જ્યારે બાજીરાવ જીવિત હતો-ત્યારે આ વાતનું આશ્વાસન ઇંગ્લાંડથી મળી ગયું હતું કે મૃ પછી તેના પરિવારના ગુજરાનને માટે પણ કંઇક પ્રબંધ અવશ્ય કરી દેવામાં આવશે. આ વાત નાનાસાહેબ એવું સમજતો હતો કે અંગ્રેજ એનો જરૂર વિચાર કરશે. આથી અત્યન્ત નમ્ર અને કરૂણાભરી ભાષામાં એક પ્રાર્થનાપત્ર રામચન્દ્રરાવે (જે તે વખતે પેશવાનો મુખ્ય કા ભારી હતો) અંગ્રેજ સરકારની સેવામાં લખ્યો. તે પ્રાર્થનાપત્રનો છેવટનો ભાગ આ પ્રમાણે હતો:

"નાનાસાહેબ પોતાના સ્વર્ગીય પિતાના સ્થાનમાં કંપની સરકારને પોતાના રક્ષક અ સહાયક સમજે છે. આથી એને પૂર્ણ આશા છે તથા આ મામલાના સમ્બન્ધમાં તેને જરા પણ ચિંતા નથી. તે પોતાના રક્ષણને હરપ્રકારથી અંગ્રેજ સરકારની કૃપા અને ઉદારતાપ નિર્ભર સમજે છે. એને માટે આ સરકારની શક્તિ અને સમૃદ્ધિની વૃદ્ધિને માટે તે ઉત્સુક ર અને સદા રહેશે." બિઠુરના અંગ્રેજ કમિશનરે પણ આ પ્રાર્થનાપત્રનું સમર્થન કર્યું હતું. અ એ પત્રને ઇસ્ટ ઇંડિયા કંપનીના અધિકારિઓ તરફ મોકલાવી આપ્યો હતો.

નાનાસાહેબના દુર્ભાગ્યથી તે વખતે ભારતનો ગવર્નર જનરલ લૉર્ડ ડેલહાઉસી હતો. નિર્બળ દેશી રાજાઓના રાજ્યને અંગ્રેજી અમલદારીમાં સામેલ કરી લેવાની તેની નિરંકુશ નીતિનો દોરદમામ ચાલી રહ્યો હતો. આથી તેની પાસેથી કોઇ પ્રકારની આશા રાખવા

સર્વથા વ્યર્થ હતું તેણે બિઠૂરના અંગ્રેજ કમિશનરને આ પ્રાર્થનાપત્રની ભિફારસ કરવાને માટે ઇન્કાર આપ્યો અને તેને સ્પષ્ટ લખી દીધું કે " પેશવાના પરિવારનો હક પેન્શનપર જરા પણ નથી અને કંપની સરકાર તેને એક પાઇ પણ આપવાને તૈયાર નથી " આ સિવાય તેણે એમ પણ લખી નાખ્યું કે " પાંત્રીસ વર્ષથી પેન્શનના રૂપમાં જે મોટી રકમ પેશવાને મળતી હતી કે તેનાથી પેશવાએ ખુબ નાણું એકત્ર કર્યાં હશે અને એનાથી એનો પરિવાર પોતાનું ગુજરાન સારી તરહથી કરી શકે તેમ છે " ગવર્નર જનરલ એટલો હુકમ દઈને ચુપ ન થઈ ગયો પણ તેણે બિઠૂરની જાગીર પણ જપ્ત કરી લીધી જે બાજીરાવને એટલા માટે આપવામાં આવી હતી કે તેના વારસો કંપની સરકારના શાસનાધીન ન રહે એ સિવાય પેશવાનું પેન્શન જે ૬૨૦૦૦ રૂપીઆ બાકી હતું તે પણ ન આપવામાં આવ્યું મિસ્ટર ચાર્લ્સ ડુવલ કહે છે " આ રૂપીઆ ન આપવાથી પેશવાની વિધવાઓ અને તેના સંબંધીઓ સંકટમાં પડી ગયા કારણ કે તેની આખી સંપત્તિ જે ૨૫,૬૦,૦૦,૦૦૦ રૂ. ની કીમતની હતી તે દત્તકપુત્ર નાના ધોન્ડુપંતના કબજામાં આવી ગઈ હતી નિ સંદેહ જાગીર જપ્ત થઈ જવાથી પેશવાના પરિવારના લોકોના માન મરતબાપર ભારી ઠેસ પહોંચી હતી એ જરા વિચારવા જેવી વાત છે કે જે વ્યક્તિ એક વખત આખા ભારતમાં મહારાજના પદપર અધિષ્ઠિત હતી તેની વિધવાઓ અને રાજ્યની કુળના લોક તેના મરતાં જ નાની નાની વાતોના ન્યાયને માટે કંપની સરકારની અદાલતોના દરવાજા ખખડાવ્યા જ કરે આ પ્રકારની અવમાનના સહન કરવાને બદલે ભારતના ખાનદાન લોક મરી જવાનું વધારે પસંદ કરે છે, કહેવાય છે કે સરકારે પેશવાની હક્ક ભરીઓને સુપ્રીમ કોર્ટ કલકત્તામાં ખડી કરવાની ગોઠવણ કરી હતી પરંતુ સંયોગો [illegible] ન જવું પડ્યું અને સરકારે થોડી ઘણી જાગીર તેના ગુજરાનને માટે બક્ષીસ આપી કંપનીના આ પ્રકારના કારભારથી સાધારણ માણસો જેને પેશવા સાથે કંઈક મળતાપણું હતું અથવા તેની સાથે સહાનુભૂતિ રાખતા હતા તે પણ અસંતુષ્ટ થઈ ગયા - ઉત્તર ભારતના સિપાઈઓને વિદ્રોહમાં પ્રબળરૂપ ધારણ કરાવવામાં લૉર્ડ ડેલહૌસીની ઉપર્યુક્ત કૃતિ સારૂં બની એમાં જરા પણ સંદેહ નથી. લૉર્ડ ડેલહૌસીને આ વાતની ખબર જ ન હોતી કે આ પ્રકારના ઝાંઝપટનું શું પરિણામ આવશે ! ! ! તેઓએ તુરત એવો હુકમ આપી દીધો કે " જે પેન્શન બાજીરાવને આપવામાં આવતું હતું તે કેવળ જીંદગીભરને માટે હતું આથી તેના મરણબાદ પેન્શન ચાલુ રાખવું એ સર્વથા અનાવશ્યક અને વ્યર્થ છે " તેઓએ આ કામ પોતાની મરજી પ્રમાણે જ કર્યું હતું અને કૉર્ટ ઑફ ડાયરેક્ટરને પૂછવાની તસ્દી લીધી ન હતી

જ્યારે નાનાસાહેબે જોયું કે અહીંના ભારતના અંગ્રેજ કર્મચારી તેની વાત નથી સાંભળતા ત્યારે તેણે ઇંગ્લાંડમાં મુખ્ય કર્મચારીઓથી પોતાના દુઃખડાં રોવાનો નિશ્ચય કર્યો આથી એક પ્રાર્થનાપત્ર ભારત સરકારની મારફત ઇંગ્લાંડ મોકલાવ્યું તેમાં લખ્યું હતું કે —

" અહીંના ભારતશાસનકર્તાઓએ જે અનુદાર ભાવ ધારણ કરેલ છે તે સર્વથી અનુચિત છે

---

ઝવર્માંય પેશવાના ભારે પરિવારનો એક માત્ર આશ્રય—જે પેન્શન પેશવાને મળતું હતું તે ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું આશ્વાસન છે આથી કેવળ સંધિઓની બુનિયાદપર જ આગે પ્રાપ્ત કરતા નથી પરંતુ આ વાતના ખ્યાલથી પણ કે કંપની સરકારને મગધ રાજ્યના પાઠ પેશવાથી એક લાભ થએલ છે પરંતુ જો પેન્શનના મતલબવાળા વચનનો એક વિશેષ ઉ કરવામાં આવે–અને બીજાનો કંઈ જુદો અર્થ કરીને, તેનો અમલ કરાય તો આ વાત આ સુધીની બધી સંધિયોથી બીલકુલ વિપરીત થશે"

નાનાસાહેબે પોતાના પ્રાર્થનાપત્રમાં આ વાતને મજબુત દલીલોથી પુષ્ટ કરેલ છે કે "સ ૧૮૧૭ ની સંધિ પ્રમાણે બાજીરાવ અને તેના પરિવારને વાર્ષિક આઠ લાખ રૂપીઆ પેન્શન મળવાનું નક્કી થયું હતું" આથી એ સ્પષ્ટ છે કે તે વ્યક્તિપરત્વ નથી પરંતુ વંશપરંપરાને માટે નિયત હતું સંધિપત્રમાં "પરિવાર" શબ્દના પ્રયોગથી આ વાત વધારે પુષ્ટ થાય છે એટલું જ નહીં પરંતુ નાનાસાહેબે પોતાની વાતને કેટલાએ પ્રમાણો દઇને પુષ્ટ કરી હતી પ્રાર્થનાપત્રમાં આગળ લખ્યું હતું કે "કંપની સરકારનો જેવો વ્યવહાર બીજા રાજવંશી કુળ સાથે તેવો મારી સાથે ન હોવાથી મને નુકશાન થયેલ છે મૈસુરના વાઘેરો સાથે–કંપની સરકાર ઘોર શત્રુતા હતી તે દુશ્મનીય શત્રુનો નાશ–સાધન કરવામાં મારા પિતાની સહાયતા લેવામાં આવી હતી અને જ્યારે તે શાસક કંપની સરકાર સાથે યુદ્ધ કરતાં કરતાં લડાઈથી મર્યો ત્યારે તેનું કુટુંબ પોતાના ભાગ્યને ભરોસે ન હોતું છોડવામાં આવ્યું તેના ઉત્તરાધિકારિઓને કંપની સરકારનો આશ્રય અને આર્થિક સહાયતાનો પ્રબંધનો કરી દીધો અને તે પણ એક જ પેઢીને માટે નહીં પરંતુ આગળને માટે પણ હતો ઉત્તરાધિકારી ન્યાય–મતથી ચાલતો હતો અથવા નહીં એ વાત તરફ જરા પણ ધ્યાન સુદ્ધાંત આપવામાં આવ્યું નહતું એ રીતે અથવા કંઇ વધારે ઉદારતાથી કંપની સરકારે દિલ્હીના સિંહાસનચ્યુત સમ્રાટને કેદમાંથી છુટો કરીને તેને પુનઃ પોતાના શાહી મરતબાપર પ્રતિષ્ઠિત કર્યો અને એક પર્યાપ્ત રકમ તેને ખર્ચને માટે નિયત કરી દીધી, જે આજ દિન પણ તેના ઉત્તરાધિકારિયોને બરાબર મળી રહી છે આ જોતા અહીંયા મારી સાથે જુદા જ પ્રકારનો વ્યવહાર ચાલી રહ્યો છે એ સાચું છે કે વર્ષો સુધી અંગ્રેજોની મિત્રતા રાખતા પેશવા દુર્ભાગ્યથી તેનાથી શત્રુતા કરી બેઠા એના પરિણામમાં તેનું રાજ્ય–સિંહાસન તેના હાથમાંથી ગયું અને અંગ્રેજોને અરબો કરોડની પેદાશનો દેશ મળી ગયો આ યુદ્ધમાં પેશવાની સ્થિતિ બીલકુલ બુરી નહોતી, યદ્ધ અને જો યદ્ધ પણ હોય તો પણ અંગ્રેજ સેનાપતિની નિર્ધારિત શરતોપર જ યુદ્ધ બંધ થએલ હતું આથી એણે પોતાનું આખું રાજ્ય અંગ્રેજ સરકારને આધિન કરી દીધું અને તે પોતે પરિવાર સહિત અંગ્રેજ સરકારની છત્રછાયા નીચે ચાલ્યો આવ્યો અને જ્યારે પેશવાના રાજ્યથી કંપની સરકારને બરાબર લાભ થઇ રહ્યો છે ત્યારે એવો કોનો સિદ્ધાંત છે જેને માટે તેના ઉત્તરાધિકારી તેના પેન્શન મેળવવામાંથી વંચિત કરાય? જે હજુ સુધી તેની મળતી રહેલી સંધિની શરતોમાં સ્પષ્ટ લખેલ છે શું તેના પરિવારના લોક વિજીત મૈસુરી અને બંદી દિલ્હી સમ્રાટના કરતાં કંપની સરકારની કૃપા અને ઉદારતામાં ઓછા અધિકારી છે?"

---

"સચિત્ર–સમાચારની પત્તાં ૩ ૦–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઇ

## ગેરસપ્પાના પ્રખ્યાત ધોધ-મૈસુર.







 ૧ લેડી હારડિંજ પ્લેટફૉર્મ    ૨ લેડી એકસ ધી રૉકેટ 

છબી લેનાર મિ. એમ એન કાર્તિકર ]    —કોપીરાઈટ

એ પછી નાનાએ પેન્શનની બંધ કરેલ આજ્ઞા સ્હામે બીજો પણ વિરોધ કરેલ છે તેણે કહ્યું કે " જો પેન્શન એવી કલ્પનાને આધારે બંધ કર્યું હોય કે સ્વર્ગીય પેશવા મોટી રકમ એકત્ર કરી ગયા છે તો એ વાત જ જૂદી છે આ બહાનાપર કોઈનું પેન્શન રોકયાનું અંગ્રેજ શાસનકાળના ઇતિહાસમાં બિલકુલ એક નવી વાત છે મહારાજા બાજીરાવ અને તેના પરિવારના ગુજરાનને માટે અંગ્રેજ સરકારે પોતાની તરફથી આઠ લાખ રૂપીયા વાર્ષિક પેન્શન મુકરર કર્યું હતુ આ વાતથી એટલું તો સાબીત થાય છે કે અંગ્રેજ સરકારની હકુમત આમાં જરા પણ વચ્ચે નથી પડી શકતી કે તે રકમમાંથી તે પેશવા કેવો ખર્ચ કરતો હતો એ તપાસ ખેંચવાની કાંઈ જરુરાત થઇ પણ હોય તે જો તેનું બધું પેન્શન ખર્ચી નાખે તો પણ તેને અટકાવી શકાય તેમ ન હતું તેણે અંગ્રેજ સરકારને ૨૪ લાખની પેદાશનો દેશ અર્પણ કરી દીધો હતો માટે તેના પેન્શનના ખર્ચનો હીસાબ લેવાનો અધિકાર કોઈને ન જ હોય અને જો સ્વર્ગીય મહારાજા બાજીરાવે પાઈપાઈ બચાવી હોય તો તેને એમ કરવાનો પૂર્ણ અધિકાર હતો " ત્યાર પછી નાનો પોતાના પ્રાર્થનાપત્રમાં સરકારને પ્રશ્ન પૂછે છે કે " તેના તમામ પેન્શન આપનારા કર્મચારીઓ પોતાના તરફથી જેને પેન્શન અપાય છે, તેનો ક્યા પ્રકારે ખર્ચ થાય છે તેમાંથી કોઈ નોકર શું બચાવે છે ? અને જો બચાવી લેતા હોય તો કેટલું કેટલું ? ઇત્યાદિ બાબતની સરકાર શું તપાસ કરે છે ? જ્યારે આ વાત સાબિત થઇ જાય કે પેન્શન આપના નોકર પોતાના પેન્શનોમાંથી ઘણું કંઇક બચાવી લે છે જેમકે કંપની સરકાર પોતાના નોકરોની સાથે તેના બાલબચ્ચાંને પેન્શન આપતા રહેવાના પ્રતિબંધમાં બંધાએલી છે ત્યારે શું એવી સ્થિતિમાં તેઓના પેન્શનો બંધ કરી દેવાને માટે આ પર્યાપ્ત કારણ થશે ? જે દીવાનો અમુક પુરાણા રાજ્યવંશી કુળના હોય અને જેમનો બધો દારમદાર બ્રિટિશ સરકારની ઉદારતા અને ન્યાયપર નિર્ભર હોય તેમને શું કંપની સરકારના નોકરોના કરતા ઓછો હક મળ્યો છે ? "

આ બાબતની બધી શંકાઓ દૂર કરી દેવાને માટે નાનાસાહેબે પોતાના પ્રાર્થનાપત્રમાં વળી જ આ ભાવથી લખ્યું હતું કે ' અને ૧૮૧૮ ની સંધિની અનુસાર જે આઠ લાખ રૂપીઆ વાર્ષિક પેન્શનના મહારાજા બાજીરાવને મળતા હતા તે એક માત્ર તેના તથા તેના પરિવારના જ ભરણપોષણને માટે ન હોતા મળતા પરંતુ તે બહુસંખ્યક સ્વામિભક્ત અનુયાયિયો અને સરદારોના ગુજરાનને માટે પણ હતા જે નિર્વાસનમાં તેની સાથે રહેવાને સ્વેચ્છાથી આવ્યા હતા અંગ્રેજ સરકારને આ લોકોની સંખ્યા પૂર્ણ રીતિથી માલુમ છે એનો નિર્વાહ કરવામાં પેશવાને કોઈ સાધારણ રકમ ન હોતી ખર્ચવી પડતી એ સિવાય તેને પોતાનો રાજ્યની ઠાઠમાઠ બનાવી રાખવાને માટે પણ અધિક દ્રવ્યવ્યય કરવું પડતું હતું આ બધા કારણોથી તેને ધનસંગ્રહ કરવાનો જરા પણ પ્રસંગ ન હોતો પણ તેણે પોતાના ખર્ચનો પ્રબંધ આ પ્રકારની સાવધાનીથી સંભાળ્યો હતો કે તે પોતાના પેન્શનથી એટલી રકમ બચાવી લેવાને શક્તિમાન થયા હતા જેનાથી તેને સરકારી કાગળો અને સેકડો ૨૦૦૦૦) વાર્ષિક સૂદમાં મળતા હતા તો શું મહારાજ બાજીરાવની મિતવ્યયતા અને સૂક્ષ્મ

દૃષ્ટિ એ એક એવો અપરાધ સમજાયો જેનાથી તેનું પેન્શન જે અવિપત્રદ્વારા તેને અને તેના પરિવારના ભરણ પોષણને માટે મળતુ હતુ–તે બધ કરી દીધુ ?"

આ સબધમા સર જે. કે. પી. સાહેબે લખેલ છે કે –" આ બાબતમાં નાનાસાહેબની રસાહત અને તર્કનો પ્રભાવ પ્રધાન સરકારને કઇ પણ પડયો નહીં ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડાઇરેકટર લોક પહાનની માફક દૃઢ રહ્યા તેઓ કોઇ પણ પ્રકારે સમજ્યા જ નહીં તેઓએ નાના સાહેબના પ્રાર્થનાપત્રને કચરાની ટોપલીને સ્વાધીન કર્યો અને એવી આજ્ઞા દઇ દીધી કે ભારતીય સરકાર પ્રાર્થીને સૂચિત કરી દે કે પેશ્વાનુ પેન્શન વશપરપરાને માટે નહીં હતું પેન્શનપર પ્રાર્થીનો કોઈ જાતનો હક નથી–આથી પ્રાર્થનાપત્ર નાકબુલ છે " પોતાના પિતાના પરિવારના ગુજરાનને માટે પેન્શન મળતા રહેવાના સબધમા જે થોડી ઘણી આશા નાનાસાહેબને હતી તે ડાઇરેકટરોએ આ રીતે સમૂળગી નષ્ટ કરી દીધી ડાઇરેકટર સિવાય આ વાતનો નિર્ણય બીજુ કોઇ કરી શકતુ ન હતું કારણ કે સને ૧૮૫૨ ના મે માસની ૧૬-મી તારીખના પોતાના ખરીતામા તેઓના ગવર્નર જનરલના તદ્વિષયકનિર્ણયનુ સમર્થન એક વરસ પહેલાં જ કરી દીધુ હતુ પોતાના પ્રાર્થનાપત્રનો આ પ્રકારનો ઉત્તર મેળવતા પહેલા જ નાનાસાહેબે અજીમઉલ્લા નામના પોતાના એક હોશીયાર વકીલને ઇગ્લાડ મોકલી આપેલ હતો તેણે પણ આ નાનાસાહેબના મામલાના સબન્ધમા યથાશકિત પેરવી કરી પરતુ તે પણ સફળ ન થયો

જ્યારે નાનાસાહેબને પોતાના વકીલથી એમ માલૂમ પડયુ કે ઇગ્લાડમા અધિકારીઓએ તે પ્રાર્થનાપત્રને નામજુર કરી દીધુ છે અને આમ પેશ્વાના કુટુબ પ્રતિ કઇ પણ ધ્યાન નથી દીધુ ત્યારે તેને બહુ મોટો ક્ષોભ થયો અને તેનુ જ તેને ચિંતન થવા લાગ્યું આ વ્યવહારથી તેના મનમા કસર પડી ગઇ અને એમ થવાનુ સ્વાભાવિક પણ હતું મી. ટ્રિવેલીન લખ્યુ છે કે –"આપણે એ વાત ન ભુલવી જોઇએ કે નાનાની માગણી ચોખી કલ્પના ન હતી" મી. ચાર્લ્સબાલનુ કહેવુ છે કે –" દત્તકવિધાન સ્વીકૃત થઇ ગયુ હતુ અને કપનીએ તત્સબધી એવો અધિકાર સિંધિયા, હોલકર અને બીજા રાજાઓને આપ્યો હતો આથી કોઈ કારણ એવુ નહીં હતું જેનાથી હિન્દુઓનો આ પવિત્ર રિવાજ બાબતના સબંધમા લાગુ ન સમજવામા આવે એ ઘણી દીલગીરીની વાત છે કે ઇસ્ટ ઇન્ડિયા કપની આ વિષયમા પોતાના નિશ્ચયપર સદા દૃઢ ન રહી જે મામલામા પેન્શનની રકમ થોડી થયા કરતી હતી તેમા તો હિન્દુઓનો કાનુન માનવામા આવતો હતો અને પોષ્ય પુત્રનો હક સ્વીકૃત કરવામા આવતો હતો પરતુ જે મામલામા પેન્શનની રકમ ભારે હતી અથવા રાજ્ય અધિક લાભદાયક હતા તેમા હિન્દુ કાનૂનની વાત પૂછવામા આવતી નહતી નાનાસાહેબ, દુર્ગનરેશ અને ઝાંસીની રાણીના મામલા આ કોટિના હતા -બહુસખ્યક ભારતીય રઇસો અને સરદારોના આવા મામલા હતા જેની સાથે અગ્રેજ સરકારે ન તો બુદ્ધિમાનીનો અને ન સચ્ચાઇનો વ્યવહાર કર્યો " નાનાસાહેબના સબધમા એ લેખક આગળ જતા લખે છે " પછી જે વિક્ષોભને માટે ભયકર

ભળ્યો લેવામા આવ્યો તેનું કારણ એ જ વ્યવહાર હતો અને સંભવત આથી આ દેશના નિવાસિઓએ નાનાની સાથે સહાનુભૂતિ દેખાડી"

અહીંયા જે કાંઇ ઉપર લખાએલ છે તે બધુ પક્ષપાતરહિત ઇતિહાસોના આધારપર લખવામા આવેલ છે પ્રસિદ્ધ ઇતિહાસકાર સર જાન કેઇ, મિસ્ટર ચાર્લ્સરાલ-મિસ્ટર ટ્રિવેલિન અને મિસ્ટર માર્ટિન વિગેરેના જ નિર્ણયોથી આ લખાયુ છે તેઓએ નાનાસાહેબના મામલાની ખૂબ તપાસ કરી છે ઇતિહાસ અને પરંપરાના નિયમથી પણ તેની પક્ષપાત રહિત-સમતિઓનુ સમર્થન થાય છે પરંતુ જે પક્ષપાતથી અંધા થઇને વખતની એક વાતને ખરાબ કહે છે અને ગોરાઓની ભયંકર ચેષ્ટાઓ અને દોષોપર દૃષ્ટિપાત સુદ્ધાં કરતા નથી તેઓએ આ ન્યાયી અને સત્યવાદી વિદ્વાનોની ક્રોધપૂર્ણ અને આશ્ચર્યસૂચક સમતિઓની વિરૂદ્ધ અનેક તરેહની વાતો કરેલ છે

પરંતુ જે અન્યાયપૂર્ણ વ્યવહાર નાનાસાહેબની સાથે કરવામાં આવ્યો તેનાથી તેના દિલમા બહુ જ વધારે ક્રોધ ઉત્પન્ન થયો અને તે ક્રોધમા પરિણત કરવાને માટે ઉપર્યુક્ત અવસરની રાહમા રહેવા લાગ્યો ઉપર ઉપરથી તે બધા પ્રકારે સંતુષ્ટ દેખાતો હતો અને પોતાના સ્વાભાવિક સદ્‌વ્યવહારથી અંગ્રેજ સરકારને પ્રસન્ન કરતો હતો પરંતુ પોતાના હૃદયમા અંદરથી તે અંગ્રેજો પ્રતિ ઘોર દ્રોહ રાખતો હતો અને અંદર અંદર જ તે બળ્યા કરતો હતો તે પોતાની આ હાલતથી-જે રાજ્યે તેને આ પ્રકારની કરૂણાજનક સ્થિતિએ પહોંચાડ્યો હતો તેને ઉલટપલટ કરી દેવાને માટે ગુપ્ત ષડ્‌યંત્ર રચવા લાગ્યો તેની આ પ્રકારની હીલચાલમા ધૂર્ત અઝીમ ઉલ્લાખાનની વિશેષ સહાયતા હતી એક રાજાના દરબારથી બીજા રાજાના દરબાર સુધી તથા ભારતના એક છેડેથી બીજા છેડા સુધી નાનાસાહેબના ગુપ્ત દૂત આવવા જવા લાગ્યા વિભિન્ન ધર્માવલંબીઓ તથા જાતિના રાજાઓ અને સરદારોની પાસે તે પોતાનો ગુપ્ત સંદેશો મોકલવા લાગ્યો પરંતુ તેના દૂતોની સફળતા ન થઇ નાનાસાહેબની ઇચ્છાઓની પૂર્તિને માટે કંઇ જુદી વાત થવાની આવશ્યકતા હતી અને લૉર્ડ ડલહૌસીની બીજા રાજ્યોને અન્યાયપૂર્ણ અંગ્રેજ રાજ્યમા ભેળવી લેવાની નીતિએ નાનાની ઇચ્છા પૂરી કરવામા શીઘ્રતા કરી દીધી સંયોગવશ લૉર્ડ ડલહૌસીએ અયોધ્યાને અંગ્રેજી રાજ્યમા સામીલ કરી દીધુ આ ઘટનાથી નાનાસાહેબ અને તેના સાથિયોને પોતાના ઉદ્દેશમા સફળ થવાની પૂરી આશા થઇ ગઇ જે કામ અત્યાર સુધી દુસાધ્ય હતુ તે હવે અંગ્રેજોના પરરાજ્યાપહરણવાળી નીતિના કારણે સાધ્ય થઇ ગયુ મિસ્ટર જોન કેઈ સાહેબ લખે છે કે "અમારા આ અન્તિમ કાર્ય-અવધને અંગ્રેજી રાજ્યમા ભેળવી લેવાથી એવો પ્રભાવ પડ્યો કે લોક પરસ્પર કહેવા લાગ્યા કે ભાઇ! જ્યારે અયોધ્યાના વજીર જેવા અંગ્રેજના ભક્ત અને સહાયકને પણ પોતાના સિંહાસનથી ચ્યુત કરી દેવામા આવે અને તેનું રાજ્ય અંગ્રેજી સલતનતમા ભેળવી દેવાય તો પછી એવી વફાદારીથી શુ લાભ છે? હવે કોઇ નિશ્ચિત નથી આવશ્યકતાને વખતે અયોધ્યાનો નવાબ હમેશાં અંગ્રેજોની જ સહાયતા કરી રહ્યો હતો" કહેવામા આવે છે કે જે રાજા મહા-

ગાળા હજી સુધી નાનાની વાતો તરફ ધ્યાન પણ ન હોતા દેતા તે હવે તે ત્યાથી ગુપ્ત રીતિથી પત્ર વ્યવહાર કરવા લાગ્યા

સને ૧૮૫૭ ના એપ્રીલમા નાનો પોતાના નાના ભાઇ તથા થોડાએક અનુચરોની સાથ લક્નૌ ગયો કાનપુરના એક પુરાણા જજ કેપ્ટન હેઇસ તથા મિસ્ટર ગુબિન્સના નામક એક ભલામણની ચિઠ્ઠી લખી દીધી હતી જ્યારે નાનાસાહેબ લક્નૌના કમિશનર મિસ્ટર ગુબિન્સને મળ્યા ત્યારે તેણે પોતાના ઢંગથી કોઈ વિશેષ પ્રીતિભાવ વ્યક્ત ન કર્યો. મિસ્ટર ગુબિન્સે લખ્યું છે કે 'તેનો ઢંગ રુક્ષ અને ગર્વસૂચક હતો તેના નાનાભાઇનો સ્વભાવ અંતરંગ અધિક પ્રીતિદાયક હતા' મિસ્ટર ગુબિન્સે નાનાસાહેબને ઘર હેટ્રીનો રિમ સાથે મેળની દીધો જ્યારે વાતચીતથી એમ માલમ પડ્યું કે તે લક્નૌની સહેલ કરવાને આવ્યો છે ત્યારે તેણે પોતાના કર્મચારિયોને આજ્ઞા દઇ દીધી કે તેઓ તેનો યથોચિત સત્કાર કરે જોકે નાનાસાહેબે મિસ્ટર ગુબિન્સને કહ્યું હતું કે હુ થોડાએક વખત સુધી લક્નૌ રહીશ પરન્તુ તે એકદમ લક્નૌ છોડી ને તરત જ ત્યાથી ચાલ્યો ગયો આ વખતે તે જે અંગ્રેજ ત્યા રહેતો હતો તેને એ મળ્યો પણ નહીં તેણે ફક્ત મિસ્ટર ગુબિન્સને એટલુ જ કહેવરાવી મોકલ્યું કે કોઇ વિશેષ આવશ્યક કાર્યવશાત્ હુ કાનપુર જાઉં છુ તે વખતે તેને કાંઈ હરકત નાનકડી અને કોઇનું ધ્યાન તેની તરફ ના ગયુ.

લૉર્ડ ડલહૌસીની અજ્ઞાનાપૂર્ણ નીતિ અને તેના તથા તેના કુટુમ્બનીસાથે કૉર્ટ ઑફ ડાયરેક્ટર દ્વારા કરવામા આવેલા અન્યાયપૂર્ણ વ્યવહારે નાનાસાહેબને અંગ્રેજ સરકારના એક અનન્ય ભક્ત અનુયાયીમાથી એક ઘોર શત્રુ બનાવી દીધો અને તેની સાથે સાથે જ, બહુસખ્યક લોકોને કંપનીની વિરુદ્ધ શસ્ત્ર ગ્રહણ કરવાને લાચાર કર્યા નાનાસાહેબની ફરીયાદો અને ઇસ્ટઇન્ડિયા કંપનીનું પતન એ બે એવી બાબતો છે જે એક બીજા સાથે જોડાયેલી છે અને ભારતના ઇતિહાસમાં તેની નોંધ લેવાયેલી છે એ સિવાય ક્રોધાંધ થઈને નાનાએ જે ભયંકર કાર્યમાં ભાગ લીધો તેનાથી ભારતના પ્રસિદ્ધ પેશવાના રાજવંશી કુળનું અસ્તિત્વ પણ નાશ પામ્યું બિઠુરમાં નાનાના ઘરના ખંડેર અને કાનપુરનો સ્મૃતિરૂપ જ અંતિમ પેશવાના ઉત્તરાધિકારીના સ્મૃતિચિન્હ આ દેશમા હવે રહી ગયેલ છે*

---

* શ્રીયુત ગિરિજાદત્ત વાજપેયીના હિન્દી લેખ ઉપરથી

---

શ્રીયુત ગોવર્ધનરામ [illegible] ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એ કંપની મુંબાઈ

# આપણી શિલ્પકળાનો નાશ.

લેખક—ા માનજી દામજી શાહ.

જીવનનિર્વાહ કરવા માટે જગતના સર્વ દેશોને આ સમયમાં મુખ્ય બે ઉપાયોનું શરણ લેવું પડે છે એ બન્નેમાં પહેલો ઉપાય ખેતીનું કામ, અને બીજે શિલ્પકળા છે જો આ ઉપાયોમાંની એક પણ ઉપાય કોઇ દેશમાં ન હોય તો તેનું મોટું દુર્ભાગ્ય સમજવું જોઇએ જે દેશમાં શિલ્પકળા નથી અને જીવનનિર્વાહ કરવા માટે કેવળ ખેતીપર જ આધાર રાખવામાં આવે છે, તેની આવકનો અર્ધો ભાગ તો નષ્ટ થાય છે જો જીવનનિર્વાહ માટે એક જ ઉપાય અનાજ ઉત્પન્ન કરવાનો જ હોય તો જે સાલમાં અનાજની પેદાશ ઓછી થાય એ સાલમાં દુકાળ અવશ્ય પડવાનો જ હિન્દની બરાબર આવી જ દશા છે છેલ્લા ૫૦ વર્ષોમાં અહિં અગીયાર બાર દુષ્કાળ પડેલા છે, તેમ જ ખાધાખોરાકીના પદાર્થો નહિ મળી શકવાથી દોઢ કરોડથી વધારે મનુષ્યોએ પ્રાણત્યાગ કર્યો છે!

આપણી શિલ્પકળાની અવનતિનું કારણ શું છે? ઉત્તરમાં દુઃખપૂર્વક કહેવું પડે છે કે, તેનું કારણ વીલાયતની સ્વાર્થિત રાજનીતિ છે અંગ્રેજજાતિ શિલ્પકળાપર અવલંબી રહી છે આપણી શિલ્પકળાની જેટલે અંશે પડતી થાય તેટલે અંશે તેમાં તેમનો લાભ સમાયેલો છે, તેમ જ તેના માલની તેટલી જ ખપત છે કેટલાએ સૈકાથી હિંદ પોતાના સુતરાઉ અને રેશમી કાપડ માટે જગતમાં મુખ્ય સ્થાન પામી રહ્યું છે અઢારમા સૈકાના છેવટ સુધી હિંદનું સુતરાઉ તેમ જ રેશમી કાપડ જ માત્ર નહિ પરંતુ જેટલી કારીગરીની વસ્તુઓ છે એ સર્વ યુરોપ અને એશિયાના મુખ્ય શહેરોમાં વેચાતી હતી, પરંતુ હિન્દનું રાજતંત્ર જ્યારથી અંગ્રેજના હાથમાં આવ્યું ત્યારથી તેઓ હિંદની શિલ્પકળાની અવનતિ કરવા માટે કમ્મર કસવા મંડ્યા

ઇ સ ૧૭૬૫ માં બંગાળનો રાજ્યસબન્ધી વિભાગ અંગ્રેજોના હાથમાં આવ્યો, અને ઈ સ ૧૭૬૯ માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડીરેક્ટરોએ ૧૭ મી માર્ચના પત્રમાં પોતાના કારભારીઓને લખ્યું કે —

'બંગાળમાં રેશમ ઉત્પન્ન કરવાના કામને ઉત્તેજન આપવું, પરંતુ રેશમી વસ્ત્ર બનાવનારાના કામને તો ઉત્સાહહીન જ બનાવી દેવું જોઇએ રેશમી વસ્ત્ર બનાવે છે તેમને કંપનીના કામ માટે નાલાયક બનાવવા તેમ વળી કોઇ આ હુકમનો અનાદર કરે અને બીજે સ્થળે જઇને કામ કરે તો તેનો દંડ કરવો.'

હાઉસ ઑફ કૉમન્સના સભાસદોના અભિપ્રાય મુજબ આ આજ્ઞાનું પરિણામ એ આવ્યું કે કારીગરીદ્વારા જીવન નિર્વાહ કરનાર હિન્દનું સ્વરૂપ પલટાયું ( *Ninth report, P 64* )

સુતરાઉ અને રેશમી કાપડ બનાવવાની કળા હિન્દમાંથી લુપ્ત થઇ ગઇને, જે જાતિ પહેલાં બીજી જાતિઓને કપડાં પહેરાવતી હતી તે આજે પોતાની એબ ઢાંકવા માટે વીલાયતનું મોઢું જોઇ રહી છે ઇ સ ૧૭૯૪ માં વિલાયતથી ૧૫૬૦ રૂપીઆનું કાપડ હિંદમાં આવ્યું હતું, પરન્તુ વીસ વર્ષ પછી ઇ સ ૧૮૧૩ માં તે વધીને ૧૦૮૮૨૪૦ રૂપીઆનું કાપડ આવ્યું હતું

ગજા હજી સુધી નાનાની વાતો તરફ ધ્યાન પણ ન હોતા દેતા તે હવે તેનાથી ગુપ્ત રીતિથી પત્ર વ્યવહાર કરવા લાગ્યા

સને ૧૮૫૭ ના એપ્રીલમા નાનો પોતાના નાના ભાઇ તથા થોડાએક અનુચરોની સાથે લકનૌ ગયો કાનપુરના એક પુરાણા જજ કેપ્ટન હેઇસ તથા મિસ્ટર ગુવિન્સના નામપર એક ભલામણની ચિઠ્ઠી લખી દીધી હતી જ્યારે નાનાસાહેબ લકનૌના કમિશનર મિસ્ટર ગુવિન્સને મળ્યા ત્યારે તેણે પોતાના ઢંગથી કોઈ વિશેષ પ્રીતિભાવ વ્યક્ત ન કર્યો મિસ્ટર ગુવિન્ને લખ્યુ છે કે 'તેનો રંગ લુખ્ખો અને ગર્વસૂચક હતો તેના નાનાભાઇનો સ્વભાવ અને રગઢગ અધિક પ્રીતિદાયક હતા' મિસ્ટર ગુવિન્સે નાનાસાહેબને સર હેનરી લેરિન્સ સાથે મેળવી દીધો જ્યારે વાતચીતથી એમ માલુમ પડ્યુ કે તે લકનૌની સહેલ કરવાને આવ્યો છે ત્યારે તેણે પોતાના કર્મચારિયોને આજ્ઞા દઇ દીધી કે તેઓ તેનો યથોચિત સત્કાર કરે જોકે નાનાસાહેબે મિસ્ટર ગુવિન્સને કહ્યું હતું કે હુ થોડાએક વખત સુધી લકનૌ રહીશ પર તુ તે એકદમ લકનૌ છોડી ને તરત જ ત્યાથી ચાલ્યો ગયો આ વખતે તે જે અગ્રેજ સાથે રહેતો હતો તેને એમ જણાવ્યો પણ નહીં તેણે ફક્ત મિસ્ટર ગુવિન્સને એટલુ જ કહેરાવી મોકલ્યુ કે કોઇ વિશેષ આવશ્યક કાર્યવશાત્ હુ કાનપુર જાઉં છુ તે વખતે તેને કાંઈ હરકત ના નડી અને કોઇનું ધ્યાન તેની તરફ ના ગયુ

લૉર્ડ ડલહૌસીની અદ્રદર્શિતાપૂર્ણ નીતિ અને તેના તથા તેના ઉત્તરાધિકારીની સાથે કૉર્ટ ઑફ ડાયરેક્ટર દ્વારા કરવામા આવેલા અન્યાયપૂર્ણ વ્યવહારે નાનાસાહેબને અગ્રેજ સરકારના એક અનન્ય ભક્ત અનુયાયીમાથી એક ઘોર શત્રુ બનાવી દીધો અને તેની સાથે સાથે જ, બહુસખ્યક લોકોને કપનીની વિરૂદ્ધ શસ્ત્ર ગ્રહણ કરવાને લાચાર કર્યા નાનાસાહેબની દુરીવાદિ અને ઇસ્ટઇન્ડિયા કપનીનું પતન એ બે એવી બાબતો છે જે એક બીજા સાથે જોડાયેલી છે અને ભારતના ઇતિહાસમા તેની નોંધ લેવાયેલી છે એ સિવાય ક્રોધાંધ થઇને નાનાએ જે ભયકર કાર્યમા ભાગ લીધો તેનાથી ભારતના પ્રસિદ્ધ પેશવાના રાજવશી કુલનુ અસ્તિત્વ પણ નાશ પામ્યુ. બિઠુરમાં નાનાના ઘરના ખડેર અને કાનપુરનો સ્મૃતિકૂપ જ અતિમ પેશવાના ઉત્તરાધિકારીના સ્મૃતિચિન્હ આ દેશમા હવે શેષ રહી ગયેલ છે*

---

* શ્રીયુત [illegible] વાજપેયીના હિન્દી લેખ ઉપરથી.

# આપણી શિલ્પકળાનો નાશ.

લેખક—ભાનજી દામજી નાયક.

જીવનનિર્વાહ કરવા માટે જગતના સર્વ દેશોને પ્રાય સર્વમા મુખ્ય બે ઉપાયોનું શરણ લેવું પડે છે એ બ તેમા પહેલો ઉપાય ખેતીનુ કામ, અને બીજો શિલ્પકળા છે જો આ ઉપાયોમાથી એક પણ ઉપાય કોઇ દેશમા ન હોય તો તેનુ મોટુ દુર્ભાગ્ય સમજવુ જોઇએ જે દેશમા શિલ્પકળા નથી અને જીવનનિર્વાહ કરવા માટે કેવળ ખેતીપર જ આધાર રાખવામ આવે છે, તેની આવકનો અર્ધો ભાગ તો નષ્ટ થાય છે જો જીવનનિર્વાહ માટે કેવળ ઉદર અનાજ ઉત્પન્ન કરવાનો જ હોય તો જે સાલમા અનાજની પેદાશ ઓછી થાય એ સાલમા દુકાળ અવશ્ય પડવાનો જ હિંદની બરાબર આવી જ દશા છે ગયા ૫૦ વર્ષમ અહિં બ ડીયાર માર દુકાળ પડેલા છે, તેમ જ ખાધાખોરાકીના પદાર્થો નહિ મળી શકવાથી દોઢ કરોડથી વધારે મનુષ્યોએ પ્રાણત્યાગ કર્યો છે!

આપણી શિલ્પકળાની અવનતિનું કારણ શુ છે? ઉત્તરમા દુઃખપૂર્વક કહેવુ પડે છે કે, તેનુ કારણ વીલાયતની સંકુચિત રાજનીતિ છે અંગ્રેજજાતિ શિલ્પકળાપર અવલંબી રહી છે, આપણી શિલ્પકળાની જેટલે અંશે પડતી થાય તેટલે અંશે તેમા તેમનો લાભ સમાયલો છે, તેમ જ તેના માનની તેટલી જ બચત છે કેટલાએ સૈકાથી હિંદ પોતાના સુતરાઉ અને રેશમી કાપડ માટે જગતમા મુખ્ય સ્થાન પામી રહ્યું છે અગારમા સૈકાના છેવટ સુધી હિન્દનું સુતરાઉ તેમ જ રેશમી કાપડ જ માત્ર નહિ પરંતુ જેટલી કારીગરીની વસ્તુઓ છે એ સર્વ યુરોપ અને એશિયાના મુખ્ય શહેરોમા વેચાતી હતી, પરંતુ હિંદનુ રાજતંત્ર જ્યારથી અંગ્રેજના હાથમા આવ્યુ ત્યારથી તેઓ હિંદની શિલ્પકળાની અવનતિ કરવા માટે કમ્મર કસવા મંડ્યા

ઇ સ ૧૭૬૫ મા બંગાળનો રાજ્યસમ્બન્ધી વિભાગ અંગ્રેજોના હાથમા આવ્યો, અને ઈ સ ૧૭૬૯ મા ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડીરેક્ટરોએ ૧૭ મી માર્ચના પત્રમા પોતાના કારભારીઓને લખ્યુ કે —

"બંગાળમા રેશમ ઉત્પન્ન કરવાના કાર્યને ઉત્તેજન આપવુ, પરંતુ રેશમી વસ્ત્ર બનાવવાના કામને તો ઉત્સાહહીન જ બનાવી દેવુ જેઓ રેશમી વસ્ત્ર બનાવે છે તેમને કંપનીના કામ માટે નોકરી ઉપર ગણાવવા તેમ વળી કોઇ આ હુકમનો અનાદર કરે અને બીજે સ્થળે જઇને કામ કરે તો તેનો દંડ કરવો."

હાઉસ ઑફ કૉમન્સના સભાસદોના અભિપ્રાય મુજબ આ આજ્ઞાનુ પરિણામ એ આવ્યુ કે કારીગરીદ્વારા જીવનનિર્વાહ કરનારા હિન્દનુ સ્વરૂપ પલટાયુ (Ninth report, P 64)

સુતરાઉ અને રેશમી કાપડ બનાવવાની કળા હિન્દમાથી લુપ્ત થઈ ગઇ અને, જે જાતિ પહેલાં બીજી જાતિઓને કપડા પહેરાવતી હતી તે આજે પોતાની લાજ ઢાંકવા માટે વીલાયતનું મોઢું જોઇ રહી છે ઇ સ ૧૭૯૪માં વિલાયતથી ૧૫૬૦ રૂપીઆનુ કાપડ હિન્દમાં આવ્યું હતુ, પરંતુ વીસ વર્ષ પછી ઇ સ ૧૮૧૩ મા તે વધીને ૧૦૮૮૨૪૦ રૂપીઆનુ કાપડ આવ્યુ હતું

'ઇંડિયન બ્લ્યુ બુક' જોવાથી જાણી શકાય છે કે ઇ સ ૧૮૧૩ મા હાઉસ ઑફ કોમન્સની ખાસ બેઠક મળી હતી, અને એ સભામા વૉરન હેસ્ટીંગ્સ, સર જૉન માલકમ્, સર ટૉમસ મનરો વગેરેના ગીતો ગવાયા હતા, એના ૫૦ વર્ષ પૂર્વે હિન્દમાં લાગલાગટ દુષ્કાળ પડયો હતો આ સાલમાં મુંબઇમા પણ દુકાળ પડ્યો હતો, સભા મેળવવાનો ઉદ્દેશ એ હતો કે, હિંદની ઉન્નતિ શી રીતે થાય? હિંદની કારીગરી શી રીતે કેળવાઇ વૃદ્ધિ પામે, કયા ઉપાયથી દુષ્કાળને રોકી શકાય? પ્રજાના પ્રાણોનુ રક્ષણ શી રીતે થઇ શકે? પરન્તુ થયુ શુ? બરાબર એથી ઉલટુ જ દરેક સભાસદને પૂછવામાં આવ્યુ કે કયો ઉપાય હાથ ધરવાથી હિંદવાસીઓ સ્વદેશી વસ્તુઓ છોડીને વિદેશી વસ્તુઓ વાપરતા થઇ જાય વૉરન હેસ્ટીંગ્સને પૂછવામાં આવ્યું "તમે તો હિંદીઓનુ ચારિત્ર તથા અભ્યાસને જાણો છો શુ આપ એમ ધારો છો હિંદીજનો પોતાના વ્યવહાર માટે વિલાયતની વસ્તુઓ ખરીદશે?

વૉરન હેસ્ટીંગ્સે જવાબ આપ્યો—"જરૂર પડતા તેમ જ મોજશોખ માટે મનુષ્યો વસ્તુઓ ખરીદે છે હિન્દીઓને, ઘરની, ભોજનની અને માત્ર થોડા કપડા શરીરપર નાંખવાની જ જરૂર પડે છે, તેમ જ આ બધી વસ્તુઓ તેના પગની નીચેની માટી પણ તેઓને આપી શકે છે, કહો તો પછી આ બધી વસ્તુઓ માટે હિન્દીઓ વીલાયતી વસ્તુઓનો શામાટે આશ્રય લેને?"

સર જ્હૉન હિન્દીઓની બાબતમાં લગભગ ઘણુ જાણતા હતા, હિન્દીઓને લગતું જેટલું જ્ઞાન તેઓ ધરાવતા હતા તેટલું જ્ઞાન ભાગ્યે જ આજ સુધીના બીજા અંગ્રેજો ધરાવી શક્યા હશે તેમણે કહ્યુ —ઉત્તર હિન્દુસ્તાનના લોકો યુરોપીયન કરતાં કઇક ઉચા છે, તેઓ શારીરિક મજબૂતાઇ માટે પ્રખ્યાત છે માત્ર એટલુ જ નહિ પરન્તુ તેમના માનસિક ગુણો પણ ઉચા પ્રકારના છે તેઓ સાહસિક અને ઉદાર હોય છે, તેઓનુ સાહસ જેટલુ મહાન્ છે તેટલી જ તેઓની સત્યનિષ્ઠા જબરી છે હિન્દીઓને વીલાયતી વસ્તુઓ વાપરવાની બાબતમા તેમણે કહ્યુ કે —એ સભવતુ નથી કે તેઓ વીલાયતી વસ્તુઓ ખરીદે પહેલવહેલાં તો તેઓ સીધી અને તદ્દન સરળ રીતભાતના હોય છે, પરન્તુ જો તેઓને બધી વસ્તુઓની જરૂરીયાત હોય તો પણ તેઓ વીલાયતી વસ્તુઓ ખરીદી નહિ શકે, કારણકે તેઓમા તે ખરીદવાનું સામર્થ્ય નથી'

આ બધાના અભિપ્રાયો કરતા કર્નલ મનરોનો અભિપ્રાય ઘણો મહત્વનો હતો થોડો સમય પસાર થયા બાદ કર્નલ મનરોને મદ્રાસના ગવર્નર બનાવવામા આવતા 'સર'ના ખેતાબથી વિભૂષિત કરવામા આવ્યા હતા હિન્દીજનો તરફ એને જેવી સહાનુભૂતિ હતી તેવી બીજી કોઇ અંગ્રેજની ભાગ્યે જ હશે એ વખતે હિન્દીઓની બાબતમા અંગ્રેજોના મનમા અનેક પ્રકારની ગેરસમજુતીઓ ઘર ઘાલી બેઠી હતી કૉમન્સ સભાના સભાસદો પણ આ દોષથી મુક્ત નહોતા તેમણે મનરો મહાશયને પુછ્યુ —શુ હિન્દની સ્ત્રીઓ પતિની દાસી સમાન નથી? મનરો મહાશયે કઇક ગુસ્સે થઇને કહ્યુ 'નહિ' તેઓની હાલત પતિની દાસી સમાન નથી આપણા દેશમા —કૌટુમ્બિક બાબતમાં સ્ત્રીઓને જેવા અધિકારો છે તેવા

અધિકારોની હિન્દીઓને જરૂર નથી ત્યાર પછી બહુ જ મહત્વનો પ્રશ્ન પૂછવામા આ પ્રશ્ન થયો કે—શુ હિંદીજનોને સભ્ય બનાવવા એ શક્ય છે? મનરો મહાશયે કહ્યુ—જો સારી કાર્યપદ્ધતિ, કારીગરીમા કુશળતા, સુખશાન્તિના યોગ્ય ઉપાયો મેળવવાની શક્તિ, ભણવા ગણવામાટે શહેરો અને ગામડાઓમા સ્કુલોની સ્થાપના, અતિથિસત્કાર, દયા, ધર્મ, સ્ત્રીઓ પર સૌથી વધારે વિશ્વાસ રાખવો—આ સર્વ જો સભ્યતાના લક્ષણો હોય તો 'હિંદીજન યુરોપીયનો કરતાં ઓછા સભ્ય નથી

વ્યાપારની ખીલવણીના સવાલ વિષે મનરો મહાશયે જવાબ વાળ્યો કે—" મારા વિચાર પ્રમાણે હિંદમા વીલાયતી વસ્તુઓને વેચવામા કિંમતના વધારા સિવાય બીજા પણ ઘણા વિઘ્નો રહેલા છે આના કારણો પણ પાણી અને વાયુનો પ્રભાવ, ધાર્મિક અને જાતીય અલગ સમા રહેલો ભેદ, અને વળી તેથી મોટી જે મુશ્કેલી છે, તે કારીગરીની બાબતમા હિંદીઓની પ્રધાનતા છે "

આ જવાબે આ બધી બાબતોથી અંગ્રેજો નિરાશ તો ન થયા, અને તેઓ વીલાયતની વસ્તુઓને હિંદમા ફેલાવો કરવા માટે બનતો પ્રયાસ કરવા લાગ્યા જે જે ચીજો વિલાયતથી અહીં આવવા લાગી તેનાપર ઓછો 'કર' નાખવામા આવ્યો અને હિંદમાથી જે વસ્તુઓની નિકાસ થવા લાગી તેનાપર વધારે 'કર' નાખવામા આવ્યો મીલનો ઇતિહાસ પૂરો કરતી વખતે અધ્યાપક એચ એચ વિલ્સને લખ્યુ છે કે—ભાષણોમા કહેવામા આવ્યુ હતું ઇ સ. ૧૮૧૩ સુધી હિંદમા બનેલા સુતરાઉ અને રેશમી કાપડનો બજારોમા ફાયદા સહિત વેચવામા આવતુ હતું, હિંદમાં બનેલુ કાપડ વીલાયતી કાપડ કરતાં ૫૦ થી ૬૦ ટકા જેટલા ઓછા દરે વેચવામા આવતું હતુ, એથી એ બાબતની જરૂર પડી કે વિલાયતી માલના બચાવમાટે હિંદના માલની કિંમતપર ૭૦ થી ૮૦ ટકા 'કર' નાખવામા આવ્યો જો આ પ્રમાણે ન કરવામાં આવ્યુ હોત તો પેઝલી અને મેંચેસ્ટરની મીલો તરત શરૂઆતમાં જ બંધ કરવી પડત, અને યાંત્રિક કળાનો ઉપયોગ વધારવામા આવતા છતા પણ તે નભી શકત નહિ હિંદના ઉદ્યોગ-ધંધાઓનું ગળુ મચરડીને આ મીલો ચાલવા માંડી, પરંતુ જો હિંદ સ્વતંત્ર રહેવા પામ્યુ હત તો આનો બદલો અવશ્ય લેત તેને પોતાની રક્ષા કરવાનો અવકાશ ન મળ્યો, હિંદના બજારોમા વીલાયતી માલનો જબરજસ્તીથી પ્રસાર કરવામા આવ્યો, અને તેને કર પણ ભરવામાં ન આવ્યો જે પરદેશી વ્યાપાર આ દેશના વ્યાપાર સાથે સરખી હરીફાઇ કરવામાં આવતાં છતા હરીફાઇ કરી શકે તેવો નહોતો તેને તેના અધિકાર રૂપી હથિયારનો આધાર લઇ નીચો પાડી તેનું ગળું મચરડી નાખ્યું

ઇ સ ૧૮૨૩ મા કંપનીના ડિરેક્ટર હેન્રી સર જ્યોર્જ રેકરે કહ્યુ હતું કે "ઘણા દિવસો સુધી હિંદનું સુતરાઉ કાપડ એ મુખ્ય કારીગરી મનાતી હતી અમે તેનાપર ૬૭ ટકા જેટલો 'કર' નાખ્યો વળી તેને બાદ આ દેશમા આવતો જ અટકાવી દેવામાં આવ્યો પરંતુ અમે સારી યાંત્રિક કળોની મદદથી બધો માલ બનાવીને હિંદમા વેચાવા લાગ્યા એ રીતે જે હિંદીઓ પોતે

ઈંગ્લંડ અને હિંદ બન્ને દેશો એક જ રાજાના તાબામા છે છતાંપે પક્ષપાત પૂર્ણ અધિકારને લીધે એક દેશની પ્રજા એવી ચિંતામાં પડેલી છે કે પોતાની અનર્ગળ પુજીને કયા ખુણામાં રોકવી ત્યારે બીજા દેશની પ્રજા દિનપ્રતિદિન દરિદ્ર અને ઉપાયહીન થઈ રહી છે આથી જો એ ચાર વર્ષોમા એકાદ દુષ્કાળ પડી જાય તો તે અકાળે મૃત્યુના મુખમા આવી પડે છે, આથી વધારે દુ ખની હદ કેઈ હોઇ શકે છે !

હિંદના રાજ્યધનનો અર્ધો ભાગ દર વર્ષ ચુમી જ લેવામા આવે છે, અને તેના બદલામા એને રાતીપાઇ પણ મળતી નથી આ રકમદ્વારા અમારા દેશના કરોડો માણસો એક વર્ષ સુધી સાસારિક ખર્ચ ચલાવી શકે છે જે દેશમાથી આટલી મોટી રકમ ચુમી જ લેવામા આવે છે, તે બીજા પચાસ વર્ષમા દરિદ્ર નહિ બની જવા પામે ? શુ તેને દુષ્કાળનુ દુ ખ સહન કરવુ નહિ પડે ? અંત કરણનો અવાજ કહે છે —'કેમ નહિ ?'*

---



* હિંદી ઉપરથી અનુવાદ

# ગામઠી નિશાળમાં ફરી એક ડોકિયું.

( ખગોળવિદ્યાના મૂળતત્વો )

લેખક —રા હરિલાલ પ્રભુલાલ ધાયા, બી એ, એલએલ, બી

મહેતાજી—છોકરાઓ, આજે નવો અઘરો વિષય શરૂ થાય છે, એનું નામ ખગોળવિદ્યા ખ એટલે આકાશ—

પ્રમોદરાય—ખ એટલે કાંઇ આકાશ હોય, સાહેબ ?

મહેતાજી—કેમ ન હોય ? સંસ્કૃત ભાષામાં બોલતાં જડબું ખડી જાય એવા આકરા શબ્દો આવે છે તેમ ટુંકા ટચ એકેક અક્ષરના શબ્દો પણ ઘણા હોય છે જેમકે ક એટલે પાણી, ખ એટલે આકાશ વગેરે

પ્રાણશંકર—સાહેબ, ગ એટલે ?

મહેતાજી—( ડોળા કાઢીને ) ગ એટલે ગધેડો, તારા જેવો ! ( સ્વગત ) હું શું કહેવા જતો હતો તે આણે ભુલાવી દીધું ! (પ્રકાશ) રમણકર ઉભો થા મેં થોડી વાર પહેલાં શું કહ્યું ?

રામશંકર—ગ એટલે ગધેડો સાહેબ !

મહેતાજી—બેસી જા બેસી જા બેવકુફ !—હું શું સમજાવતો હતો, ઇશ્વરલાલ ?

ઇશ્વરલાલ—ખ એટલે આકાશ

મહેતાજી—બરાબર, ત્યારે હવે યાદ રાખો કે ખ એટલે આકાશ, અને ગોળનો અર્થ ગોળો થાય છે આકાશ પૃથ્વીની બધી બાજુ ફેલાયલું હોવાથી ગોળા જેવું કહેવાય છે

કેશવલાલ—સાહેબ કાલે આકાશનો પાઠ ચાલતો હતો એમાં એવું આવ્યું હતું કે આકાશ કોઇ ખરી વસ્તુ નહિ-પણ ખાલી દેખાવ છે, અને આજે તમે કહો છો કે આકાશનો ઘાટ ગોળા જેવો છે !

મહેતાજી—શું ?! અત્યારે આકાશનો પાઠ ચાલે છે ?! તારું ધ્યાન કયાં ભમતું ભમે છે ? બેવકુફ ?! એમ ખગોળવિદ્યા નહિ શિખાય ! ચાલ સાંભળ ધ્યાન દઇને !—આકાશના ગોળામાં સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, તારા વગેરે શું શું આવેલું છે તે જાણવાની વિદ્યાને ખગોળવિદ્યા કહે છે આપણે પૃથ્વી ઉપર રહીએ છીએ માટે પહેલાં તેનું જ વર્ણન કરીએ પૃથ્વીનો આકાર ગોળ છે

પ્રાણશંકર—લાગે છે તો સપાટ મેદાન જેવી !

મહેતાજી—એવું સાબિત થયું છે કે પૃથ્વી સપાટ દેખાય છે તો પણ ખરું જોતાં ગોળ દડા જેવી છે દરિયામાં જતાં આવતાં વહાણો જુઓ કોઇ વહાણ દૂરથી આવતું હોય ત્યારે સૌથી પહેલી સઢની ટોચ દેખાશે, પછી વચલું ખોખું અને છેવટ તળું દેખાશે દૂર જતાં વહાણનું તળું પહેલું દેખાતું બંધ થશે તે પછી વચ્ચેનો ભાગ અને છેવટે ટોચ દેખાતી બંધ થશે પૃથ્વી સપાટ હોત તો આમ ન થાત —કેમ, નથી સમજાતું ?—બીજો દાખલો લ્યો વહાણવટીઓ એક જ દિશામાં સફર કર્યા કરે તો જ્યાંથી તેઓ નીકળ્યા હોય ત્યાં જ પાછા આવી પહોંચે છે, આથી એમ નક્કી થાય છે કે પૃથ્વી ગોળ છે

રામશંકર—એવી સફર કોઇએ કરી જોઈ હશે, સાહેબ?

મહેતાજી—ઘણા જણે

રામશંકર—કોણે?

મહેતાજી—ખલાસીઓએ!

રામશંકર—એમ નહિ, એકાદ ખલાસીનું નામ કહો, સાહેબ!

મહેતાજી—(મ્હોં મરડીને) નામનુ શું કામ છે? (સ્વગત) અહ્યા, માસ્તરને નામ આવતુ હોય છતા પુછે છે? (પ્રકાશ) હુ કહુ છુ તે તમારે સૌએ માનવુ કે એવી સફર ઘણા વહાણવટીઓએ કરેલી છે, અને સરકારે એ બાબતનો પાકો શોધ કરી બ્હાર પાડ્યુ છે કે પૃથ્વી ગોળ છે હવે એ પૃથ્વી પોતાની ધરીની આસપાસ ફરે છે તેનો વિચાર કરીએ

પ્રેમરાય—સાહેબ, પૃથ્વી ગોળ છે એ તો કદાચ મનાય પણ તે પોતાની ધરીની આસપાસ ફરે છે એ ઝટ મનાતુ નથી

મહેતાજી—ન મનાય તો પણ ખરી વાત એ જ છે આપણે આગગાડીમા બેઠા હોઇએ, ત્યારે ઝાડપરના ઝાડ સામી દિશામા દોડતા દેખાય છે પણ આપણે જાણીએ છીએ કે આગગાડી જ દોડે છે, ઝાડ તો ત્યાના ત્યા જ છે એ પ્રમાણે પૃથ્વી પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે તેથી સૂર્ય પૂર્વથી પશ્ચિમ તરફ જતો હોય એવુ આપણને લાગે છે

પ્રેમરાય—આગગાડી ચાલે છે એ તો આપણે ચોક્કસ જાણીએ છીએ, પણ પૃથ્વી ફરે છે કે કેમ એ તો નક્કી કરવાનુ છે, ત્યારે પછી એવો દાખલો કેમ લઈ શકાય, સાહેબ?

મહેતાજી—(સ્વગત) બિચારાની શંકા સાવ સાચી છે! હું ભણતો ત્યારે મ્હારી પણ એ જ શંકા હતી અને એનો ખુલાસો હુ પોતે પણ હજી બરોબર જાણતો નથી! (પ્રકાશ) ત્યારે આપણે બીજો દાખલો લઈએ કુદરતનો નિયમ છે કે મોટી વસ્તુ નાની વસ્તુ તરફ ન જાય પણ નાની વસ્તુ મોટી વસ્તુને તાબે રહે એટલા માટે સૂર્ય મોટો હોવાથી પૃથ્વીની આસપાસ ફરતો નથી પણ પૃથ્વી જ પોતાની ધરીની આસપાસ ફરતી હોવી જોઇએ એવુ અનુમાન થાય છે

(રામશંકર પ્રેમરાયની ટોપી ઉડાવી દે છે)

મહેતાજી—(તે તરફ દોડી જઇને રામશંકરનુ કાન પકડતા) કેમ તુચ્યા! આ કલાસ છે કે બજાર છે? પાટલી ઉપર ઉભો થા ચાલ જલદી!

રામશંકર—એ તો સાહેબ, નાની વસ્તુ તરફ મોટી વસ્તુ જાય છે કે કેમ તે તપાસી જોયું! હુ નાનો છુ તો પણ તમે મારી તરફ ધસી આવ્યા તેથી કુદરતનો નિયમ ખરો લાગતો નથી

મહેતાજી—(સ્વગત) હવે આનો શો ખુલાસો કરવો? (પ્રકાશ) કુદરતનો નિયમ નિર્જીવ વસ્તુઓને લાગુ પડે છે, સજીવ વસ્તુઓને નહિ, કેમ કે જીવતાં પ્રાણીઓ શક્તિ પ્રમાણે ગમે તેમ હરી ફરી શકે છે હવે સૌની ખાતરી થઈ હશે કે પૃથ્વી પોતાની ધરીની આસપાસ ફરે છે

પ્રેમરાય—પૃથ્વી ગોળ છે એની સાબિતી જેવી મજબૂત છે, તેવી સાબિતી એ પોતાની ધરી ઉપર ફરે છે તેની નથી એનું શું કારણ હશે સાહેબ ?

મહેતાજી—એનું કારણ એટલું જ છે કે આપણે પૃથ્વીથી જુદા પડી શકતા નથી, જો એમ બનતું હોત તો અલગ થઈને બધું તપાસી ખાતરી કરી શકત

પ્રમોદરાય—સાહેબ, તમે પોતે માનો છો કે પૃથ્વી પોતાની ધરીની આસપાસ ફરે છે ?

મહેતાજી—(સ્વગત) મને પણ એ બાબતનો શક તો છે જ પણ કહેવાય કેમ ?—(પ્રકાશ) પૃથ્વી ગોળ છે અને પોતાની ધરીની આસપાસ ફરે છે એવો સરકારી કાયદો છે, માટે આપણે તેને માન આપવું ! આ બાબતોની સાબિતી ગમે તેવી નબળી હોય તો પણ આપણા કરતા વધારે ડાહ્યા મનુષ્યોએ ખાતરી કરી જોઈ છે કે એ વાત નક્કી છે તમારે ચોપડીમાં ખપતું હોય, ગાડામાં ન ગણાતું હોય અને પરીક્ષામાં પાસ થતું હોય તો એ કાયદાને માન આપવું, જે એમ નહિ કરે તે જંગલી લેખાશે

( પટાવાળો નોટીસ લાવે છે )

મહેતાજી—(વાંચીને) નગરશેઠનો એકનો એક દીકરો ગુજરી જતા તેની દિલગીરીમાં આજની રજા પાળવામાં આવે છે

( વિદ્યાર્થીઓના મ્હોંપર ખુશાલી પ્રગટે છે )

મહેતાજી—કેમ ! બહુ મજા પડે છે ? ! હં ! !—હું જો હેડમાસ્તર હોત તો આવે પ્રસંગે સૌને બે કલાક વધારે ગોંધી રાખું ! ખરી દિલગીરી તો ત્યારે પળે !

રામશંકર—પણ તમે હેડમાસ્તર હો જ શાના, સાહેબ ! ?

મહેતાજી—કેમ કેમ ? મગજ ખસી ગયું છે શું ? આવતી અઠવાડીક પરીક્ષામાંથી સૌ ઓછા, હડડ માર્કસ લેજો !—આજે સમજાવેલી બન્ને બાબતોમાં હજી ઘણા દાખલા બાકી રહી ગયા છે તે બીજે વખતે થશે હવે ગોંધાટ કર્યા વિના, સૌ એક પછી એક, ક્લાસની બહાર જાઓ, જોઈએ ?

[ દરેક વિદ્યાર્થી મહેતાજીને સલામ ભરીને જાય છે ]

---

## જોઈએ છીએ.

૧ અંગ્રેજીમાંથી શુદ્ધ સારા ગુજરાતીમા ભાષાન્તર કરી શકે તેવા સાહિત્યપ્રિય લેખકો. કૉલેજમાં બીજી ભાષા 'સંસ્કૃત' હોવી જોઈએ

૨ અંગ્રેજ માસ્તર સાથે પત્રવ્યવહાર કરી શકે એવો પ્રમાણીક, ખંતીલો અને મહેનતુ કારકુન

—મળો મેનેજર, સમાલોચક, મુંબાઈ નં. ૪

( મળવાનો વખત સવારના નવ વાગ્યા સુધી )

---

# યોગીનો ભેદ.

લેખક-રા હરગોવિન્દ કાનજી ભટ્ટ.

ભગવાન્ સૂર્યનારાયણ જાણે આજને માટે પોતાનુ કર્તવ્ય હવે પુરૂ થયુ હોય એમ માનીને આખા દિવસના થાકથી અસ્તાચળ તરફ કૂચ કરે જતા હતા સંધ્યા કેશરી રંગની સાડી પહેરી મહિમાતાના ખોળામા મગ્ન થઈ રમી રહી હતી આકાશ કેવળ સ્વચ્છ હતુ કોઇ કોઇ ઠેકાણે તારાઓ દશ્યમાન થવા લાગ્યા એવામાં શશિરાજ પોતાનુ અજવાળુ આ અખિલ વિશ્વમાં ગભીરતાથી ફેલાવવા માટે આવી પહોચ્યા એટલે હિમગિરીની શોભામા ઓર વધારો થયો પાપમોચિની ભાગિરથીની ચારે બાજુ નાના મોટા નિર્મળ ઝરણા વહ્યા કરતા હતાં અને તેને કિનારે જે લીલી ધ્રો ઉગી નીકળી હતી તે કુદરતે જ જાણે લીલી જાજમ બીછાવી હોય તેવો ભાસ થતો હતો અત્યારે ઝરણાઓના વહનનો ખળખળ અવાજ અને પખીઓના મીઠા કલરવ સિવાય બીજો સૂર સભળાતો ન હોતો

આ રમ્ય સ્થળ વચ્ચે આવેલી પર્ણકુટીમા એક યોગીરાજ રહેતા હતા રૂપાના વાળા જેવી સફેદ દાઢી મૂછ, લાબી જટા, ખાડા પડી ગએલા ગાલ અને ઉડી ઉતરી ગએલી આખોવાળા તે યોગી "वसुधैव कुटुम्बकम्" એ સૂત્રનો પરમ ઉપાસક હતો તેનો ચહેરો ભવ્ય, ચિત્તાકર્ષક, અને સાચા માણસના હૃદયમા પૂજ્યભાવ ઉત્પન્ન કરે તેવો હતો એના દિલમાં ઉડા ઘા હતા એકાતવાસી છતા એના હૃદયસાગરના મોજા અમર્યાદિત હતા

તે કોણ હતો ? પામર યોગી કે કર્મયોગી ? આંધળી સત્તાની દષ્ટિએ એની બેદરકારીનો પાર ન હોતો ત્યારે "સત્ય સકલ્પનો દાતા ભગવાન છે, અને તે સત્ય મનોરથ પૂર્ણ કરે છે" એમા એને અપાર શ્રદ્ધા હતી એના જીવનભરમા એની આશાની ઇમારતો જમીનદોસ્ત થઈ ગઈ છતા એ હતાશ થયો ન હોતો એની આશા અમર હતી

આ રમ્ય સ્થળમા વસનાર યોગીના આશ્રયમા નિરજન આવી રહ્યો હતો નિરજન આવી વેળાએ આ તમામ કુદરતી દશ્ય નિહાળી પોતાનુ ભાન ભૂલી ગયો હતો એની શાન્તિમા અચાનક ભગ પડયો એક હૃદયભેદક ચીસ સભળાઇ આ ચીસ કયાથી આવી ? તે નિરજન જાણી શકયો નહિ બ્હેબાકળો ઉભો થયો તેનુ હૃદય કપી ઉઠયુ ડાબી બાજુ ફરીને પર્ણકુટિ ફરતો એક ચકરાવો ફર્યો મનુષ્ય કે પ્રાણી કોઈ દષ્ટિગોચર થયુ નહિ એટલે નિરજનની ચિતામા વધારો થયો ભેદનો ખુલાસો મેળવવા તે અધિરો બન્યો ચકરાવો પુરો થયો અને બાગમા પેસવાના આગળના દરવાજા પાસે પહોચ્યો ત્યા તો ફરીને બીજી ચીસ સભળાઇ નિરજનને ખાત્રી થઈ કે આ ચીસ પર્ણકુટિના અન્દરના ભાગમાથી આવેલ છે. એટલે ઉતાવળે પગે એ અદર ગયો અને બીજી એક ફાળે તો પર્ણકુટિના દ્વારમા જઈ ઉભો, જોયુ તો તેના ગુરૂ, તેના જીવનદાતા, તેને નવજીવન અર્પનાર, તેનો પ્રાણ બચાવનાર યોગીરાજ બેભાન સ્થિતિમા પડ્યા હતા આખો ઉચી ચડી ગઇ હતી. શ્વાસ રૂધાયો હતો નિરજન એક પળ

વારમા ચીસનો ભેદ પામી ગયો, દોડયો, અને પોતાના બન્ને હાથે યોગીરાજની આંખો દબાવી દીધી ત્યાં તો ફરીને ત્રીજી હૃદયભેદક ચીસ સભળાઈ, અને કોઈની ક્ષમા માગતા હોય તેમ યોગીરાજ ધ્રુજતે હાથે બે હાથ જોડી રુદન કરતા જણાયા "ક્ષમા દેવી !" એટલુ અધૂરૂં અધૂરૂં સંભળાયુ તુરત જ નિરંજન ઉઠયો અને કમંડળમાંથી પાણી લઈને યોગીના માથાપર ને આંખોપર ખૂબ છાંટયુ થોડી વારે યોગીને સંપૂર્ણ શુદ્ધિ આવતાં ચોમેર આંખો ફેરવી જાણી લીધુ કે પોતાની થોડીક પળો પૂર્વેની હકિકતથી નિરંજન અજ્ઞાન નથી તેમ નિરંજનની પણ વિચારપરંપરાનો અન્ત ન આવ્યો આ યોગી ને જન્મથી જ યોગી નથી પણ આમાં ખરેખર કંઈ ભેદ છે. અને તે ગુપ્ત રહસ્યનુ સ્ફોટન થવા જરૂર છે એ નિશ્ચયપર નિરંજનને આવતાં વધુ વખત ન લાગ્યો

"વત્સ નિરંજન ! વિચારમાળા તજી દે સ્વસ્થતા મેળવ" ગુરૂજીના સ્વસ્થતાભર્યા શબ્દોએ નિરંજનને ચમકાવ્યો

"ગુરૂજી ! ક્ષમા કરો હૃદયની એક ઉર્મિ બહાર પાડુ ? નિરંજન બે હાથ જોડી આજ્ઞા માગતો બોલ્યો

"શુ કહેવુ છે ? ખુશીથી કહે, તને સર્વ પ્રકારે આજ્ઞા છે " ગંભીર મુખમુદ્રાથી યોગીએ જણાવ્યુ

"આપની અસ્વસ્થતાનુ કારણ કૃપા રાહે જણાવીને આ દિન સેવકને એ માની લીધેલા દુ ખમા ભાગી બનાવો એ જ મારી પ્રાર્થના છે " નિરંજને પોતાની ઇચ્છા જણાવી દીધી

યોગીરાજ ખડખડાટ હસી પડ્યા પ્રતિધ્વનિ રૂપે નિર્જન પર્ણકુટિ પણ હસી 'શુ કહું વત્સ ! ચિત્તની ભ્રમણા ! બીજુ શુ ? મારા હૃદયને વ્યથા નથી જેટલુ તારી નજરે જણાયુ છે તેટલુ હજી મારૂ તપોબળ અધુરૂ છે એ સિવાય બીજુ શુ હોઈ શકે ? અને કદાચ કંઈ પણ ગુપ્ત વ્યથા હોય તો તેને પ્રસિદ્ધિ આપવામા કયો લાભ થવાનો છે ?" યોગીએ સ્નિગ્ધપણે ઉત્તર આપ્યો "આપની આજ્ઞાનો અનાદર કરવાનો મને અધિકાર નથી પરંતુ મને જો પાત્ર ગણતા હો તો એક હૃદયની વાત બે હૃદય જાણે તો ભાર ઓછો થવાનો સંભવ છે ખરો " નિરંજને અતિશય વિવેકથી જિજ્ઞાસા બતાવી

"તારો આગ્રહ છે તો નિરંજન ! સાંભળ — તારી દૃષ્ટિમા જણાતો આ યોગી તે ખરેખરો યોગી હોઈ શકે કે કેમ, એ એક મહત્વનો પ્રશ્ન છે આ યોગી તે યોગી નથી યોગને લાયકનો જીવ નથી યોગ લેવા જેટલી શક્તિ હજી તેનામા આવી ન હોતી ત્યાં તેને ફરજીઆત યોગ સ્વિકારવો પડયો મને યાદ છે ભુલી નથી ગયો બાર વર્ષ પહેલા હુ યોગી ન હોતો. ધર્મપુરનો પ્રધાન હતો સર્વ સત્તાધારી હતો મહારાજાની પૂર્ણકૃપાનુ પાત્ર હતો પ્રજા મને જ જોતી હર્ષ વરસાવતી. શત્રુઓ મારૂં નામ સાંભળી કંપતા ઐશ્વર્યની પણ ખામી નહોતી. રૂપ, ગુણ, અને શીલવતી અર્ધાંગના હતી તે સાધ્વી સ્ત્રીનુ નામ સુશિલા હતુ સુશિલા તે સુશિલા જ હતી મારા હૃદયની દેવી હતી. સુશિલા એટલે મારા પ્રેમમંદિરની પ્રતિમા.

રશિમા એટલે મારા મનોરાજ્યની મહારાણી " સુશિલા એટલે ગૃહમંદિરની દેવી સુશિલા એટલે મારૂં સર્વસ્વ નિરંજન ! તે કાળે હું અપાર સુખી હતો. લોકદૃષ્ટિએ ખરેખરો સુખી હતો એ જાહોજલાલી ભાગ્યના કારભારીની કર્મકથા તું સાંભળશે ? " એમ કહેતામાં તો યોગીની આંખમાં પાણી ભરાઈ આવ્યાં નિરંજનની પણ એ જ દશા થવાની હતી એમ તું વર્ત્યો તેણે મૌનપણે સાંભળ્યા જ કર્યું યોગીએ અર્ધ જ વિરામો વઈ ગંભીરપણે કહેવાની શરૂઆત કરી "

" એક વેળા દેશમાં મોટો દુકાળ પડ્યો જમીનની મહેસુલની તપાસણી માટે મારે રાજ્યમાં બધે ફરવું પડ્યું ખેડુતોની દશા મેં જાતે જોઈ, ખરેખરી સ્થિતિ વસ્તુસ્થિતિથી મને લાગી આવ્યું અને મેં મહારાજની પરવાનગી લઈ એ વર્ષનું મહેસુલ માફ કરવા ખેડુતોને વચનથી અભય ન આપ્યું હું રાજધાનીમાં આવ્યો રાજાજી ન માને તો ખેડુતોની આગેવાની લઈ સત્યાગ્રહ કરવા મેં ખેડુતોને કહેલું પરિણામે એ સમય આવ્યો ખેડુતોએ ગમે તે ભોગે મહેસુલ ન ભરવાની પ્રતિજ્ઞાઓ લીધી ને એકના બે ન થયા રાજાએ અધિકારી સત્તાના આધારે ખેડુતોના સ્થાવર જંગમ મહેસુલ વસુલ કરવાના હુકમો કર્યા પણ મેં પોતે એ અન્યાયી હુકમનો અનાદર કર્યો, તે જ દિવસે મારાપર આપત્તિનું એક વાદળ તૂટી પડ્યું મહારાજાએ મને રાજમહેલમાં બોલાવ્યો, અને હું ગયો આ વેળા હું મહારાજની નજરમાં ન હોતો રાજ્યનો વફાદાર પ્રધાન, કે ન હોતો ખેડુતોનો વફાદાર આગેવાન પણ એક ગુન્હેગાર તરીકે મહારાજ મને જોઈ રહ્યા હતા એમની મુખમુદ્રા ક્રોધથી છવાઈ રહી હતી તેનામાં ન હોતી પ્રજાની દયા, કે ન હોતી પ્રજાની શરમની આડી આવતી રેખાઓ તેના ભવ્ય કપાળમાં ક્રોધાવેશની નસો ચડેલી હતી, અને તે જાણે ક્રોધ ઈશ્વરના રૂદ્ર સ્વરૂપે વિરાજેલો હતો "

કંઈપણ વખત લગાડ્યા વિના મહારાજ બોલ્યા " મારા રાજ્યના સ્થંભ, મારા માનેલા વફાદાર કારભારી ! મેં ન હોતું ધાર્યું કે તું આમ બેવફા નીવડશે ખેડુતોને અભયદાન આપવાનો તને શો અધિકાર ?"

" મને ? મને નહિ તો એ અધિકાર કોને હોય ? " મેં જણાવ્યું

" ચાણાક્ય ! " મહારાજાનો કોપ વધ્યો " ચતુરાઈ જવા દે અને સત્ય હકીકત કહે "

" પૃથ્વીપતિ ! સત્ય હકીકત એ છે કે ઓણુ સાલ ખેડુતો મહેસુલ આપી શકે તેમ નથી " મેં સ્પષ્ટ કહી દીધું

" વિશ્વાસ અને કૃપાનો આ ઉપયોગ ? મારા નિમકહલાલ પ્રધાન ! કહે તે શું કર્યું છે ? મહારાજાએ ગર્જના કરી

" મેં શું કર્યું છે ? દેવરૂપ મહારાજા ! મેં તમારી આજ્ઞા લઈ મહેસુલ માફ કરવાનું રંક ખેડુતોને વચન આપ્યું છે " મેં ઉભરો ખાલી કર્યો

" તેં માફ કરવાનું વચન આપ્યું છે કે મારી પ્રજાને બળવો કરાવવાનું વચન આપ્યું છે તેં જે સાહસ કર્યું છે તેનું પરિણામ જો ! " આમ કહેતામાં તો મહારાજા ઉભા થઈ ગયા.

"પ્રજા અને લશ્કરથી આ દન્ય જોયુ જાય તેમ ન હોતુ પરન્તુ મેં જ એને સપૂર્ણ શાન્તિ જાળવવાની પુરતી તાલીમ આપેલી હોવાથી તેમનાથી જરા જેટલુ પણ તોફાન થઇ શકે તેમ ન હોતુ તો પણ મને થએલા આ અન્યાય માટે લશ્કરે દેવરૂપ મહારાજાને ચરણે હથી માર મુકી દીધાં અને પ્રજા ગભીરાઇથી પરમાત્માની સ્તુતિ કરવામાં તલ્લીન થઇ ગઇ રાજાને પોતાની વિપરીત અવસ્થા માલૂમ પડી શુ કરવુ તે સુઝે નહિ છેવટે રાજાજીએ જણાવ્યુ કે 'પ્રાણથી પ્રિય મારી પ્રજા અને આત્મરૂપી સૈનિકોનુ તુ કૃપાપાત્ર હોવાથી તને દેહાંતદંડની સજામાંથી મુક્ત કરૂ છુ' એમ કહીને રાજાજીએ ઘોડો નગર પ્રતિ ફેરવ્યો પ્રજા અને સૈન્ય મારા દુખમા ભાગ લેતાં ત્યા જ ઉભા રહ્યા ને સુશિલાનો યથાવિધિ અગ્નિસરકાર કર્યો મારૂ પ્રિય બાળક પણ એ જ દશામા મુકાયુ મારૂં સર્વસ્વ આ ચિન્તામા બળી જતુ જોઇને મને વૈરાગ્ય થયો આ સ્મશાનવૈરાગ્ય ન હોતો પણ ખરો જ હતો નિરજન ! એ વૈરાગ્યના પરિણામે નગર છોડી ચાલી નીકળવા મેં મારાં પગનાં ફેરવ્યા પ્રજા આડી પડી લશ્કર અને પ્રજાનો ઘોર અવાજ થયો "રાજા અમારી પૂજ્ય ભાવના હોય ત્યા સુધી અને ગૌબ્રાહ્મણ પ્રતિપાળનુ બીરદ સાચવે ત્યાં સુધી" પરન્તુ મારા દઢ નિશ્ચય પાસે તેમનુ ચાલ્યું નહિ, હુ ચાલી નીકળ્યો દૃષ્ટિમર્યાદ બહાર થયો ત્યા સુધી તેઓ ત્યા જ પુતળાની માફક ઉભા રહ્યા " યોગીએ પ્રજાપ્રેમ યાદ કરી બેચાર આસુ પાડ્યાં અને હૈયુ ભરાઈ આવતાં શાતપણે પોતે જ પોતાની આંખો દબાવી દીધી વળી પાછા સ્વસ્થ થઇ કૈંક ગણગણ્યા અને નિરજન તરફ નજર કરી બોલ્યા

"નિરજન ! મારો ભૂતપૂર્વ ઇતિહાસ આનાથી વધારે નથી હા, ગુરૂજીએ આપેલો ઉપદેશ પણ કહી દઉં એટલે મારૂં આત્મવૃતાત પુર્ણ થાય એક રાતે ગંગા કાંઠે એ એ જ ઠેકાણુ કે જ્યાંથી મેં તને જળસમાધિ લેતા અટકાવ્યો—હુ શાના જાપ જપતો હતો તેનુ મને બરાબર સ્મરણ નથી પણ એક મહાત્મા મારા 'જય ગંગે', ના અવાજમાં કઇક ભેદ પામતાં જ મને આ પર્ણકુટિમા લઇ આવ્યા અને તેમણે મને કર્મયોગનુ જ્ઞાન આપ્યુ બોધ આપ્યો બાકી રહેલા કર્મો સમજાવ્યા સત્ય, અહિંસા અને દયાના ઉચ્ચ મન્ત્રોની પ્રસાદી આપી જીવનમા એનુ રહસ્ય ઉતારતા શિખવ્યુ મારા કર્મો હજી બાકી છે એમ મને જણાયુ હુ અને મહાત્માજી એક વર્ષ કરતાં કંઇક વધારે સમય આ પર્ણકુટિમાં સાથે રહ્યા એક રાત્રિએ મને જણાવ્યા વિના તેઓશ્રી ગયા તે ગયા પાછા જણાયા જ નથી" આ હકિકત સાંભળી નિરજન એકદમ ધ્રુજતો હતો તેની આંખોએ અન્ધારા આવ્યાં તેમ જ ચહેરાપર એકદમ ફીકકાશ આવી ગઇ યોગીએ નિસાસો લેતા લેતા નિરજનને ઉદ્દેશી કહ્યુ "એ પણ હરિની માયા જ છે જાણે છે ? જોયુ ને ? મહારાજાએ મારી વફાદારીની કિમત આંકી બદલો આપવામા કઇ મણા રાખી છે ?" પ્રધાન યોગીએ હસતે ચહેરે જણાવ્યું "બદલો ? મનુષ્ય જાત ભૂતને પાત્ર છે રાજા શો બદલો આપવાનો હતો ? રાજા તો પચમહાભૂતનુ પુતળુ છે જીવત પ્રાણી છે રાજા, રાજાનો ધર્મ ભુલ્યો ઉન્મત્ત બન્યો પ્રજા એ રાજાનુ સર્વસ્વ છે

એ સિદ્ધાન્ત રાજા ભુલી ગયો" નિરંજને પોતાનો અભિપ્રાય જણાવી અત્યન્ત દુ:ખિત હૃદયે સહેજ હાસ્ય કર્યું.

"પરંતુ તેથી પ્રજાને શો લાભ થયો ? ગરીબ રાંકડા ખેડુતો કે જે રાજ્યરત્નના મણકા છે તે તો બીચારા રહેમાઈ જ ગયાને ! તેને શો ન્યાય મળ્યો ?" પ્રધાન યોગીએ આમ કહી એક દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો.

દુ:ખી ડુંગરાના ઉંચામાં ઉંચા શિખરપર બીરાજેલા યોગીને પાતાળવાસી યોગી તરીકે પ્રધાન યોગીને નિરંજને આજે તેના સાચા સ્વરૂપમાં ઓળખી લઈને કહ્યું—"અમરનાથ !"

નિરંજનના મોંઢામાંથી પોતાનું મૂળ નામ સાંભળતા જ પ્રધાન યોગી ચમક્યો. ગર્વ અને દયામય ચહેરાવાળા પ્રધાન યોગીએ વૈરાગ્યના ઝી આંખોથી સ્નેહભાવે અને કૃતજ્ઞપણે નિરંજન સામે એકીટશે જોયા કર્યું અને પુછ્યું "નિરંજન ! કહે તું કોણ છે ?"

"હું કોણ છું એ હવે તો ન જાણવામાં જ મજા છે"

"મારે સંપૂર્ણ વૃત્તાન્ત જાણવા પછી તું કોણ છે એટલું પણ જાણવાને હું વિશ્વાસપાત્ર નથી ?" પ્રધાન યોગીએ ચીરાઈ જતા હૃદયે કહ્યું.

"વિશ્વાસ કે અવિશ્વાસનો સવાલ નથી. પણ     એટલા અધુરા વાક્યે નિરંજન ગળગળો થઈ ગયો અને પ્રધાન યોગી કંઈ પણ કહે તે પહેલાં તો એક બાળકની જેમ એ રડવા લાગ્યો. પાછો સહેજ સ્વસ્થ થઈ પ્રધાન યોગીના પગમાં પડી કહેવા લાગ્યો

"અમરનાથ ! મને ક્ષમા કર ક્ષમા કર"

"પણ તું કોણ છે ? આ સાધુના વેશમાં ઓ શયતાન ?"

"હા, હું શયતાન હતો પણ હવે નથી. હું ખરેખરો સાધુ છું. હું કોણ છું તે તને કયે મોંઢે કહું ?"

"જે મોંઢે કહેવાનું હોય તે મોંઢે કહે કે તું કોણ છો ?"

"અમરનાથ ! મને માફ કર. હું તે છું, કે જેણે તારા કુટુંબની હત્યા કરી. નાગહત્યા અને સ્ત્રીહત્યા જેવાં ઘોર પાપ વ્હોરી લીધાં. તને દેશવટો આપ્યો. અધિકાર સત્તાના મદમાં રાક્ષસી ભાવનાવાળો હું એ જાલીમ નૃશંસ નૃપાળ."

નિરંજનનું કહેવું પુરૂં થાય તે પહેલાં જ પ્રધાન યોગીથી રહેવાયું નહિ. એટલે ક્રોધને જેણે જીત્યો હતો તે અમરનાથ—પ્રધાન યોગી દયાર્દ્ર શરણે આવેલા પરંતુ પોતાના ભૂતપૂર્વ મસ્તિક મહારાજાને ભેટી પડ્યો.

"મહારાજ ! તમે આ દશામાં કેમ ? રાજ્યધુરી કોને શિર ? અનાથ બાળી ગરીબ ગાય જેવી રાંકડી પ્રજાનો ધણી કોણ ?"

"અમરનાથ ! તારી પ્રતિજ્ઞાના—અનશન વ્રત લીધાના ખબર આપણી પ્રજાએ જાણ્યા ત્યારથી જ ત્યારથી પ્રજા સંપૂર્ણ કર્મયોગી બની. મેં સર્વ પ્રકારની રાજનીતિ અજમાવી જોઈ પરન્તુ પ્રજા મક્કમ. આ સબળ સામે મારી રાજ્યસત્તાનું ગજવેલ ન ફાવ્યું તે ના જ ફાવ્યું અને મેં કહ્યું

યે ન ચાંક્યું આખરે એક ઢંઢેરો બહાર પાડી પ્રજાને સંપૂર્ણ સ્વરાજ્ય આપી મ રાજ્યનો ત્યાગ કર્યો રાજા પદનો હિણપત લગાડનાર કયે મોઢે હુ તારા જેવા શુદ્ધ પ્રમાણિક પ્રજાવત્સલ અને ખરા કર્મયોગી પ્રધાન—યોગી સાથે વાત કરૂ ! મને તારી માફી માગવા જેટલો પણ હકક નથી તો પણ હે ઉદાર હૃદયવાળા 'અહિંસા પરમો ધર્મ ' અને 'સત્ય ચર ધર્મ ચર' ના પરમ ઉપાસક અમરનાથ ! તુ મને માફ કર" એમ કહી નિરંજન અમરનાથને ભેટી પડી પૂબ રડયો

મનુષ્ય જાતની સહનશકિતને પણ હદ હોય છે યોગી પણ આખરે મનુષ્ય, અને ભત કાળનાં દૃશ્યો નજર આગળ ખડાં થતા હૈયુ કેમ હાથ રહે ? બન્ને યોગીઓ ઘણીવાર સુધી એક બીજાને ભેટી ખુબ રડ્યા, અને અશ્રુમોના આંસુઓ પાડ્યા *

# ચિત્ર પરિચય.

'સમાલોચક'ના આ અંકમા ત્યાગ અને સેવાનુ ચિત્ર વાચકો સમક્ષ સાદર કરતા તેની વીગત સ્પષ્ટ કરવાની અમને જરૂર લાગે છે

આ ચિત્રમા એક ધનિક કુટુંબ—પતિપત્ની—પ્રાત કાળે રેંટિઆચક્રનુ પૂજન કરે છે—એ પૂજન નથી ફૂલપુષ્પની આરાધનાવડે થતું, પરન્તુ રેંટિઆ ઉપરથી સુતર કાંતી તૈયાર કરવાનુ છે પતિપત્નીએ ખાદીના જ સાદાં વસ્ત્રોથી પોતાના અંગને દીપાવ્યા છે બે નિર્દોષ બાળક ભાઈબ્હેન એકપત્રાવલિએ જમે છે ત્યા ગૌમાતા આવે છે બાળક ભાઈ અરધો કડકો પોતાના મ્હોમા મુકે છે બીજો અડધો કડકો ગૌમાતાને ધરે છે માતાપિતા સંસારી ગૃહસ્થી છતાં ત્યાગી દેશજનની સેવા અર્થે રેંટિઆની આરાધના કરે છે બાળક ભાઈબ્હેન પોતાને માટે પીરસેલી પત્રાવલિમાથી જ ગૌમાતાને ખવરાવે છે સારૂં કુટુંબ ખાદીથી જ પરિધાન થયુ છે ઉદ્યાન જેવાં એકાન્ત રમણીય સૃષ્ટિના રમ્ય સ્થળમા આ ત્યાગ અને સેવાની દીક્ષા લઈ પોતાના દેહની મુક્તિદ્વારા સારા દેશની મુક્તિમાટે પુરૂષાર્થથી સ્વાતંત્ર્યયજ્ઞમાં એ આખુ કુટુંબ આહૂતિ આપી રહ્યુ છે હિન્દમા આવા જ કુટુંબોથી ક્યારે નવેદિશાઓ ઉભરાઈ જશે ?

બીજા બે ચિત્રો નંબૂર ।। વિશ્વવિખ્યાત ગિરિસપ્પા ।। ધોધના છે મુંબાઈના એક જાણીતા અમ્હારા મિત્ર ફોટોગ્રાફર ભાઈ કીર્તિકરે આ ચિત્રો સમાલોચકમા પ્રસિદ્ધિ માટે આપ્યા છે તેમનો અમ્હે અહિં અંત કરણપૂર્વક આભાર માનીએ છીએ

* આ વાર્તાનો કેટલોક ભાગ સ્વ અશ્વિનીકુમારનો હતો તેમાં સુધારો વધારો કરી ચાલુ તૈયાર કરી છે

# એક રાજકુમારીનું વિચિત્ર સાહસ.

લેખક—રા છગનલાલ હરિલાલ પંડ્યા, બી એ

આપણાં ગુજરાતી નાટકોમાં આજકાલ ઘણે ભાગે એક પ્રકારની એકરૂપતા-સમાનતા-ભિન્ન પ્રસંગોના અભાવ-અને પિષ્ટપેષણ-ના જેવો ઘાટ જોવામાં આવે છે તેનું રણ મને તો એમ જણાય છે કે આપણી સમાજોની અન્દર બનતા બનાવો-આપણા રીતિ વાજોને લઇને એવા વિચિત્ર-એવા વિવિધ પ્રકારના-હોતા નથી કે જેથી આપણા લેખ ને તે ચિતરવાનો અવસર મળે યુરોપીયન પ્રજાની પરિસ્થિતિ એ સંબંધમાં ભિન્ન પ્રકારની તેમને ત્યાં સ્ત્રીઓને મળતી વિવિધ પ્રકારની કેળવણી, સ્વતન્ત્રતા, શારીરિક તથા માનસિક ગની અભિવૃદ્ધિ, પુરુષો સાથે હરવા ફરવાની છુટ-એ આદિ કારણોને લઇને તેમના જીવનમાં વા તો અવનવા પ્રસંગો બની આવે છે કે તેનો ખ્યાલ પણ આપણા દેવીઓને આવવો કે છે તેવા પ્રસંગો આલેખવાની કળા તે દેશોના ઘણા લેખકોમાં જોવામાં આવે છે ને તેને લીધે જ તેમનાં ગ્રંથો આપણને વિશેષ રૂચિકર થઈ પડે છે ત્યાંની સ્ત્રીઓના કેટ ક પરાક્રમ એક રીતે આપણા દેશમાં અનુકરણ કરવા યોગ્ય ન પણ ગણાય એ હું સ્વીકારૂ તથાપિ તે જાણવાથી મન ઉપર કંઈ નવી જ જાતનો પ્રકાશ પડે છે-નવું જ જ્ઞાન મળે અને વિવેકબુદ્ધિથી ત્યાંની કેળવણીનો ઉપયોગ થાય તો તે અવશ્ય લાભકારી છે એમ યા વિના ચાલતું નથી

ત્યાંની રાજકન્યાઓ કેવી હિંમતવાળી, નિડર સાહસિક છતાં પરોપકારી અને સુશીલ ના દયાળુ હોય છે તેનાં અનેક દ્રષ્ટાન્તો આપણા જાણવામાં છે તેવી એક રાજકુમારિકાને બનેલા ઘણા વૃત્તાન્તોમાંથી નીચેનો એક પ્રસંગ વાચકોને અભિનવ રૂચિકર જણાશે એમ સમજી ને વર્ણવવામાં આવે છે —

પ્રિન્સેસ ઓઆનું નામ તેના દેશમાં એક અપ્રતિમ લાવણ્યવતી બાળા તરીકે સુવિખ્યાત હતું તેનું વય નાનું છતાં શરીરનો બાંધો સુદ્રઢ હતો ને પુરૂષોને યોગ્ય સર્વે પ્રકારની રમતોમાં તેને તાલીમ મળેલી હોવાથી તેનાં અવયવોમાં એક નવીન પ્રકારની ચપળતા આવી હતી ને તેની સાથે તેની કાન્તિમાં અદ્દભુત તેજ પ્રકાશતું હતું ઘણા રાજકુમારો અને યોગ્ય તેના રૂપથી અંજાઇ જઇને, દીપ શિખામાં પતંગ આત્મભોગ આપે છે તેમ આપવાને તત્પર થયા હતા—કેટલાકે તો સર્વસ્વ ખોઇને તેની પ્રીતિ સંપાદન કરવા માટે ભેખ લીધો હતો, પણ તેનું અંતઃકરણ હજી કોઇના ઉપર આકર્ષાયું ન હતું પોતાને માટે ઘણાક યુવકોએ જીવિત-ત્યાગ કર્યાનું સાંભળી તે હવે પોતાના રૂપને ધિક્કારવા લાગી હતી ને ભવિષ્યમાં તેવા પ્રસંગ ન બને તેના માટે પોતાના ભાઇ રાજપદે વિરાજતા હતા તેમની અનુજ્ઞા લઇને તે પોતાના રાજ્યમાં-રાજધાનીથી થોડે દૂર આવેલા એક જંગલની પાસેની ટેકરી ઉપર બંધાવેલા કિલ્લામાં જઇને રહી હતી ત્યાંથી તે દરરોજ ઘોડે બેસીને પાસેના જંગલમાં ફરવા નીકળતી અને તે પ્રદેશ ઝાડીથી ભરેલો તથા નિર્જન જેવો જ હોવાથી

તેને એકાન્તમા વિચરવામા ઘણો આ ાદ આવતો હવે કોઇ પુરૂષ તેની દષ્ટિયે નહિ જ પડે એવી તેની ખાત્રી થવા લાગી હતી–તથાપિ મનનો સ્વાભાવિક ધર્મ છે તેમ તેને કોઇ કો ્વાર એવી અનિવાર્ય લાલસા થઇ આવતી કે આવા પ્રદેશમા પણ કોઇ છેલ છબીલો વીર નર પોતાના પ્રેમને પાત્ર અણચિન્તવ્યો મળી જાય તો કેવું ! વિચાર આવવાની સાથે જ તે તેને દૂર કરવા પ્રયત્ન કરતી–બીજી વિષયોમાં મન પરોવતી પણ તે વિચાર મૂળ મૂકીને સો જતો જ નહિ માઇનના માઇન સુધી તે એકલી આવા ગાઢ અરણ્યમાં ફરતા જરા પણ ડરતી નહિ આવી રીતે અનેક વાર તે પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરી આવી હતી પણ એક દિવસ ફરતા ફરતા તે જરા વધારે દૂર નીકળી ગઇ અને તે નવા પ્રદેશમા તેને એક સુંદર સ્વરૂપવાન, રંગ તથા તેજમા અતિ આશ્ચર્યકારક અશ્વ એક વૃક્ષને થડે બાંધેલો જોવામા આવ્યો. તેના ઉપર બધો સામાન માંડેલો હતો તેથી તેની ખાત્રી થઇ કે અહીં આસપાસ તેના ઉપરનો સ્વાર કહીંક ફરતો હોવો જ જોઇએ એ વિચાર આવતાં, વળી પુન પુરુષ દર્શન થશે એવી બીતિ કે આશંકાથી તે પોતાનો અશ્વ પાછો વાળીને કિલ્લા તરફ જવા માટે મ્હોં ફેરવતી હતી એટલામાં તેની દષ્ટિ સામેથી આવતા એક રૂપસપન્ન, સ્વચ્છ વસ્ત્રોથી અલંકૃત, હવામા ફરતાંફરતા વાળના સુંદર ગુચ્છાવાળા એક યુવાન ઉપર પડી તેની કેડે મ્યાનમા મુકેલી તરવાર લટકતી હતી અને રૂપાની ચળકતી નળી-ઓવાળી બે પિસ્તોલો બીજી તરફ પટામા રાખેલી હતી બન્નેની દષ્ટિ મળતા જ તે યુવાને નીચા વળીને તેને પ્રણામ કર્યા અને ઘુંટણે પડી–ટોપી હાથમા લઇને અરજ કરવા લાગ્યો કે—

"બાઇસાહેબ! આપ જો ધારો તો મને અમૂલ્ય સાહાય્ય કરી શકો એમ છો "

"હું!" રાજકુમારીએ આશ્ચર્યથી ચકિત દષ્ટિએ પૂછ્યુ "તમે કોણ છો તે હું જાણતી નથી–હું કોણ છુ તે તમે જાણતા નહિ જ હો છતા મદદ કેવા પ્રકારની માગો છો?"

તેના મુખ ઉપર દષ્ટિ સ્થિર થતા રાજ્યકન્યાને ખાત્રી થઇ કે તે યુવાન લાવણ્યવાન્ તો છે જ

"બાઇસાહેબ!" યુવાને વિનયથી કહેવા માંડ્યુ "આપ કહો છો તે સત્ય છે,–પણ ઇશ્વરે જ આપને મ્હારી મદદમા મોકલ્યાં છે એમ હુ સમજુ છુ આપ મને નિરાશ કરશો તો આ મ્હારો અમૂલ્ય ઘોડો હુ હારી જઇશ ને તે જશે તો પછી હું જીવવાનો પણ નથી કેમ કે તે મને પ્રાણ સમાન વાહલો છે ને મ્હારા જીવનનો આધાર તેના ઉપર છે"

"ઘોડો કેમ હારશો? શુ કંઇ સરત બરત કરી છે?"

"હા જી અમારૂં ગામ અહીંથી માઇલેક દૂર છે ત્યા એોટો નામનો ખેડુત છે તેના લગ્ન લીના નામની કન્યા સાથે આજ થવાનાં છે ને તે કહવાય છે કે મ્હારી લીના જેવી રૂપવતી કન્યા આખા જર્મનીમાં નથી મ્હારાથી તેની આ બડાશ સાખી શકાઇ નહિ તેથી બોલાઇ ગયું કે 'એ તે તો ખરા–ત્હારી લીનાને પાણી ભરાવે એવી કન્યા હું ન લાવુ તો મ્હારૂં નામ ફીટ્ઝીપન નહિ" તે ઉપરથી તેણે શરત બાંધી છે કે આજ બપોર સુધીમા હું એના કરતાં પણ રૂપાળી

કે પાછો લાવું તો મને એણે એક હજાર ક્રાઉન આપવાનું ને હું ન લાવી શકું તો મ્હારે મ્હારો આ ઘોડો આપવો. હવે હું તો ગરીબ છું ને કયારનો યે એક એવી કન્યાની શોધમાં ફરૂં છું પણ મને તે ક્યાંથી મળે ? મ્હારો જીવ હવે તો આકુળવ્યાકુળ થાય છે. મરતાં શું બાકી જવાનું ? પણ હવે બહાર થવાને વાર નથી ને હું જુઠો પડીશ તો મ્હારૂં સર્વસ્વ ગુમાવી બેસીશ. તમને જોયાં ત્યારથી મ્હારામાં હિંમત આવી છે. તમારૂં મુખારવિંદ જ કહી આપે છે કે તમે દયાળુ ને પરોપકારી છો. તેથી મ્હારી અરજ નક્કી સ્વીકારશો. રૂપમાં તો તમારી કોઈ બરાબરી કરી શકે એમ છે જ નહિ. કહે છે કે અમારાં રાજકુંવરી રૂપરૂપનો અંબાર છે પણ તે યે તમને ન પહોંચે, એમ મ્હારૂં મન કહે છે. કૃપા કરી મુજ ગરીબ ઉપર દયા કરો."

"મ્હારે કયાં સુધી રોકાવું પડશે ?" રાજકુમારીને ખરેખર તેની દયા આવી અને વળી નવું નવું જોવાનું કુતુહલ પણ થયું તેથી તેણે પ્રશ્ન કર્યો.

"માત્ર બે કલાક જ. પછી હું આપની સાથે આવીને આપને આપના મકાન સુધી મૂકી જઈશ. મ્હારી ઝુંપડી અહીંથી થોડે દુર છે ત્યાં મ્હારી માતા મ્હારી વાટ જોતી બેઠી છે. કપડાંની પણ મ્હેં તૈયારી કરી રાખી છે, તે તમને બરાબર બેસતાં આવશે એમ મને લાગે છે."

"શું મ્હારે તમારા ગામડીઆ લોકનાં કપડાં પહેરવાં પડશે ?"

"હાજી, એ વિના તો હું અમારા લોકમાં ખપે એવી કન્યા લાવ્યો છું એમ તેમની ખાત્રી શી રીતે થાય ? મ્હારે માટે એટલી તકલીફ ઉઠાવશો તો હું જન્મભર આભારી રહીશ."

રાજકુમારીને મંદમંદ હાસ્ય આવવા માંડયું, પણ તે ખાળીને તેણે પોતાનો ઘોડો આગળ ચલાવ્યો અને ક્રીસ્ટીયનને ઇસારો કર્યો એટલે તે પણ પોતાને ઘોડે ચડી બેસીને તેનાથી આગળ રસ્તો બતાવવા ચાલ્યો. થોડી વારમાં જ એક ઝુંપડી તેમના જોવામાં આવી ને તેનાં બારણાં પાસે એક વૃદ્ધ સ્ત્રી આતુરતાથી રાહ જોતી ઉભેલી જણાઈ. તેણે પોતાના પુત્રને ઓળખ્યો ને તે સાથે કોઈ કન્યાને લઈ આવે છે તે પણ જોયું. તેથી તેના આનંદનો પાર રહ્યો નહિ. ઝુંપડી પાસે આવતાં જ તેણે રાજકુમારીને એક ઉંચી પંક્તિની સ્ત્રી સમજીને સભ્યતાથી આવકાર આપ્યો. ઘોડેથી ઉતરી રાજકુમારીએ તે ઝુંપડીમાં પ્રવેશ કર્યો એટલે ઘોડાને એક ઝાડ સાથે બાંધી ક્રીસ્ટીયન બ્હાર ઉભો રહ્યો. કુમારીએ જન્મારામાં કોઈ દિવસ ગામડીઆ લોકનાં વસ્ત્ર પહેરેલાં નહિ તેથી તેને વસ્ત્ર બદલતાં બહુ જ હસવું આવ્યું ને ચોળી વિગેરે તંગ લાગ્યાં પણ જેમ તેમ કરીને તેણે પેલી ડોસીની મદદથી પહેરી લીધાં. પરંતુ બૂટ તો એટલા નાના ને કઢંગા લાગ્યા કે તે તેનાથી એકદમ તો પહેરાયા નહિ. ધીમે ધીમે તે પણ જેમ તેમ કરીને પહેરી લીધા પછી તે ક્રીસ્ટીયન સાથે પેલા લગ્નમંડપમાં જવા નીકળી. રસ્તે ચાલતાં તેણે ક્રીસ્ટીયનને પોતાની વીંટી સંતાડી રાખવા આપી. ક્રીસ્ટીયનને હવે સોએ સો ટકા ખાત્રી થઈ કે પોતાનો ઘોડો ખોવાની બ્હીક તો ભાગી ગઈ પણ તે ઉપરાંત એક હજાર ક્રાઉન જેટલી મ્હોટી રકમ આજ તેના ગજવામાં આવશે તેથી તેટલો તે તાલેવંત થશે, એટલું જ નહિ પણ તેના ગામના બધા લોક અને બધી છોકરીઓ તેની અદેખાઈ કરશે અને

ઓટો તથા લીના તો મ્હોમાં આગળ જ ધાતીને ઠીકઠે મ્હોયે જોયાં જ કરતે કેમ કે પોતાની સાથે જે કુમારિકા આવતી હતી તેના રૂપમાં કંઇ મણા ન હતી ને તેની બરોબરી કરે એવું તેના ગામમાં તો કોઇ હતું જ નહિ મનમાં ને મનમાં તે રાજકુમારીનો ઘણો જ ઉપકાર માનવા લાગ્યો.

થોડુંક ચાલતા તેમને ટેકરી ઉતરવાની આવી ને તેની તળેટીમાં તેમણે જોયું તો ગાયનના મધુર રંગ ગાજી રહ્યા હતા ખાણાના ટેબલો પુષ્કળ મીઠી મીઠી વાનીઓથી ભરેલાં ગોઠવાઇ ગયાં હતા ઓટો ગામના પટેલ જેવો હોવાથી સર્વ તેને ત્યાં લગ્નોત્સવમાં ભાગ લેવા ભેગા થયા હતા બાળકો નિર્દોષ આનંદમાં આમ તેમ કુદતા ને રમતા હતાં કેટલાક સ્ત્રીપુરૂષો ઠઠ્ઠામશ્કરીમાં આનંદ લેતા હતા કોઇક કહેતું હતું કે ક્રીસ્ટીયન આજ નક્કી હારશે કેમ કે આપણી લીલા જેવી પણ કન્યા એને મળવાની નથી તો પછી એને હરાવે એવી તો એના ભાગ્યમાં ક્યાંથ હોય ? ઓટો પણ લીનાને સાથે રાખીને બધે ફરતો ને પોતે આવી સુંદરીને પરણવાથી ભાગ્યશાળી બન્યો છે એમ માનતો. લીના પણ આ શુભ અવસરે લજવાતી લજવાતી પોતાના સગાસંબંધી તથા સ્નેહીઓની શુભેચ્છા સ્વીકારતી આમતેમ પોતાના સ્વામી સાથે ફરતી હતી એટલામાં સર્વની દ્રષ્ટિ સામેથી આવતા જોડા ઉપર પડી એટલે સઘળું ધ્યાન લગ્નના આનંદમય વિચારોમાંથી ઉડીને તેમના ઉપર ચ્હોટયું આખરે ક્રીસ્ટીયન આવ્યો તો ખરો હવે તે કેવી લાકડીને લાવે છે તે જોવાનું રહ્યું આતુરતાથી સર્વ તે બન્ને તરફ અનિમેષ દ્રષ્ટિથી જોતા રહ્યા પરણનાર યુગલના મનમાં પણ ધાસ્કો તો પડયો કે આ આવીને અમારા રંગમાં ભંગ તો નહિ પડાવે ! જોતા જોતામાં તે બન્ને જણ મંડપમાં દાખલ થઇ ગયા અને આપણી રાજ્યકન્યાને નિહાળતા જ તેમનામાં હર્ષના પોકાર ચોમેરથી ગાજી રહ્યા બેડુતોના વસ્ત્રોમાં પણ તેનું રૂપ ઢાંક્યું રહેતું ન હતું-શરીરે ભરેલી-ગૌરવર્ણની-પૂર્ણ ચંદ્રસમાન, પ્રફુલ્લ મુખારવિંદવાળી આ આભ્યંગારી-મહાન્ નરેશની પુત્રી હોવાથી સર્વ કરતાં ચઢે એમાં આશ્ચર્ય પણ શું ? તેને પોતાને પણ આવી સર્વની લાગણી જોઇ સ્વાભાવિક રીતે જરા અભિમાન આવ્યું તે જાણતી હતી કે તેનું રૂપ અસાધારણ છે તેથી તે સર્વને આંજી નાખશે જ અને ક્રીસ્ટીયનના મનમાં પણ હવે ગર્વ આવી ગયો તેથી તે ઓટોની પાસે સર્વ જણ સાંભળે એમ કહેવા લાગ્યો કે "જોનો હવે તમારી લીલા કરતાં પણ અધિક સૌંદર્યવાન કન્યાને હું લાવ્યો ખરો કે નહિ ! જો તમારું મન તે વાત કબુલ કરતું હોય તો લાવો એક હજાર ક્રાઉન" ઓટો પ્રામાણિક માણસ હતો ને જે વાત કોઇથી પણ ઈન્કાર જવાય એવી ન હતી તેમાં એ વાંધો લે પણ શી રીતે ? તેથી તેણે પોતાની પરિણીત યુવતીને આશ્વાસન આપતા કહ્યું કે "ભલે એ ત્હારા કરતા ચઢતી કન્યા લાવ્યો પણ મ્હારે મન તો સંસારમાં તુજ સમાન બીજી કોઈ રૂપવતી છે જ નહિ ને મ્હારો પ્રેમ ત્હારા ઉપરનો અગ-અચળ જ રહેશે" તેથી તેને જરા સંતોષ થયો ઓટોએ તરત જ ઘરમાંથી લાવીને એક હજાર ક્રાઉનની થેલી ટેબલ ઉપર ખણખણાટ કરતી મૂકી દીધી તેને એવી બ્હીક ન હતી કે પોતે હારશે તેને તો ખાત્રી હતી કે ક્રીસ્ટીયનનો ઘોડો પોતે જીતી જ ચૂક્યો છે તેથી આવું અણધારેલ પરિણામ આવેલું જોઇને તેનું મ્હો ઉતરી જાય એ સ્વાભાવિક હતું

આખેખર તેના આનન્દમાં ભંગ જ પડયો ને અને ચકૂર ગાનિમાં ફિકકે નહેરે ફરવા લાગ તે જોઈ રાજકન્યાને તેમને માટે ઘણી દયા આવી ને તે એકદમ આવીને લીનાને મ ળી તેણે જોયું કે લીનાનું સૌંદર્ય કઈ સાધારણ પ્રકારનું ન હતું, આખા ગામમાં તેના જે સ્વરૂપવતી કન્યા બીજી કોઈ હતી જ નહિ અને પોતે આમ અચાનક આવી ચઢી ન હત તે ક્રીસ્ટીયનનો ઘોડો જવાનો જ હતો તેથી તેણે કોઈનની થેલી ઉપાડીને પોતાના તરફથી લીના ભેટ આપી તથા ક્રીસ્ટીયનને કહ્યું કે 'તમારી હું આટલા પૂરતી દેવાદાર છું" લોકો તર લીલા તેની આવી મહાનુભાવના તથા ઉદારતા અને સદ્‌ભાવ જોઈને ચકિત થઇ ગયા તમ એમ લાગ્યું કે આ કોઇ શ્રેષ્ઠ કુળની જ લલના હોવી જોઇએ તેઓ તેને પગે પડવા જત હતાં પણ રાજકન્યાએ તેમને વાર્યાં હવે લોકોમાં ખડભડાટ જરા નરમ પડ્યો હતે તેથી ક્રીસ્ટીયનને તેણે પાછા ફરવાની ઇચ્છા જણાવી ને તેની સાથે તે સવને હળીમળીને તેમનાથ છૂટી પડી ચાલતી ચાલતી ક્રીસ્ટીયનની ઝુંપડીએ આવી તેમની પાછળ ગામના જુવાનીઆ કેટલાક કુતૂહલમાં જોવાને ચાલતા ચાલતા આવતા હતા તેઓ માહોમાંહે પૂછતા હતા કે આ તારી રત્નને એ કયાંથી ઉપાડી લાવ્યો હશે? એને એ પરણશે ખરી! જોઇએ તો ખરા શું થવા જાય છે"

ક્રીસ્ટીયનને કાને કેટલાક મશ્કરીના શબ્દ પડતા હતા તેથી તે ખીજવાઇ ગયો હતો ને પોતાને ઘેર પહોંચતા જ તેણે રાજકન્યાને અંદર જવાનું કહી તેના ગયા પછી બારણું બંધ કરી દીધું અને પિસ્તોલો કેડમાંથી કાઢીને પેલા જુવાનોની સામે ધરીને જોરથી કહેવા લાગ્યો કે—"જો બચ્ચાઓ હું વીશ ગણું છું ત્યાં સુધીમાં કોઇ અહીં રહ્યો તે મુવો જ સમ જજો" જુવાનીઆઓ ચેતી ગયા કે એ માર્યા વિના-ઠાર કર્યા વિના-રહેશે નહિ તેથી તેઓ પૂંઠીઓ વાળીને પાછા નાઠા પણ એક બે તોફાની છોકરા પિસ્તોલનો બહાર પહોંચી શકે નહિ એવે સ્થળે સંતાઇને જોરથી બૂમ પાડવા લાગ્યા કે—' જા ને નગારા તારાથી કોણ ડરે છે ?— ણ જાણે કોનીએ વહુ દીકરી ઉપાડી લાવ્યો હશે ખરો હોઉ તો નામ ઠામ બતાવ ને ?— તેને ત્હારી વને થાય છે તે '—સાંભળી ક્રીસ્ટીયનનું મ્હોં ઉતરી ગયું તેમને તે કશો ઉત્તર દેવ ગ્યો નહિ કુંવરી અંદર વસ્ત્રો બદલતી હતી તેને કને પણ કેટલાક શબ્દો પડ્યા હશે તેથી ચમકી પણ બ્હાર આવતા કંઇ બોલી નહિ તેણે ક્રીસ્ટીયનને માત્ર પોતાનો ઘોડો લાવવા હ્યું તે આવ્યો એટલે તેના ઉપર તે બેસી ગઇ ને ક્રીસ્ટીયન પણ પોતાને ઘોડે સ્વાર થઈ ગયો ત્યાંથી તેઓ પાછા રાજકન્યાના આવાસ ભણી જવા નીકળ્યા માગમાં ચાલતા રાજકન્યાએ પોતાનું મૌન વધારે વાર ગાળી નહિ શકવાથી ક્રીસ્ટીયનને પુછ્યું કે—"પેલા છોકરાઓ તેને લુટારો કેમ કહેતા હતા?" ક્રીસ્ટીયને નમ્રતાથી જણાવ્યું કે તેમનું કહેવું ખરું હતું તે પોતાને જે કંઇ મળે તે તેવી રીતે કમાઇ ખાતો હતો ને તેથી જ તેનો ઘોડો તેને જીવ જેટલો વ્હાલો હતો રાજકુમારી આ સાંભળી સ્તબ્ધ બની ગઈ પોતે કોની સાથે આમ ગઇ હતી તે વિચાર આવતા તે ક્ષોભવાણી શું પડી ગઇ તેને દયા લાગી આવી ને વિચાર થયો કે આવો સુન્દર બળવાન, યુવાન કુમાર્ગે

જતો અટકે અને પ્રામાણિક ધધાથી પોતાનુ ગુજરાત ચલાવે તો કેવુ સારૂ? તેથી તેણે તેને પ્રશ્ન કર્યો કે "તને રાજાસાહેબની નોકરીમા રહેવુ નથી ગમતુ?" ક્રીસ્ટીને અરજ કરી કે નોકરીના બન્ધનમા જન્મારો ગાળવા કરતાં તે સ્વતત્રપણે જીવન ગાળવાનુ વિશેષ પસદ કરે છે કુવરીને પોતાને આ વેળા પોતાના સબન્ધી પણ કઇક વિચાર આવ્યો હશે-લગ્નની ધુસરી ખાધે લઇને ફરતા ફરતા તે કેવી રીતે છુટથી ફરવા ચાહતી હતી? તેથી તે કઇ વિશેષ બોલી નહિ પણ તેણે ગજવામાથી એક કાગળ કાઢી તેના ઉપર ૧૦૦૦ ક્રાઉન તેને મળે એવી ચીઠી શાહી તીજોરીપર લખી પોતાની સહી કરીને તેને આપી ને કહ્યુ કે હારી પાસેથી મ્હેં જે રકમ લીધી છે તે તને આ ચીઠીથી મળશે માટે તે લઇ આવજે ચીઠીમા સહી જોતા ક્રીસ્ટીયન જરા ચમક્યો. અત્યાર સુધી તેને કદી શકા આવી હશે કે આ પોતે જ રાજકુમારી છે, પણ તે નિશ્ચિતપણે કહી શકે તેમ ન હતુ તેની બોલી ચાલી ને રીતભાત તથા વિવેક ઉપરથી તેની શકા વધતી જતી હતી અને હવે જ્યારે ચીઠીમા સહી જોઇ ત્યારે તો તેની ખાત્રી થઇ તેની સાથે જ તે ઘોડેથી એકદમ ઉતરીને રાજકન્યાને ચરણે નમી પડ્યો પોતાના સાહસ માટે તે ઘણી જ આજીજી સાથે ક્ષમા માગવા લાગ્યો અને અજાણ્યે તેમના જેવા રાજકુમારીને આટલો બધો શ્રમ આપ્યો હતો તે માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યો તેની સાથે જીવિત પર્યંત તે તેમનો નમ્ર બન્યો હતો તે પણ તેણે જણાવ્યુ અને કુમારીએ જ્યારે તેને પોતાની નોકરીમાં રહેવા પૂછ્યુ ત્યારે તેણે તે ઘણી ખુશીથી સ્વીકાર્યુ -રાજકુમારીએ તે વિશે હવે પછી ગોઠવણ કરવાની ઇચ્છા જણાવી ક્રીસ્ટીયને સોપેલી ચીઠી તે હવે પાછી આપવા લાગ્યો પણ કુવરીએ લીધી નહિ ને કહ્યુ કે 'તને કઇ સકટ આવી પડે તો આ ચીઠી મને મોકલી મદદ માગજે પણ મ્હારૂ માને તો આવા ધધામા હવે વધારે વાર જોડાઇશ નહિ" આમ કહીને તે એકલી જ ઘોડો દોડાવતી આગળ ચાલી ક્રીસ્ટીયને સાથે આવવા વિનતિ કરી પણ તેની તેણે ના પાડી

રસ્તે ચાલતાં તેને આજના અભિનવ સાહસના જ વિચારો આવ્યા કર્યા બીનાનું સાહસ-તેનુ માર્દવ-તેની નમ્રતા આદિ સાંભરી આવ્યા ને તેને તથા ક્રીસ્ટીયનને પોતે સુખી કરી શકી હતી તે માટે મનમાં આનન્દ પામવા લાગી

—અપૂર્ણ

---

અક્ષરજીવન ૬ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઇ



# તમારૂં બાલક નિશાળમાં કેમ ચાલે છે?

આ પ્રશ્ન આજકાલ બહુ વિવાદનો થઈ પડયો છે અને એથી જણાય છે કે પોતાની સતતિના માનસિક વિકાસ માટે માબાપ કેટલા બધાં આતુર રહે છે પણ તેસાથે તેમની શારીરિક સપૂર્ણતા પે કેટલી જરૂરની છે એ કેટના થોડા માબાપ વિચારે છે? તનદુરસ્ત અને સુઘટ્ટ સુન્દર અવયવ એ જીંદગીનાં બહુ જરૂરી તત્વો છે અને જીવનના મોજશોખ કરતાં પે એ વધારે અગત્યના છે એ કહેવાની શી જરૂર રહી છે? માટે જ શરીરના અવયવો બરાબર રહી લુનાપાગવા ના બને એવું જેથી થાય તે વાત દેશના દરેક બાનકે સમજવી જોઇએ

તમારૂં બાનક કોઈ પણ જાતની શારીરિક ખોડખાંપણવાળુ હોય તો તમારા ડાક્ટરને મળીને એની એ નિર્બળતા વધે નહિ તે માટે તરત અમારે ત્યાં જરૂરી ઉપાયો લેવા માટે લેતા આવજો

અમારે ત્યાં દરરોજ અ ના લાભ લેવા કેટલા બધા સ ખ્યાબધ માણસો આવે છે તે જોવું હોય તો એક વખત અમારી ઑફિસમા પધારશો. તો છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે તૈયાર કરવામાં આવેલાં વીજળીના અને કારીગરીનાં સાધનોથી મનુષ્યોની સેવા અમે કેવી કરીએ છીએ તેનો તમને પુરેપુરો ખ્યાલ આવે એવી જાતની બધી વ્યવસ્થા તમને સતોષ આપે એ રીતે બતાવીશુ

ખોડખાંપણવાળા દરેક દરદીને તેને લાયક અને જરૂરી પુરેપુરી સલાહ આપવા માટે એના ખાસ અનુભવી અને ચાલાક ડાકટર હમેશાં હાજર રહે છે એક્સ-રેથી છબી પાડીને શરીરના અદરના ગુપ્ત રોગો અને તેનાં મૂળ તરત પારખી શકાય છે. વધારે વીગત માટે મળો કે લખો

**સુપરીન્ટેન્ડન્ટ, ધી ઝેન્ડર ઓરથો પેડીક એન્ડ મેડીકો-ઇલેકટ્રીક ઇન્સ્ટીટ્યુશન, ( એન પૉવેલની કંપની ) લેમિંગ્ટન રોડ, મુંબાઈ.**

પ૦ ૫૪ ] સમાલોચક. [ ૩ ચિત્રો.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७–१५.

પુસ્તક ૨૬ મું. ] ડીસેમ્બર, ઈ. સ. ૧૯૨૧. [ અંક ૧૨ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલ્એલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

વિષય. વિષયાનુક્રમણિકા. પૃષ્ઠ

૧. પરદેશી કાપડનો બહિષ્કાર સ્વદેશી મીલો કે ચરખા?
રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી ... ૪૮૫
૨. અબાધિત સત્ય સચિત્ર.
રા. ઠાકોર ... ૪૯૧
૩. સોમા ઇ કૅર્ગ
રા. હરિનારાયણ ગિરિધરલાલ આચાર્ય ... ૪૯૨
૪. કવિ લલિત અને કવિ નરસિંહગવ
રા. इति छ्द्मम् ... ૪૯૮
૫. અમેરિકન ગામડાઓની મુલાકાતે
રા. વૈકુંઠરાય માધવલાલ દેસાઈ ... ૫૦૨
૬. કા'ન મ્હને વારે વારે અટકાવે રે કાવ્ય સચિત્ર
રા. યક્ષ ... ૫૧૧
૭. રસ-દીક્ષા ટૂંકી વાર્તા સચિત્ર
રા. નટુભાઈ રણછોડદાસ જરીવાલા, બી એ ... ૫૧૩
૮. સુજનતા ઉપર સુજનતા ટૂંકી વાર્તા
રા. જગદીશ ... ૫૨૦
૯. ગ્રન્થાવલોકન ૬ નવગીત ૭ આદર્શ દમ્પતી ૮ રાષ્ટ્રીય ગીતાંજલિ
[ રા. જયંતિલાલ ] ... ૫૨૩
૧૦. આપને રઢતા પ્રભુ કાવ્ય
રા. વિનયકાન્ત ... ૫૨૪
૧૧. અરૂણોદય
રા. અંબાલાલ નૃસિંહલાલ શાહ ... ૫૨૫
૧૨. એક રાજકુમારીનું વિચિત્ર સાહસ વાર્તા
રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી એ ... ૫૨૮

---

વાર્ષિક લવાજમ રૂપીઆ ૭,
હિન્દુસ્તાન બહાર શીલીંગ ચૌદ રૂ. મ્હાલસાત છુટક અંકની કિંમત દસ આના.
લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

આ સમયે રોગથી ઘેરાયલુ હોવાથી સોમાને તે તુરત જ જાકવુ પડ્યુ અને ગયો અને ત્યાથી બગદા થઇ એક કાદવાની સોમામા લેહ ઇ તે વખતના સિવીલ એજંટ સર ઇનો વિદ્વાનોની મમતા ભોગવતાં સને શીતકાલ દરમ્યાન પશ્તન અને અમેરિ ભાષાઓનું અધ્યયન કર્યું

અહિંથી જ તહેના પ્રવાસની ખરી મુશ્કેલીઓનો આરંભ થયો. અ સ્થળે તહેના તત્વાન્વેષણના સાધનો મઝશે એવી એની ખાનગી હતી લશ્કર તિરો વિચિત્ર ગયો સભગાતી હોવાથી તુર્કસ્તાનમાથી જવાનું એવ દક્ષિણમાં ખાયબર ઘાટમાંથી પંજાબ અને ત્યાંથી ઉત્તરમા કાશ્મિર થી તિબેટ ઉપાય ન હતો. આ અત્યંત દુષ્કર કાર્ય હતું હિન્દી સરહદના ભયંકર ઘા નૃશંસવાસીઓ, રણજીતસિંહનું વિશાલ સામ્રાજ્ય અને કાશ્મિરમા હિમાલય પર્વતશ્રેણિ તેના માર્ગમાં પથરાયેલી હતી ભભભના સાહસિકના હૃદયને પ્રવાસે સોમાના વજ્ર જેવા હૃદય ઉપર કશી જ અસર કરી નહિ પોતે મરી વિદ્યાપીઠના ઉપાધિઓના પ્રમાણપત્રો તેની જન્મભૂમિમાં મોકલી આપવાની યોગ્ય વ્યવસ્થા કરી, આ ભયંકર પ્રવાસે તે નિકળી પડ્યો ' સને ૧૮૨૨ ના જાન્યુઆરીમા બામીઅન ઘાટ ઓળંગી માર્ચમાં હું લાહોર પહોંચ્યો અને કાશ્મિરને રસ્તે જુનની શરૂઆતમા લેહ આવ્યો " સમાધુથી લખેલા બ્રિટિશ સરકાર ઉપરના પત્રમાંની ઉપની હકિકત સિવાય આ ભયંકર પ્રવાસ વિષે સોમાએ કંઇ પણ લખ્યુ નથી

તેના જીવનમાં સર્વથી વધુ મહત્વનો બનાવ આ સ્થળે બન્યો. વિલીયમ મુરક્રોફ્ટ (*W Moorcroft*) નામના પ્રવાસીનો તહેને સંબંધ થયો અને *Capuchin* સાધુનો રચેલો ટિબેટન ભાષાનો શબ્દકોષ તહેણે સોમાને આપ્યો. જે અપ્રસિદ્ધ સાહિત્ય અને ભાષાને પ્રસિદ્ધિમા લાવવાનુ તહેના ભાગ્યમા લખેલું હતું તેનો તો પ્રથમ જ ખ્યાલ આ વખતે આવ્યો. સરકારની ભલામણથી તે લડાક પ્રાન્તમા આવેલા ઝંગલા ( *Zangla* ) ના મઠમા ગયો અને એકાન્ત અવસ્થામા અધ્યયનમા ગુંથાયો આ સમયે તહેના ગુરુઓ સિવાય અન્ય કોઇ પણ સાથી ન હતો આવી સ્થિતિમાં તહેણે લગભગ દોઢ વર્ષ વ્યતીત કર્યું ડૉ. જીરાર્ડ, આઇ એમ એસ. સને ૧૮૨૭ મા લીધેલી ટિબેટની મુલાકાતનું વર્ણન આપતાં લખે છે કે, " સોમા, તહેનો શિક્ષક લામા અને એક નોકર નવ ફુટ ચોરસ ઓરડામા ત્રણ ચાર માસ સુધી ગોંધાયલા હતા ઠંડી સખત હતી અને જમીન બરફથી છવાઇ ગયેલી હતી તેથી તેઓ બહાર નિકળવાની હિંમત પણ કરી શકતા નહતા ઘેટાના ચામડાના ઝભ્ભામા શરીર ઢાંકી સ્હવારથી સ્હાંજ સુધી તે અધ્યયન કરતો અજવાળા માટે દીવો કે હુંફ માટે સગડી પણ ન હતી શય્યાસ્થાને ભૂમિતલ અને ગંદકીથી બચવાને ખુલ્લી દિવાલો જ હતી ઋતુની સખત ઠંડી કરતા એટલી હતી કે પુસ્તકનાં પાના ફેરવવા માટે હાથ બહાર કહાડવો પણ મુશ્કેલ હતો "

સને ૧૮૨૪ ના નવેમ્બરમા તે સેબાથુ (*Sabathu*) પાછો ફર્યો આ વખતે રશિયાની મ્હદદનો ભય હોવાથી હેના ઉપર ગુપ્તચરનો શક આવ્યો અને કેટલાક દિવસ સુધી અટકાયતમાં આવ્યો પરન્તુ મુરકોફટની સોગનથી હ્હેને છોડવામા આવ્યો એટલુ જ નહિ પણ હેના અભ્યાસને આગળ વધારવા માટે બ્રિટિશ સરકાર તરફથી માસિક રૂ. ૫૦ ની શિષ્યવૃત્તિ પણ હ્હેને મળી આમ છતાં ય હેના ચારિત્રને લાગેલા ડાઘને તે મરણ પર્યંત ભુલ્યો નહિ

સને ૧૮૨૫ ના જુનમાં હ્હેણે પુન પ્રવાસ કર્યો પરન્તુ બે વર્ષ પછી નિરાશ થઇ તે સને ૧૮૨૭ ના જાન્યુઆરીમા પાછો આવ્યો આ વખતે હેના ભ્રમણવને અત્યંત હાની આવ્યુ હતું હેનો શ્રમ અને પૈસા નિષ્ફળ ગયા હતા હેના પહેલાના ગુરુ (લામા) એ વધુ ભણાવવાની ના પાડી હતી આથી હ્હેણે અત્યાર સુધીની મહેનતના પરિણામરૂપ જે સમૃદ્ધ હેની પાસે હતો તે કલકત્તાની એશિયાટિક સોસાયટી સમુખ મૂકવાની ઉત્કંઠા બતાવી. આ સમયમાં પૂર્ણ ગવેષણાપૂર્વક લખેલો ટિબેટન ભાષાનો સુન્દર કોષ, હસ્તલિખિત અને છાપેલા ગ્રંથોનો વિશાળ સમૂહ, આદિ હતા

સને ૧૮૨૭ ના જુનમા કેપ્ટન કેનેડીએ હ્હેને જણાવ્યુ કે હ્હેની નિષ્ફળતાથી હિન્દી સરકાર ગુસ્સે થઇ ન હતી પરન્તુ જો તે પુન પ્રવાસની ઇચ્છા રાખતો હોય તો હેનુ વેતન બીજા ત્રણ વર્ષ સુધી ચાલુ રાખવા તે ઇચ્છતી હતી આથી ફરીથી તે કાનમ ગયો અને સબળ પરિશ્રમપૂર્વક અભ્યાસમા ગુથાયો એકાદ વર્ષમા તો હ્હેણે ચાલીસ હજાર શબ્દોનો પૂર્ણ કોષ તૈયાર કરી નાખ્યો તે ઉપરાંત પાંચસોથી સાતસો પાનાનો એક એવા સો બસો ભાગમા રચાયેલા ટિબેટન વિશ્વકોષ *Bshaim-hgyur* ના સુવાંગીણ પુસ્તકો તેણે વાંચી નાખ્યા હતાં દરિયાની સપાટીથી ૯૫૦૦ ફીટ ઉંચે હેનુ નિવાસસ્થાન હતુ અને એક ભાંગેલી પાટ તથા બે ખુરશીઓ અને પુસ્તકો સિવાય હેની ઝુપડીમા કંઇ પણ ફરનીચર ન હતુ સૈનાબુથી તે લગભગ બસો માઇલ દૂર હતો અને હેના તુચ્છ વેતનમાથી પાઇ પણ સામાન્ય મોજશોખ અર્થે ખરચતો નહિ બકરાનુ માંસ સહમા પુષ્કળ હતુ તોપણ તે ખરીદવાની તેની શક્તિ નહતી તેના પગારના પચાસ રૂપિયામાથી અર્ધા હેના ગુરુને આપતો અને પાંચ રૂપિયા ઘરભાડુ તથા નોકરના પગારમા જતા બાકીના વિશમાથી ઘણે ભાગે તે પુસ્તકો, હસ્તલિખિત ગ્રંથો અને લખવાના સાધનો ખરિદ કરતો આવી ગરીબાઇમા પણ મદદ માટેની કોઈ પણ વિનતિને તે અભિમાનથી પાછી વાળતો હતો આવી સ્થિતિમા હેના એકાન્તવાસમાં આનંદ મળે તે માટે થોડાંક અંગ્રેજી વર્તમાનપત્રો આપવાનો હેના મિત્ર જીરાર્ડે આગ્રહ કર્યો, પરન્તુ સોમાએ નમ્રતાથી તેની પણ ના પાડી કારણ કે એક તો હ્હેને એવી બાબતોમા વિશેષ રસ પડતો નહિ અને તે ઉપરાંત હ્હેને મદદ અપનારના સમયનો દુરુપયોગ કરવાની હેની ઇચ્છા નહતી આ સ્થિતિમા હ્હેણે ચાર વર્ષ પરિશ્રમ કર્યો કેટલાક અદેખા વિદ્વાનો હેના વિષે તરેહવાર વાતો કરતા હતા, તો પણ વિલ્સન અને પ્રિન્સેપ જેવા ધુરંધર વિદ્વાનો હેના ગાઢ મિત્રો હતા

પ્રફુલ્ન હૃદયે તે નિમળ્યો અને પગિપાળો રેરાઇમા થઇ તા ૨૪ મી માર્ચના રોજ દાર્જીલીંગ પહોચ્યો અહિં તેને પૂંતના પાસપોર્ટ મેળવવા થોડોક સમય રોકાવાનું થયું આનંદ અને ઉત્સાહથી તે બોલી ઉઠતો કે, " જ્યારે હું લ્હાસામાં જઇશ ત્યારે મ્હારા જેવી સ્થિતિ પ્રાપ્ત કરવાને હોડજસન, ટર્નર અને યુરોપના અન્ય તત્ત્વજ્ઞાનીઓ મ્હેનો ભોગ આપવા ઉત્કંઠા ધરાવશે ? " પરતુ આ મર્ત્ય લોકમાં ત્હેને હવે વધુ સમય રહેવાનુ ન હતુ તા ૬ ઠી એપ્રીલના દિવસે ત્હેને તાવ આવ્યો ત્હેના નિર્બળ અને જીર્ણ શરીરઉપર એથી ભારે અસર થઈ અને સરસ્વતીના સાહિત્ય તીર્થે એણે પ્રાણાહુતિ આપી પાંચ દિવસ પછી તા ૧૧ એપ્રીલ અને ૧૮૪૨ ના રોજ મહાયાત્રા માટે પ્રસ્થાન કર્યું દેવદારુ વૃક્ષરાજીના કુંજમાં ગગનચુમ્બી ભૂધરોની પાસે દાર્જીલીંગના સમાધિગૃહમા ત્હેના મૃતદેહને દાટવામા આવ્યો હંગેરીયન એકેડેમી મ મુખ્ય પ્રસિદ્ધ નવલકથાકાર ઇઓટોસે ( *Eotroos* ) ત્હેના મરણ વિષે એક ગભીર વ્યાખ્યાન આપ્યુ હતું

ત્હેનો સ્વભાવ નમ્ર અને માયાળુ હતો તો પણ ત્હેનામા અભિમાન અને જીદ્દીપણાનો અંશ હતો પોતાની શક્તિ અને જ્ઞાનનો ત્હેને પૂર્ણ વિશ્વાસ હતો અને મોઘ પણ પમરે પોતાના નિશ્ચિત વદરો સાધવાનો પ્રયત્ન કરવા તે તત્પર જ રહેતો હતો

છેવટે એ જ કહી શકાય કે આ મહાપુરુષના જેટલા ભોગે સારસ્વત નદીના પ્રવાહને પોષનાર સાહિત્યસ્રોતસ્વિનીઓ વિશ્વના ઇતિહાસમા કવચિત્ જ નજરે પડે છે, તોપણ ત્હેમનાં પુનિત પગલાંથી જગત્ સદૈવ સબળ જ બને છે

*' To Strive, to seek, to find, and not to yield was Csoma's motto And if he, too, is to be reckoned among the world's faithful failures, let us not forget the noble saying that to travel hopefully is a better thing than to arrive and the true success is to labour '—H G R*

---

## જોઇએ છીએ.

૧ અંગ્રેજીમાંથી શુદ્ધ સારા ગુજરાતીમા ભાષાંતર કરી શકે તેવા સાહિત્યપ્રિય લેખકો તેમજ બીજી ભાષા ' સંસ્કૃત' હોવી જોઇએ

૨ અંગ્રેજીમા સ્વતંત્ર પત્ર વ્યવહાર કરી શકે એવો પ્રમાણીક, ખંતીલો અને મહેનતુ કલાર્ક

—મળો મેનેજર, સમાલોચક મુબાઇ ન ૪
( મળવાનો વખત સવારના નવ વાગ્યા સુધી )

*Encyclopaedia Britanica The Times of India વગેરેના આધારે સકલિત

લલિતજીને તો "પ્રિયજન સ્મરણ તરંગે" ડોલવું છે નરસિંહરાવભાઇને તો "કુંજરંગમા, આનન્દસિન્ધુમાં, અને પોતાના તરંગમા" ડોલવુ છે લલિતજીની કવિતામાં લોક લાગણી વિશેષ છે પરતુ પ્રકૃતિનું વર્ણન નરસિંહરાવભાઇની કવિતાના જેવુ વિશાળ અને આકર્ષક નથી

નરસિંહરાવભાઇના નૂપુરઝંકારમાની 'ભારતજનનીની અશ્રુમાળા" તપાસો, અને એક બાજુ કવિ લલિતનુ, "જય સ્વદેશ! જય સ્વરાજ્ય" તપાસો એક બાજુ નિરસ બુદ્ધિપૂર્વક રચેલું કાવ્ય વાંચો અને બીજી બાજુ સ્નેહથી ઉભરાતું, સ્નેહમાં જ આર્દ્ર થયેલું ગીત વાંચો નરસિંહરાવભાઇ લખે છે કે —

"રખે દેવી તણી ઉંડી સમાધિ ભંગ પામતી"

એ કવિ સૂક્ષ્મતાથી સર્વ જોઈ રહ્યા છે પરંતુ સ્વદેશપ્રેમમાં ડૂલ થયા નથી. એક બાલકના ભાવથી તે ભારતજનનીની પાસે દોડી શકતા નથી એમને તો તેની "સમાધિભંગ" થવાની ચિંતા પેઠે છે કવિ લલિત 'જય સ્વદેશ! જય સ્વરાજ્ય" આનંદથી ઉચ્ચારી રહ્યા છે એમનું દિલ સ્વદેશપ્રેમમાં ડુબી ગયુ છે "અતરે એક જ અવાજ" મળળાઈ રહ્યો છે નથી પાસે ઉભેલાં વૃક્ષો ઉપર દૃષ્ટિ કે નથી વ્યોમ તરફ નજર

કવિ લલિતનુ હૃદય અતિ કુમળુ છે પોતાના પ્રિયપુત્ર જોતાં જે ભાવો ઉઠતા રહે છે તે નીચેની લીટીથી સમજાશે

"એ દિવ્ય બાનક અનુગ્રહ અર્થ આવ્યુ"

તેમાંયે પોતાના માતાપિતાના લાડકોડ પોતે ભૂલી શકતા નથી

"સભાળ જેમ લીધી આપણી માતતાતે

ગોળાળી તેમ ધરવી પ્રભુ અર્થ સજાતે"

નરસિંહરાવભાઇ 'મ્હારાં રમકડાં"મા માતાને માટે કહે છે કે,

"માતા અદ્ભુત કળ રડે

હાથી ફૂનવે ગેલ એ"

ત્યારે લલિતજી "મા તે મા"ની કવિતામા, "કાંતાયેના"માનો ભાવ દર્શાવે છે

લલિતજી "દુ ખિયાના બેલી"મા કહે છે

"બા સુણિરે દુ ખિયાની

વ્હાલા ! બન્ધુ બનિયે"

આ બે કડીમાં નરસિંહરાવભાઇના આખા "ઉદ્બોધન"ના ચાર પાનાનો સારાંશ આવી ગયો છે નરસિંહરાવભાઇ એક પછી એક રીતે નિન્દે છે લલિતજીથી એ લખી શકાતું નથી કુમળા હૃદયને આઘાત લાગે છે, અને એ તો ફક્ત ઉછળતા હૃદયે કહે છે —

"બા સુણિયે દુ ખિયાની વ્હાલા ! બન્ધુ બનિયે"

લલિતજીની ભક્તિ મીરાંબાઇ જેવી છે, નરસિંહમ્હેતા જેવી છે નરસિંહરાવભાઇની અખા જેવી જ્ઞાનમય છે નરસિંહરાવભાઇમા ભક્તિરસ પ્રધાનપણે નથી

આ બે સરખાવો

---

સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો રૂ ૫-૮-૦ એન એમ ત્રિપાઠી અન્ડ કંપની, મુંબાઇ

૧ "આજ ભક્તસાથ નાથ વરા! પ્રેમે ધામયે
વીસરી વિષયવાસના જ, ભક્તિગાન ગાઇયે"
૨ "આવો સાધુસન્ત સંગ વંદિયે પ્રભુ!
વન્દિયે પ્રભુ! આવો અભિનન્દિયે પ્રભુ!"

આમાં જો કે કલાવિધાનથી અને જ્ઞાનથી લખાયેલી કડી (૧ ની) નરસિંહરાવભાઇની જ છે પણ પ્રેમથી છલકાતી, હૃદયની ઉર્મિવાળી તો લલિતની જ છે "આવો આવો," બોલતાં જ હૃદય આર્દ્ર થઇ જાય છે નરસિંહરાવભાઇના કાવ્યમાં પ્રભુ દૂર છે, એના "ચરણ અંતે" જવાનું છે લલિતના કાવ્યમાં પ્રભુ સમીપ જ છે વન્દવાનું જ રહ્યું છે

આથી કંઇ હું નરસિંહરાવભાઇને કવિ તરીકે ઉતારી પાડતો નથી માત્ર નરસિંહરાવભાઇ કવિ છે અને કવિ રહેવાના લલિતજીમાં ઉંચું કલાવિધાન નથી પ્રકૃતિનાં સુંદર ચિત્રો તેઓ દોરી શકતા નથી કેટલીક જગ્યાએ કૃત્રિમતા આવી ગઇ છે, જેમ કે 'લખલખ કરી વ્હાલી," 'ફિકર ફકો" પરન્તુ કૃત્રિમતા એમના કાવ્યનું અંગ નથી મ્હને લાગે છે કે કલાપીની કવિતાની અસર લલિતજીના કોઇ કોઇ કાવ્યમાં કૃત્રિમતા ઉત્પન્ન કરે છે કેટલીક જગ્યાએ ભાવોની એકતા તૂટી જાય છે, પણ એ ઉર્મિઓની ગહનતાની વૃત્તિને લીધે કરી એમ લાગે છે કવિ નરસિંહરાવભાઇમાં ઉચ્ચ કલાવિધાન છે, ભક્તિરસ છે, પણ તે નરસિંહ મહેતા કે મીરાંબાઇ જેવો છલકાઇ જતો નથી એઓ તો વિચાર કરે છે કે પોતાનો ભક્તિરસ વિદ્વાનોને રૂચશે કે નહિ લલિતજી વિચાર જ કરતા નથી પોતાને રૂચે તો એટલે બસ

નીચેની બે સ્ત્રીઓના ચિત્રદર્શનથી આ બે કવિઓની કવિતાની ઝાંખી થશે

જુઓ! ત્યાં એક ઉંચા ગિરિની ટોચ ઉપર, વૃક્ષોથી સ્થગિત થયેલા એક મંડપમાં, જરી જરી વારે, ધીરીધીરી વહેતી નદીની સામે ઘડીક ઉછળતા સમુદ્રની વીચિ ઉપર, અને ગગને રમતા ચન્દ્રની સામે જોતી જોતી, ખસી ખસી જતાં વસ્ત્રોથી અને આભૂષણથી સજ્જ થઇ, એક વનિતા બેઠી બેઠી તત્ત્વજ્ઞાનના વિચારો કરતી હતી કોયલ કુહૂ કરે ત્યારે ઉંચી ડોક કરી તે ગાન સાંભળતી હતી, તે કુહૂમાં સ્વદેશને અને પ્રિયજનોને તે જુહારી જતી હતી મોં ગૌરવશાળી હતું અભિમાની હતું આંખમાં અંજન આંજેલું હતું કોઇ સ્ત્રી પસાર થતી ત્યારે તેણીની તે સ્પર્ધા કરતી હતી અશ્રુપાત થતો નહિ હતો ગંભીર રહેતી હતી અને ગંભીરતાથી સામેના ડુંગરા ઉપર બેઠેલી એક સ્ત્રી તરફ તિરસ્કાર ભરી આંખે એ જોતી હતી જુઓ! જુઓ! તે બીજી સ્ત્રી તરફ નજર નાખીયે

ન્હાની ટેકરી ઉપર, સાદાં વસ્ત્રો સુજનતાથી સજી ચન્દ્રમામાં પરમેશ્વર દેખી, હાથ જોડીને, એક સભરતી સ્ત્રી બેઠી હતી પાસે તેના ખોળામાં ખરડાયલો પુત્ર સૂતા હતો. પુત્રના માથા ઉપર કોઇ કોઇ વાર તે હાથ ફેરવતી તે સ્વદેશગીતો ગાતી હતી આંખમાં ઝળઝળીયાં સતત રહેતાં હતાં મુખમાં સૌજન્ય હતું દયા હતી પેલા ઉચ્ચ શિખરે બેઠેલી સ્ત્રીના તરફ પણ તે સુજનતાથી જોતી હતી પ્રભુની કૃપાથી જન રચાયું છે એમ માનતી

- , આ બેમાં પ્હેલું ચિત્ર નરસિંહરાવભાઇની કવિતાનું છે અને બીજું કવિ લલિતની કવિતાનું છે આ આખા લખાણનો સાર તો એક લીટીમાં કહી શકાય

કવિતા જોઇયે તો નરસિંહરાવભાઇ મ્હોટા—કવિ જોઇયે તો લલિતજી મ્હોટા.

---

# અમેરિકન ગામડાંઓની મુલાકાતે.

લેખક–રા વૈકુંઠરાય માધવલાલ દેસાઈ.–

અમેરિકન કૉલેજો અને યુનિવર્સીટીઓના વિદ્યાર્થીઓને એકલું શિક્ષણ આપીને પોતાની ફરજમાથી મુક્ત થતી નથી, પણ વિદ્યાર્થીઓને વ્યવહારિક–સામાજિક જ્ઞાન મળે, વિદ્યાર્થીઓ, શહેરની અને ગામડાઓની જીદગી–વ્યવસ્થા જાણે–સમજી શકે–તે માટે હમેશ કાળજીપૂર્વક ધ્યાન આપે છે વિદ્યાર્થીઓને પુસ્તકીઆ જ્ઞાન સાથે સામાજિક તેમ જ વ્યાવહારિક જ્ઞાનની જરૂર છે તે વાત કેળવણી આપતી દરેક સસ્થાઓ સમજે છે આપણા દેશનો વિદ્યાર્થી સામાજિક અને વ્યાવહારિક જ્ઞાન ઘર આગળ પોતાની કૌટુબિક જીદગીમાથી મેળવે છે અને બીજી કેળવણી શાળા–કૉલેજોમાથી ગ્રહણ કરે છે, જ્યારે અમેરિકન વિદ્યાર્થીની જીદગી મોટે ભાગે કૉલેજ–યુનિવર્સીટીનાં–વસતીગૃહો–ડોરમીટરીમા ગળાય છે અને ફક્ત રજાઓમાં જ તે ઘેર રહી શકે છે આ તફાવતને લીધે ઘરઆગળના વ્યાવહારિક તેમ જ સામાજિક જ્ઞાનનો તેને લાભ મળી શકતો નથી

કૉલેજોમાં ટર્મના વિભાગ જૂદા જૂદા હોય છે કોઈકમા વાર્ષિક બે ટર્મ, ત્યારે કેટલીકમા ત્રણ ટર્મ હોય છે અને દરેક ટર્મને અંતે ટર્મની પરિક્ષાપછી દસથી પદર દિવસની રજા પાળવામા આવે છે આ રજાઓમા જે વિદ્યાર્થીઓ ઘેર જવાના ના હોય તેમને સારૂ શહેરની તેમ જ ગામડાઓની જીદગી જોવા–દેખાડવા–માટે વ્યવસ્થા કરવામાં આવે છે વિદ્યાર્થીઓની સખ્યા મોટી હોય તો દસથી પદરની એક ટૂકડી પાડી જૂદા જૂદા નકી કરેલાં સ્થળોએ રવાના કરવામાં આવે છે આ ટૂકડીઓની સાથે શિક્ષક વર્ગ કે કૉલેજ તરફથી દેખરેખ રાખનારાઓ મોકલવામાં આવતા નથી પણ દરેક ટૂકડી પોતાની બહુમતીથી પોતાનો વડો–લીડર–પસદ કરે છે દરેક ટૂકડી પોતાના વડા ઉપરાંત સેક્રેટરી અને ખજાનચી–ટ્રેઝરર–ની નીમણુંક કરે છે, કે જેને હસ્તક પત્રવ્યવહાર તેમ જ પૈસાનો હિસાબ રહે છે

મોટા શહેરોની મુલાકાતે તેમ જ ગામડાઓની મુલાકાતે જનાર ટુકડીઓના કપડામાં ખર્ચમાં મોટો ફરક રહે છે શહેરોની મુલાકાતે જનાર પાસે શહેરીને લાયકના કપડાં તેમ જ ... જોઈતા પૈસા હોવા જોઈએ ત્યારે ગામડાઓની મુલાકાતે જનારને કપડાંની ઝાઝી બલાબ...વાની રહેતી નથી ખાખી ખમીસ, ટૂકી ખાખી ચડ્ડી અગર બ્રીચીસ અને લશ્કરી હેટ ... તેટલુ બસ થઈ પડે છે ફક્ત એક જોડ સીવાય વધારે કપડાની જરૂર રહેતી નથી ...શહેરની મુલાકાતે જનારને મોટે ભાગે ટ્રામ, બસ મોટરનો લાભ મળે છે જ્યારે ગામડાંઓમાં ...જનારને હમેશા પગદડી કરવાની હોય છે

દરેક સ્થળે Y M C A યગ મેન્સ ક્રીસ્ચન એસોસિયેશનમા ઉતરવાની વ્યવસ્થા અગાઉથી લખી નક્કી કરવામા આવે છે ગામડાઓમાં વગર લખ્યે જતાની સાથે જ વ્યવસ્થા ...થઈ શકે છે કેટલે કે સ્ટીમરમાં કે ભાડાંમા મુસાફરીના લાભ મળે છે, જ્યારે મોટર કે 'બસની' મુસાફરીમા કે ભાડું મોઘુ લેવાય છે

મને મળેલી નવું વેકેશનમાંથી બે વેકેશન એક શિયાળામાં–બરફની ઋતુમાં અને બીજી એપ્રીલમાં–( બરફની ઋતુ ઉતરી ગયા પછી અને વસન્તઋતુની વચ્ચે ), ગામડાઓની મુલાકાતે જવાનું મળ્યું હતું. પરદેશી વિદ્યાર્થીઓને મોટા શહેરો જોવાનો લાભ મળે છે, જ્યારે અમેરિકન ગ્રામ્યજીવન જોવાનું ભાગ્યે જ મળે છે. ગામડાઓની મુલાકાતે જનાર મોટે ભાગે પરદેશી વિદ્યાર્થીઓ જ હોય છે.

કોલેજ તરફથી દરેક ટુકડીને નીચે પ્રમાણે આમંત્રણપત્ર આપવામાં આવે છે " કોલેજના વિદ્યાર્થીઓ ની સરદારી તળે અમ્યામાં તમારા ગામની મુલાકાતે આવે છે. કોલેજના ડીન આશા રાખે છે કે દરેક વર્ષે જેમ વિદ્યાર્થીઓની સરભરા કરવામાં આવે છે, તે પ્રમાણે તેમની જરૂર વ્યવસ્થા કરવામાં આવશે. આ ટુકડીમાં વિદ્યાર્થીઓ પરદેશથી આવેલા છે. તેમને મળવાથી તમને જૂદા જૂદા દેશનું નહીં મળેલું જ્ઞાન ટુંક સહવાસમાં મળશે, અને આશા છે કે તેના બદલામાં તમે અમેરિકન ગ્રામ્યજીવનનો ખ્યાલ તેમને આપશો." આ આમંત્રણપત્ર સિવાય પણ ગામડાઓમાં વ્યવસ્થા થઈ શકે છે. જ્યાં તે હોય તો વગર વિલંબે પરિચય થાય છે.

ડીસેમ્બર–બરફની ઋતુમાં કડકડતી–સખ્ત ઠંડીમાં અને ૧૦° થી ૧૧ ટેમ્પરેચરમાં ગામડાઓની પહેલી મુલાકાત થઈ, અને દશ દિવસમાં ચાર ગામડાઓમાં જઈ શકાયું. બરફનાં સખ્ત તોફાનને લીધે લગભગ સાત ગામડાઓમાં જવાનું મુલતવી રાખવું પડ્યું. અમારી સત્તરની ટુકડીમાં તેર પરદેશના અને ચાર અમેરિકન વિદ્યાર્થીઓ હતા. આમાં દસ છોકરાઓ અને સાત છોકરીઓ હતી.

રસ્તાઓ, ખેતરો, ઝાડ, ઝાડીઓ સર્વ બરફથી છવાયેલાં હતાં. રસ્તાઓ ઉપર ત્રણ ત્રણ ફીટના બરફનાં પડ જામી ગયેલાં હતાં. બરફની ઋતુમાં મોટર અને ગાડીઓનો વ્યવહાર 'સ્લેજ' પૈડાં વગરની ગાડીથી થાય છે, અને આમાં અમારી મુસાફરી થઈ હતી. સ્લેજ' ગાડીનો, વરસતા બરફમાંની મુસાફરીનો, ખ્યાલ સીનેમેટોગ્રાફના ચિત્રોમાં જોયેલો તે અહીં સાક્ષાત્ અનુભવ્યો. ઘોડાઓને ઘુઘરીઓ બાંધેલી તેનો રણકાર, બરફની ખાડા ટેકરાવાળી બધાયની જમીન અને તે ઉપર 'સ્લેજ' પસાર થતાં આપણા ગાડાઓમાં ગાડાની મુસાફરી કરતાં 'ધીંબા' ખડાળાનો અનુભવ, 'સ્લેજ'ની મુસાફરી દરમ્યાન આખે રસ્તે કોલેજનાં સંગીતો, જાણીતાં સ્તવનો, નવાં જોડકણાંઓ–તેના, ત્યારે ગુજરાતનાં ગામડાઓની કરેલી મુસાફરીનો અનુભવ તાજો કરાવ્યો.

પહેલા ગામડામાં–૩૫૦ ઘરનાં ગામડામાં–અમારો પહેલો મુકામ સંધ્યાકાળે થયો. અજવાળી રાત અને બરફના ઉજાસને લીધે પર્વતઉપર આવેલું આ સુંદર સ્થળ રળિયામણું જણાયું. ગામમાં તપાસ કરતાં ન્હાની "Inn"–વીશી હાથ આવી, અને તેમાં પહેલી રાતનો મુકામ થયો. વીશીમાં દશથી વધારેની વ્યવસ્થા થઈ શકે તેમ ન હોતી, પણ સ્ત્રી–વિદ્યાર્થીઓની સગવડ કર્યા પછી રાફિગેમોકળે અમારી પણ વ્યવસ્થા થઈ.

વધારે મમતા બતાવી જૂનો ખખ્ થઇ ગયેલો 'સ્ટવ' સળગાવી અમારી બન્ને ઓરડીઓને તેણે આખી રાત ગરમી આપી પહેલેથી ખબર નહીં આપેલી એટલે ખાનાની વ્યવસ્થા થઇ શકી નહીં છતાં તેણે બનતી મહેનતે ગામમાંથી જે કાંઈ મળી શક્યુ તે પૂરૂં પાડયુ. બરફના તોફાન અને પવનના સખ્ત ફુફવાટા વચ્ચે પહેલી રાત ગાળી ૬ ડીગ્રી વખતે ટેમ્પરેચર હતી

બીજે દિવસે રવિવારે જૂદા જૂદા કુટુંબમાં એકેક બબ્બેને સગવડ પ્રમાણે રીતે ગોઠવાઈ જવાનું હતુ આ વ્યવસ્થા વીશીના માલેકે રાતના જ કરી નાખી હતી અને આપેલા સરનામે સવારથી જવાનું હતુ, પણ સવારમા ગામનાં છોકરાઓનુ ટોળુ વ્યવસ્થા કરવા માટે મકાન આગળ ખડુ થઇ રહ્યું હતુ

આપેલે સરનામે જતા માયાભરેલો આવકાર મળ્યો, કે જાણે જૂના જમાનાની ઓળખાણ હોય! આપણાં ગામડાંના સાદા ભોળા પણ અજ્ઞાન ગામડીઆઓના સ્વભાવમાં અને અમેરિકન ભણેલા ગામડીઆમા મહેમાનગીરીની રીતમા ફરક ના જણાયો બ્રેકફાસ્ટની તૈયારી થઇ ગઇ હતી કુટુંબમાં વૃદ્ધ મા દિકરો–વહુ અને ડોકરો છોકરી એટલા હતા, અને તે સર્વે ટેબલપર ગોઠવાયાં શરૂઆતની વાતચીત કૉલેજ, કેળવણી, મુસાફરી બાબતની થઇ

બ્રેકફાસ્ટ પછી સ્ટવ આગળ અમે ગોઠવાયા બરફની ઋતુને લીધે કાંઇ કામધંધો–ખેતી-વગેરે બંધ હતા, અને તેમા રવિવારને લીધે ક્રિશ્ચયન કુટુંબમા શાંતિ હતી ધાર્મિક લાગણી શહેરીઓથી જૂદી જણાઇ વૃદ્ધ ડોશી મારી આગળ બેઠી અને તેણે સવાલ પૂછવા શરૂ કર્યાં 'કયા દેશથી આવો છો? શુ ભણો છો? મા બાપ છે? કેટલાં ભાઇ? તમારા દેશની સ્ત્રીઓ અજ્ઞાન કેમ છે? તમારા ધર્મમાં સ્ત્રીઓને અન્યાય કેમ અપાય છે? અમારા દેશના મિશનરીઓ તમારા દેશમા કેવુ કામ કરે છે? અંગ્રેજી કયા શીખ્યા?" વૃદ્ધ-ડોશીના–સવાલ અજ્ઞાન ન હોતા વાતચીત ઉપરથી જણાયુ કે તેનો બાપ સ્કૉટલેંડથી આવ્યો હતો અને જર્મન સ્ત્રી સાથે અમેરિકામા પરણ્યો હતો તેનો ધણી બોહીમીયન હતો દિકરાની વહુ રશીયન હતી તેનો બાપ અને ધણી અમેરિકન 'સીવીલ વોર'મા ઉત્તરના લોક તરફથી લડયા હતા (નીગ્રો–હબસીઓની સ્વતંત્રતા ખાતર) ડોશી જૂના જમાનાની નિશાળે ભણી હતી પણ વાચનના શોખને લીધે એણે વધારે વાંચેલુ દિકરો ખેતીવાડીની કૉલેજમાં પાસ થઇ આવ્યો હતો વહુએ હાઇસ્કુલ સુધી કેળવણી લીધેલી અને છોકરાઓ નિશાળમા ભણે છે આમને "ગામડીઆ કેમ કહી શકીએ?" ડોશીએ બુદ્ધ ધર્મનાં વખાણ વાંચેલા તે ઉપરથી તે ધર્મ વિષે તેણે સવાલ પૂછયા અને હિંદમાં અત્યારે તે ધર્મ નથી તે જાણીને તે અજાયબ બની ત્યારપછી તેણે ઘરની વ્યવસ્થા બતાવી લાકડાનુ જૂની ઘાટીનુ–ઢંગની ઘાટનું એ પાંચ ખંડનુ એક સાદુ સ્વચ્છ મકાન હતુ ફરનીચરમાં જુના ઘાટનાં ખુરશી, ટેબલ, ખાટલા હતા ભીંતો ઉપર નવી જૂની છબીઓ આકર્ષક રીતે ગોઠવાયલી હતી. ઇલેક્ટ્રીક લાઈટ ૩૫૦ ઘરના ગામડામાં તે જાણી નવાઇ લાગી પણ મોટા વિસ્તારની જમીનની વ્યવસ્થા તેને હસ્તક હોવાથી તે અત્રે રહ્યો હતો

દસ વાગે ગામના દેવળમાં અમે હાજરી આપી. ગામના ન્હાના મોટાં સૌ માણસો ત્યાં હતા. દરેકને મળવાનું આ સ્થાન હોવાથી ટુંકીમાં પણ ત્યાં ગયા સિવાય છુટકો નહોતો. ખ્રીસ્તી ધર્મના શહેરી અને ગામડીઆ વાતાવરણનો અહીં અનુભવ થવા માંડ્યો. આપણાં ગામડાંઓમાં એકાદ 'સાહેબ'ને જોવા લોકનું ટોળું એકઠું થાય તેમ અમારી આગળ પાછળ પણ ટોળું એકઠું થયેલું. ખ્રીસ્તી પાસ્ટર-ધર્મોપદેશકની સાથે ગણાઈ અને ત્યાંથી ગામના આગેવાનોનો ખ્યાલ મળ્યો. તેના તરફથી હિન્દના લોક અને ધર્મ બાબતમાં ખ્રીસ્તી નજરે બંધાયેલો અભિપ્રાય જાણવા મળ્યો, જો કે તેનું જ્ઞાન મિશનરીઓનાં માસિકો પુસ્તકો અને અહેવાલોપરથી હતું. હિન્દની બહાર ખ્રીસ્તી દેશોમાં, હિન્દને વિષે ધાર્મિક અને સાંસારિક વિષયોમાં કેટલું અને કેવું અજ્ઞાન છે તે અહીં જણાયું. ખ્રીસ્તી દેશોમાં અને ખાસ કરી ધાર્મિક વાતાવરણમાં "હિંદીઓ અજ્ઞાન, જંગલી, ધર્મવગરના, નાગા ફરનારા, સ્ત્રીઓને દુઃખ દેનારા, વિધવાઓને જીવતી બાળી મૂકનારા, છોકરાંઓને નદીઓમાં ફેંકી દેનારા, મડદાંઓને નદીમાં કહોવડાવી કે પક્ષીઓને ખવડાવી દેનારા, સાપ, મગર, દેડકા, પશુ, પક્ષી, વનસ્પતિ, પત્થર અને લાકડાને પૂજનારા અને ભૂતપ્રેતને માનનારાનો ખ્યાલ છે. હાલનું હિંદ મિશનરીઓના પ્રયત્નો અને ખ્રીસ્તી રાજ્યની મહેનતથી જ સુધર્યું છે, અને જો હિંદ ખ્રીસ્તીધર્મનો અંગિકાર કરે તો જ તેનો ઉદ્ધાર થઇ શકે એવો અભિપ્રાય પણ અમને જાણવાનો મળ્યો. ચીનમાં પ્રજાસત્તાક સ્થાપનારા ચીના-ખ્રીસ્તીઓ હતા. જાપાનનો કેળવાયેલો વર્ગ જાપાની ખ્રીસ્તીઓનો છે અને કોરીઆમાં સ્વાતંત્ર્ય માટે લ્હડનારા કોરીયન ખ્રીસ્તીઓ છે, તે જ પ્રમાણે હિંદમાં થવાનું એ સાંભળી મને હસવું આવ્યું. ધાર્મિક ચર્ચામાં ન ઉતરતાં હિન્દને વિષે તેનો બંધાયલો વિચિત્ર ખ્યાલ અને ઉપર જણાવેલું અજ્ઞાન મ્હેં તેને ટૂંકમાં સમજાવ્યું, અને અમેરિકામાંના આપણી નજરે જણાતા અજ્ઞાન, અશ્રદ્ધા દાખલા દલીલોથી તેને સમજાવ્યાં, તેમ જ અમેરિકન સ્ત્રીપુરૂષો વિષે, સાંસારિક અને ધાર્મિક જીવન વિષે પરદેશીઓનો કેવો અભિપ્રાય હોય છે તે કહ્યું. નીસ વર્ષ અમેરિકામાં રહેલા જર્મન સાયન્ટીસ્ટનો, માજી બ્રિટિશ પ્રધાન મી. એસ્કવીથના દિકરી કે જે રોમાનિયન એમ્બાસડર-એલચી-ના (અમેરિકા ખાતેના) પત્ની છે અને જેમનું જીવન અમેરિકામાં ગળાતું છે તેમણે હમણાં આપેલો અમેરિકન સ્ત્રીપુરૂષ વિષેનો અભિપ્રાય કહ્યો ત્યારે તે પણ હસ્યો. ફક્ત એક તરફી-મિશનરીઓએ પોતાનાં કાર્યોના આંકડા-અહેવાલોથી તેનો અભિપ્રાય બંધાયલો છે, જોકે તેણે કહ્યું તેવું પણ હિંદમાં છે, નથી એમ નથી, પણ આખું હિંદ તેવું નથી તે તેમને જુદી જુદી રીતે મ્હેં સમજાવ્યું અને જણાવ્યું કે હિંદ ખ્રીસ્તીધર્મ સ્વીકારે તો જ તેનો ઉદ્ધાર થાય તેમ કોઈ પણ હિંદી માનશે નહીં. હિંદીની નજરે તો સર્વ ધર્મ સારા છે, સર્વ આધાર તેના અનુયાયીઓપર છે.

ત્યાર પછી વિષય બદલી ગામની વ્યવસ્થા વિષે મેં જાણવા માગ્યું. ગામમાં રૂરલ સ્કુલ, દેવળ, પોસ્ટ ઑફિસ એ મુખ્ય મકાનો, દેવળ અને સ્કુલનો વહિવટ ટ્રસ્ટીઓને હસ્તક, દિવસના બે વખત ટપાલની વ્હેંચણી. ગામમાં દરેક ઘરોમાં ગેસના દિવા અને રસોઈ ખાતે ગેસના સ્ટવ, તેમ જ દરેક ઘરમાં પાણીના નળ, ગામમાં 'ચીફ ઑફ પોલીસ' અને 'વીલેજ કલાર્ક'

તેમ જ પસદ કરના દ્ર દ્રાઆની મા ફને સુખાકારી મકેશન, ઇનકમ ટેક્સ, કેળવણીનો ટેક્સ, વીર ટેક્સ વગેરે જુદા જુદા ટેક્સની આવણીએ થાય છે દારૂનિષેધ *Prohibition law* ના કાયદાથી કેવી અસર થઇ છે તે વિષે મેં જાણવા માગ્યુ "લ્હડાઇને લીધે જોકે દુનિયાની ખરાબી થઇ છે" તેણે કહ્યું 'પણ અમેરિકાને લ્હડાઇને બહાને ઘણા ફાયદા થયા છે, અને તેમાનો એક દારૂનિષેધનો કાયદો છે લ્હડાઇના સબબ ન હોત અને અમેરિકા તેમાં નો જોડાયુ હોત તો દારૂનિષેધનો કાયદો પસાર થાત કે કેમ તે શક પડતું છે અમારા ગામમાં તો તે આશિર્વાદરૂપ થઇ પડયો છે તે કાયદાના અમલ પહેલાં આગના ન્હાના ગામમાં પણ સ્થિતિ ખરાબ હતી સવાર બપોર કે સાંજ મારના ઘ્યાં તો 'કે" થઇ પડેલ, મારામારી કે ગાળાગાળી કરતા નજરે પડે અને દારૂના નીશામા ખુન કરી બેસે આનો ખ્યાલ તમને ચીફ (પોલીસ અધિકારી) આપી શકશે જોકે લોક દારૂ નથી પીતા એમ નથી અ ર તેમણે તદ્દન છોડી દીધો છે એમ પણ નથી પણ વેચાતો મળી નહીં શકવાથી તેઓ નિરૂપાય થઇ બેઠા છે ઘરઘરાઉ બનાવે છે પણ તેમાં નીશાનુ પ્રમાણ બહુ ઓછુ હોય છે ગમે તેમ કહો પણ તે ા તે જ દારૂડીઆ લોક પ્રમાણિક બન્યા છે અને ખેતીએ લાગ્યા છે ગામમાં ત્યાર પછી એક પણ ખુનનો કે મારા મારીનો બનાવ બન્યો નથી કે શરમભરેલા દેખાવ નજરે પડયા નથી અમેરિકામાં ચોરી છૂપીથી પરદેશથી દારૂ આવે છે, અમેરિકામા જ દવાઓને નામે દારૂ બનાવી વેચાય છે, પૈસાદાર કુટુંબોમા હજી વપરાય છે અને ઘરઘરાઉ દારૂ બનાવાય છે છતાં હાલની જ નીતિયે સરકાર સખ્તાઇ ચાલુ રાખે તો દસ વરસમા તો કોઇ દારૂનુ નામ ભૂલી જશે " તેમણે હિંદમાં દારૂના વપરાશ સબંધી મને પૂછ્યુ ત્યારે મેં કહ્યુ હિંદ પરતંત્ર છે એટલે અમેરિકા જેવો દારૂનિષેધનો કાયદો પરદેશી સરકાર તરફથી મેળવવો તે અશક્ય છે બ્રિટિશ સરકારને દારૂની આવકમાંથી ગંજાવર રીતે એક એવી મોટી રકમ મળે છે, કે તે એકદમ એ જતી કેમ કરે ? જોકે અમેરિકન સરકારને, પ્રજાને અને વ્યાપારને દારૂનિષેધથી મોટી ખોટ ભોગવવી પડે છે, પણ તેઓને બીજા માર્ગોથી તે ખોટ પુરી થઇ શકે છે, તેમ જો હિંદના હુન્નર ઉદ્યોગોને ઉત્તેજન આપી તે માર્ગે આવક વધારી દારૂમાંથી મળતી આવક* ઘટાડી શકે, પણ તેમાં બ્રિટિશ વ્યાપારને ધક્કો પહોંચે બ્રિટિશ સરકારે ચીનમાં વ્યાપારના હક્કો મેળવવા માટે સાટામા અફીણનો હિંદનો વ્યાપાર બંધ કર્યો, તે જ પ્રમાણે ઉદાર બની હિંદમા દારૂની બંધી કરે ત્યારે ખરી સુધરેલી સરકારની ઉદારતા કહેવાય પ્રજામત દારૂની બંધી માટે પ્રયત્ન કરે છે, અને તે માટે પ્રયત્ન કરનાર આગેવાનોને સરકાર પકડીપકડીને જેલમા મોકલે છે હાલમાં તો અમેરિકન સરકાર જે પ્રયત્નો અને સખ્તાઇ દારૂનિષેધ માટે કરે છે, તેનાથી ઉલટુ જ બ્રિટીશ સરકાર હિંદમાં કરે છે અમેરિકામા દારૂનિષેધની સામે કામ કરનારને જોખમ ખેડવુ પડે ત્યારે હિંદમાં દારૂની અટકાયત માટે પ્રયત્ન કરનારને જેલયાત્રા કરવી પડે " મેં હસતા હસતા પૂછ્યુ 'કઇ સરકારને સુધરેલી કહેવી ? તમારી કે અમારી ?'

* નવા હિંદી બીજેટમા વધારે લશ્કરી ખર્ચનાથી અર્ધુ ઓછુ કરી દારૂની બંધી અટકાવાય તો પૈ દારૂની બંધીથી આવનારી ખોટ તે ખાતે આપી મળે

'સપર' પછી અમારે દેવળમાં જવાનુ હતું અને ત્યા આગળ પ્રીચિંગ ગાન અને સગીત પછી તળેટીયે આવેલા ગામમાં જવાનુ હતું બરફની ઋતુને લીધે અહીં ખરેખરૂ ગ્રામ્યજીવન જોવાનુ મળી શક્યુ ન હોતું પણ એટલું ખરૂં કે આટલું ન્હાનુ ગામ યે દુનિયાના સમાચારથી અજ્ઞાત નહોતું સ્ત્રીઓને માટેનાં, બાળકો અને છોકરીઓ માટેનાં, ખેતીને લગતાં માસિકો, પુસ્તકો, રોજીંદા વતમાનપત્રો 'બુક સ્ટોલ' પર હતા ગામમા, 'મીટ મારકેટ,' સ્ટોર, ડ્રગ સ્ટોર, જવેલર શોપ એ મુખ્ય દુકાનો હતી આપણાં ગામડાઓમા ભાગોળ આગળના ઉકરડાઓનાં દર્શન અહીં કરવાના નહોતાં ટેકરીઉપરનુ આ ન્હાનુ ગામ સ્વચ્છ અને સુંદર હતું

સાત માઇલ દૂર આવેલા અને હજાર માણસની વસ્તીવાળા ગામમાં અમે રાતના અગીઆર વાગે પહોંચ્યા આખા દિવસમા જૂદે જૂદે સ્થળે દરેક જણને મળેલો અનુભવ અમારો—રસ્તાનો મુખ્ય—વિષય હતો આગલી રાત કરતા ઠંડી ઓછી હતી એટલે ૫ અને ૧૦° ની વચ્ચે હતી અહીં અમારે હાઇસ્કુલના પ્રીન્સીપાલને મળવાનુ હતું અગાઉથી લખી જણાવ્યાથી સ્કુલની ડોરમીટરીમા તેમણે બધાને માટે વ્યવસ્થા કરી હતી

બીજે દિવસે રૂરલ સ્કુલ, ગ્રામરસ્કુલ કીન્ડર ગાર્ડન સ્કુલ અને હાઇસ્કુલની અમે તપાસ લીધી ગામમાં ત્રણ દેવળો—કેથોલીક, બાપ્ટીસ્ટ અને પ્રોટેસ્ટન્ટના હતા ટાઉન હોલ, લગભગ પાંચસો માણસો માઇ શકે અને જેમા મીટીંગો, ડાન્સ જૂદી જૂદી કલબો તરફથી ભજવાતા નાટકો, સીનેમેટોગ્રાફના દેખાવો બતાવવામા આવે છે વોટરવર્કસ ડ્રેનેજ, પાવર હાઉસ, (વિજળી અને ગેસ માટે) કાર્નેગી લાયબ્રેરી, ટાઉન ઑફિસ–(પોલીસ અને મદદ મુલતે લગતી ઑફિસો અને કામચલાઉ કેદખાનુ) વગેરે મકાનો જોવાં ગામમાં હોટેલ, રેસ્ટોરા ડ્રગસ્ટોર, બુકસ્ટોલ, મીટ માર્કેટ, વેજીટેબલ માર્કેટ, હાર્ડવેર સ્ટોર, જનરલ સ્ટોર, જવેલર શોપ, ટેલીફોન, ટેલીગ્રાફ અને પોસ્ટ ઓફિસો ઇન્સ્યુરન્સ કંપની, પ્રોવીડન્ટ લોન ઓફિસ, બેંક એ એક જ રસ્તા ઉપર આવી રહેલાં છે બે દાક્તરો અને એક દાંતના દાક્તર તેમ જ એક વકીલની ઓફિસ પણ હતી

ગામથી રેલ્વે સ્ટેશનો—જૂદી જૂદી રેલ્વેઓના–સાત અને બાર માઇલને અંતરે છે, અને ત્યાંથી 'બસ સર્વીસ' અને 'ટ્રોલી' (ટ્રામ્વે) સર્વીસ અડધા અને કલાક કલાકને અંતરે દોડે છે ન્હાનાં ગામો એક બીજા સાથે કાં તો 'બસ' અગર 'ટ્રોલી'ના વ્યવહારથી જોડાયલા હોય છે

આપણે ત્યાંનાં અમદાવાદ, સુરત ભરૂચ, નડીઆદ જેવા શહેરોમાં જે વ્યવસ્થા, સગવડ નથી તે અહીં હજારની વસ્તીવાળા ગામડામાં જોઇ ટાઉન ક્લબ, ફુટ લાઇટ ક્લબ, ગ્લી ક્લબ (સંગીત માટેની), મેન્ડોલીન ક્લબ, મીલીટરી ક્લબ, થેસ્પીયન ક્લબ, ટેમ્પરન્સ એસોસીયેશન, યુમન્સ ફ્રેન્ચાઇઝ એસોસિયેશન; યંગ મીન્સ એન્ડ યંગ મેન્સ ક્રિશ્ચિયન એસોસિયેશન અને યંગ વીમેન ક્રીશ્ચિયન અસોસિયેશન, અને લીટરરી ક્લબ, વગેરે જોયું આ ઉપરાંત ગામનું એક અઠવાડિક વર્તમાનપત્ર અને બે પ્રીન્ટીંગ પ્રેસ છે

મેન્ડલીનથી આનંદ મેળવે છે, પોતાની કલબમાં જઇ સમય ગુજારે છે કુટુંબ સાથે ગમ્મત આનંદમજાહ મેળવે છે, અમેરિકન ગામડીઆનું ઘર આગળ ન્હાનો સરખો બગીચો—એ સર્વ ચોકખુ, સ્વચ્છ હોય છે, પણ જાતે કે કુટુંબ કપડાંની ચોકખાઇ છતાં શરીરે ચોકખા નથી હોતા ત્યારે આપણા ગામડીઓ તેના ગંદા કપડામાં ગંદા ઘરમાં શરીરે સ્વચ્છ છે આપણા ગામડીઆને અધિકારી વર્ગ—પોલીસ-તલાટી-મુખી-ગામ નજરોથી હમેશાં ભડકવાનુ હોય છે, ભણેલા વર્ગ અને તેમની વચ્ચે આસમાન જમીનનો તફાવત રહે છે, તેમ જ તેમના લાભના કાયદાકાનુનોથી તેઓ અજ્ઞાન છે અમેરિકન ગામડીઆને ગુન્હા સિવાય અધિકારી વર્ગ તરફથી ભડકવાનુ રહેતું નથી, તેમની અને શહેરીઓની કે કેળવાયલાઓની વચ્ચે આસમાન જમીનનો તફાવત નથી, તેમ જ પોતાના લાભ ગેરલાભના કાયદા કાનુનોનુ તેને જ્ઞાન હોય છે અને દુનિયાના વર્તમાન સમાચારોથી એ માહિતગાર હોય છે અમેરિકન ગામડીઆનો પોતાનો, ઘરનો, સામાન વગેરેનો વિમો હોય છે, કો-ઓપરેટીવ સસ્થાનો, કોઓપરેટીવ બેંક, પ્રોવીડન્ટ લોનનો તે સભાસદ હોય છે અને તેમની મારફતે પોતાને જોઇતા ઉછીના નાણાં ખેતીને લગતો સમાન, બીયાં, ઓજારો તે ઓછે ભાવે મેળવી શકે છે તેમ જ પોતાનો ખેતીનો પાક વેચી શકે છે. બહારના વહેપારીઓથી તેને ઠગાવા કે છેતરાવાનો ભય હોતો નથી સરકાર તરફથી ખેતીને ઉત્તેજન મળે છે, અને તેમની ઉત્પન્ન ઉપર ઓછા પ્રમાણમા કરવેરો લેવાય છે તેમનાં બાળકોને ઓછે દરે કેળવણી મળે છે અને ખેડુતના છોકરાને મફત કેળવણી સ્કુલ કોલેજમાં ખેતીવાડી સબધમા મળે છે આ પ્રકારના રક્ષણોથી અમેરિકન ખેડુત રક્ષાયેલો હોય છે સરકાર તરફથી અને કોઓપરેટીવ સસ્થાઓ તરફથી તેમને છેલ્લામા છેલ્લી ઢબના ખેતીવાડીનાં વરાળથી ને પેટ્રોલથી ચાલતા એન્જીનો, વાવેતર માટે પસદ કરાયલા બીયાં, અને સુધરેલી ઢબનુ ખાતર મળે છે એમ કહેવાય છે કે છેલ્લી ઢબના ઓજારો, પસદ કરાયલાં બીયા અને રસાયણિક ખાતરથી દુનિયાના ખેડુતો કરતા અમેરિકન ખેડુત તેટલી મુદતમાં ઓછી મહેનતથી બે ગણો પાક રહેલાઇથી ઉગાડી શકે છે

વિશેષ નવાઇ જેવુ ગામડાના ઘરમા ટેલીફોન, ગેસ, પાણીના નળ, ગટર, ઇલેકટ્રીસીટી—એ જોયા દરેક ઘરમાં પીયાનો સાધારણ ફરનીચર, ચોકખાઇ એ પહેલું ધ્યાન ખેંચે છે ખેતીવાડી માટે સાધારણ ખેડુત પેટ્રોલથી ચાલતા સાધનોનો ઉપયોગ કરે છે, અને તેને ઘેર મોટરનુ વાહન હોય છે!! ગરીબ ખેડુત ઘોડાઓની મદદથી ખેતર ખેડે છે, બાકી જ્યાં ત્યાં છેલ્લી ઢબના એન્જીનોથી ખેતીવાડી થાય છે આપણે ત્યા મોજશોખ માટે મોટરનો ઉપયોગ મનાય છે ત્યારે અમેરિકામા જરૂરની ચીજ તરીકે તેનો ઉપયોગ કરાય છે

અમેરિકન ગામડાનો વહિવટ ગામલોક તરફથી ચુંટાયેલા ટ્રસ્ટીઓ મારફત ચાલે છે અને વીલેજ કલાર્ક અગર ટાઉન કલાર્કને હસ્તક નાણાં રહે છે દરેક કર, આંકણી, અને ખેતીપરનો કર ટ્રસ્ટીઓ નક્કી કરે છે ધાર્મિક સસ્થાઓ, સુખાકારી ડ્રેનેજ, વોટરવર્કસ, પાવરહાઉસ વગેરેની વ્યવસ્થા તેમને હસ્તક હોય છે

સરકારના અધિકારીઓને ટ્રસ્ટીઓ સહાય કરે છે, તેમ જ ટ્રસ્ટીઓની ભલામણો, આવક જાવકનાં નાણાં–ખર્ચ વિગેરે તેઓ તપાસી જ મંજુર કરે છે સાધારણ રીતે અમેરિકાનું ન્હાનામાં ન્હાનું ગામડું પ્રજાસત્તાક–સંપૂર્ણ સ્થાનિક સ્વરાજ્ય ભોગવે છે એમ જ કહેવું જોઇએ. ટ્રસ્ટીઓની નિમણુક પસંદગી–વધુ મતે દર વર્ષે અગર દર ત્રણ વર્ષે થાય છે, અને તેમને હસ્તક ગામને સર્વ વહિવટ રહે છે ગામની સુખાકારી, ધાર્મિક અને કેળવણીની સંસ્થાઓમાં ટ્રસ્ટીએ ઉત્સાહભર્યો ભાગ લે છે, અને તેમના પ્રયત્નોથી હાલનાં અમેરિકન ગામડાંઓ, ગેસ વગરનાં ધાર્મિક અને કેળવણીની સંસ્થાઓ સાથે હરદિન આબાદી ભોગવતાં રહ્યા છે આપણાં ગામોમ અસલ જે પંચની ( ગ્રામ્ય પંચાયત ) મારફત વહિવટ ચાલતો હતો તેને કેટલેક અંશે હાલની અમેરિકન પદ્ધતિ મળતી છે આપણાં ગ્રામ્યપંચાયતના હાથમાં સર્વ સત્તા હતી ત્યારે અમેરિકન ટ્રસ્ટીઓને ન્યાય આપવાની સત્તા નથી તે સિવાય ગ્રામ્યપંચાયત અને અમેરિકન પદ્ધતિમાં ઝાઝો ફરક નથી

અમેરિકન ગૃહજીવન અને ગ્રામ્યજીવનનો ખ્યાલ આ લેખમાં ન આપતાં હું હવે પછી આપીશ અમેરિકન ગામડાંઓની મુનાકાતે જતાં જે જોવાનું, જાણવાનું અને અનુભવવાનું મળ્યું તે મેં અત્રે રજુ કર્યું છે તે સાથે એટલું ઇચ્છીશ કે આપણી ત્યાંની કેળવણીની સંસ્થાએ પોતાના વિદ્યાર્થીઓને ગામડાંઓની અને બીજા શહેરોની મુલાકાતે મોકલે તો તેમને ઘણું જાણવાનું અને શીખવાનું મળે અને ખાસ કરીને ગામડાંઓની મુલાકાતથી શહેરી અને ગ્રામ્યજીવન વચ્ચે જે અંતરાય રહેલો છે તે પાછો સંધાવાનો સંભવ રહે પ્રજાકીય શાળાઓ કોલેજો અને આપણી ગુજરાત વિદ્યાપીઠ તરફથી આ દિશામાં પગલાં લેવાશે કે ?

---



---

# કા'ન. ..મ્હને વારે વારે અટકાવે રે!

સચિત્રઃ ચિત્રકાર—રા જેઠાલાલ પરેખ

લેખક—રા. યશ.

જળ ભરવાને હું તો,
કેમ સખી જાઉં રે?
કા'ન કોડીનો કામણગારો,
મ્હને વારે વારે અટકાવેરે
—જળ ભરવાને૰ ૧

વાસનડી વગાડીને
મનડુ ડોલાવીરે,
કા'ન કોડીલો ગોપીઘેનો,
મ્હને વારે વારે અટકાવેરે
—જળ ભરવાને૰ ૨

મન્દ મધુર સ્મિતે,
હૃદય તલ્પાવીરે
કાન કોડીનો લુચ્ચો—વા'લો,
મ્હને વારે વારે અટકાવેરે
—જળ ભરવાને૰ ૩.

નયનોનાં બાણ મારી,
મ્હને ખરે ધારી ત્હેની,
કા'ન કોડીનો વા'લો મ્હારો,
મ્હને વારે વારે અટકાવેરે
—જળ ભરવાને૰ ૪

" હા, અધૂરી બાજી મૂકાય ના "

" નહિ મૂકીએ ! "

" જેની પાસે જેટલું હો। તેટલું હારી જાય, બીજો જીતી જાય, ત્યારે જ બાજી પૂરી થાય !"

" હવે, એ તો બધુ સમજ્યા ! શીખવાડવુ હોય તો હવાં શરૂ કરો ! રાત જાય છે !"

" સદા ખોટી થાય છે ! હા પહેલી શરત એ કે જે અતે હારે તે દાવ હારે તે ઉપરાત પાછળથી તેનો સાથી જીત્યો તેની ખુશાનિમાં બીજમાની—ઇનામ આપે ! " રસિકને વેશ હવાં પૂરો ભજવવો હતો રસિક ખરે, રસિક જ હતો

" હારે અને તે વળી આપે ! દાઝયાપર ડામ ! આ તો આજે જ સાંભળ્યુ ! " રસિકાની શરમ હવે તૂટી ગઇ હતી—જીભ ઉકલી ગઇ હતી

" આજે જ સાભળ્યુ ! બાજી નવી તેમ આ પણ સર્વ નવુ ! એક નિરાશ થાય ને બીજો રાજી થાય—એમાં શી રમુજ ! હારે વા જીને, પણ તેની અસર હૃદયપર ન થાય, ગન્ની મિત્ર જેમ રમના બેઠા હતા, તેમ જ ઉઠે તેમા જ આનદ, રમુજ ! ખરૂ કે નહિ ! કેમ, રમતાં, શીખવુ તો છે ના ? "

" હારતો, આવુ આવુ નવતર ને દિવ્ય ભાવનાભર કયાં ન શીખવુ ? "

" પસ્તાશો ના ! હારશો ના ! "

" શુ હુ પસ્તાઇશ ! હુ તો જીતવાની જ !

" હજુ બાજી તો આવડની ય નથી—જાણતાં ય નથી છતાંય ? "

" હા ! હા ! હા ! "

" મગરૂર ના થાવ એનો તો દાવપર આધાર ! "

" હશે પણ હવા ચાલો ! શરૂ કરો ! "

" પણ તે પહેલાં એ અંતિમ શરત કબૂલ કરો ! "

" પણ એ શરતનુ કાંઇ નામ નિશાન "

" પહેલા કબૂલ કરો પછીથી તે શરત જણાવાય ! "

" આ તો વળી છેક નવતર ! આવુ તો કયાય દીઠુ યે નથી ને સાભળ્યુ યે નથી ! "

" ત્યારે જ કહેવાય છે ને આ નવતર ! શરત પહેલી કહે, ત્યારે તો સામાન્ય અપરિચિત જનો પણ તે ગોગ્ય નફાકારક લાગે તો કબૂલ કરે છે ! પરતુ ન કહે અને જ્યારે પૂર્ણ વિશ્વાસુ આપ્તજન હરહમેશ સારૂ જ કરે છે—એવી અધશ્રદ્ધાએ કબૂલ કરે, ત્યારે જ તેમા સ્નેહીની સ્નેહવતા, કેમ સમજ્યા ના ! "

" હા પણ જાણ્યા વગર તો વચન ના અપાય ! પળાય કે ના યે પળાય "

" સ્નેહી તે તો સારી રીતે સમજે છે ! સામાન્ય સમજ તો તેને પણ છે ! ન પાળી શકાય એવી તે શરત મ્હી ધરે કે ? હા-પણ એટલું યે જ્યારે સાહસ ન ખેડાય, ત્યારે રમાશે પણ એ કેમ ? આ તો બાજી વિશ્વાસ ની છે ! દયો હો સ્હેજ સતા કરૂ ! અરબડી ના જતાં !



સમાલોચક,] નાથ, આ ચન્દ્ર કેવો ફિક્કો દેખાય છે?

ચિત્રકાર રા જેશાભાઈ પટેલ ] પૃ૪ ૪૯૧



કેમ, બાજી રમવી છે? [ ડીસેમ્બર, ઇ સ ૧૯૨૧

પૃ૪ ૫૧૪ —કૉપીરાઇટ

જો કે તેમ-સજા પણ ફુરવાની સુંદરી માન મના છે! છતાં મારે તો તમારે શીખવું છે, તમારે શીખવું છે—એટલે સજા કરીશ! તમારી અથવા મારી પાસે જે કંઇ અત્યારે આ સ્થિતિમાં હશે તેના જ પર એ શરત થશે! કેમ, હવે તો કંઈ ગમ પડી ના?'

"હા!' ત્યારે તો કબુલ છુ"

"વચન આપો!"

"હ્યો વચન" રસિકા રસિકની મર્મવાણીમાં બંધાઈ ગઈ!

"સાંભળો ત્યારે કહું છુ ખુલી પાડુ છુ એ શરત!" રસિકા તે સાંભળવાને જેકે પૂરી તૈયાર થઇ ગઇ "જે અન્તમાં હારે તેને આપી દેવું પડે શું જીવન-દાન! કહાર તો મારે ને તમે હારો તો તમારે!"

"જાવ જાવ, મારે તો નથી એ રમવી બાજી! રમાતા નથી!"

"પણ આ તો નવતર બાજી છે'

"નથી રમવી મારે ય એ તમારી નવતર! આ ય તો વાની!" બોલી તો જવાયું પણ કોણ જાણે શાથી?—તેની હાનવા ચાનવાની શકિત ગુમ થઇ હતી! શરમાઈ પડી તે ત્યાં જ અધોમુખે ભૂમિ ખણતી બેસી રહી! રસિકે પણ તેને ઉત્તર આપ્યો "પણ કયાં હુંઓ છે? વચન આપી ચૂકયા છો! વચનભ્રષ્ટતા કોણે શીખવી? લ્યો હવે આ પાસા નાખુ છું! તમે કહ્યું તેમ હું જ તમારા વચનની ભ્રષ્ટતા ન કરતા પહેલ કઈ છુ! જુઓ, મે આ પચીસ, દશ તીશ ત્રણ!"

રસિકા વચન-ભ્રષ્ટતાના એ આરોપે મુંઝવાઇ! શુ ઉત્તર દેવો તે ન સુઝયો! છતાં ય રસિકના હાથમાં પાસા ખખડાવાનેનુ અંતર ખળભળ્યુ! એ બાજી પ્રત્યેનો અતિશોખ પાછો જાગૃત થયો! પાછળી સર્વ વાત વિસરી ગઈ! ભોળી નિર્દોષ રસિકા ભોળવાઈ ગઇ! રસિકે દાવ દઈ દીધા એટલે તત્પર થઇ એ પાસા લેવાને! રસિકાના હાથમાં પાસા ન આવ્યા! પાસા રસિકના હાથમાં જ હતા, ક્યારના ય તેણે તે લેઇ લીધા હતા!

"લ્યો, આ શું કરતા હશો તે! આપો ને પાસા-મારે રમવું છે"

"રસિકે, એમ ના રમાય! આ નવતર રમતમાં તો ચિત્ત સ્થિર જોઇએ, છટકાય ના એક ઘડી કબુલ કરો છો, વચન આપો છો ને બીજી જ ઘડીએ ફરી જાવ છો! એ કેમ પાલવે? તમારે રમવુ નથી, તો મારે રમાડવા યે નથી! હુ હવા એકનો રમીશ! તમે જોજો તો ખરાં કે એકનો કેવો રંગ કુ છું તે! તમારી માફક મારે ક્યાં મીઠા વાણિ કે સાચા છે!" એમ કહી રસિકે પાસા નાખ્યા, પોતાની જ મેળે બીજે ઘેર નવી કુકડીના દાવ ભરવા લાગ્યો!

રસિકાના મનમાં જરા ઓછું આવ્યું! જરા શરમાઈ ગઈ! વચનભ્રષ્ટતા માટે, ના કહેવા માટે સ્હેજ રડતાઈ રહી! બાજીમાં તે ચિત્ત પરોવાઇ રહ્યું! અને ય અબોલા જેવું કંઇક થયુ હતુ તેમાં ભગાણુ પાડી તેણે મનને જ શરમાતા શરમાતા નીચે મુખે કહ્યું 'હો, એક વાર નહિ પણ સત્તર વાર હવે કહું?—તમે કહ્યુ તે કબુલ! કહો તે કબુલ! હવે કદી નહિ ફરીએ! લાવો એ પાસા!"



સમાલોચક,] નાથ, આ ચન્દ્ર કેવો ફિક્કો દેખાય છે ?
ચિત્રકાર રા જેશલાલ પટેલ ] પૃ૦ ૪૯૧





કેમ, બાજી રમવી છે ? [ ડીસેમ્બર, ઇ સ ૧૯૨૧
પૃ૦ ૫૧૪ —કૉપીરાઇટ.

જો કે તેમ-સટ્ટા પણ કરવાની સુરની સાન મા છે ! છતા માટે તો તમો શીખવુ જ તમારે શીખવુ છે–એટલે સટ્ટા કરીશ ! તમારો અથવા મારી પાસે જે કંઈ અત્યારે આ સ્થિતિમા હશે તેના જ પર એ શરત થશે ! કેમ, હવે તો સમજ પડી ના ?"

"હા ! ત્યારે તો કબૂલ છુ"

"વચન આપો !"

"લ્યો વચન" રસિકા રસિકની મર્મવાણીમા બધાઈ ગઈ !

"સાભળો ત્યારે કહુ છુ, ખુશી પાડુ એ શરત !" રસિકા તે સાંભળવાને એકદમ તૈયાર થઈ ગઈ "જે આ રમતમા હારે તેને આપી દેવુ પડશે મન-દાન ! હુ હારૂ તો મારે ને તમે હારો તો તમારે !"

"જાવ જાવ, મારે તો નથી એ રમવી બાજી ! શા ગાળો નથી !"

"પણ આ તો નવતર બાજી છે"

"નથી રમવી મારે ય એ તમારી નવતર ! મારે તો નથી !" બોલી તો જવાયુ પણ કોણ જાણે શાથી ?–તેની હાનવા આનવાની શક્તિ ગુમ થઈ હતી ! શરમાઈ પડી તે ત્યાં જ અધોમુખે ભૂમિ ખણતી બેસી રહી ! રસિકે પણ તેને ઉત્તર આપ્યો "પણ ક્યા હુમ છે ? વચન આપી ચૂક્યા છો ! વચનભ્રષ્ટતા કોણે શીખવી ? લ્યો હવે આ પાસા નાખુ છુ ! તમે કહ્યુ તેમ હુ જ તમારા વચનની ભ્રષ્ટતા ન કરતા પહેલ કરૂં છુ ! જુઓ, મે આ પચીસ, દશ ત્રીશ નખુ !"

રસિકા વચન-ભ્રષ્ટતાના એ આરોપે મૂઝવાઈ ! શુ ઉત્તર દેવો તે ન સુઝ્યો ! છતા પણ રસિકના હાથમા પાસા ખખડ્યા–તેનુ અંતર ખળભળ્યુ ! એ બાજી પ્રત્યેનો અતિશોખ પાછો જાગ્રત થયો ! પાછલી સર્વ વાત વિસરી ગઈ ! નોળી રિઢો રમિકા બોલાઈ ગઈ ! રસિકે દાવ દઈ દીધો એટલે તત્પર થઈ એ પાસા લેવા ! રસિકાના હાથમા પાસા ન આવ્યા ! પાસા રસિકના હાથમા જ હતા, ક્યારના ય તેણે તે લઈ લીધા હતા !

"લ્યો, આવુ શુ કરતા હશો તે ? આપો ને પાસા–મારે રમવુ છે"

"રસિકે, એમ ના રમાય ! આ નવતર રમતમા તો ચિત્ત સ્થિર જોઈએ, છટકાય ના એક ઘડી કબુલ કરો છો, વચન આપો છો ને બીજી જ ઘડીએ ફરી જાવ છો ! એ કેમ પાલવે ? તમારે રમવુ નથી, તો મારે રમાડવા યે નથી ! હુ હવે એકલો રમીશ ! તમે જોજો તો ખરા હુ એકલો કેવો રમુ છુ તે ! તમારી માફક મારે ક્યા બીજી સખિ કે સખા છે ?" એમ કહી રસિકે પાસા નાખ્યા પોતાની જ મેળે બીજે ધોરણી કુકડીના દાવ ભરવા લાગ્યો !

રસિકાના મનમાં જરા ઓછુ આવ્યુ ! જરા શરમાઈ ગઈ ! વચનભ્રષ્ટતા માટે ના કહેવા માટે સહેજ પસ્તાઈ રહી ! બાજીમા તો ચિત્ત પરોવાઈ રહ્યુ ! અને તે ય મમોસા જેવુ કંઈક થયુ હતુ તેમાં ભગાણુ પાડી તેણે અને જરા માના શરમાતા નીચે મુખે કહ્યુ "લો એક વાર નહિ પણ સત્તર વાર હવે કહુ ?—તમે કહ્યું તે કબૂલ ! કહેશો તે કબૂલ ! હવે ફરી નહિ ફરીએ ! નાખો એ પાસા !"



સમાલોચક,] નાથ, આ ચન્દ્ર કેવો ફિક્કો દેખાય છે ?
ચિત્રકાર રા જેઠાલાલ પટેલ ] પૃ ૪૮૧





કેમ, આજી રમવી છે ? [ ડીસેમ્બર, ઇ સ ૧૯૨૧
પૃ ૫૧૪ —કૉપીરાઇટ

જો કે તેમ-સજા પણ કરવાની ગુરુની સાન મના છે! જ્યા મારે તો તમા શીખવવુ છે, તમારે શીખવુ છે-એટલે સજા કરીશ! તમારો અથવા મારી પાસે જે કંઇ અત્યારે આ સ્થિતિમા હશે તેના જ પર એ નક્કી થશે! કેમ, હવે તો કંઈ ગમ પડી ના?"

"હા! ત્યારે તો કબૂલ છુ."

"વચન આપો!"

"લ્યો વચન" રસિકા રસિકની મર્મવાણીમા બંધાઈ ગઇ!

"સાંભળો ત્યારે કહું છુ, ખુશી પાછું એ શરત!" રસિકા તે સાંભળવાને એકે ધ્યાને તૈયાર થઇ રહી "જે જે તમા હારે તેને આપી દેવુ પડશે અન-દાન! હું હારું તો મારે ને તમે હારો તો તમારે!"

"જાવ જાવ, મારે તો નથી એ રમવી ગાજી! સમ્માતા નથી!"

"પણ આ તો નવતર બાજી છે"

"નથી રમવી મારે ય એ તમારી નવતર! આ હુ તો ચાલી!" બોલી તો જવાયુ પણ કોણ જાણે શાથી?-તેની હાલવા ચાલવાની શક્તિ ગુમ થઇ હતી! શરમાઈ પડી તે ત્યાં જ અધોમુખે ભૂમિ ખણતી બેસી રહી! રસિકે પણ તેને ઉત્તર આપ્યો, "પણ કયાં જાઓ છો? વચન આપી ચૂક્યા છો! વચનભ્રષ્ટતા ક્યારે શીખ્યા? લ્યો હવે આ પાસા નાખુ છું! તમે કહ્યું તેમ હુ જ તમારા વચનની ભ્રષ્ટતા ન કરતા પહેલ કરું છુ! જુઓ, એ આ, પચીસ, દશ ત્રીશ ત્રણ!"

રસિકા વચન-ભ્રષ્ટતાના એ આરોપે મુંઝાઇ! શુ ઉત્તર દેવો તે ન સુઝયો! છતાં ય રસિકના હાથમા પાસા ખખડવા-તેનુ અંતર ખળભળ્યુ! એ બાજી પ્રત્યેનો અતિશોખ પાછો જાગૃત થયો! પાછલી સર્વે વાત વિસરી ગઈ! ભોળી નિર્દોષ રસિકા ભોળવાઈ ગઇ! રસિકે દાવ દઈ દીધા એટલે તત્પર થઇ એ પાસા લેવાને! રસિકાના હાથમા પાસા ન આવ્યા! પાસા રસિકના હાથમાં જ હતા, ક્યારના ય તેણે તે લેઇ લીધા હતા!

"લ્યો, આવુ શુ કરતા હશો તે? આપો ને પાસા-મારે રમવુ છે"

"રસિકે, એમ ના રમાય! આ નવતર રમતમા તો ચિત્ત સ્થિર જોઇએ, છળકાપ ના એક ઘડી કબૂલ કરો છો, વચન આપો છો ને બીજી જ ઘડીએ ફરી જાવ છો! એ કેમ પાલવે? તમારે રમવુ નથી, તો મારે રમાડવા યે નથી! હુ હવે એકલો રમીશ! તમે જોજો તો ખરાં હુ એકલો કેવો રમુ છુ તે! તમારી માફક મારે કયા બીજી સખિ કે સખા છે!" એમ કહી રસિકે પાસા નાખ્યા પોતાની જ મેળે બીજે ઘેર નવી કુકડીના દાવ ભરવા લાગ્યો!

રસિકાના મનમા જરા ઓછુ આવ્યું! જરા શરમ ઈ ગઈ! વચનભ્રષ્ટતા માટે, ના કહેવા માટે રહેજ પસ્તાઈ રહી! બાજીમાં તો ચિત્ત પરોવાઇ રહ્યુ! અન્તે ય મનોભાવ જેવુ કંઇક થયુ હતુ તેમા અભાવ પાડી તેણે મનને જરા મોના વગમાતા ઊંચે મુખે કહ્યુ "લો, એક વાર નહિ પણ સત્તર વાર હવે કહુ?—તમે કહ્યું તે કબૂલ! કહેશો તે કબૂલ! હવે કદી નહિ ફરીએ! લાવો એ પાસા!"

# એક રાજકુમારીનું વિચિત્ર સાહસ

લેખક—રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ

( ગયા અંકના પૃષ્ઠ ૪૮૪થી અનુસંધાન )

ઉપરના પ્રસંગને થોડા દિવસ વીતી ગયા તે પછી રાજકુમારી એક દિવસ પોતાના એકાન્ત વાસમાંથી ઘોડાગાડીમાં બેસીને બપોર પહેલા પોતાની રાજનગરીમાં રાજમહેલ ભણી જવા નીકળી હતી ત્યાં તેણે માર્ગમાં લોકોના ટોળાને પણ રાજનગરી ભણી જતા જોયા તેથ પોતાની સાથેના સ્વારોને પૂછ્યું "આજ શું કંઇ ઉત્સવ છે?" સ્વારે વિવેકથી જાહેર ક કે—"કુમારી સાહેબા! આજ તો બે બહારવટીઆઓને ફાંસી દેવાની છે તે જોવા લોકો ભેગ થાય છે" "બહારવટીઆઓને ફાંસી?"—સ્વારે કહ્યું "હાજી" "એ ક્યા બહારવટીઆ છે?" "એકનું નામ કાર્લ છે તેણે આપણા મહાન્ ધર્મગુરૂની ગાડી રોકીને તેમની પાસેથી સ માલ હરી લીધો હતો સારે ભાગ્યે તેનો પત્તો મળી ગયો ને તે પોતે પણ બીજા બહારવટીઆ ભેર્યા સંતાયો હતો ત્યાંથી પકડાઇ ગયો છે તેથી તે બન્નેને આજ ફાંસી દેવાની છે"

"બીજાનું નામ શું?" કુવરીએ કૂતુહલ જાગૃત થવાથી ફરી પ્રશ્ન કર્યો

"બીજાને નામદારસાહેબા! ક્રીસ્ટીયન હેંટ્ઝ કહે છે"

"ક્રીસ્ટીયન હેંટ્ઝ!" આ નામ સાભળતાં કુવરીના કંઈક સંસ્કાર જાગૃત થયા શું તે યુવા તો નહિ જ હોય? અરેરે, મ્હારે તેને સન્માર્ગે પ્રેરવો હતો એટલામાં જ તેની આ દશા થ ગઇ! પોતે ઘણી ઉદાસ બનીને ગાડીમાં વિચારમાં લીન થઇ રહી એટલામાં તેને કંઈક હિંમ આવી અને વળી તેણે પૂછ્યું—"એ બીજા બહારવટીઆએ માત્ર આશ્રય આપ્યો હશે તેટલ માટે તેને પણ ફાંસી હોય?"

"નહિ કુવરી સાહેબા" સ્વારે અરજ કરી—"તેની ઉપર બીજો પણ આરોપ છે થો દિવસ ઉપર તે એક ઘણી સ્વરૂપવાન્ કન્યાને કહીંકથી ઉપાડી તેના ગામમાં લાવ્યો હતો પછી તેને તે ક્યાં પાછી મૂકી આવ્યો તેનો પત્તો નથી ગામના લોક પૂછે છે તેને તે કંઈના નિશાન આપતો નથી ને તેના ઘરમાંથી તે કન્યાએ પહેરેલાં વસ્ત્ર નીકળ્યા છે તેથી લોકો વહેમ પડે છે કે તેણે તેનું ખુન કર્યું હશે જોઇએ લોકો તેનાઉપર આવા કમકમાટ ભરેલ ગુન્હાને લીધે ઘણા ઉશ્કેરાયા છે ને તેનું શિર કાપી નાંખવું જોઇએ એમ જ માગે છે તે પો મુગો મુગો શરણ થયો છે ને કંઈ જ બોલતો નથી"

આ શબ્દો સાભળતાં જ રાજકુમારીને પોતે આમ્યગોરીનો વેષ ભજવ્યાની વાત સાભર આવી ક્રીસ્ટીયન હેંટ્ઝ તે બીજો કોઈ નહિ પણ તેને માટે પોતાને દયાની લાગણી ઉત્પ થઈ હતી તે જ હોવો જોઇયે એમ તેને હવે ખાત્રી થઇ અને તે આમ વગર વાંકે માર્યો જા. તો પોતાને કલંક આવે—જગત તો કંઈ જાણે નહિ પણ તે ગરીબ બિચારો યુવક તો મનમાં સમજે જ કે રાજકુવરીની આબરૂને ખરો ન લાગે તે માટે એ

મૌન ધારણ કર્યું તેમાં મ્હારા પ્રાણ ગેલા તે આટલે રાજકુંજે પોતાને માટે ખમવાને તૈયાર થયો એ પણ કંઈ જેવી તેવી વાત ન હતી તેણે પોતાનું નામ આપ્યું હત તો તેને બચવાની એક ખારી મળત, જો કે લોકોમાં રાજકન્યાની હાંસી થાત આવા પ્રસંગને સમયે તેણે પોતાની વીંટી મોકલીને મદદ કેમ નહિ માગી હોય તે પણ તેનાથી કંઈ સમજાયું નહિ પણ હજી વખત છે માટે તેનો જીવ તો મ્હારે બચાવવો એમ તેને નિશ્ચય થયો તેથી તેણે ફરીથી સાથેના સ્વારને પુછ્યું કે,–" એ લોકોને ફાંસી આજ કેટલા વાગે દેવાની છે ?" તેણે કહ્યું —"કુંવરી સાહેબા—આજ બરોબર મધ્યા હ્ને તેને માટે સર્વ તૈયારી થઈ રહી છે અને દુશ્મનો ત્યાં લાવવામાં પણ આવ્યા છે" રાજકુમારીને હવે લાગ્યું કે જો એ બિચારાને ઉગારવો હોય તો તેણે ઝટ ત્યાં પહોંચવું જોઈએ મધ્યાહ્ન થવાને હવે થોડી જ વાર હતી. તેથી તેણે ગાડીવાળાને બુમ પાડીને કહ્યું કે-" ઘોડા દોડાવો જલદી કરો, મને અર્ધા કલાકમાં રાજમહેલ પાસે પહોંચાડશો તો તમને સો ગાઉનનુ ઇનામ મળશે"

આ સાંભળી ઘોડાવાળાએ પૂર જોસથી ગાડી ચલાવી આગળ ચાલતા લોકોની ઠઠ વધારે ને વધારે જામેલી જણાઈ ને માર્ગ કાપવો મુશ્કેલ થઇ પડ્યો ફાંસીનું લાકડું દુરથી પણ જણાવા લાગ્યું, રાજમહેલ હવે બહુ દૂર ન હતો પણ ભીડમાં થઇને ગાડી લઇ જવાય તેમ ન હતું તેથી એકદમ ગાડી રોકાવીને રાજકન્યા ઉતરી પડી એટલામાં તેને કાને મ્હોટા તાળીઓનો ગડગડાટ આવ્યો તેથી તે વળી ચમકી તેણે પૂછ્યું કે "આ શું થયું ?" સ્વારે પાસેના માણસોથી ખબર મેળવી જાહેર કર્યું કે-" કુંવરી સાહેબા મધ્યાહ્ન થતાં જ કાનને ફાંસી દેવામાં આવ્યો છે ને તેનું મસ્તક ધડથી જુદું પાડ્યું જોઇને પ્રેક્ષકો હર્ષના પોકાર કરે છે" રાજકુમારીને લાગ્યું કે હવે ફ્રીમીયનને લટકાવવામાં વાર નહિ થાય ને જો પોતે વખતસર નાદ પહોંચી જાય તો તે બિચારો નિર્દોષ માર્યો જશે તેની સાથેના સ્વારો હવે ધક્કામુક્કી કરતા, તેની બંને પાસ ઘોડા દોડવતા, મહામુશ્કીલને તેને આગળ ને આગળ ચલાવવા લાગ્યા આવી રીતે ભીડમાં થઇને માગ કરતાં રાજકુમારીને શ્રમ ઘણો પડ્યો પરસેવાથી તેનું શરીર ભીનું થઈ ગયું તેનાં નેત્રો પણ હદ અવ્યવસ્થિત થઇ ગયાં વાળ વીખરાઇ ગયા પણ તે કશાની દરકાર કર્યાવિના જોરથી આગળ ને આગળ ચાલી ગામડાના લોકોની ઠઠમાંથી જ્યાં શહેરની વસ્તીનો ભાગ આવ્યો ત્યાં તો તેને પ્રજાજનોએ એકદમ ઓળખી અને તે લોકપ્રિય હોવાથી તથા આમ આકુળ વ્યાકુળ થઇને ધસતી આવતી હોવાથી કંઇક ભેદ હશે એવો તેમને વહેમ પડવાથી તેઓએ તેના નામોચ્ચારનો ઘોષ ગજાવી મૂક્યો ફાંસીને માટે મુકરર કરેલું સ્થળ રાજમહેલથી બહુ દૂર ન હતું રાજકુમારીના જ્યેષ્ઠ ભ્રાતા રોનલ્ડ રાજ્યાસને બિરાજતા હતા તેઓ પ્રાસાદના એક ભાગમાં ખુરશી નખાવી બેઠા હતા અને આ સર્વ દર્શ્ય જોયા કરતા હતા ફ્રીમીયનને ફાંસી દેવામાં વાર કેમ થાય છે તે તેઓ સમજી શકતા ન હતા લોકો પણ અધીરાં થઇ ગયા હતા તેથી–' એ ખુનીને ઝટ લટકાવો, ઝટ લટકાવો " એમ ચારે પાસથી બૂમો પાડતા હતા પણ ખરી વાત તો એ હતી કે જે પાદરી તેની પાસે તેના

ગુન્હાની કબૂલાત કરાવી પ્રભુ પાસે માફી માગવાનુ સમજાવતા હતા તેમને મ્હોએ હજી તે પોતાનો ગુન્હો કબૂલ કરતો ન હતો તે તો ઉલટો એમ કહેતો હતો કે-" હું ખુની નથી મ્હે કોઇના પ્રાણ લીધા નથી, પણ મ્હારે હવે જીવવુ નિરર્થક છે માટે મને મારવો હોય તો ભલે મારો" પાદરી તેને આમ મારવા બાની ના પાડતા હતા આમ રગઝગ ચાલતી હતી તેવામા જ રાજકુમારી ફાસીને સ્થળે આવી પહોચી તેના ઉપર ક્રીસ્ટીયનની નજર પડતા તે એકદમ ઉભો થઇ ગયો તેના હાથમાં કોઇ ચીજ કપડામા વીંટાળેલી હતી તેને તે વારે વડીએ મ્હોં પાસે લાવીને ચુમતો હતો અને હવે તેનામા કાંઇક નવુ શૂરાતન આવ્યુ હોય તેમ તે મ્હોટા અવાજે પોકારીને સર્વને જાહેર કરવા લાગ્યો કે -"ભાઇઓ, હું ખુની નથી-મ્હેં કોઇનો જીવ લીધો નથી મ્હેં એ કન્યાનો વાળ સરખો પણ વાકો કર્યો નથી' આ સાભળી લોકો વધારે ઉશ્કેરાયા-ને પૂછવા લાગ્યા કે- ત્યારે તે ગઇ ક્યા ? તેનો પત્તો બતાવ "-"તે હુ જાણતો નથી"-તેણે નમ્રતાથી ડોકુ ધુણાવીને ઉત્તર આપ્યો, "જ્યાં હોય ત્યાં પ્રભુ તેનુ રક્ષણ કરો'-એમ કહી વળી તે પોતાના હાથમા રાખેલી ચીજને ચુમવા લાગ્યો, અને ફાંસી અપાવનારાઓને કહેવા લાગ્યો કે- 'ઝટ કરો-ભાઇઓ, હવે વિલબ શા માટે કરો છો?"

આ ક્ષણે આપણા નરેશની દૃષ્ટિ પણ તેમની બ્હેનઉપર પડી તેની સાથે લોકોનો ઘોંઘાટ પણ તેમને કાને પડ્યો આવી જગાએ, આવે વખતે પોતાની બ્હેન-રાજકન્યા-એકલી આવીને ફાસીના લાકડા પાસે ઉભી રહી હશે એ પ્રથમ તો તેમનાથી માની શકાતુ નહિ પણ થોડી વારમા જ તેમની ખાત્રી થઇ તેથી તેમને ઘણી નવાઇ લાગી પોતાની બ્હેનનો સ્વભાવ તેઓ સારી રીતે જાણતા હતા નવા નવા સાહસમા જ તે આનદ લેતી હતી તેથી એને આમા કંઇક ભેદ હોય એમ તેમને પણ શકા પડવાથી તેમણે એકદમ આજ્ઞા કરી કે મર્હુમ ફાંસી દેવાનું બધ રાખો અમે જાતે આવીને જોઇને આજ્ઞા આપતા સુધી ગુન્હેગારને એમનો એમ રહેવા દ્યો"—એમ કહી તેઓ આપ્તજનો સાથે આસાદ ઉપરથી ઉતરીને તે સ્થળે આવ્યા. બ્હેનને મળતા જ તેમણે કુતૂહલથી પ્રશ્ન કર્યો— આ શુ બ્હેન ! તમે અહીં ક્યાથી?"

રાજકુમારીનું મ્હો જરા લજવાઇ ગયુ-પરતુ તે મદ હાસ્ય કરીને પોતાના ભાઇની પાસે જઇને ઉભી રહી નૃપતિએ હસતા હસતાં પૂછ્યુ—"શુ બ્હેન આ સમયમા પણ કોઇ રૂપનાં દર્શન થયા હતા કે? મ્હે ધાર્યું હતુ કે ત્યા તમને કોઇએ નહિ પજવનાર મળ્યો હોય"

"ભાઈ હમણા એ મશ્કરીની વાત જવા દ્યો' કુમારીએ જરા નરમાઇથી ઉત્તર આપ્યો પણ પેલા ક્રીસ્ટીયનને પૂછો કે તેના હાથમા તેણે શુ રાખેલ છે?"

" અરે જવા દોને બ્હેન-એ તો લુચ્ચો જ નહિ પણ ખુની એ છે"

" ના-ભાઇ-ના તે ખુની નથી હુ ખાત્રીથી કહુ છુ કે તે નિર્દોષ છે '

કુવરી તો સમજતી હતી કે તે વીંટીના ઉપર જ હોઠ અડકાડતો હતો પોતાની વીંટી ઉપર ક્રીસ્ટીયનનો આટલો પ્રેમ જોઈ તેની આંખમા આંસુ ભરાઇ આવ્યા પોતાનુ નામ

બ્હાર ન પાડવુ ને જીવ ખોનાર તત્પર થવુ એ વિરલ મનુષ્યોથી જ બને એવુ હતું એમ તે સમજી અને બોલી કે એમાં મ્હારી વીંટી છે " રાજાને આ વીંટીની વાત સાભળતાં જ બહુ આશ્ચર્ય લાગ્યુ કેવા સંજોગોમા પોતાની બ્હેને આ નુટારાને મદદ કરી હશે તે જાણવાને તેમને તીવ્ર આકાંક્ષા થઈ-એટલામાં ક્રીસ્ટીયને કરગરીને અરજ કરી કે —" કુમારી સાહેબ, મ્હારી પાસેથી પૈસા વસ્ત્રો આ લોક લઇ ગયા છે તે મ્હારાથી ખમાતું નથી " આ સાભળતા ગદ્ગદ કંઠે કુમારિકાએ પોતાના ભાઇ-મહાન્ નરેશનો ચરણ પકડી તેમને કરગરીને પ્રાર્થના કરી કે —" મહારાજ ! આને જીવિતદાન દ્યો "

" બ્હેન-તમારી વિનતિ સ્વીકારવાને હુ તૈયાર છુ પણ એ ખુનીને હુ કેમ કરીને બચાવી શકું ? એના દુષ્કૃત્યનો ફાયદેસર બદલો તો એને મળવો જ જોઇએ "

" મહારાજ ! કૃપા કરી આપના આપ્તજનોને જરા દૂર જવાની આજ્ઞા કરો "

આ પ્રમાણે આજ્ઞા થતા જ બને ભાઇબ્હેન એકલા પડ્યાં એટલે કુમારિકાએ પોતે પોતાનો વેશ અને પોતાની વીંટી લઇને નરેશના હાથમાં મૂકી તેનો ઇતિહાસ ટુંકામાં કહી સભળાવ્યો રાજા તો આ સાંભળી ખડખડ હસી પડ્યા પોતાની બ્હેન આવા સાહસમાં ઉતરી હશે એવો ખ્યાલ તેમને સ્વપ્ને પણ ક્યાથી આવ્યો હોય ? વાત પૂરી થઇ રહેતાં તેમણે બ્હેનનો ખભો ઠોકી તેને શાબાશી આપી

કુવરીનાથી બોલ્યા વિના રહેવાયુ નહિ કે-" મહારાજા-મ્હારી વીંટીને પોતાના જીવ કરતાં વધારે વ્હાલી માનનાર અને મ્હારા નામને છૂપાવવામાં જ પોતાનું ગૌરવ માનનાર આવા ગૃહસ્થો આપના રાજ્યમા કોઈક જ હશે "

નૃપતીએ હસતે મ્હોંએ લોકો તરફ હાથ ઉંચા કરીને મ્હોટે અવાજે જણાવ્યુ કે —

" પ્રજાજનો ! પ્રીન્સેસ એગ્ના કહે છે કે તમે જે કન્યાને માટે ચિંતાતુર છો તે કુશળ છે અને તેને જરા પણ ઇજા થઇ નથી તેનુ નામ પ્રસિદ્ધ કરી શકાતું નથી તેને માટે અમે દીલગીર છીએ, એટલે ખુનના આરોપમાંથી આ માણસ છૂટી જાય છે બીજુ તો તેણે માત્ર બ્હારવટીયાને આશ્રય આપ્યો છે એ માટે તે ક્ષમા ચાહે છે અને હવેથી એવો વાંક નહિ કરવા કબૂલ થાય છે હવે તેને જીવવા દેવો કે કેમ ?"

પ્રજામા આ અણધાર્યાં શુભ સમાચાર સાંભળી વિશેષ ખળભળાટ થયો રાજકુમારીએ અને મહારાજાએ પોતે ત્સલ્લી આપી તેથી તેમના મનનુ સમાધાન , પણ આ દરખાસ્તનો શો ભેદ હશે તે જાણવાને સર્વ આતુર તો હતા પરતુ ક્રીસ્ટીયન કાળાં કર્મ કરનાર નથી તેણે તો ઉલટુ કોઇ ઉચ્ચ કુળની યુવતીની આબરૂ બચાવવા માટે જીવિત દાન આપવાનુ સાહસ અંગીકાર કર્યું છે-એ વાત જ્યારે તેમના સમજવામાં આવી ત્યારે તેઓ એકી અવાજે તેને મારી નખવાને પોકાર કરવા લાગ્યા. રાજાએ આ ઉપરથી ક્રીસ્ટીયનને ત્યાંથી નીચે ઉતરવા ફરમાવ્યુ અને તેનો ગુન્હો માફ થયાના શુભ સમાચાર આપી આનંદિત કર્યો કુવરી સાહેબાની ઇચ્છા પ્રમાણે તેણે તેમની પાસે તેમના હાથ નીચેની પલટણમાં નોકરી સ્વીકારી અને જે અપરાધીને

ને આનંદથી કામ કરતો પણ તેમના ગયા પછી ને ઉદ્વિગ્ન જેવો-શૂન્ય જ રહેતો.

આ ઉપરથી મહારાજાને તેનો જરાક ખ્યાન આવ્યો તેથી તે કઈને જાણે, તેને મકાને બે ત્રણ અમલદારોને લઈને ગયા તે વેળા તેમને જણાયું કે ચિત્રકારને ચિત્તભ્રમ જેવું થઈ ગયું હતું. હાથમાં છરી લઈને તે આમ તેમ ફરતો હતો. તેના એક ખાનગી ઓરડામાં તેમની બહેનની પાંચ સાત છબીઓ ઘણી જ ચતુરાઈથી ચિતરી-ચોડીઉપર જેમ તેમ તૈયાર પડી હતી તે ઉપરથી સમજવામાં આવ્યું કે મહારાજને તે બીજી જ નકલ કરીને મોકલતો હશે, અને કુંવરીનું રૂપ પણ કોઈ ઓછું જાય નહિ, તે માટે તે કદરૂપી ચિત્રીને મોકલતો હશે. આ વાત ઘણી વિચિત્ર જણાઈ. મહારાજા આ તમાશો ઊભા ઊભા જોતા હતા તેવામાં તે ચિત્રકારે આવીને બધી છબીઓના છરીથી ટુકડે ટુકડા કરી નાખ્યા. તેની આંખોમાં કંઈ અજાયબ જેવી ગાંડપ જણાતી હતી. મહારાજાએ તેને પકડાવ્યો. તેથી ગભરાઈ ગયો. તેણે પેલો કાગળ તેના હાથમાં મૂકી તેનો ખુલાસો આપવા હુકમ કર્યો. વાત જો સાચી હોય તો તેના તે જ ક્ષણે પ્રાણ લેવામાં આવશે એમ તેના સામી ખુલ્લી તરવાર રાખીને તેને ડરાવવામાં આવ્યો. તેનું ચિત્ત ઠેકાણે ન હોવાથી તે કાગળ હાથમાં લીધા છતાં વાંચી શક્યો નહિ ને કંઈ ઉત્તર પણ આપી શક્યો નહિ. વચ્ચે જરા શુદ્ધિમાં આવ્યો ત્યારે કહેવા લાગ્યો કે "મ્હારાથી આ વંચાતો નથી મને વાંચી સંભળાવો." તેની આ દયાજનક સ્થિતિ જોઈને પાસેના એક અમીરે પત્ર વાંચી સંભળાવ્યો. તેના શબ્દ કાને પડતાં જ ચિત્રકાર ચમક્યો. પોતાનું બધું પાપ ફૂટી નીકળ્યું-હવે બચવાની કંઈ જ આશા નથી.-મહારાજ નક્કી હવે ઠાર કરશે જ-એવી ખાત્રી થતાં તે પગે પડી કરગરવા લાગ્યો. કંઈક સમજ ને કંઈક અસમજ ઉદ્ગારોમાં ક્ષમા માગવા લાગ્યો. પોતે કરેલું કપટ હવે તે સાચેસાચું માની બેઠો. કુંવરીસાહેબ ઉપરના પ્રેમે તેને ગાંડો બનાવી દીધો હતો. તેને અટલી તો અદેખાઈ આવી ગઈ હતી કે તે કુંવરીને તો શું પણ તેની છબીને પણ બીજા કોઈની દૃષ્ટિએ પડતાં અટકાવવાનું તે માથે લઈ બેઠો હતો. તેનો અપરાધ તો ગંભીર પ્રકારનો હતો પણ તે તેના મનની આવી ગાંડછાને લઈને થયેલો જણાતાં રાજાએ બ્હેનની અરજ ઉપરથી તેના ઉપર રહેમ નજર રાખી તેને છોડી દીધો. તે કેટલાક દિવસ એમ બેભાન સ્થિતિમાં પડ્યો રહ્યો. ઘડીકમાં હસતો તો ઘડીકમાં રોતો. કુંવરી કોઈ કોઈ વાર તેની સારવાર માટે પોતાના પરોપકારી સ્વભાવને લઈને તથા તેની પીંછીની ખુબીને લીધે બંધાયેલા સદ્ભાવને લીધે તેની પાસે આવતી ત્યારે તે જાણે પોતે સ્વર્ગીય સુખ ભોગવતો હોય તેમ હરખેલો બની જતો, તેના કોમળ હાથનો સ્પર્શ થતાં તે પોતાને કૃતકૃત્ય માનતો અને તેણે એ જ દશામાં પોતાના પ્રાણ ખોયા.

રાજાએ હવે તેના સામાનની શોધ કરાવી તો જે નાણાં પરરાજ્યોમાંથી ચિત્રો માટે તેને મળતાં હતાં તે બધાં તેની પાસે એક પેટીમાં અકબંધ જણાયાં. રાજાએ તે ... સંભાળી લેર ... અને બીજા એક નામાંકિત ચિત્રકારને બોલાવી પોતાની બ્હેનની છબીઓ મૂળ જેવીને

